ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ: :પચીસમું

# લોહીની ઈમારત

[ ડચ પ્રજાતંત્રનો વિકાસ ]

મૉટલી પરથી પ્રયોજક

પ્રો૦ ચન્દ્રભાલ જોહરી




પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

સુરત

# પ્રસ્તાવના

મોટલીનો પ્રખ્યાત ઈતિહાસ મેં યરોડા જેલમાં વાંચ્યો હતો. એની અસર મારા પર સરસ પડી હતી. વિલિયમ ધી સાઇલંટનું જીવન ચરિત્ર જાણવા યોગ્ય છે ને મોટલીની શૈલી રસિક છે. અંગ્રેજી ભાષા નહિ જાણવાવાળા માટે આ અનુવાદ ઉપયોગી થઇ પડે એવો મારો અભિપ્રાય છે.

૩૦–૩–૧૯૨૯ મોહનદાસ ક. ગાંધી

## વક્તવ્ય

મારા અમદાવાદ આવ્યા પછી ગાંધીજીએ પુસ્તકોની એક યાદી આપી. એમની ઇચ્છા હતી કે એ પુસ્તકો હિંદીમાં બહાર પડે તો સારું. મેં કમનસીબે એ યાદીમાંનું મોટામાં મોટું પુસ્તક સૌથી પહેલું પસંદ કર્યું. જે ગ્રંથ લખવામાં સુપ્રસિદ્ધ ઇતિહાસકાર મૉટલીએ ૧૦ વરસ ગાળેલાં, જેને રસભર, સુંદર બનાવવામાં એ સિદ્ધહસ્ત નવલકારે પોતાની બધી કળા ખરચી નાંખી, તે મહાન ગ્રંથ પર અજ્ઞાનને લીધેજ મારો હાથ પહેલો જઇ પડયો.

મૉટલીનું 'રાઇઝ ઑફ ધી ડચ રિપબ્લીક' એકવાર વાંચ્યું. હું મુગ્ધ થઇ ગયો. કોઈ પણ ગ્રંથનો અનુવાદ કરવાનું કામ બહુ કઠણ કે ભારે નથી મનાતું, પરંતુ મૉટલીનો ગ્રંથ વાંચી રહ્યા કેડે મને લાગ્યું કે ડચ પ્રજાતંત્રનો ઇતિહાસ મારે લખવો, એના જેવી ધૃષ્ટતા બીજી ન હોય. એ તો જગતના એક મહાન લેખક તરફ કૃતઘ્નતા અને ખોટું

હુંપદ જ ગણાય. સાથે સાથે એ પન્દરસો પાનાના ત્રણ ભાગોનો ઇંગ્રેજી ગ્રંથ હિંદીમાં ૪૦૦–૫૦૦ પાનામાં ઉતારવો અને વળી ભાષાની પણ યોગ્યતા અને સજીવતા જાળવવી એ મને તો ભારે અઘરૂં લાગવા માંડયું. મને એમાં સફળતા મળી છે કે નહિ એનો ચુકાદો તો વાંચકોજ આપી શકે: ખાસ કરીને જેમણે મૂળ ઇંગ્રેજી પુસ્તક પણ ધ્યાનપૂર્વક વાંચ્યું છે તેઓજ.

ગાંધીજીની પ્રેરણા અને આશીર્વચન ન હોત તો આ મહાભારત કામ ઉપાડવા છતાં મારેથી ભાગ્યેજ પૂરૂં થઇ શકત. જેમતેમ લગભગ બે વરસે હિન્દી રૂપાંતર તૈયાર થઇ શકયું છે. મૉટલીની જાદુભરી બાની રૂપાંતરમાં છેક નબળી ન પડી જાય તે માટે પ્રકરણોના પ્રકરણો ફરી ફરીને લખ્યા, કેટલાય કાગળ અને શાહી બગાડ્યાં, ઉજાગરા કર્યાં, છતાં મૂળ સુંદરતા રહેજ શાની? એ બધું છતાં કામ અધૂરૂંજ રહેત, જો કાકા કાલેલકરે જોરજબરી કરી એક મહિનાની એકાંત સજા ન દીધી હોત તો. ઇચ્છા અનિચ્છાએ પણ હું એમના આભાર તળે તો છું. પૂજ્ય ગણેશશંકર વિદ્યાર્થીએ મને જે પ્રોત્સાહન અને સહાય આપ્યાં તે માટે હું તેમના પ્રત્યે આભાર પ્રદર્શન કરૂં તો કદાચ તે પશ્ચિમી શિષ્ટાચારમાં ગણાઇ જશે. એઓ તો મારા મોટા ભાઈ સમાન છે. એ પ્રમાણે શ્રી કૃષ્ણદત્તજી પાલીવાલનું પણ છે. પ્રકાશકોના નખરા અને નવવધુ જેવા રીસામણા મનામણાથી કંટાળી જ્યારે મેં મારી બબ્બે વરસની મહેનતને ભડભડતી આગમાં નાંખી દેવાનો વિચાર કરેલો ત્યારે ભાઇ પાલીવાલેજ ધમકાવી દબડાવી મને એ આપઘાતમાંથી બચાવેલો. સાધુપુરૂષ ભાઇ હરિભાઉ ઉપાધ્યાયે પ્રકાશનની મદદ કરી તે માટે મારા પર ભારે આભાર થયો છે.

પુસ્તકની પ્રસ્તાવના ગાંધીજી લખવાના હતા. પણ કમનસીબે–કે

સારે નસીબે, પુસ્તક છપાવા માટે જાય છે તેજ વેળા ગાંધીજી ફરી ૨૦–૨૧ ની પેઠે બીજા હુમલાની નોબત બજાવી રહ્યા છે. હિન્દી રૂપાતર વાંચવાનો પણ એમને વખત નથી. છતાં પણ પોતાની પ્રેરણા વડે થયેલા પ્રયાસની લાજ રાખવા ખાતર, આવા મુશ્કેલ સંજોગોમાં બન્યા તેવા થોડા શબ્દો પ્રસ્તાવના રૂપે લખી મોકલ્યા છે અને લખે છે કે "ભાઈ જોહરી, હું પ્રસ્તાવના મોકલું છું. આથી વધુ લખવાનો મારી પાસે વખત કે શક્તિ નથી. બાપુના આશીર્વાદ."

મારે માટે બાપુના આશીર્વાદજ બસ હતા. પ્રસ્તાવના ન આવત તો પણ ચાલત. બાપુજીએ ઠેઠ બ્રહ્મદેશથી કલકત્તામાં પોતાની તપાસ ર૬મી માર્ચ ૧૯૨૯ને દહાડે ચાલવાની હતી તે માટે ત્યાં જતાં સ્ટીમરમાં બેઠાંબેઠાં આ શબ્દો લખી મોકલ્યા એ કંઈ મારા પર જેવી તેવી કૃપા અને માયા નથી. એથી હિન્દી પ્રજાને મૂળ ગ્રંથનું મહત્વ સમજાશે.

હોલાંડના નર–મેધની આ રૂંવાં ખડાં કરનાર કહાણી લખીને મોટલી યૂરોપમાં અમર બની ગયો છે. અમેરિકા અને ઇંગ્લાંડના લોકો તો એનું મૂળ ઇંગ્રેજી વાંચી એના ગુણ ગાય છે. યુરોપની બીજી ભાષાઓ ફ્રેંચ, જર્મન, રૂશિયન વગેરેમાં પણ એના અનુવાદ થઇ ચૂકેલા છે.

આ અનુવાદો અચ્છા અચ્છા લેખકોએ કરેલા છે, અને મોટા મોટા માણસોએ તેમની પ્રસ્તાવનાઓ પણ લખી છે. મેં મારા દેશ બન્ધુઓને હોલેન્ડના આ ભયાનક સ્વતંત્રતાસંગ્રામની કહાણી સંભળાવવાની મહત્વાકાંક્ષાને લીધેજ એનું હિંદી રૂપાંતર કરવાની હિમ્મત કરી છે. અરે, એ તે કંઇ સ્વતંત્રતાનો સંગ્રામ હતો ?—ના ના, શરૂથી તે ઠેઠ સુધી એ એક યજ્ઞ હતો. નરમેધ યજ્ઞ હતો. સિતમની ભઠ્ઠીઓ ભડભડતી હતી,—કલ્પિત ભઠ્ઠીઓ નહિ, ભાષાઝ-

મઠની ભઠ્ઠીઓ નહિ, ખરેખરી ભઠ્ઠીઓમાં માણસોને રાત દહાડો હોમી દેવામાં આવતા હતા. એઓ ખુશીથી ભઠ્ઠીમાં હોમાતા, પણ લડતમાંથી પાછી પાની નજ કરતા. અસંખ્ય માણસો હોમાઈ ગયા.

હોલેન્ડના લોકોનો હૃદયસમ્રાટ દેવરૂપ મુંગો વિલિયમ (ધી સાઇલંટ) આ સ્વતંત્રતાના યજ્ઞમાં પૂર્ણાહૂતિ બન્યો—ત્યારે સ્વતંત્રતા દેવીનું દર્શન ક્યાંક થયું.

સદીઓથી ગુલામ રહેવાના કારણે નિરાશ થઇ, "જેવું નસીબ" એમ માથે હાથ મૂકનાર, એક ઠોકરથપાટથી ગભરાઇ બેસી જનાર, એક વાર હારતાં ઉત્સાહ ખોઈ બેસનાર વાંચકોએ હોલેન્ડના ઇતિહાસમાં વાંચવું રહ્યું કે:

"જુન મહિનો આવી ગયો. નાગરિકોની મુશ્કેલીઓ પળે પળે વધવા લાગી. ખાવા યોગ્ય સામાન્ય વસ્તુઓ તો ક્યારની ખતમ થઈ ગઇ હતી. લોકો બિલાડાં, કુતરાં, ઉંદરડા ખાવા મંડી ગયા હતા. એ ભ્રષ્ટ જાનવરો પણ પૂરા થઇ ગયા; તો લોકો ઘોડા અને બળદન ઉતારેલા ચામડા પણ ખાવા લાગ્યા. રે, જોડા ખાસડાનાં ચામડાં પણ ખાધાં. અરે, કબર પરનું ઘાસ પણ કાપી કાપીને ખાધું, પત્થર પર ઝામેલી લીલ પણ ખાધી—જેથી થોડા દિવસ વધુ જીવાય, અને મોકલાવલી મદદ આવી મળતાં સ્વતંત્રતાનો વાવટો ફરકાવી શકાય.

"છેવટે શહેરીઓએ પોતાના વહાલા આગેવાન ઓરેંજની પાસે પોતાના લોહી વડે લખેલો કાગળ મોકલ્યો અને શહેર પર નિરાશાનો કાળો વાવટો ચઢાવી લડતાં લડતાં ફીટી જવાને તૈયાર થઇ ગયા.

"લીડનમાં પણ અનાજ ખલાસ થઇ ગયું હતું. કૂતરા, બિલાડાં, ઉંદર ઉત્તમ ખોરાકની ગણતરીમાં આવવા લાગ્યાં હતાં. થોડીએક ગાયોને દૂધ માટે બચાવી રાખેલી હતી, પણ તેમાંથી ય થોડી થોડીને કાપવા માંડી. છતાં આંગળી ચાટવાથી પેટ કેમ ભરાય? થોડા થોડા માંસ વડે દુકાળીયા જેવા શહેરીઓનાં પેટ કેવી રીતે ભરાય? કસાઇ-ખાનાની ચોમેર દુકાળીયાઓની ભીડ થતી અને તેઓ પોત-પોતામાં કટકો માંસ માટે પણ કુતરાઓની જેમ લઢી મરતા. વધ કરેલા પશુઓનું લોહી વહીને મોરીમાં આવતું ત્યાં પણ દોડી જીભથી તે ચાટતા. સ્ત્રીઓ અને બચ્ચાં દિવસભર ગરનાળાં અને છાણના ઢગલા ફેંદી અનાજના દાણાની શોધ કરતા અને તે ખાવા માટે ઝગડતા નજરે પડતા. ચામડાના ટુકડાઓ લોકો જાણે હોંસથી ઝડપી લેતા. ઝાડ પરથી બ-ધાંજ લીલાં પાંદડાંને કાપી કાપીને ખાઇ નાંખેલા. ઘાસ પાલો તો હજમે થઈ ગયા હતા.

"છતાં પણ ભૂખથી તરફડતાં માનવીઓ સડકો પર પડતાં ને મરી જતાં. રોજ અસંખ્યનો જાન જતો હતો.

"બચ્ચાંઓ માતાનાં સૂકાં, લૂખાં ને કરમાઇ ગયેલાં સ્તન પર બચકા ભરતાં તરફડતાં મરી જતાં. ગોદમાં ગભરૂ બાળકો સમેત માતાઓ સડકો પર ટપોટપ મુડદાં થઈ પડતી. મકાનોમાં કુટુંબનાં કુટુંબ મુડદાં થઇને પડેલાં સ્હવારે મળતાં. પ્લેગ ફેલાયો. સાત આઠ હજાર માણસો જોતજો-તાંમાં કાળના ડાચામાં જઇ પડ્યાં.

"પરંતુ આ કટ્ટા ભૂખમરા અને નિરાશામાં પણ લીડ-નને પોતાની સ્વતંત્રતાનો ગર્વ હતો. જ્યારે શત્રુઓએ શહે-

રીઓને કૂતરાં, ઉંદર, બિલાડા ખાઇ જીવનાર તરીકે મશ્કરી કરવા માંડી ત્યારે શહેરીઓએ દિવાલ પર ચઢી ગાજીને કહ્યું: તમે અમને કુતરા બિલાડાં ખાનાર તરીકે હસો છો? હા, હા, અમે કુતરાં બિલાડાં ખાવાવાળા છીએ. પણ સાથે સાથે એ પણ યાદ રાખજો કે જ્યાં સુધી શહેરમાં એક પણ કુતરૂં બિલાડું જીવતું છે ત્યાં સુધી લીડન પોતાનું માથું નહિજ નમાવે. અમારી પાસે ખાવાનું કશું નહિ રહેશે ત્યારે, યાદ રાખજો કે, અમે ડાબો હાથ કરડતા કરડતા જમણે હાથે તલવાર ઝાલી તમારી સાથે લડીશું. અમારી પત્નીઓ, અમારો ધર્મ અને અમારી સ્વતંત્રતા માટે ઘોર યુદ્ધ કરીશું. એમ છતાં ઇશ્વર અમને મદદ નહિ કરે, તો પણ અમે ઠેઠ સુધી, મરતાં સુધી, લડતા રહીશું. જ્યારે છેલ્લી ઘડી આવશે ત્યારે અમે પોતાને હાથે શહેરને આગ લગાડીશું. પુરૂષ, સ્ત્રી બાળકો–બધાં અગ્નિની જ્વાળામાં બળીને ભસ્મ થઇ જઇશું. પરંતુ અમારા ઘરને પરદેશીઓના પગલાં વડે ભ્રષ્ટ નહિજ થવા દઇએ—અમારી સ્વતંત્રતા નહિજ લુંટાવા દઇએ."

લીડનના આવા વીર નાગરિકોએ શત્રુથી બચવાનો કશો ઉપાય ન જોયો એટલે દેશને બચાવવા ખાતર તેને દરિયામાં ડૂબાવી દેવા પણ તેઓ તૈયાર થઈ ગયા, અને ગાજવા લાગ્યા: Better a drowned Land, than a lost Land–ગુમાવેલા કરતાં ડૂબાડેલો દેશ સારો.

શું આપણે આપણા દેશ માટે આવીજ રીતે લડવાને, આવીજ રીતે મરવાને તૈયાર છીએ? છ મહિના વરસ જેલ જઇ આવતાં તો આપણને કંઈ કંઇ ગુમાન આવી જાય છે. સ્વતંત્રતાના આવતા વિકટ મહા સંગ્રામ*માં જ્યાં સુધી આપણે આવી રીતે, હાર્યા કરતાં

* '૩૦નું' સ્વાતંત્ર્ય યુદ્ધ જે હાલ થંભેલું છે.

ડૂબાવેલો કે બાળેલો દેશ સારો એમ માનીને મરણિયા નહિ બનીએ ત્યાં સુધી વિજય મળવો અસંભવિત છે

સ્વતંત્રતા તેનેજ મળી શકે છે, જે હસતાં હસતાં એને માટે કિંમત ચૂકવી શકે છે. કોઇએ આપણી ચાલુ અસહાય સ્થિતિથી નિરાશ થવું ન ઘટે. નેધરલાંડના તદ્દન નિરાધાર, નિઃશસ્ત્ર લોકોએજ દુનિયાની સારામાં સારી ગણાતી સેનાઓનો સામનો કર્યો—એવો સામનો કર્યો કે દુશ્મનના સેનાપતિને પોતાને ઘેર ખબર કહેવ-ડાવવી પડી કે—આ શહેરીઓ તો દુનિયાના સારામાં સારા સોલ્જરો પેઠે લડી જાણે છે.

**હૈ કિસે સામર્થ્ય સહનેકી ભલા ઉસ હાથ હો,**
**દેશરક્ષા કે લિયે ઉંચા હુઆ જો હાથ હો.**

છેવટે હું જે મિત્રોએ આ ગ્રંથના પ્રકાશનમાં મદદ કરી છે તે બધા પ્રત્યે કૃતજ્ઞતા પ્રકટ કરવાની મારી ફરજ સમજું છું. વાંચકો પ્રત્યે મારી વિનતિ છે કે ગ્રંથમાં જ્યાં રસભરતા સાંપડે ત્યાં તેઓ મૉટલીનો અને ગાંધીજીની પ્રેરણાનો આભાર માને, અને જ્યાં ત્રુટિઓ નજરે પડે ત્યાં તેઓ મને દોષિત ગણે અને તે માટે માફ કરે.

ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
ફાગણ, સં૦ ૧૯૮૫

ચંદ્રભાલ જૌહરી

## આભાર દર્શન

પ્રોફેસર ચન્દ્રભાલ જૌહરીએ મૅાટલીની સુન્દર કૃતિનો આ સારગ્રંથ તૈયાર કરી ખરેખર આખા હિન્દ પર ઉપકાર કર્યો છે. એમની હિંદી કૃતિ "નરમેધ" જેઓ હિંદી જાણતા હોય તેમણે ખરીદી વાંચવા જેવી છે. તેના પરથી આ અનુવાદ કરેલો છે.

હું ૧૯૪૦ માં ડુમસ હતો તે વેળા બાળજીવનવાળા રા. રમણલાલ નાનાલાલ શાહ પણ ડુમસમાં હતા. તેમણે હિન્દીનું મૂળ નરમેધ પુસ્તક મને બતાવી કહ્યું: આ તમારે બહાર પાડવા જેવું છે. રા. રમણલાલની એ મૂળ સૂચના માટે તેમનો આભાર હું ન માનું, તો નગુણો ગણાઉં.

આ અનુવાદ માટે પ્રો૦ જૌહરી પાસે રજા માંગતાં તેમણે તરતજ આનંદભેર

તે આપી તે માટે તેમના તથા મૂળ પ્રકાશક શ્રી હરિભાઉ ઉપાધ્યાયના અમે ઋણી છીએ. ભાઈ રંગીલદાસ કાપડીઆએ પણ એ વિષયમાં મદદ કરી છે તે ભૂલી શકાય તેવી નથી.

પ્રો૦ જોહરીએ એ રજા સૌરાષ્ટ્ર કાર્યાલયને આપેલી હતી એટલે તેઓ ન કરવાના હોય તોજ આ કાર્ય અમારે ઉપાડવાનું હતું. સૌરાષ્ટ્ર તરફથી શ્રી ઝવેરચંદ મેઘાણીએ એ પુસ્તક પ્રસિદ્ધ કરવાની રજા અમારે હવાલે કરી તેથી એમનો આભાર થયો છે. નવયુગ પુસ્તક ભંડારવાળા ભાઈ જમનાદાસની પણ એ પ્રગટ કરવા યોજના હતી; અને તેમણે તે માટે જાહેરાત સુદ્ધાં કરેલી, છતાં એ વિચાર તેમણે પડતો મૂકયો અને અમને છૂટ કરી આપી તેથી તેમનોય આભાર માનવો જોઈએ.

ગુજરાતીમાં આ પુસ્તકની ઉપયોગિતા અને જરૂરત વિષે બે મત હોઇજ ન શકે. પાને પાને એ શૌર્ય અને ત્યાગના દૃષ્ટાંતોથી ભરપૂર છે. એના અનેક પ્રસંગો એવા રોમાંચક છે કે નામર્દને પણ પાનો

| | | |
|---|---|---|
| ૧૧ | કરણઘેલાનું કળાવિધાન | ૦। |
| ૧૨ | પાંડવગુપ્તનિવાસ | ૦।।। |
| ૧૩ | ગાંધીજીનો જેલનો અનુભવ | ૦।। |
| ૧૪ | નીતિ ધર્મ | ૦।। |
| ૧૫ | રાષ્ટ્રીય ગરબાવળિ | ૦। |
| ૧૬ | ખાંપણું | ૦।- |
| ૧૭ | ગીતાંજલિ | ૧। |
| ૧૮ | પારસમણિની શોધમાં | ૨) |
| ૧૯ | બલિદાન | ૦।- |
| ૨૦ | દેવી ચૌધરાણી | ૧।। |
| ૨૧ | બંગાળાનો બળવો | ૧।। |
| ૨૨ | ગોરા કે ગોઝારા ? | ૦)= |
| ૨૩ | વિપ્લવની વાતો | ૦)≡ |
| ૨૪ | વિષવૃક્ષ | ૧।। |
| ૨૫ | લોહીની ઈમારત | ૨) |

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત**

# ચાલ્સની પહેલાં

## કુદરતી રચના

યુરોપનો વાયવ્ય કિનારાનો ભાગ જે હાલ બેલજીયમ અને હોલાંડનાં નામોથી ઓળખાય છે તે પહેલાં નેધરલાંડ કહેવાતો. એ પ્રદેશમાં ત્રણ મોટી નદીઓ-હાઈન, મ્યુઝ અને શેલ્ડ-વહી રહી છે. જેવી રીતે પંજાબમાં સીંધુ નદીની પાંચ શાખા, જેલમ, ચીનાબ, રાવી વગેરે વહે છે ને તેના વડે એ પ્રદેશ ફળદ્રુપ થઈ રહે છે-જેવી રીતે ગંગા અને જમના નદી અને તેની શાખાઓ વડે સંયુક્ત પ્રાંત ફળદ્રુપ બની રહે છે તેવીજ રીતે ઉપરોક્ત ત્રણ નદીઓનાં જળથી નેધરલાંડનો પ્રદેશ સતત જલસિંચિત થયાં કરે છે.

એ નેધરલાંડનો પ્રદેશ તો સમુદ્રની સપાટી કરતાંયે નીચો છે; પરંતુ મનુષ્યે પોતાની ખંત અને સતત મહેનતથી મોટી મોટી પાળો અને બંધો બાંધીને સમુદ્રનાં પાણીને પાછાં ઠેલી ઠેલીને એટલી જમીનનો કબજો કરી લીધો છે. સમુદ્રરાજ પાસેથી છીનવી લીધેલા એ પ્રદેશ ઉપર લોકોએ પોતાનાં ઘરો બાંધ્યાં છે, હવેલીઓ બનાવી છે, બગીચા રચ્યા છે, મોટી મોટી નગરીઓ વસાવી છે.

ભૌગોલિક અને જાતીય દૃષ્ટિએ આ નેધરલાંડનો પ્રદેશ અડધો ફ્રાન્સનો અને અડધો જર્મનીનો કહી શકાય. જેવી રીતે આપણા પ્રાચીન આર્ય લોકોએ ભારતવર્ષનાં જંગલો કાપી કાપીને ગંગા અને જમના નદીને તીરે વસવાટ કર્યો હતો તેજ પ્રમાણે નેધરલાંડની પ્રજાએ-તેમના પૂર્વજોએ સમુદ્રનીરને હાંકી કાઢીને પોતાને વસવા

લાયક યોગ્ય ભૂમિ બનાવી હતી.

## લોકો

આ પ્રદેશના પહેલવહેલા વતનીઓ કોણ હતા, કેવા હતા તે કહેવું મુશ્કેલ છે. સીઝરના (ઈટાલીનો રાજા) સમય પહેલાંનું કોઈ પણ વર્ણન એ પ્રદેશનું હાથ લાગતું નથી. નેધરલાંડના હૃદયરૂપ બટેવિયા જીલ્લાના વતનીઓ ભારે શૂરવીર હતા. ત્યાંનો દરેક નવજવાન જ્યાં સુધી પોતાના એક શત્રુને મારે નહિ ત્યાં સુધી પોતાના દાઢીમૂછ કઢાવે નહિ. સીઝરનાં લશ્કરમાં બટેવિયાના સૈનિકો સૌથી શૂરવીર ગણાતા હતા. રોમનું સામ્રાજ્ય એ બટેવિયન સૈનિકોનાં શરાતન વડે ફાલ્યું હતું. એ પ્રજાના વૃદ્ધો-જુવાનો સર્વ કોઈ આપણા રાજપુતાનાના રજપૂતોની પેઠે રણક્ષેત્રમાં લડતાં મરવું કે જીતવું એવાજ અડગ નિશ્ચયવાળા હતા. પોતાના દેશ પર ઝઝૂમી રહેલી કુદરતી આફત—સમુદ્રનાં પાણી ધસી આવવાની—તેની સામે લડતાં ઝગડતાં એ લોકો કષ્ટ સેવવાને અને શ્રમ ઉઠાવવાને ટેવાઈ ગયા હતા. એમનાં શરીરો પણ હૃષ્ટપુષ્ટ અને તાકાતવાન હતાં.

નેધરલાંડમાં વસતી ફ્રેન્ચ અને જર્મન એ બંને જાતની પ્રજાનાં શરીરો અલમસ્ત અને ઉંચા કદનાં હતાં. પરંતુ ધાર્મિક બાબતોમાં ફ્રેન્ચ–નેધરલાંડવાસીઓ પોતાના ધર્મગુરૂ ઉપર, પાદરીઓ ઉપર બહુજ અંધશ્રદ્ધા રાખતા હતા. જેવી રીતે આપણે ત્યાં બ્રાહ્મણો ઉપર કેટલાય સનાતની ધર્મચૂસ્તો અંધશ્રદ્ધા રાખે છે તેમ.

## સ્વભાવ અને રાજાતંત્ર

પરંતુ જર્મન–નેધરલાંડવાસીઓ સ્વતંત્ર સ્વભાવના હતા. પરમેશ્વર ધર્મ વગેરે બાબતોમાં પણ એમના વિચાર ઉચ્ચ હતા. જર્મન અને ફ્રેન્ચ બંને જાતિઓની રાજકીય દશામાં પણ ઘણું અંતર હતું. ફ્રેન્ચ-વાળાઓમાં તેમનો સરદાર, અમીર અને ધર્મગુરૂ એજ જાણે સર્વસ્વ,

એમનો જ શબ્દ તે વેદવાક્ય હોય તે પ્રમાણે ચાલતું હતું. સામાન્ય પ્રજાને તો કશો મત કે અધિકાર જ ન હતો. રાજતંત્રની લગામ પણ પૂરેપૂરી એ સરદારોના જ હાથમાં હતી. તેઓ જે કાયદો ઘડતા તે 'સવાવીશ' મનાતો હતો. બધા સરદારો અને અમીરો યુદ્ધકળામાં ઉસ્તાદ હતા અને તેઓ દર વર્ષે પોતાનો રાજા પસંદ કરી લેતા હતા. આમ પ્રજા જે સરદાર પોતાનું રક્ષણ કરવાની તાકાતવાળો દેખાય તેના તાબામાં રહેતી હતી.

જર્મનોમાં જુદીજ પરિસ્થિતિ હતી. તેઓમાં પંચ મારફતે સઘળું કામ થતું હતું. માત્ર ગુલામો એટલે યુદ્ધ દરમ્યાન કેદ પકડાયલા માણસો અને ડંગલની શરતોમાં હારેલા માણસો સિવાયના બીજા એકે એક માણસને રાજ્યતંત્રમાં ભાગ લેવાનો અધિકાર હતો. રાજકારભાર પંચ મારફતે ચાલતો. તે પંચની બેઠક દર પૂર્ણિમાને દિવસે ભરાતી. તેમના સમક્ષ ઢાલ તરવારની શરત ચાલતી અને તેમાં જે સરદાર જીત મેળવતો તેને આખી પ્રજાના સરદાર તરીકે ચૂંટવામાં આવતો. રાજશાસનનું કાર્ય પણ તેજ સરદાર કરતો.

ગામડાંઓમાં ગામની પંચો તરફથી ગામના મુખીની ચૂંટણી થતી. આખી પ્રજા પોતાના પસંદ કરેલા સરદાર અને ગામડાના મુખીઓની આજ્ઞાનું પાલન કરતી હતી. લડાઈ કરવી, સુલેહ કરવી અને રાજતંત્ર ચલાવવું એ બધું કરવાનો અધિકાર માત્ર પંચોનેજ હતો. લોકોને સ્વતંત્રતા એટલી બધી પ્રિય હતી કે પંચની બેઠકમાં હાજરી આપવી તે પણ લોકોના ચૂંટેલા પ્રતિનિધિ અને સરદારને જાણે પોતાની સ્વતંત્રતા ઉપર કાપ પડતો હોય એવું લાગતું હતું. તેઓ સાહેબોની વાટ જોવામાં બબ્બે ત્રણ ત્રણ દિવસ સુધી પંચની બેઠકને રોકી રાખવામાં આવતી હતી. તેઓ આવતા ત્યારે ભારે ધામધૂમ મોભ્ભાથી આવતા. સભામાં મત આપવાનો હોય ત્યારે કાંઈ તેઓ હાથ કે આંગળીઓ ઊંચી કરતા નહિ, પરંતુ ઢાલ

તરવારના ખણખણાટથી પોતાનો મત પ્રદર્શિત કરતા. તેઓમાં જ્યારે કોઈ સરદાર ચૂંટાતો ત્યારે લોકો તેને પોતાની ખાંધ પર બેસાડીને તેનું સરઘસ કાઢતા.

## પહેલો ઇતિહાસ

આ પ્રજાનો સૌથી પહેલો જે ઇતિહાસ મળી આવે છે તે પર-દેશીઓના હાથે લખાયલો છે. જ્યારે સીઝરે ;નેધરલાંડ પર હુમલો કર્યો હતો ત્યારે નેધરલાંડવાસીઓએ તેનો ભારે જુસ્સાથી સામનો કર્યો હતો. નરવાઇ જાતિની પ્રજાએ તો સીઝરની સામે એવું દારૂણ યુદ્ધ આદર્યું હતું કે એ આખી પ્રજાનો એકેએક માણસ એ યુદ્ધમાં મરી ફીટયો. જો કે અંતે સીઝરની જીત થઇ પરંતુ નરવાઈ જાતિના શૂરવીર લોકોએ જીવતાજીવત તો સીઝરની ગુલામી નહિજ સ્વીકારી.

બીજી પ્રજાઓએ સીઝરની સાથે સુલેહ કરી લીધી. બટેવિયાના સૈનિકો પોતાનાં શૂરાતન માટે આખા યુરોપમાં પ્રસિદ્ધિ પામ્યા. તે એટલે સુધી કે રોમના સામ્રાજ્યની કુલ લગામ પણ એ બટેવિયન લશ્કરના હાથમાં આવી ગઇ. જે સરદારના પ્રત્યે આ બટેવિયન સેના સદ્ભાવ રાખતી હોય તેજ સરદાર રોમનો રાજા ચૂંટાઈ જતો હતો.

## બટેવિયાના વીરો

એક વાર વિટેલિયસ નામનો સરદાર એ બટેવિયન સેનાની મદદ વડે રોમના રાજા તરીકે ચૂંટાયો. પરંતુ એણે તો ગાદી પર આવતાંની સાથેજ બટેવિયન સેનાને જર્મની મોકલી દીધી. કારણ કે તે પોતે મનમાં એ બટેવિયન સેનાથી ખૂબ ડરતો હતો. પરંતુ એનું પરિણામ કંઈ ઓરજ આવ્યું. નેધરલાંડમાં એકદમ ક્રાન્તિ થઇ ગઈ અને તેણે રોમન સામ્રાજ્યની સત્તા પોતાના ઉપરથી ફગાવી દીધી.

તે કેવી રીતે?

ક્લોડિયસ સીવિલિયસ નામનો એક બટેવિયન સરદાર હતો. તે

રોમ શહેરમાંજ ઉછરીને મોટો થયો હતો, ત્યાંજ શિક્ષણ પામ્યો હતો અને તેણે રોમન સેનામાં પચ્ચીસ વરસ સુધી કામ કર્યું હતું. એને સ્વતંત્રતા ઘણીજ પ્રિય હતી. એણે જોયું કે રોમનો રાજા બહુજ વિલાસી અને કમજોર બની ગયો છે અને રાજ્યની ખરી લગામ તો બટેવિયનોના હાથમાંજ છે. રોમમાં ઘણો સમય ગાળ્યાથી રોમન પ્રજાની બધીયે કુટેવો અને ખાસીયતોને સીવિલિયસ સારી પેઠે જાણતો હતો. તેણે જોયું કે વિટેલિયસ પોતાની એક અઠવાડી-યાની માત્ર ખાણીપીણી પાછળજ જેટલો ખર્ચ કરતો હતો તેટલા દ્રવ્યમાં આખી બટેવિયન પ્રજાનાં પેટ ભરાઇ જાય, એટલુંજ નહિ, પણ એમના પ્રદેશનું દળદર મટીને તે એક હરિયાળો ફળદ્રુપ પ્રદેશ બની જાય. સિવિલિયસે વિચાર કર્યો કે એવા વ્યસની વિલાસી રાજાના રાજ્યમાંથી શા માટે છૂટા પડી ન જવું ?

સિવિલિયસે જોયું કે નેધરલાંડને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો આજ અવસર છે. તેણે ભારે પરિશ્રમ લઇને નેધરલાંડની બધી પ્રજાઓને એક-ત્રિત કરી અને રોમની સામે સ્વતંત્રતાના યુદ્ધની નોબત વગડાવી.

## રોમની સામે

યુદ્ધ ચાલૂ થયું. એક તરફ આવડું મોટું શક્તિશાળી રોમન સામ્રાજ્ય, અને બીજી તરફ નાનકડું નેધરલાંડ ! એવું યુદ્ધ ક્યાં સુધી નભે ? બિચારો સિવિલિયસ હાર્યો. દક્ષિણ તરફની ફ્રેન્ચ જાતિઓ રોમ સાથે સુલેહ કરવાને ઉત્સુક થઇ ગઇ. એટલુંજ નહિ, પણ પૂર્વ તરફની જર્મન જાતિઓ પણ બબડવા લાગી કે "અમે એકલા ક્યાં સુધી લડયા કરીશું ? જો આખી પ્રજાના નસીબમાં ગુલામીજ લખેલી હશે તો અમે એકલા લડીલડીને તેને ક્યાં સુધી રોકી રાખીશું ?"

સિવિલિયસ ભારે બુદ્ધિશાળી મુસદ્દી હતો. તેણે રોમનો તરફથી સુલેહ માટે આવેલું કહેણ તુરતજ સ્વીકારી લીધું. ર્‌હાઇન નદીનો પૂલ વચમાંથી તોડી નાંખવામાં આવ્યો. અને એક તરફ સિવિલિયસ અને

બીજી તરફ રોમનો સેનાપતિ, સામસામા પડાવ નાંખીને બેઉ સુલેહની શરતો ઘડવા લાગ્યા.

## ફ્રેન્ચ ખાસીયત

અસ. ટેસીટસ નામના લેખકે સિવિલિયસની કથા આટલે સુધી લાવીને છોડી દીધી છે. બિચારા સિવિલિયસનું જીવન કાર્ય એ ફ્રેન્ચ જાતિઓ હિંમત હારી જવાથી પૂર્ણ થઈ ન શક્યું. આગળ ઉપર પણ આપણે જોઈશું કે એ દક્ષિણ નેધરલાંડના ફ્રેન્ચ લોકો હંમેશાં લડાઈને માટે સૌથી પહેલા તૈયાર થઈ દોડી જતા, પણ લડાઈ શરૂ થતાં જ પાછાં પગલાં ભરવાની વાત પણ તેઓ જ સૌથી પહેલાં કરવા મંડી જતા. ઉત્તર પ્રદેશના લોકો–જર્મન જાતિઓ–લડાઈમાં ઉતરતા મોડા અને ધીમે ધીમે, પરંતુ એક વાર મેદાન પડ્યા પછી તેઓ મરતાં સુધી અડગ રહી લડતા. આખરે વિલિયમ ઓફ ઓરેન્જે ફરીવાર સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવ્યો ત્યારે પણ એ દક્ષિણવાસીઓ તો જેમ સિવિલિયસને ત્યજીને ચાલી ગયા હતા તેમજ આને પણ રવડતો કરીને ચાલ્યા ગયા !

ઘણો સમય સુધી નેધરલાંડ રોમન સામ્રાજ્યના એક ભાગ તરીકે જ રહ્યું. પછી તે ફ્રાન્સના કબ્જામાં ગયું. પછી ચાર્લીમેનના મરણ પછી તેનો વારસ રાજા કમજોર હોવાથી આખું સામ્રાજ્ય સંભાળી ન શક્યો, ત્યારે નેધરલાંડ પર જર્મનીએ પોતાની આણ વર્તાવી દીધી. એ ગાળામાં નેધરલાંડમાં નાના મોટા અનેક જાગીરદારો ઉમરાવો ઉભા થઇ ગયા હતા. સને ૯૨૨માં નેધરલાંડના છેલ્લા ફ્રેન્ચ રાજાએ કાઉન્ટ ડર્કને હોલાંડની જાગીર બક્ષિસ આપી દીધી હતી. તે વેળા જાગીરદારોને પણ લગભગ પૂરેપૂરા રાજાના જેટલા જ અધિકારો રહેતા.

## જાગીરદારો

૯૬૫ મી સાલમાં લોરેનની જાગીરના બે ભાગ પડયા. નીચેનો

ભાગ, દક્ષિણ પ્રદેશ નેધરલાંડમાં આવ્યો. અગીયારમી સદીમાં એ જાગીર કાઉન્ટ ઓફ્ બ્રુએન્ટના હાથમાં આવી તે વેળા તે કાઉન્ટ મટીને ડ્યુક ઓફ્ બ્રુએન્ટ કહેવાવા લાગ્યો. જેવી રીતે આ મોટાં મોટા જાગીરદારોને પોતાની મોટી જાગીરોમાં કુલમુખત્યારી હતી તેવી જ રીતે એમનાથી ઉતરતા વર્ગના કાઉન્ટ અને બેરન કહેવાતા જાગીરદારોને પોતપોતાની હકુમતમાં કુલમુખત્યારી હતી. નામુર, હેનાલ્ટ, લિમ્બર્ગ, અને જુટફેનના કાઉન્ટ લકઝમબર્ગ; તેમજ ગ્વિલ-ડ્રેસનો ડ્યુક, મેચલીટનો બેરન, અને એન્ટવર્પનો માર્કિવસ એ બધા આજ કોટિના જાગીરદારો હતા.

લોરેન વંશથી બીજે નંબરે ફ્લેન્ડર્સનો વંશ ભારે પ્રખ્યાત હતો. હોલાંડ, ઝીલાંડ, યુટ્રેક્ટ, ઓવરીસેલ, ગ્રોનિનજેન, ડ્રેન્ડ અને ફ્રીઝલાંડ એ સાત પ્રાન્તો જે પ્રદેશમાં આવી રહ્યા છે તે ભાગમાં આખરે સંયુક્ત નેધરલાંડના પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ હતી. શરૂઆતમાં આ પ્રદેશ ઉપર હોલાંડનો કાઉન્ટ અને યુટ્રેક્ટનો બીશપ ( ધર્મગુરૂ ) એ બેઉ મળીને રાજ્ય કરતા હતા.

આખો નેધરલાંડ નાની નાની જાગીરોમાં વહેંચાઇ ગયેલો હતો. દશમી સદીમાં પ્રાચીન વખતનું બટેવિયન રાજતંત્ર જેમાં લોકો પોતે જ પોતાના અધિકારીઓ ચૂંટી લેતા હતા, તેનો તો પૂરો નાશ થઇ ગયો હતો. જ્યારે નેધરલાંડ ઉપર રોમની સત્તા ચાલુ થઈ હતી ત્યારથીજ અધિકારીઓ ચૂંટી લેવાની એ જૂની પ્રથા બંધ કરવામાં આવી હતી. રોમથી જે માણસ અધિકારી તરીકે નીમાઇને આવતો તેનીજ સત્તા દેશ પર ચાલતી હતી. પાછળથી જ્યારે ફ્રાન્સની સત્તા હેઠળ નેધરલાન્ડ આવ્યું ત્યારે તેણે પણ એજ પ્રથા ચાલુ રાખી. ચાર્લીમેન રાજાના સમયમાં તો સાર્વજનિક પંચોનાં નામ પણ ભૂંસાઇ ગયાં હતાં. લશ્કરી ખાતું, રાજદ્વારી ખાતું, ન્યાય ખાતું, એ બધાંયે ખાતાનો અધિકારી રાજના તરફથી નીમાઇનેજ આવતો.

મુગલાઈ પેઠી

પરંતુ જેવી રીતે આપણા દેશમાં મોગલ બાદશાહ કમજોર થવાથી ઠામઠામના નવાબો પોતપોતાની સ્વતંત્ર સત્તા ઝમાવી બેઠા: તેવીજ રીતે નેધરલાંડમાં પણ જુદા જુદા અધિકારીઓ પોતાની સત્તા ઝમાવી બેઠા. ચાર્લીમેનનો એવો સિદ્ધાન્ત હતો કે અધિકારીઓએ લોકોના જૂના રીત રિવાજોને માન આપીને રાજ્ય કરવું જોઇએ. તે સિદ્ધાન્ત અમલમાં મૂકાતાં અધિકારીઓથી પ્રજા ઉપર બીલકુલ નિરંકુશ રાજ્ય ન થઇ શકતું. લોકોને ઘણી ઘણી બાબતોમાં તો સ્વતંત્રતા મળતી હતી. પરંતુ એજ સિદ્ધાન્તની ઢાલ પાછળ અધિકારીઓ રાજાના કરપમાંથી બચી જતા હતા. એ અધિકારીઓ પ્રજામાંથી મહેસુલ અને કરો વસુલ લેતા હતા. પરંતુ મહેસુલ અને કરની ઉપજમાંથી ઓછામાં ઓછો એક તૃતિયાંશ ભાગ તો સામાન્ય રીતે જોતજોતામાંજ ડબ્બો થઇ જતો. અને જ્યારે ફ્રેન્ચ સમ્રાટ કમજોર દેખાતો ત્યારે તો એ બધીયે ઉપજ પોતાની જ તીજોરીમાં રાખવાની પ્રથા શરૂ થઇ જતી હતી.

એ અન્ધાધૂંધીના સમયમાં કેળવણી અને સંસ્કૃતિનો તો પ્રચાર સારી રીતે ક્યાંથીજ થઇ શકે ? સત્તાવાળાઓ અને ધર્મગુરૂઓ પ્રજાનું લોહી ખૂબ ચૂસી લેતા હતા. એ વેળા ગમે તેવા અપરાધની સજામાંથી પણ માણસ લાંચ આપીને છટકી જઇ શકતો. ખૂન ચોરી, બદમાસી, લૂંટ, મારફાડ, એ બધા ગુહા પણ નાણાંથેલીનું મ્હોં ખૂલ્લું મૂકનારને માફ થઇ જતા. રાજ્યના અધિકારીઓ ઘણું ખરૂં વરસમાં ત્રણ વાર પ્રજાની પંચાયતોને એકઠી કરતા. પરંતુ એ પંચો કાંઇ પહેલાંની બટેવિયન પંચાયતોના જેવી—જેમાં અસ્ત્રશસ્ત્રથી સજ્જ થયેલા વીરો ઢાલ તલવારના ખણખણાટ સાથે પોતાની ઇચ્છા મુજબનો પ્રતિનિધિ—અધિકારી—ચૂંટી કાઢતા—તેવી સ્વતંત્ર સ્વભાવની પંચાયતો ન હતી.

## ગુલામી પછી

ધીમે ધીમે કરતાં એ દેશની સત્તાની લગામ દૂરના દેશમાં રહેનારા એવા માણસોના ગુપ્ત હાથમાં જઇ પડી હતી—જે માણસોનાં દર્શન પણ અહીંની પ્રજાને કદિ થતાં નહિ. પછી કાંઈ 'લોકોનું રાજ્ય' રહ્યું નહતું 'લોકો પર રાજ્ય' થતું હતું. હવે નેધરલાંડના વતનીઓ પોતાના અધિકારીઓ પોતે ચૂંટતા ન હતા. કોઈક બીજી દૈવી શક્તિ એમના અધિકારીઓ ચૂંટીને—નીમીને—મોકલતી હતી. એમના રાજકીય અધિકારો છીનવી લેવામાં આવ્યા હતા, એટલુંજ માત્ર નહિ, પરંતુ તેમના વ્યક્તિગત અધિકારો પર પણ કાપ મૂકાયો હતો. જે અધિકારી એમનું રક્ષણ કરવાને માટે નીમાઇને આવતો હતો તેજ જ્યારે ભક્ષક બનીને પ્રજા ઉપર તૂટી પડે ત્યારે સુવ્યવસ્થા અને શુદ્ધ શાસનને નામે તો મીંડુંજ વળે, એમાં શો સંશય?

એ રીતે પાંચ સદીઓ વીતી ગઈ. એ સમયમાં 'જીસકી લાઠી ઉસકી ભેંસ' એજ બસ એક કાયદો હતો. લાઠીનું જોર, દમડીનું જોર, ધર્મ ગુરૂઓનું જોર; એ ત્રણ શક્તિઓની આડે કોઈ આવી શકે તેમ ન હતું.

## પ્રગતિના પડઘા

પરંતુ જગતમાં તે વેળા સંસ્કૃતિનો પ્રચાર થઈ રહ્યો હતો.

મધ્ય યુરોપના ડયુક, બેરન અને ધર્મગુરૂઓ હંમેશાં પોતપોતામાં સત્તાને માટે લડ્યા કરતા હતા, જેને પરિણામે પ્રજાનું લોહી વગર—મફતનું રેડાયા કરતું હતું. અરે, કેટલીક વાર તો માત્ર એક એકર જમીનના ટુકડાને ખાતર સેંકડો જાનની ખુવારી થતી હતી. ધર્મને નામે સેંકડો રડતાં કકળતાં મનુષ્યોનાં ડોકાં કાપીને દેવો અને દેવીઓને ચરણે બલિદાન તરીકે ધરવામાં આવતાં હતાં. કોઈ પણ રીતે નાણું ભેગું કરવું એનેજ લોકો પોતાનું કર્તવ્ય માનતા અને

તે હેતુ સાધવા માટે વિશ્વાસઘાત, બેઈમાની, છળ–કપટ, લૂંટ, ચોરી એવો કોઈ પણ ઉપાય અમલમાં મૂકતાં અચકાતા નહિ.

આ સઘળું હોવા છતાંયે નેધરલાંડમાં એક તરફથી કળા કૌશલ્યની ઉન્નતિ થતી જતી હતી. અને તેને લીધે દેશમાં ધનસંચય થતો હતો. દૂરના પ્રદેશમાં વસતાં શહેરોની સાથે નેધરલાંડમાં પણ શહેરો રચાવા લાગ્યાં હતાં. શહેરના માલદાર આગેવાનોની સલાહ રાજકાર્યમાં લેવાવા લાગી હતી. હોલાંડના વહાણવટીઓએ દૂરદૂરના દેશોની મુલાકાત લેવા માંડી હતી. ધનથી બળ આવે છે. બળથી આત્મ વિશ્વાસ આવે છે.

જ્યારે આમ વર્ગની પાસે કળાકૌશલ્યને લીધે પૈસો ઠીક ઠીક થવા લાગ્યો ત્યારે તેમણે પણ ધનુષ–બાણ ખરીદવા માંડ્યાં. અને સરદારોની પેઠે પોતે પણ કમ્મરે તલવાર બાંધી 'સમશેર બહાદુર' બનીને ટહેલવા લાગ્યા.

## આંતર ઝઘડા

સામાન્ય આમ પ્રજાને આવી રીતે સમશેર બહાદુર બનીને ફરતી જોઇને જૂના સરદારો મનમાં બળવા લાગ્યા. તેમની વચ્ચે કોઈ કોઈ વાર ઝઘડા પણ થવા લાગ્યા. એ ઝઘડામાં આમ પ્રજાજનોએ જોયું કે આપણી તલવાર કાંઇ સરદારની તરવાર કરતાં ઘા મારવામાં પાછી પડે તેમ નથી. તેઓ કેટલીક વાર જૂના સરદારોને હરાવી પણ પાડતા. એવી રીતે કરતાં આમ પ્રજાને પોતાની શક્તિનું ભાન થવાથી તેમનાં હૃદયમાંથી સરદારોનો ભય નીકળી ગયો.

દરમ્યાન સંસ્કૃતિનો પ્રચાર થઇ રહ્યો હતો. આમ પ્રજા ભણવા લાગી હતી. તેઓ ધાર્મિક પુસ્તકો પણ વાંચવા લાગ્યા હતા. તેથી ધર્મગુરૂઓ–પાદરીઓ તેમને પહેલાં ધર્મને નામે જેટલું પટાવતા હતા તેટલું હવે પટાવી શકતા ન હતા. લોકોના મનમાંથી પાદરીઓ પરનું માન ઘટી ગયું. દિવસે દિવસે આમ પ્રજા વધુ ને વધુ જોર પર આવતી ગઈ.

## પરમેશ્વરનો અવતાર !

ઘણા જૂના વખતથી એવી માન્યતા ચાલી આવતી હતી કે રાજા તો પરમેશ્વરનો અવતાર છે. હજુ એ માન્યતા કાયમ હતી. પરંતુ ધીમે ધીમે રાજ્યની ખરી સત્તા શહેરી આગેવાનોના હાથમાં આવતી જતી હતી. રાજા–પરમેશ્વરનો અવતાર–એ સિદ્ધાંત પણ બહુ ભારે ગમ્મતનો સિદ્ધાંત હતો. ગમે તેવો મૂર્ખ શિરોમણિ ગાદી પર આવીને બેઠો, એટલે તે પરમેશ્વરની ઇચ્છાથી જ ગાદી પર આવ્યો છે એમ માની લેવાતું. કદાચ પરમેશ્વર તરફથી મોકલાયલા આ મહાન આત્માઓ પોતે નિર્બળ હોય, અથવા તો તે રાજ્યકાર્યથી વિરક્ત રહેવા ઇચ્છતા હોય તો પરમેશ્વરની સુપ્રત કરેલી આ રાજ્યધુરાને વેચી નાંખીને મુક્ત થઈ જતા. એવી રીતે ચાર્લ્સ–ધી–સિમ્પલ નામના રાજાએ હોલાંડના કાઉન્ટ ઓફ ડર્કને રાજગાદી સોંપી દીધી હતી. પરંતુ એટલું કર્યા છતાં પણ બિચારો ચાર્લ્સ પોતાની શિર સલામતી મેળવી શક્યો ન હતો. તેનો જેલખાનામાં જાન લેવામાં આવ્યો હતો.

## સ્વરાજ્યને પંથે

શહેરીઓના હાથમાં રાજ્યની ખરી લગામ આવવા લાગી હતી. પરંતુ ખુલ્લી રીતે શહેરના આગેવાનો કાયદા રચવામાં કે રાજ્ય ચલાવવામાં ભાગ લઇ શકતા ન હતા. જો કે ઘણાં મહત્વનાં કાર્યોમાં અને ખાસ કરીને લડાઇ કે સુલેહ કરવાની બાબતોમાં તો એ લોકોનો હાથ રહેતો હતો. નેધરલાંડના શહેરી આગેવાનોએ પોતાના રાજાઓને ડરાવીને, ધમકીઓ આપીને, લાલચો આપીને, અને જરૂર પડ્યે લોહી વહેવડાવીને અવારનવાર ચાર્ટરો–અધિકાર પત્રો લખાવી લીધાં હતાં. એ અધિકાર પત્રો લોકપક્ષ તરફથી ઘડવામાં આવતાં હતાં અને રાજા તેના ઉપર સહી કરીને તેમાં લખેલી શરતો પ્રમાણે રાજકારભાર ચલાવવાના સોગનથી બંધાતો હતો. નેધરલાંડના ઈતિહાસમાં આવા

અધિકાર–પત્રો-ચાર્ટરોનું સ્થાન ભારે મહત્વનું છે. એ ચાર્ટરોને આધારે જ શહેરો ઉપર રાજ્ય થઇ શકતું હતું. જો કદિ રાજા તેની વિરૂદ્ધનું વર્તન કરતો તો પ્રજા મારો મારો કરતી તેની સામે ઉભી થઇ જતી.

આ રીતે અત્યાર સુધી જ્યાં સરદારો અને ધર્મગુરૂ એ બે જ શક્તિઓનું રાજ્ય ચાલતું હતું ત્યાં ત્રીજી શક્તિ શહેરીઓની ઉભી થઇ. જો કે શહેરીઓ કાંઇ પોતે આખા દેશના પ્રતિનિધિ ન હતા, તેમજ મનાતા પણ ન હતા.

## પહેલાં પગરણ

નેધરલાંડના ઉત્તર ભાગમાં ગુલામીની પ્રથા ખૂબ જોરમાં ચાલતી હતી. તે ઘણો સમય સુધી કાયમ રહી. ચાર્ટરોને લીધે હવે રાજાના નિરંકુશ રાજ્યને બદલે કાયદાનું રાજ્ય સ્થપાવા લાગ્યું હતું. સર્વ કોઇને માટે એકજ કાયદો હતો. કોઈ પણ માણસને અપરાધ વગર કેદ પકડી શકાતો નહોતો. ધીમે ધીમે ન્યાય કચેરીઓ પણ બનાવવામાં આવી. ગુલામો વગેરે બીજા હલકા ગણાતા લોકો સિવાય સર્વ કોઈ એ કચેરીઓમાં–અદાલતોમાં–બેસી શકતું હતું. એ જંગલી અવસ્થામાં આટલા સુધારા અને અધિકારો પ્રાપ્ત થયા તે પણ ઘણું હતું.

શરૂ શરૂમાં તો શહેરના આગેવાનોની પસંદગી રાજાજ કરતો હતો. પરંતુ ધીમે ધીમે શહેરોના આગેવાનોને રાજ્યના અધિકારીઓ ચૂંટવા લાગ્યા. પ્રજામાં નૈતિક જીવનનો સંચાર થવાથી અને કળા કૌશલ્યથી મળેલાં દ્રવ્યનાં જોર પર હોલાંડ અને ફ્લેન્ડર્સનાં શહેરો જાણે નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો હોય તેવાં બની ગયાં હતાં. જેમ જેમ આ શહેરોની શક્તિ વધતી ગઈ તેમ તેમ તેમણે પોતાના હાથપગ આસપાસ ફેલાવવા માંડ્યા. સરદારોની સાથે આ શહેરી આગેવાનો પણ પ્રાન્ત પંચાયતમાં જઈ બેસવા લાગ્યા, ઈ. સ. ૧૨૮૯માં

હોલાંડનાં ૭ મુખ્ય શહેરોને પ્રાન્ત પંચાયતમાં પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક મળ્યો. એવી રીતે સરદારોની સાથે સાથે આ શહેરીઓના હાથમાં પણ રાજ્યની લગામ આવતી ગઈ. કાઉન્ટ લોકોએ પણ પોતાના અધિકારીઓ અને કાઉન્સિલના સભાસદો ચૂંટી મોકલવાના હક શહેરી જનોને આપ્યા.

## કુદરતી આફત

તેરમી સદીમાં નેધરલાંડ ઉપર એકાએક કુદરતી આફત આવી પડી. જે ભાગ ઉપર હાલ જ્યુડરજી નામથી ઓળખાતો સમુદ્ર છે તે સ્થાન પર પહેલાં બીલકુલ પાણી નહોતું. ત્યાં લોકો વસતા હતા. પરંતુ તેરમી સદીમાં સમુદ્રે જબરો ધસારો કર્યો, અને ઘણો મોટો સ્થળ પ્રદેશ જળમાં ડૂબાડી દીધો. એ કુદરતી કોપને લીધે ફ્રીઝલાંડના બે ભાગ પડી ગયા. પશ્ચિમ તરફનો ભાગ હોલાંડમાં ભળી ગયો. અને પૂર્વ તરફના સ્વતંત્રતા-પ્રિય લોકોએ પોતાનું અસલી સ્વતંત્ર રાજ્ય-શાસન કાયમ રાખ્યું.

## હોલાંડની ગાદી

હોલાંડમાં પહેલા ડર્કથી માંડીને તેરમી સદી સુધી, એટલે બરાબર ૪૦૦ વરસ સુધી ડર્ક ઓફ ફ્લોરેન્સના વંશનો માણસ ગાદી પર બેસતો આવ્યો હતો. એ વંશ નષ્ટ થતાં હેનોલ્ટના કાઉન્ટના વંશમાં હોલાંડની જાગીર આવી. હોલાંડ અને ઝીલાંડ એ બે પ્રદેશો પહેલેથીજ એકત્ર તો થઈ ગયા હતા. એટલે હેનાલ્ટ વંશમાં ગાદી આવતાં હોલાંડ, ઝીલાંડ અને હેનાલ્ટ એ ત્રણ જાગીરો ભેગી થઈ. ઇ. સ. ૧૩૫૫ માં આ હેનાલ્ટ વંશનો સરદાર પણ અપુત્ર મરણ પામ્યો. તેથી તેનો ભાણેજ વિલિયમ ઓફ બવેરિયા ગાદી પર બેઠો. વિલિયમની પછી તેનો ભાઈ અને ભાઈનો ભત્રીજો આખા જાંગીરનો માલીક થયો. એ ભત્રીજાનું નામ પણ વિલિયમ હતું.

એના પછી એની ૧૭ વરસની કુંવરી ગાદીએ આવી. પરંતુ એ કુંવરીની પાસેથી બર્ગન્ડીના ડ્યુક ફીલિપે ગાદી છીનવી લીધી. ફીલિપ ધી ગુડ (ભલો) એ નામે પ્રખ્યાત થયો હતો. ગાદી છીનવાઇ જતાં બિચારી રાજકુંવરી દુઃખે પાપે જંગલોમાં ભટકવા લાગી; જેમ તેમ પોતાના દિવસો વીતાડવા લાગી.

પાંચસો વરસ સુધી નેધરલાંડ આવી રીતે છિન્નભિન્ન દશામાં રહ્યું. આખરે બર્ગન્ડીના વંશનું રાજ્ય આખા નેધરલાન્ડ પર ફેલાઈ ગયું. નેધરલાંડના જુદા જુદા પ્રાન્તો જે સ્વતંત્ર થઇ ગયા હતા તે બધા ફરી પાછા એક છત્રની છાયા હેઠળ આવી ગયા. તેઓ બધા એક માલિકને ચરણે પોતાનાં શિર ઝુકાવવા લાગ્યા. એ રીતે બરગન્ડીના વંશે એક સદી કરતાં પણ વધારે વખત રાજ્ય કર્યું.

## ગોલ્ડન ફ્લીઝ

હોલાંડની ગાદી પચાવી પાડતાં પહેલાંજ ફીલિપે ઘણા પ્રાંતો ઉપર પોતાનો અધિકાર ઝમાવી દીધો હતો, કેટલાક પર સમજૂતી કરીને, કેટલાક પર ખટપટ કરીને, અને કેટલાક પર જબરદસ્તીથી. હોલાંડ, ઝીલાંડ, હેનાલ્ટ અને ફ્રીઝલાંડ મળ્યા પછી બીજે વરસે એણે લકઝમબર્ગ ઉપર પોતાની સત્તા ઝમાવી. આવડું મોટું રાજ્ય મળ્યાથી તે યુરોપના બીજા રાજાઓની બરોબરી કરવા લાગ્યો. પોર્ટુગાલની શાહજાદી આઇઝાબેલાની સાથે એનું લગ્ન થયું.

ફીલીપે ગોલ્ડન ફ્લીઝ નામની એક સંસ્થા સ્થાપન કરી હતી. તે વેળાના દુનિયાના સૌથી પ્રખ્યાત એવા પચ્ચીસ રાજા, મહારાજા અને સરદારો એ સંસ્થાના સભાસદો હતા. પહેલેથીજ જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે શહેરના આગેવાનો અને નગર પંચાયતોની સત્તા ધીમે ધીમે કરતાં ખૂબ વધી ગઈ હતી. રાજાના અને સરદારોના પ્રતિનિધિઓની માફક શહેરી આગેવાનોનું જોર પણ પ્રાંત-પંચાયતોમાં ભારે રહેતું. પરંતુ એ બધાં શહેરો દરેક જુદું જુદું રાજ્ય હોય તે

પ્રમાણે એક બીજાથી સ્વતંત્ર રહેતાં. જુદાં જુદાં શહેરો તરફથી પ્રાંત પંચાયતોમાં જે પ્રતિનિધિઓ જઇને બેસતા તેઓ બધા એક બીજાના પ્રત્યે ચાર આંખ કરીને બેસતા હતા. પરસ્પર તેમનામાં ખાઉં-કરડું વૃત્તિજ રહેતી. એક શહેરને બીજા શહેરનો વિશ્વાસજ ન હતો. એ અવિશ્વાસને લીધેજ આગળ ઉપર બધાં શહેરોની સત્તા ડૂબી ગઇ.

## કાતર ચલાવી

ફીલિપ જન્મથીજ ભારે સત્તાલોભી હતો—મહત્વાકાંક્ષી હતો. તે કદિ પોતાની હકુમતના ક્ષેત્રથી ધરાતો નહિ. ગાદી પર બેસતાં વારજ એણે તો પ્રજાના હક્કો જાળવવાની અને અધિકાર પત્રો—ચાર્ટરો પ્રમાણે રાજ્ય ચલાવવાની પોતે જે કબૂલાત આપી હતી, પ્રતિજ્ઞા લીધી હતી, તેને એક બાજુએ રાખી પ્રજાની સ્વતંત્રતા ઉપર એકદમ કાતર ચલાવવા માંડી. ફીલિપમાં રાજ્ય કરવાની લાયકાત તો હતીજ. રણક્ષેત્રમાં પણ એ જીવ પર આવીને લડતો. એણે પ્રજા ઉપર ઘણા કરો નાંખ્યા હતા. પરંતુ એ બુદ્ધિશાળી પણ હતો. એ સમજતો હતો કે જે લોકોની કોથળીમાંથી નાણાં ખેંચી ખેંચીને રાજ્યની તીજોરી ભરવામાં આવતી હતી તે લોકો પોતેજ જો નિર્ધન થઈ ગયા તો પછી રાજ્યની આમદાનીનાં દ્વાર પણ બંધ થઇ જશેજ. આથી તે હંમેશાં દેશના ધંધા અને ઉદ્યોગોની ઉન્નતિ થાય તેને માટે પણ ઠીક પ્રયત્ન કર્યા કરતો હતો. એના રાજવહીવટ દરમ્યાન એક રીતે લોકોની સ્વતંત્રતા પર કાપ મૂકાયો ખરોઃ પરંતુ દેશના હુન્નર ધંધાની સારી ખીલવણી થઈ અને તેટલે અંશે પ્રજાની દોલત વધી પણ ખરી.

## એકલી બહાદુરીજ

ફીલિપના પછી એનો પુત્ર ગાદીએ બેઠો. એનું નામ—ચાર્લ્સ.

તે 'બહાદુર ચાર્લ્સ'ના નામથી જાણીતો થયો હતો. અલબત્ત, એ બહાદુર તો હતોજ પરંતુ એનામાં બહાદુરી સિવાય બીજો કોઈ ગુણ નહોતો. કોઈ બીજા દેશ પર ચઢાઈ લઈ જઇને ત્યાં રાજ કરવામાં, અને એ જીતેલી પ્રજા પાસેથી કરો ઉઘરાવવામાં ભારે બુદ્ધિ અને ચાલાકીની જરૂર પડે છે. ચાર્લ્સનો બાપ ફીલિપ તો એ કામમાં ભારે હુશિયાર હતો. પરંતુ તેની એ હુશિયારી ચાર્લ્સમાં ઉતરી નહોતી. એ તો ઉલટો ઉદ્ધત અને કંઈક ઉલ્લુ પણ હતો. જેવી રીતે મહમદ તઘલખ ચીન જેવા મોટા સામ્રાજ્યને જીતી લેવાનાં સ્વપ્નાં જોયા કરતો હતો. અને દેશની રાજ્યવ્યવસ્થાનું એને કશું ભાન નહોતું તેવીજ રીતે આ ચાર્લ્સ બહાદુરને પણ પોતાના રાજ્યની સુવ્યવસ્થા માટે કશી દરકાર ન હતી. એણે એક મોટું જબરદસ્ત લશ્કર રાખ્યું હતું અને તેના નિભાવ માટે પ્રજા ઉપર બેજવાબદારપણે કરો નાંખ્યો જતો હતો. પરંતુ લોકો એટલા બધા કરો આપવાને તૈયાર નહતા. રાજ્યના અમલદારો કર વસુલ લેવાને નીકળતા ત્યારે કેટલીક વાર લોકો તેમને હોકી પાડતા. પરિણામે રસ્તાઓ ઉપર લોહીના છંટકાવ સુદ્ધાં થતા.

## લોહીને ખાબોચિયે

આમ છતાં એણે મૂરખાએ સ્વીટઝર્લાંડ જેવી શૂરવીર પહાડી પ્રજાની સાથે યુદ્ધ આદર્યું. એ યુદ્ધ એના મૃત્યુ સુધી ચાલ્યું. આખી જીંદગી કાપાકાપીમાં ગઇ. છતાં આખરે પણ એના માથા ઉપર એણે ઇચ્છેલા સામ્રાજ્યનો મુગટ તો ન જ ચઢયો. તેને બદલે એનું ડોકું એક દિવસ કપાઇને લોહીના ખાબોચિયામાં જઇને પડયું. બિચારો ચાર્લ્સ પોતાની ગરીબડી પ્રજાને સતાવવા રંજાડવા સિવાય પોતાના મનનો બીજો કોઇ પણ મનોરથ પૂર્ણ કરી શક્યો નહિ.

ચાર્લ્સનાં મૃત્યુ પછી એની જુવાન દિકરી મેરી ગાદી પર આવી. મેરીના હાથમાં રાજ્યધુરા આવતાંજ પ્રજાઓને લાગવા માંડયું

કે આપણે ગુમાવેલા અધિકારો પાછા પ્રાપ્ત કરવાનો આ ઠીક અવસર આવી લાગ્યો છે. પોતાની અરસપરસની ફાટફુટથી જે હાનિ થતી હતી તેના તરફ તેમની આંખો ખુલી ગઈ હતી. આથી તેઓ બધા એકત્ર થઈ ગયા. બધાએ ભેગા મળીને એકે અવાજે પોતાના અધિકારોની માંગણી કરી.

## અવસર આવ્યો

મેરી બાપડી સ્ત્રી જાત હતી. તે શું કરે? એવામાં અધૂરામાં પૂરું ફ્રાન્સના રાજા લુઇએ પણ બરગન્ડી પરગણા ઉપર ચઢાઈ કરી. તેણે વળી મેરીનું આખું રાજ્ય પોતાને માટે માંગ્યું અને મેરીને કહ્યું કે તું ફ્રાન્સના યુવરાજ સાથે લગ્ન કર.

મેરી ગભરાઈ. તેણે પોતાની રૈયતના લોકોને, શહેરી આગેવાનોને કહ્યું કે ભાઇઓ, તમે બધા ભેગા થઇને આ નવી બહારની આફતને ટાળો. લોકોએ કહ્યું—હા, અમે તને સહાય આપવાને તૈયાર છીએ, પરંતુ અમારા જે જે હકો તારા બાપ અને દાદાએ ડુબાડી દીધા છે તે અમને પાછા આપ, અને સોગનપૂર્વક કબૂલત આપ કે ભવિષ્યમાં કદિ પણ તું અમારા હક ઉપર તરાપ મારશે નહિ.

## ગ્રેટ પ્રિવિલેજ

મેરીએ સોગન ખાધા. અને ગ્રેટ પ્રિવિલેજ નામનું અધિકારપત્ર લોકોને લખી આપ્યું. ઇગ્લાંડના ઇતિહાસમાં મેગના ચાર્ટાનું જે સ્થાન છે તેવુંજ મહત્વનું સ્થાન નેધરલાંડના ઇતિહાસમાં આ ગ્રેટ પ્રિવિલેજનું છે. નેધરલાંડના ભવિષ્યના પ્રજાસત્તાક રાજ્યનું મૂળ આ ગ્રેટ પ્રિવિલેજના ચાર્ટરમાં હતું. એમાં કાંઈ મેરીએ નેધરલાંડના લોકોને નવા કશા હકો આપ્યા ન હતા. માત્ર જૂના હકો ડુબી ગયા હતા તેટલાજ ફરીથી સ્વીકારી આપ્યા હતા. છતાં કેટલીક વિગતો જાણવા જેવી છે.

"પ્રાંત પંચાયતોની સંમતિ વગર મેરી કોઈની સાથે લગ્ન કરે

નહિ. રાજ્યના બધા અમલદારો દેશનાં માણસોમાંથી નીમવામાં આવે. કોઇ પણ અમલદાર એકી વખતે બે પદવી ભોગવી શકે નહિ. પદવીઓનું વેચાણ થઈ શકે નહિ. શ્રેષ્ઠ પંચાયત અને હોલાંડની સૌથી મોટી અદાલતનો પુનરોદ્ધાર કરવામાં આવ્યો. સામાન્ય કોરટોની અપીલ આ મોટી અદાલતમાં સાંભળવામાં આવતી. પ્રાંતિક અને શહેરને લગતા ઝગડાના ચુકાદા માટે લોકોને તેમની સરહદથી બહાર ન બોલાવવામાં આવે. પ્રાંતોની પેઠે શહેરો પણ પોતાની પંચોની બેઠક મરજી ફાવે ત્યારે, અને મરજી ફાવે ત્યાં બોલાવી ભરી શકે. પ્રાંતિક પંચાયતોની સંમતિ વગર કોઈ પણ નવો કરદાખલ કરી શકાય નહિ. તેમજ તેમની સંમતિ વગર મેરી કે તેનો કોઇ પણ વારસ બીજા પ્રદેશ સાથે લડાઈ કરી શકે નહિ. જો કદિ પ્રાંત પંચાયતની સલાહ વગર યુદ્ધ કરવામાં આવે તો પ્રાંતો તે યુદ્ધમાં નાણાં કે માણસની કશી મદદ કરવાને બંધાયલા ન રહે. બધાં રાજ્યકાર્યોમાં દેશી ભાષાનોજ ઉપયોગ કરવો. મેરીનો કોઈ પણ હુકમ જો નગરજનોના હકની વિરૂદ્ધનો હશે તો તે નહિ માન્ય કરવામાં આવે. પંચાયતોની સંમતિ વગર ન કોઈ સિક્કો બનાવવામાં આવે તેમજ ન કોઈ સિક્કાનું મૂલ્ય ઘટાડાય કે વધારાય. જે કરો નગરજનોને પૂછ્યા વગર નાંખવામાં આવે તે આપવાને લોકો બંધાયલા ન હતા. રાજા પોતેજ થઇને પંચાયતોની આગળ પોતાના ખરચખૂટણનો હિસાબ રજૂ કરે..." વગેરે

## આમ પ્રજાની શક્તિ

આ પરથી જોઈ શકાશે કે પંદરમી સદી જેવા સમયમાં આવી શરતો કાંઇ જે તે ન હતી. તે ઘણી ઉદાર શરતો કહેવાય. આ ઉપરથી એટલું તો સ્પષ્ટજ હતું કે નેધરલાંડના લોકોને માટે સ્વતંત્રતા એ તેમનો જન્મસિદ્ધ હક જેવી થઈ પડી હતી. હજુ સુધી બીજા દેશો-માં તો પ્રજાને કશાયે અધિકાર ન હતા. બસ, રાજા કરે તેજ ખરૂં એવો જમાનો હતો. નેધરલાંડના દાખલા પરથી એમ મનાવા લાગ્યું

કે ખરે, આમ પ્રજાને પણ હાથ, પગ, હૃદય, અને ભેજું હોય છે. હોલાંડની પેઠે ફ્લેન્ડર્સ વગેરે બીજા પ્રાંતોને માટે પણ એવી જ યોજનાઓ રચવામાં આવી. આથી દેશમાં ચોતરફ આનંદનો જુવાળ પ્રસરવા લાગ્યો.

હવે આ આનંદોત્સવની વચ્ચે મેરીએ ગુપચૂપ, પોતાની પંચાયતોને પૂછ્યા ગાછ્યા વગર પોતાના કેટલાક ખાનગી કારભારીઓને ફ્રાન્સના રાજાની સાથે સંધિ કરવાને માટે મોકલ્યા. પરંતુ ફ્રેન્ચ રાજાએ તો તરતજ બધો પડદો ખોલી નાંખ્યો. વાત જાણતાં લોકો ખોરવાયા. તાજીજ સ્વતંત્રતા મળ્યાથી મસ્ત બનેલા નેધરલાંડ વાસીઓએ મેરીના એ દેશદ્રોહી કારભારીઓને પકડી પકડીને શૂળી પર ચઢાવી દીધા. મેરી ગભરાઇ ને પોતાના નોકરોના પ્રાણદાનની ભિક્ષા માંગતી લોકો પાસે દોડી ગઇ; કાલાવાલા કરવા લાગી. પરંતુ કોઇએ તેનું કશું સાંભળ્યું નહિ.

## લગ્ન અને મોત

ઇ. સ. ૧૪૭૭ના ઓગસ્ટની ૧૮ મી તારીખે મેરીનું લગ્ન ઑસ્ટ્રીયા અને જર્મનીના રાજા, હેપ્સબર્ગ વંશના યુવરાજ મેક્સમિલિયન સાથે થયું. મેક્સમિલિયન ભારે ચાલાક હતો. એણે લોકોના આગેવાનો સાથે ઉપર ઉપરની દોસ્તી કરી લીધી અને તેમને આસ્માનના તારા બતાવી આખરે શહેરીઓ અને સરદારોને માંહોમાંહે લડાવી માર્યા. એ રીતે એઉની શક્તિ ક્ષીણ થઇ.

દરમ્યાન મેરી અકસ્માત ઘોડા પરથી ગબડી પડવાથી મૃત્યુ પામી. તેથી બીજા બધા પ્રાંતોએ મેક્સમિલિયનને મેરીનાં સંતાનનો રક્ષક માનીને તેની સગીરાવસ્થામાં એને રાજ્ય કરવાનો અધિકાર આપ્યો. પરંતુ (ફ્લેન્ડર્સ)ના લોકો ભારે અભિમાની અને સ્વતંત્ર સ્વભાવના હતા. તેમણે મેક્સમિલિયનને રાજા માનવાની સાફ ના પાડી. તેઓ મેરીના બાર વરસના પુત્ર ફીલિપને ઉઠાવી ગયા અને તેના

નામથી પોતે રાજ્યશાસન કરવા લાગ્યા.

## આંખો તો ધસીને પણ—

કેટલાંક વરસો સુધી એમજ કામ ચાલ્યું. મેકસમિલિયન કાંઇ કરી શકયો નહિ. આખરે ઇ. સ. ૧૪૮૮ માં તેણે રોમન લશ્કરની એક ટુકડી લઇને બ્રુજ્ઝ શહેર—જ્યાં એના પુત્રને રાખવામાં આવ્યો હતો તેના પર ચઢાઈ કરી. પરંતુ ફ્લેન્ડર્સના લોકોએ એની સેનાને હરાવી દીધી. અને એને પોતાને પકડીને શહેરના બજારમાં એક સરદારના મકાનમાં કેદ કર્યો. ત્યારે બીજા પ્રાન્તવાળાઓને ભારે ચિંતા થઇ. તેમણે વચ્ચે પડીને મેકસમિલિયન અને ફ્લેન્ડર્સના લોકોની વચ્ચે જેમ તેમ સુલેહ કરાવી. એ સુલેહને પરિણામે મેકસમિલિયન બીજા બધા પ્રાન્તોનો રાજા રહ્યો. પરંતુ ફ્લેન્ડર્સ પર તો સગીર ફીલિપના નામથી એક કાઉન્સિલ રાજ્ય કરે એમ નક્કી થયું. સાથે એમ પણ નક્કી થયું કે દર વરસે બધા પ્રાન્તોની ભેગી એક કોંગ્રેસ મળે જેમાં દેશની હાલત અને સુધારણા બાબત વિચારણા કરવામાં આવે.

મેકસમિલિયને આ બધી બાબતોનું પાલન કરવાના સોગન તો ખાઈ લીધા. પરંતુ જ્યારે એના બાપ એમ્પરર ફ્રેડરિકે સેક્સનીના ડયુકની સરદારી હેઠળ એક લશ્કર એને સહાય કરવા માટે મોકલી આપ્યું કે તરતજ એણે એ બધા સોગન ફોક કરી નાંખ્યા. પાછી એક વરસ સુધી લડાઇઓ ચાલી. આખરે ફ્લેન્ડર્સના લોકો હારી ગયા. આખા દેશ ઉપર મેકસમિલિયનની નિરંકુશ સત્તા જામવા લાગી. જે જે લોકોએ પોતાની સામે માથું ઉચક્યું હતું તેમને બધાને એણે કરડી સજાઓ કરવા માંડી. પોતે અને પોતાની મૃત પત્નીએ ભૂતકાળમાં આપેલાં વચનોને ટોલ્લે ભરાવી મેકસમિલિયને લોકોની સ્વતંત્રતા ઉપર કાતર ચલાવવા માંડી. તેમના હકોને કચડવા માંડ્યા.

## ફરી ગુલામી

ઇ. સ. ૧૪૯૩માં બાદશાહ ફ્રેડરિક મરણ પામવાથી મેકસ-

મિલિયનને આખા સામ્રાજ્યની ગાદી 'મળી. હવે તે એક વિશાળ સલ્તનતનો શહેનશાહ બન્યો.

બીજેજ વરસે નેધરલાંડની બધી પંચાયતોએ મેરીના પુત્ર ફીલિપ, જે અત્યંત દેખાવડો હોવાથી સોહામણા ફીલિપ તરીકે પ્રખ્યાત હતો તેને નજરાણાં કર્યાં અને ભેટો આપી. તેના જવાબમાં ફીલિપે બરગન્ડીના ચાર્લ્સ અને ફીલિપનાં વચનોનું પાલન કરવાની કબૂલત આપી, પ્રતિજ્ઞા લીધી. મેરીનું 'ગ્રેટ પ્રિવિલેજ' વાળું ચાર્ટર તો ક્યાંનું ક્યાં ભૂલાઈ ગયું હતું. હોલાંડ, ઝીલાંડ વગેરે બધા પ્રાન્તોએ ફીલિપની એટલી કબૂલત ઉપરથી સંતોષ માની એને પોતાના રાજા તરીકે સ્વીકારી લીધો; પરંતુ ફ્રીઝલાંડના લોકો—જેમના રાષ્ટ્રીય ચાર્ટરમાં લખ્યું હતું કે

જ્યાં સુધી વાયુ સ્વચ્છંદે :વહેતો રહેશે
ત્યાં સુધી ફ્રીઝલાંડની પ્રજા સ્વતંત્ર રહેશે—

એવા એ લોકો પણ લડાઈથી થાકી ગયેલા હોવાથી, નિરાશ થઇને મેકસ્મિલિયનના હુકમ પ્રમાણે સેક્સનીના ડયુકને પોતાના હાકેમ ( Podest.ı ) તરીકે સ્વીકારીને બેઠા. એ રીતે આખો દેશ ફરી પાછો ગુલામીની શૃંખલામાં બંધાઈ ગયો.

## ચાર્લીમેન બીજો

સને ૧૪૯૬માં ફીલિપનું લગ્ન સ્પેનના રાજાની કુંવરી સાથે થયું. ફીલિપ પોતે તો મુગલાઈ નવાબની પેઠે એશઆરામમાં જ પોતાનો સમય વીતાડતો હતો. તે એવી ને એવીજ જીંદગી ભોગવતો ઈ. સ. ૧૫૦૬માં સ્વધામ પહોંચી ગયો. પરંતુ એનો એક પુત્ર, જે પાછળથી ચાર્લીમેન બીજો એ નામે પ્રખ્યાત થયો હતો તેણે સ્પેન અને નેધરલાંડને એકજ રાજ્યછત્ર હેઠળ આણી મૂક્યાં. આ રીતે હેપ્સબર્ગ વંશનો વારસ તે મોટા ચક્રવર્તી રાજ્યનો માલિક થઈ બેઠો. નેધર-

લાંડ હવે કાંઇ સ્વતંત્ર દેશ રહ્યો ન હતો: તે એક મોટા સામ્રાજ્યના એક પ્રાન્ત કે જાગીર જેવો ગણાવા લાગ્યો હતો. ચાર્લીમેન પોતાનાજ કુટુંબના માણસોને નેધરલાંડના હાકેમ તરીકે નીમીને મોકલ્યા કરતો હતો.

## જેવો રાજા તેવી પ્રજા

પરંતુ સ્પેન અને નેધરલાંડનું આવું રાજદ્વારી જોડાણ કાંઈ એ બંને દેશોને બરાબર રીતે સાંધી શક્યું નહિ. બંને દેશો એક બીજાથી દરેક વાતોમાં વિરૂદ્ધ હતા. સ્પેનમાં આબાદી ઓસરી ગઇ હતી. નેધરલાંડ ખૂબ આબાદ હતો. સ્પેનના લોકો ગરીબ છતાં ભારે લડાકુ હતા. નેધરલાંડમાં ધંધા વેપારની ભારે ખીલવણી થઇ હતી. સુંદર ફીલિપ ફર્ડીનાંડની સામે દ્વેષથી બળતો હતો. એ રાજાઓના આપસઆપસનાં વેરને લીધે બંને દેશોની પ્રજાઓ પણ અરસ-પરસ દ્વેષ અને ઘૃણા કરતી હતી.

ફ્લેન્ડર્સમાં આવેલું ઘેન્ટ નામનું શહેર તે વેળા આખા યુરોપમાં સૌથી મોટું અને ભારે માલદાર શહેર ગણાતું હતું. ત્યાં એટલા બધા કારીગરો રહેતા હતા હતા કે જ્યારે તેઓ પોતપોતાને કામ ધંધે જતા ત્યારે શહેરના રસ્તાઓ પણ આખા રોકાઈ જતા હતા. લગભગ એંસી હજાર તો લડવૈયા જુવાન એ શહેરમાં રહેતા હતા. શહેરની વસ્તી પોતપોતાના ધંધા પ્રમાણે અમુક વિભાગોમાં વહેંચાઈ ગઇ હતી અને તે બધા વિભાગોની જુદીજુદી પંચાયતો હતી. એ લોકો ભારે સ્વાતંત્ર્યપ્રિય અને સ્વચ્છંદી હતા. મેરીએ આપેલા ગ્રેટ પ્રિવિલેજ પ્રમાણે તેઓ પોતાના હકોને, હજુ સુરક્ષિત માનતા હતા.

## રોલાંડ ઘંટ

શહેરની વચ્ચે રોલાંડ નામનો એક મોટો ઘંટ લટકાવવામાં આવ્યો હતો. જ્યારે એ ઘંટ વાગે કે તરતજ સર્વે લોક પોતાનાં

હથિયારથી સજ્જ થઇને ત્યાં આગળ દોડી આવતા. ઘણા લાંબા સમયથી એ ઘંટ ત્યાં આગળ લટકતો હતો. એ ઘંટના અવાજ ઉપર શહેરીઓ પોતાના પ્રાણ પાથરવાને તૈયાર રહેતા.

ચાર્લ્સનું રાજ્યારોહણ પણ આ ઝેન્ટ શહેરમાંજ થયું હતું. એક વાર આ શહેર ઉપર બાર લાખ ફ્લોરીનનો કર નાંખવામાં આવ્યો. લોકોએ કર આપવાની સાફ ના પાડી. જોર જુલમ કરવા માંડયો તો બળવો થયો. રોલાન્ડ ઘંટનો રણકારો થતાંજ લોકો શસ્ત્રો લઇને નીકળી પડ્યા.

જે માણસને તેમણે પોતાનો કર નહિ આપવા બાબતનો સંદેશો પહોંચાડવા માટે અધિકારીઓ પાસે મોકલ્યો હતો, તેણે સત્તાવાળાઓ પાસે જઇને ઉંધુંજ કહ્યું કે લોકો તો કર આપવાને તૈયાર છે. એ માણસની આવી દગાબાજીને માટે એને ભારે કડક સજા કરવામાં આવી. એને પકડીને ખૂબ દુઃખ દેવામાં આવ્યું. બાંધીને ફટકાર્યો અને પછી શૂળી પર ચઢાવીને મારી નાંખવામાં આવ્યો.

## ચાર્લ્સની ચાલાકી

આથી ચાર્લ્સ એક મોટું લશ્કર લઇને ઝેન્ટ શહેર ઉપર દોડમાર સાથે ચઢી આવ્યો. લોકોએ એનો ખૂબ સત્કાર કર્યો. લાગલાગટ ૭ કલાક સુધી એનું સરઘસ શહેરના જુદાજુદા ભાગોમાં ફેરવવામાં આવ્યું. ચાર્લ્સનો દરેકે દરેક સિપાઇ સરદારની પેઠે શસ્ત્રો અને પોશાકથી સજ્જ થયેલો હતો. તેમની શાંત મુદ્રા જોઇને શહેરીજનો દંગ થઈ ગયા. એક મહિનો સુધી તો ચાર્લ્સ શાંત બેસી રહ્યો. તેણે કાંઈજ કર્યું નહિ. પરંતુ તે પછી એણે પોતાની બાજીબાજી શરૂ કરી. પહેલાં તો એણે ૧૯ આગેવાનોને પકડી પકડીને ફાંસીએ ચઢાવ્યા. પછી આખા શહેરને દંડનો હુકમ સંભળાવી દીધો. આખા શહેરની માલમેતા—નાણું, ઘર, દાગીના સઘળું જે કાંઇ મળે તે જપ્ત કરવાનો હુકમ નીકળ્યો. એણે રોલાંડ ઘંટ પણ એકદમ કાઢી નાંખવાનું ફરમાન

કાઢ્યું. પાછલી દંડની રકમમાં દોઢ લાખનો વધારો કર્યો. એની સાથે સાથે વરસ દહાડે છ હજારનો નવો કર દાખલ કર્યો.

પછી તેણે એક મોટો દરબાર ભર્યો. અને હુકમ કર્યો કે શહેરના પ્રતિનિધિઓએ કાળાં કપડાં પહેરીને, ઉઘાડે માથે, મ્હોંમાં લગામ ઘાલીને આ દરબારમાં આવવું અને અમારી (ચાર્લ્સની) પાસે માફી માંગવી. શહેરમાં ભારે અસંતોષ ફેલાઈ રહ્યો હતો. ખૂણેખૂણા પર સિપાઇઓનો પહેરો બેસાડી દીધો હતો. ચાર્લ્સના મનમાં એમ હતું કે આવા પ્રકારની રાજકીય ચાલબાજી કરવામાં હું બહુ કુશળ છું.

## રાણીજીનું નાટક

બિચારા શહેરના પ્રતિનિધિઓને કાનપટ્ટી પકડીને, ઘસડીને ત્યાં દરબારમાં–લાવવામાં આવ્યાં. આંખમાં આંસુ સાથે, ગળગળા કંઠે તેમણે ઘુંટણીએ પડીને ચાર્લ્સની માફી માંગી. ચાર્લ્સ ગંભીર બનીને કાંઇક વિચાર કરવા લાગ્યો. જાણે તે એમ વિચારતો હોય કે આ લોકોને ક્ષમાદાન કરૂં કે નહિ કરૂં ? અંતે રાણીજીએ પોતાનો પાઠ ભજવ્યો: રાજાની સામે હાથ જોડીને તે બોલ્યાં–"પ્રભુ, આપનો જન્મ આ ઘેન્ટ નગરમાંજ થયેલો છે. તો એ ધ્યાનમાં લઈ આપ આ શહેરીજનોને ક્ષમા આપો."

ચાર્લ્સે ઉત્તર આપતાં કહ્યું—"ઠીક છે; રાણી, હું તારા પ્રેમને ખાતર, અને આ લોકો ખરા અંતરથી ક્ષમા માંગે છે તે ધ્યાનમાં લઇને–મને ન્યાયની કઠોરતા કરતાં દયા કરવી એજ વધુ પ્રિય છે તેથી–એમને ક્ષમા આપું છું."

એ બનાવ બન્યા પછી આખો દેશ ગુલામીની શૃંખલામાં પૂરેપૂરો જકડાઇ ગયો. દેશની સૌથી મોટી અદાલત પણ રાજસત્તા-વાળાઓએ પોતાના કાબુમાં લઈ લીધી. જેને પરિણામે ભવિષ્યમાં કદિ પણ નિષ્પક્ષ ન્યાય મળવાની આશા સમૂળગી નાશ પામી.

## સુધારાના પડઘા

નેધરલાંડની ક્રાંતિનો ઇતિહાસ બરાબર સમજવા માટે એની ધાર્મિક દશા પણ સમજી લેવાની ખાસ જરૂર છે. ખ્રિસ્તી ધર્મ તો ઘણા વરસોથી આ પ્રદેશમાં ફેલાઇ ગયો હતો. પરંતુ પ્રારંભથીજ લોકો રોમના પોપને ઝાઝું માનતા નહતા. બારમી સદીથીજ કેટલાક એવા એવા પંથો ઉભા થયા હતા, જેઓ પોપની, તેના નીમેલા કાર્ડીનલોની અને ખુદ ખ્રિસ્તી ધર્મની પણ મજાક મશ્કરી ઉડાવ્યા કરતા હતા. પાછળથી વાલ્ડો અને લ્યુથરના સિદ્ધાંતો પણ લોકોના મગજમાં અને હૃદયમાં ઠસી જવા લાગ્યા. જેવી રીતે સ્વામી દયાનન્દ સરસ્વતીએ આપણા દેશને બ્રામણ પૂજાની અંધશ્રદ્ધામાંથી ઉગારી લેવાને પ્રયત્ન કર્યો તેવીજ રીતે તે સમયમાં લ્યુથરે યુરોપના લોકોને ધર્માંધતા અને પાદરી પૂજામાંથી મુક્ત કરવાને પ્રયત્ન કર્યો હતો.

પરંતુ નેધરલાંડમાં જે લોકો લ્યુથર વિગેરેના સિદ્ધાંતો માનતા હતા તેમને રાજ્ય તરફથી ખૂબ કડક સજાઓ કરવામાં આવતી હતી. તેમને ગરમ ધગધગતા સળીઆ વડે ડહામ દેવામાં આવતા હતા; તેમને બળતી આગમાં ધકેલી દેવામાં આવતા હતા; કેટલાકને ઉંડા પાણીમાં ડૂબાડી દેવામાં આવતા હતા; જીવતાજીવત માણસોનાં શરીરની ચામડી ઉતારી નાંખીને તેમના ઉપર માખીઓ છોડવામાં આવતી અને એ રીતે રીબાવી રીબાવીને તેમનો જાન લેવામાં આવતો હતો.

પરંતુ આ બધા જુલ્મો વડે પણ લોકોમાં શાંતિની સ્થાપના થઈ શકી નહિ. દિવસે દિવસે પ્રચલિત ધર્મ પરથી લોકોની શ્રદ્ધા ઉઠતી જ ગઇ.

## પાદરીઓની બાદશાહી

પાદરીઓ એ વેળા ભારે એશઆરામથી રહેતા હતા. તેઓ મોટી મોટી જાગીરોના માલિકો હતા. એ લોકો તો રાજા કે અમીર, ઉમરાવ કે સરદાર, મજુર કે ખેડૂત સર્વે કોઇની પાસેથી પોતાનો

લાગો વસુલ કરતા હતા. જો કોઇ પાદરી કાંઈ ગુન્હો કરતો તો તેને કાંઈ સામાન્ય કોર્ટમાં હાજર થવુંજ પડે એવું ન હતું. એનો કેસ ખાસ પાદરીઓની કોર્ટ સમક્ષ ચાલતો. સામાન્ય માણસોને તો ગમે તેવી જુબાની પડતાં વારનેજ શિક્ષા કરી દેવામાં આવતી હતી. પરંતુ નાનામાં નાના પાદરીનો ગુન્હો પુરવાર કરવા માટે પણ ઓછામાં ઓછી સાત જણાની સાક્ષી તો જોઇએજ—એવો રીવાજ હતો. મોટા મોટા પાદરીઓ સામે કેસ પુરવાર કરવા માટે તો સત્તાવીશથી માંડીને બોત્તેર જણાની સાક્ષીઓ પડે એ જરૂરનું હતું. જો કદાચ કોઈ માણસ પાદરીઓની સામે એક શબ્દ પણ ઉચ્ચારતો—કે તરતજ તેની સામે એક ફતવો કાઢવામાં આવતો, તેને પરિણામે બધા લોકો તે માણસનો બહિષ્કાર કરતા. મોટા મોટા શરવીર પુરૂષો જે આગ, લોઢાના ગજ્યા કે ફાંસી કશાથી ડરતા નહતા, તે પણ પાદરીઓનું નામ સાંભળીને થરથર કાંપતા.

તેરમા સૈકાની લગભગમાં એ પાદરીઓની સત્તા ધીમે ધીમે ક્ષીણ થવા લાગી. પાદરીઓ વ્યસનમાં તો ડૂબેલાજ હતા. તેમની પાસે દોલત પણ પુષ્કળ હતી. એ દોલતને લીધેજ લોકોના મનમાં એમના પ્રત્યે ઘૃણા અને ઇર્ષાવૃત્તિ વધવા લાગી. એ પાદરી લોકો ન કદિ દેશના રક્ષણ માટે તલવાર ધારણ કરે, કે ન તેઓ દેશનો કોઈ જાતનો કર આપે! આથી રાજા અને રંક સૌ કોઈ એમના પ્રત્યે ખોરવાયલા રહેતા.

### દુકાનદાર પાદરીઓ

હવે ફ્લેન્ડર્સ, હોલાંડ વગેરે પ્રાંતોના કાઉન્ટોએ હુકમ કાઢ્યો કે પાદરી લોકો કોઈ પણ સંજોગોમાં જાગીરોના માલિક ન થઇ શકે. ન તેઓ મિલકત ખરીદી શકે કે ન કોઇના વારસામાં મેળવી શકે. આને લીધે એક બે જગાએ બળવા પણ થયા. પરંતુ પાદરીઓ પ્રત્યે લોકોનો તિરસ્કાર દિવસે દિવસે વધતો જતો હતો. અને એ

તિરસ્કાર વધે એમાં કશી નવાઈ પણ નહતી. પાદરીઓનાં લોભ-લાલચ અને નિમકહરામીનો પાર નહતો. ઘણા પાદરીઓ તો ખરેખરા દુકાનદારજ થઇ બેઠા હતા. એમના વેપારના માલ ઉપર જરા પણ જકાત લેવાતી નહિ! આથી તેઓ બીજા બધા દુકાનદારો કરતાં સસ્તે ભાવે વેચી શકતા હતા. એમની સાથેની હરિફાઈમાં સામાન્ય વેપારીઓનો ધંધો પડી ભાંગતો હતો, આથી તે લોકો પણ એમના ઉપર બળી રહ્યા હતા.

## ક્ષમાપત્રોનું વેચાણ

વળી પાદરીઓને લોકોના અપરાધ ક્ષમા કરવાનો અધિકાર હતો. ગમે તેવો ભયંકર ગુન્હો ભલેને કર્યો હોય પરંતુ જો તે એક વાર પાદરીજીએ માફ કર્યો, પછી કોઇની મગદૂર નહિ કે તે માણસનું નામ લઈ શકે—તો પછી તેના અપરાધને માટે સજા કરવાની તો વાતજ શી? લોભાઆ પાદરી બાવાઓએ ધીમે ધીમે આવાં ક્ષમા-પત્રો વેચવા માંડ્યા. એક માણસે કોઇ બીજાને ઝેર આપીને મારી નાંખ્યો હોય તો તે પોતાના અપરાધનું ક્ષમાપત્ર કોઈ પાદરી પાસેથી વેચાતું લઈ લે, કે બસ થઇ ગયું! એવું ક્ષમાપત્ર ૧૧ ડુકેટમાં વેચાતું મળતું! વગર ઝેરથી મારનાર માટેનું ક્ષમા–પત્ર એથીયે સસ્તે વેચાતું હતું. અરે, પોતાના સગ્ગા બાપનું ખૂન કરનાર તો માત્ર બેજ ડુકેટમાં માફીપત્ર મેળવતો, અને એક વાર માફી પત્ર મળ્યું કે પછી રાજ્યની પોલિસ પણ તે માણસનું નામ લઈ ન શકે! પાદરી-ઓએ આવાં માફીપત્રો પણ એટલી બધી જાતજાતના કાઢ્યાં હતાં, કે જેને માટે માફીપત્ર ન મળે એવો કોઈજ ગુન્હોજ રહ્યો ન હતો. અરે, વધુ તે શું હોય? પણ કોઈ પાપ કરવાનું હોય તેના પહેલાંથીજ તેને માટેનું માફીપત્ર માણસો મેળવી લઇ શકતા હતા! જો કોઇ અપ-રાધી માણસ નાસી જઇને કોઈ મઠમાં જઇને છૂપાતો, તો પછી તેને કશી સજા થઈ શકતી નહિ!

## માર્ટિન લ્યુથર

આ બધા અનર્થો અને અધર્મો જોઈને તેનો નાશ કરનાર એક માર્ટિન લ્યુથર પેદા થયો. તેણે આખા યુરોપને સળગાવી મૂક્યું! ખરેખર, અત્યાચાર અને અનાચારની પરિસીમા—એજ તેના વિનાશકને જન્મ આપે છે. લ્યુથર બહાર પડયો ત્યારે છાપખાનાની શોધ થઈ હતી. અને તેમાં બાઈબલ છપાઈને વેચાવા માંડયું હતું. જ્યારે છાપખાનું નહતું ત્યારે બાઈબલની એક નકલ—હસ્તલિખિત પ્રત—પાંચસો ક્રાઉનમાં વેચાતી; જ્યારે છપાવા માંડી ત્યારે એકેક નકલ પાંચ ક્રાઉનમાં મળવા લાગી. ગરીબમાં ગરીબ માણસો પણ બાઈબલ ખરીદ કરીને વાંચવા લાગ્યા, અને વાંચતાંજ તેમની આંખો ખુલી જવા લાગી. ધર્મના ઈજારદારો પાસેથી એ ઈજારો ખુંચવાઈ જવા લાગ્યો.

ઈ. સ. ૧૪૫૯માં બરગન્ડીના ડયુક ફીલિપે જાહેર કર્યું કે પાદરી-લોકો કોઈ પણ અપરાધી માણસને મઠમાં છૂપાવી શકશે નહિ; ચાર્લ્સ બોલ્ડે પણ પાદરીઓ ઉપર સખત વેરો નાંખ્યો. એ ચાર્લ્સ તો દુનિયામાં અવતરીને લડાઇ કરવા સિવાય બીજું કશું શીખ્યોજ નહતો. જો કોઈ પાદરી વેરો આપવા બાબતમાં આનાકાની કે રકઝક કરતો. તો તરતજ ચાર્લ્સ તેની સામે તલવાર ખેંચી કૂદી પડતો અને કોઈ પણ રીતે વેરો વસૂલ લેતો.

## અધમતાની પરિસીમા

આ પ્રમાણે પાદરી બાવાઓને ચારે તરફથી ધોકા પડવા લાગ્યા. સ્થિતિચુસ્ત રોમન કેથોલિક પંથના ખ્રિસ્તીઓ પાદરીઓની આ દશા માટે આંસુ પાડતા હતા. ધાર્મિક વેરા વસુલ લેવા માટે પાદરીઓએ આખા નેધરલાંડનો વિભાગ અંદરે અંદર વહેંચી લીધો હતો. એવી રીતે ધર્મને નામે ઉઘરાવેલા વેરાનું દ્રવ્ય પાદરી લોકો ખુલ્લી રીતે જુગારના અખાડાઓમાં, દારૂના પીઠાંઓમાં અને વેશ્યાવૃત્તિમાં ઉડાવતા

હતા. એમના ક્ષમા-પત્રોનું ધતીંગ હદ બહારનું વધી ગયું હતું. ખુદ પરમેશ્વરની મા ઉપર અત્યાચાર કરનારને પણ આ પાદરી લોકો ક્ષમા અપાવવાને તૈયાર હતા, અને એ રીતે ક્ષમા-પત્રો આપતા પણ હતા! આવી દુર્દશા જોઇને સાચા સમજુ માણસોનાં અંતર ચિરાઇ જતાં હતાં.

## નવા પંથો

ધર્મની આવી અવ્યવસ્થા દરમ્યાન તેના વિરોધમાં જે કોઇ નવો પંથ અગર પુરૂષ ઉભો થતો તેને તેના અનુયાયીઓ તુરતજ મળી રહેતા. લ્યુથર, વ્હીકલીફ વગેરે જાણીતા આગેવાનો ઉપરાંત બીજા પણ અનેક પંથીઓ નીકળ્યા હતા, અને તેમનાં મંડળો બંધાયં હતાં. રોજ કોઇ ને કોઇ નવો ધર્મમાર્ગ ઉભો થતો હતો. એક નવો પંથ તો એવોજ નીકળેલો કે આપણે ત્યાંના વામ માર્ગીઓને પણ વિસારે પાડી દે. હજારો લોકો એ નવા પંથના ચેલાઓ બન્યા હતા અને પંથના ગુરૂ ગણાતા ગડીયાની પરમેશ્વરની પેઠે પૂજા કરતા હતા. એ ગુરૂ મહારાજે એક મેળો ભરીને પોતાનું લગ્ન જીસસ ક્રાઇસ્ટની માતા મેરીની સાથે કર્યું. તેણે પોતાની બેઉ બાજુ ઉપર એકેક પેટી ગોઠવીને પોતાના ચેલાઓને કહ્યું કે જીસસની માતાને કન્યાદાનમાં નાણું આપો. અંધ શ્રદ્ધાળુ ઇસ્લુ લોકોએ ભારે ઉત્સાહથી રૂપિયાની ભેટો નાંખીને બેઉ પેટીઓ ભરી દીધી! એ રીતે પાગલપણાની હદ આવી રહી હતી.

## લ્યુથર સામે ચાર્લ્સ

લ્યુથરના પવિત્ર ઝુંડા નીચે સમજુ લોકો એકઠા થઇ રહ્યા હતા. એમણે બીલકુલ નીડરપણે એ બધા ધાર્મિક ભ્રષ્ટાચારો સામે પોતાનો ઘોર અવાજ કાઢ્યો. નેધરલાંડ સ્પેનના રાજા ચાર્લ્સની બાપીકી જાગીર હતી, ત્યાં એ પોતાની મરજી પ્રમાણે સર્વ કાંઇ કરી શકતો

હતો. પરંતુ જર્મનીમાં એને મરજી ફાવે તેમ કરવાની હિંમત ન હતી. ઇ. સ. ૧૫૨૧માં પોપની સંમતિથી ચાર્લ્સ રાજાએ બાદશાહી ફરમાન કાઢ્યું: કે લ્યુથર નામનો માણસ છે તે ઇન્સાન નથી પણ શયતાન છે. સાધુઓનાં કપડાં એ પહેરે છે તે લોકોને ફોસલાવીને નરકમાં લઇ જવા માટે પહેરે છે. આથી જાહેર કરવામાં આવે છે કે એ લ્યુથરના જેટલા ચેલા જ્યાં જોવામાં આવશે ત્યાં તેમને ફાંસીએ લટકાવવામાં આવશે અને તેમની સઘળી માલ મિલકત જપ્ત કરવામાં આવશે.

## મનુષ્ય યજ્ઞની ભઠ્ઠી

આ બાદશાહી ફરમાન નીકળ્યા પછી નેધરલાંડમાં એક ભયંકર હત્યારો યુગ બેઠો, જેના વડે ચાર્લ્સ રાજાનું શાસન આખા યુરોપમાં વગોવાયું છે–કલંકિત થયું છે. ઇ. સ. ૧૫૨૩ના જુલાઇ માસની પહેલી તારીખે સૌથી પહેલાં, લ્યુથરના બે શિષ્યો બ્રસેલ્સમાં પકડાયા અને તેમને જીવતા બાળી મૂકવામાં આવ્યા. રોમન કેથોલિક રિવાજ મુજબ લોકો માત્ર દેવળોમાં અને સાધુ મઠોમાંજ પ્રાર્થના અને ધર્મ શાસ્ત્રોનું વાંચન અધ્યયન કરી શકતા હતા. પરંતુ લ્યુથરના મતવાળા સુધારકો તો ગમે તે સ્થાન ઉપર પ્રાર્થના કરી લેતા હતા. દેવળ કે મઠમાંજ પ્રાર્થના થઇ શકે એવું તેઓ માનતા ન હતા. આથી એક નવું શાહી ફરમાન નીકળ્યું કે "દેવળ કે મઠ સિવાયની બીજી કોઇ પણ જગાએ લોકોએ પ્રાર્થના કરવા માટે ભેગા થવું નહિ. તેમજ ઘરમાં કોઇ પણ ધાર્મિક પુસ્તકનું અધ્યયન કે ચર્ચા કરવી નહિ. જે કોઇ આ ફરમાનની વિરૂદ્ધ આચરણ કરશે તેને મોતની સજા કરવામાં આવશે." આ ફરમાન કાંઇ ખાલી દમદાટી આપવા માટે નીકળ્યું ન હતું. પરંતુ તેમાં જણાવ્યા પ્રમાણે મનુષ્ય યજ્ઞની ભઠ્ઠી રાતદિવસ ચાલૂજ રહેતી હતી અને લોકોને પકડી પકડીને તેમાં હોમી દેવામાં આવતા હતા.

## મેરીની ધર્માંધતા

માત્ર લ્યુથર વગેરેના પંથવાળા કે બીજા આલતુ–ફાલતુ પંથવાળાઓનેજ આવી શિક્ષાઓ થતી હતી એમ ન હતું. એમના સિવાય બીજા પણ અનેક સાદા સીધા માણસો, ખરા અંતરથી અમુક માન્યતા ધરાવનારાઓને પણ પકડી પકડીને ફાંસીએ ચઢાવવામાં આવતા હતા! ચાર્લ્સની બહેન હંગેરીની રાણી મેરી હતી. તેનો નેધરલાંડ ઉપર પણ થોડોક અધિકાર હતો. એ મેરીએ પોતાના ભાઇને ઇ. ૧૫૩૩માં એક પત્ર લખીને જણાવ્યું હતું કે—

"ધર્મની વિરૂદ્ધ વર્તવાવાળા લોકોને ખૂબ કડક સજાઓ મળવી જોઇએ. કોઇને પણ છોડશો નહિ. માત્ર એટલી એક વાત ધ્યાનમાં રાખજો કે નેધરલાંડની આર્થિક આબાદી નષ્ટ ન થાય."

એ પછી જે ઘોર હત્યાકાન્ડ શરૂ થયો તે જોઇને તો એમજ લાગે કે મેરીએ નક્કી કરી દીધેલી હદ પણ ઓળંગી જવાઇ છે કે શું? અને નેધરલાંડની આબાદીની સમૂળગી નાશ પામશે કે શું? આ ધર્માંધ વિધવા મેરી રાણીએ બહુજ ધર્મિષ્ટતાથી હુકમ કાઢ્યો હતો કે જેઓ ધર્મની વિરૂદ્ધનું આચરણ કરશે તેને મોતની સજા કરવામાં આવશે. માત્ર જેઓ પોતાનાં પાપનો પશ્ચાત્તાપ કરશે તેમને અનુગ્રહ તરીકે તરવારથી મારવામાં આવશે. જે સ્ત્રીઓ પશ્ચાત્તાપ કરશે તેને માત્ર જીવતી જમીનમાં દાટી દેવામાં આવશે. પરંતુ જેઓ બીલકુલ પશ્ચાત્તાપ કરશેજ નહિ તેમને તો જીવતજીવત અગ્નિમાં બાળવામાં આવશે....

જે વેળા આ બધો અત્યાચાર પ્રવર્તી રહ્યો હતો, તેજ વખતે ચાર્લ્સે પોતાના પુત્ર ફીલિપને યુવરાજ તરીકે અને નેધરલાંડના ભાવિ રાજા તરીકે પ્રજા તરફથી વફાદારીના સોગન લેવડાવવા માટે નેધરલાંડ મોકલ્યો.

# ચાર્લ્સ રાજ્ય છોડે છે

ઇ. સ. ૧૫૫૫ના અક્ટોબર માસની ૨૫ મી તારીખે બ્રસેલ્સના રાજમહેલમાં નેધરલાંડની બધી પંચાયતોની એક સભા થશે એવો ઢંઢેરો પીટવામાં આવ્યો હતો. પંચમ ચાર્લ્સ મહારાજાએ એ શુભ તિથિ પોતાનો રાજ કારભાર ફીલિપને સોંપી દેવાનાં મુહુર્ત તરીકે નક્કી કરી હતી.

## રૂવાબદાર પ્રસંગ

રાજદ્વારી ઢોંગોની રચના કરવામાં ચાર્લ્સ ભારે ઉસ્તાદ હતો. તે બરાબર સમજતો હતો કે એવા દેખાવો, દરબારો વગેરેની અસર લોકો ઉપર બહુ સારી પડે છે. એવા સ્વાંગ–જલસા–કયે વખતે કેવા ગોઠવવા જોઇએ તે પણ એ સારી રીતે જાણતો હતો. આપણે જોઇ ગયા છીએ કે જ્યારે ઘેન્ટ શહેરે ચાર્લ્સની સામે બળવો જગાવ્યો હતો ત્યારે એ કેવા સ્વરૂપે તે શહેરમાં પહોંચી ગયો હતો ? અને પછી ભૂલથાપ ખવડાવીને એક મહિના પછી એણે પોતાનું ઉગ્ર સ્વરૂપ લોકોને કેવી રીતે બતાવી આપ્યું હતું ! અચાનક લોકોના આગેવાનોને પકડી પકડીને એણે સખતમાં સખત સજાઓ કરી દીધી હતી. ફૂલ્યું ફાલ્યું ઘેન્ટ શહેર જે એક નાનકડા પ્રજાસત્તાક રાજ્ય જેવું સ્વતંત્ર હતું તેને એણે કેવી ચાલાકીથી કચડી નાંખ્યું અને તોબા તોબા પોકરાવી દીધી તે પણ આપણે જોઇ ગયા છીએ.

હવે ચાર્લ્સની એવી ઇચ્છા હતી કે મારા જીવનનો અંત આવે તેને લગતો પણ એકાદ ભવ્ય રૂવાબદાર પ્રસંગ ગોઠવવો. ખૂબ વિચાર

કરીને એણે એક પ્રોગ્રામ ગોઠવી કાઢયો. ૨૫મી અકટોબરને દિવસે હું મારા શિર પરથી મુગટ ઉતારીને ફીલિપને મસ્તકે પહેરાવીશ, એવી એણે જાહેરાત કરી. એ કાંઇ નાનોસુનો પ્રસંગ ન હતો. આખા યુરોપની દૃષ્ટિ એ વખતે બ્રસેલ્સના રાજમહેલ તરફ ચોંટી રહી હતી.

## બ્રસેલ્સ નગરી

બ્રુએન્ટ પ્રાન્તની રાજધાની બ્રસેલ્સ શહેર, એ ઘણી પ્રાચીન નગરી હતી. એ શહેર ઉદ્યોગ ધંધે ખીલવણી પામેલું અને આબાદ હતું. તેમાં લગભગ ૧ લાખની વસ્તી હતી. શહેરની આસપાસ ૭ માઇલ લાંબો કોટ હતો; જે કોટ તે સમયેજ બસો વરસનો જૂનો ગણાતો હતો. વચ્ચે સીઝ નદી વહેતી હતી. જ્યાં જૂઓ ત્યાં બાગ-બગીચા અને હરિયાળાં ખેતરો નજરે પડતાં હતાં.

શહેરની વચ્ચે આવેલા ટાઉન-હોલ, નગર ભુવનની ઉપર એક સુંદર મીનારો હતો. તે ૩૬૦ ફુટ ઉંચો હતો. નેધરલાંડના કારીગરોની કળાના નમુના સરખો, તેમનાં કૌશલ્યની ધ્વજા સ્વરૂપે એ મિનારો ઉભો હતો. એમાં પત્થરની કારીગરીનું ખુબ નકશીદાર કામ હતું. મિનારાની ડાબી બાજુએ એક સુંદર બગીચો હતો. જમણી બાજુએ ઓરેન્જ, એગ્મોન્ટ, ગેરેમ્બર્ગ, કયુલેમબર્ગ, વગેરે વગેરે સરદારોના મહેલો આવી રહ્યા હતા. શહેરની બહાર એક માઇલ દૂર એક મનોહર ઘટાઘુમ્મવાળું જંગલ આવેલું હતું તેમાં ખ્રિસ્તી ભિક્ષુઓની ગુફાઓ હતી. શહેરના લોકો આરામને માટે અથવા ગરમીના દિવસોમાં આ જંગલમાં આવીને રહેતા.

## રાજમહેલની રચના

આ શ્રીમન્ત અને સોહામણી નગરીના રાજમહેલમાં આજે દેશની બધી પંચાયતો એકત્ર થવાની હતી. મહેલ કાંઇ ઘણું સુંદર

નહતો; કે તેમાં કાંઇ સવિશેષ કારીગરી નહતી. એના મુખદ્વારમાં દાખલ થતાંજ એક વિશાળ દિવાનખાનું,—હોલ—આવતો હતો તેની જોડેજ એક નાનકડું દેવળ હતું. આ હોલમાંજ હંમેશ 'ગોલ્ડન ફ્લીઝ' મંડળની બેઠક મળ્યા કરતી હતી. આજે એ હોલમાં મોટી સભા ભરવાનો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. પશ્ચિમ તરફની બાજુએ હોલમાં છ સાત પગથીયાં ગોઠવીને ઉંચો માંચડો પ્લેટફાર્મ બનાવવામાં આવ્યો હતો. તેની પાસે ભોંય પર નેધરલાંડના પ્રાંત પ્રતિનિધિઓને બેસવા માટે સંખ્યાબંધ બાંકડાઓ ગોઠવવામાં આવ્યા હતા.

માંચડાની જમણી બાજુ પર ખુરશીઓની કેટલીક હાર કરેલી હતી. તે ખુરશીઓ મખમલ અને જરીકામથી મઢેલી હતી. ગોલ્ડન ફ્લીઝના સભાસદો અને ખાસ ઉચ્ચ કોટિના મેમાનોને માટે તે ગોઠવવામાં આવી હતી. એની પાછળ ત્રણ હાર મોટી મોટી કાઉન્સિલોના સભ્યોને બેસવા માટેની હતી. માંચડાની ઉપર વચમાં એક મોટું ઉંચું રૂપાળું છત્રાસન હતું તેના ઉપર બરગન્ડીનાં હથિયારો સજાવીને મૂકયાં હતાં તેની નીચે ત્રણ સોનાનાં આસનો ગોઠવ્યાં હતાં.

## સભાજનોની પધરામણી

નક્કી કરેલે સમયે બધા પ્રતિનિધિઓ આવીને પોતપોતાના આસનો ઉપર બેસી ગયા. પરંતુ ઝેલ્ડરલાંડ અને ઓવરીસેલ—એ બે પ્રાન્તોના પ્રતિનિધિઓ આવ્યા નહતા. આખો હોલ ચારે બાજુથી ચિકાર ભરાઇ ગયો. પેલી ત્રણ સોનાની ખુરશીઓજ માત્ર ખાલી હતી. દરેક જણ ઉત્સુકતાથી વાટ જોઇ રહ્યું હતું. બરાબર ત્રણ વાગ્યા કે તરતજ પેલા દેવળ તરફને દરવાજે થઇને ચાર્લ્સ મહારાજાએ પ્રવેશ કર્યો. વિલિયમ ઓફ ઓરેંજના ખભા પર હાથનો ટેકો આપીને, લાકડીનો ટેકો દઇને રાજા ચાર્લ્સ ધીમે ધીમે ચાલતો દાખલ થયો.

એની પાછળ એનો પુત્ર ફીલિપ અને હંગેરીની વિધવા રાણી મેરી જે નેધરલાંડની પણ માલિકણ હતી તે–અંને દાખલ થયાં.

એ બે જણાંની પાછળ આર્ચ ડયુક મેકસમિલિયન ડયુક ઓફ સેવોય, તથા ગોલ્ડન ફ્લીઝના બીજા અનેક સરદારો હતા. બીશપ ઓફ એરસ–જે પાછળથી પોતાના જુલ્મ અત્યાચારોને માટે કાર્ડિનલ ગ્રેનવિલને નામે પ્રખ્યાત થયો હતો તે–પણ આ મંડળીમાં હતો. ક્રીસ્ટીયન વંશનો વીર લેમોરલ એગ્મોંટ, જે ભવિષ્યમાં પોતાનાં શૂરાતન માટે અને યુદ્ધક્ષેત્રમાં વીરહાક પાડવા માટે આખા યુરોપમાં મશહુર થયેલો અને અન્તે પોતાના દેશને ખાતર ફાંસીને માંચડે ચઢેલો તે તથા ડયુક ઓફ હોર્ન, માર્કિવસ બરધન, અને લોર્ડ મોન્ટની, જેનો અંત પણ પછીથી વીર એગ્મોંટની પેઠે ફાંસીને માંચડે આવ્યો હતો તે–બધા હાજર હતા. ડયુક ઓફ એરશોટ, બ્રેડરોડ, ડાક્ટર વિગ્લીયસ રૂઇગોમેઝ વગેરે તેમજ બીજા અનેક જણા, જેમણે પાછળથી દેશનું કલ્યાણ કે અકલ્યાણ કરવામાં આગળ પડતો ભાગ લીધો હતો તેઓ બધા આ પ્રસંગે હાજર હતા.

જેના ખભાનો ટેકો લઇને ચાર્લ્સ આજે આ હોલમાં પ્રવેશ કરી રહ્યો હતો. તેનાજ તે વીર ડયુક ઓફ ઓરેન્જના જ આશરા હેઠળ દેશે પાછળથી પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી. ડયુક ઓફ ઓરેન્જનું નામ યુરોપના ઇતિહાસમાં અમર નામ તરીકે લખાયું છે.

## ભપકાની ચકાચક

આજની સભા એક ઓર પ્રકારની સભા હતી. સર્વે લોકોની આંખો ટગર ટગર જોઇ રહી હતી. શું થાય છે, શું થશે તે જોવા જાણવાને સૌ કોઇ આતુર અને ઉત્સુક હતું. પરંતુ જે જે મુખ્ય માણસો આ દરબારમાં હાજર હતા, તેમના મનમાં તો આજના ભપકાસપકાની ચકાચક જોઇને કંઇક ઊંડા અંધકારના ભણકારા વાગી રહ્યા હતા; ભવિષ્યમાં કંઇકના જાન લેવાશે, કેટલાકને ઝેર

દઇને મારી નાંખવામાં આવશે, કંઇક ફાંસીએ લટકશે, કંઇકની કતલ થઇ જશે—કોણ જાણે ? આજના આનંદ અવસરમાં તે કારમી દેહયાતનાના પડઘા કોને સંભળાઇ રહ્યા હતા ?

ચાર્લ્સ મહારાજા હોલમાં દાખલ થતાંજ બધા લોકો ઉઠીને ઉભા થઇ ગયા. ત્રિકોણાકાર છત્રની નીચે જે ત્રણ આસનો ગોઠવેલાં હતાં તેના ઉપર ચાર્લ્સ, ફીલિપ અને હંગેરીની રાણી મેરી વિરાજ્યાં ! તેમણે બેઠક લીધા પછી સભા જનો સઘળા પોત પોતાનાં આસનો પર બેસી ગયા. પ્રિવી કાઉન્સિલના એક સભ્યે ઉભા થઇને લાંબું આડમ્બરી ભાષણ આપીને કહ્યું—

## સૂત્રધારની નાન્દી

"આપણાં કમનસીબની વાત છે કે આજે આપણા મહારાજા પોતાના શરીરની અસ્વસ્થતાને લીધે અને ગાંઠીઆ તાવ વગેરે કઠણ રોગોને લીધે રાજની લગામ હાથમાંથી છોડે છે. આપણા મહારાજાનો આ દેશની ભૂમિમાંજ જન્મ થયો હતો એથી તેઓ આપણા પ્રત્યે સૌ કરતાં વિશેષ માયા રાખતા આવ્યા છે, આપણા ઉપર પિતા તુલ્ય હેત રાખે છે, રાજ્યધુરાનો ત્યાગ કરીને તેઓ આ દેશ છોડી વધારે અનુકૂળ હવાપાણીવાળા સ્પેન દેશમાં રહેવા જાય છે...." એમ કહીને તેણે ચાર્લ્સનું વસીયતનામું વાંચ્યું. એ વસીયતનામામાં ફીલિપને નેધરલાંડના રાજા તરીકે જાહેર કર્યો હતો.

વસીયતનામું સાંભળીને લોકો આશ્ચર્યમુગ્ધ બની અરસપરસ કાનોમાં ઘુસપુસ કરવા લાગ્યા. કેટલાક ચાર્લ્સની પ્રશંસા કરવા લાગ્યા. કેટલાક કહેવા લાગ્યા કે જ્યારે ફ્રાન્સનો રાજા આપણા દેશ પર પંજો મારવાને ટાંપીને બેસી રહ્યો છે એવા વખતમાં મહારાજાએ દેશને જોડવો જોઈતો નથી; વગેરે કંઇ કંઇ વાતો ચાલવા લાગી.

એટલામાં ચાર્લ્સ ઉઠયો. ઓરેન્જના ખભા પર હાથનો ટેકો

દઈ ઉભા ઉભા તેણે ભાષણ કરવા માંડયું. વિલિયમ–ઓરેન્જની ઉમ્મર આ વખતે માત્ર બાવીસ વરસની હતી. છતાં ચાર્લ્સે તેને પોતાના લશ્કરનો સેનાપતિ બનાવ્યો હતો. અને ફ્રાન્સ તરફથી એ વેળા આફતના, હુમલાના ભણકારા વાગી રહ્યા હોવાથી ઓરેંજને એણે ફ્રેંચ સરહદ ઉપર રક્ષણને માટે મોકલ્યો હતો. આજના ખાસ પ્રસંગને માટેજ તેને ત્યાંથી બોલાવવામાં આવ્યો હતો.

## નાટકની શરૂઆત

ચાર્લ્સે પોતાનું લેખિત ભાષણ વાંચવા માંડયું. ૧૭ વરસની ઉમ્મરથી માંડીને આજ સુધીમાં પોતે કરેલાં કર્મોનું વર્ણન કરીને એણે કહ્યું—

"મેં નવ વાર જર્મની, છ વાર સ્પેન, સાત વાર ઇટાલી, ચાર વખત ફ્રાન્સ, દસ વાર નેધરલાંડ, બે વાર ઇગ્લાંડ અને કેટલીયે વાર આફ્રિકા ઉપર ચઢાઇ કરી છે. અગીયાર વખત મેં સમુદ્રયાન કર્યું છે. મેં મારી આખી જીંદગીમાં જે કાંઇ કર્યું છે તે બધું આપણા દેશ અને ધર્મની રક્ષાને માટે કર્યું છે. જ્યાં સુધી પરમાત્માએ મારા શરીરમાં શક્તિ રાખી હતી ત્યાં સુધી મેં આપણા દેશ અને ધર્મની સેવા કર્યા કીધી છે; પરંતુ હવે મારી શક્તિ ક્ષીણ થતી જાય છે. તેથીજ મારા દેશ અને પ્રજાના હિતને ખાતર હું રાજ્યગાદીનો ત્યાગ કરૂં છું. વૃધ્ધ અને નિર્ગત ચાર્લ્સની જગાએ હવે જુવાન, ઉત્સાહી, શક્તિશાળી ફીલિપ ગાદી ઉપર બેસે છે, હુંજ તેને રાજ-ગાદી સોંપી દઉં છું..."

પછી ફીલિપને સંબોધીને એણે કહ્યું,—

"બેટા, મરતી વેળા કોઈ પિતા આવડું મોટું સામ્રાજ્ય પોતાના પુત્રને માટે મૂકી જાય, એ તે પુત્રને માટે અત્યંત અહેસાનીની વાત છે. પરંતુ હું તો જીવતાજીવત આ રાજ્ય તને સુપરત કરીને કબ-રને રસ્તે ચાલવા માંડું છું. બેટા, મારૂં ઋણ તો તું માત્ર પ્રજાની

સેવા કરીનેજ ચૂકવી શકશે. જો તું બરાબર લાયકાતવાળો નીવડશે, અને પરમેશ્વરનો ડર રાખીને ન્યાય અને ધર્મને માર્ગે ચાલી રૈયતનું રક્ષણ કરશે તોજ ભવિષ્યની પ્રજા મારા આ ગાદીત્યાગની પ્રશંસા કરશે..."

અંતે પંચાયતોના પ્રતિનિધિઓને સંબોધીને ચાર્લ્સે કહ્યું—"હું તમને તેમજ તમારી દ્વારા આખા દેશને વિનંતિ કરૂં છું કે તમે સૌ ફીલિપના હુકમને માન આપજો. મારે પોતાને માટે તો હું તમારી પાસે એટલુંજ માગું છું કે મારા શાસનકાળમાં મેં જાણીને કે અજાણતાં કોઇ અપરાધ કર્યા હોય તે બધા તમે માફ કરજો અને વીસરી જજો. હવે પછીનું મારૂં જીવન હું ઇશ્વર ભક્તિ અને ભજનમાંજ ગાળવાનો છું. તમે બધાએ મારી સાથે જે દયા અને પ્રેમથી કાર્ય કર્યું છે તે માટે હું હંમેશ પરમેશ્વરને પ્રાર્થના કર્યા કરીશ..."

## આંસુના રેલા

આવા શબ્દોને લીધે સૌ કોઇનાં અંતર પીગળી ગયાં. સર્વની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. ચોતરફથી ડસકીયાંના જેવો અવાજ પણ આવવા લાગ્યો. ચાર્લ્સ પોતે પણ આસન પર બેસીને બાળકની પેઠે રૂદન કરવા લાગ્યો.

ફીલિપ ઉઠીને પિતાના ચરણોમાં પડયો. ચાર્લ્સે તેને ઉઠાડીને છાતી શરસો ચાંપ્યો. અને તેને આશિર્વાદ આપીને સરદારો પ્રત્યે કહેવા લાગ્યો—"બીચારા ફીલિપના માથા પર એકાએક ભારે જવાબદારીનો બોજો આવી પડયો છે. પરમાત્મા એને સહાય કરે અને તાકાત બક્ષે."

ફીલિપે પોતાના પિતા પ્રત્યે કૃતજ્ઞતા–આભાર દર્શનની લાગણી બતાવી, સરદારોને કહ્યું—"મને બહુ દીલગીરી થાય છે કે હું તમારી ભાષામાં તમારી સાથે વાત કરી શકતો નથી. મારી તરફથી બીશપ

ઓફ એરસ નિવેદન કરશે. તે આપ ધ્યાનથી સાંભળજો."

પૂર્ણાહુતિ

બીશપ મહારાજે ઉભા થઇને વિદ્વત્તાભરી ભાષામાં મનોરંજન ભાષણ કરતાં કહ્યું કે ફીલિપ હંમેશાં પોતાના પિતાની આજ્ઞાનું પાલન કરશે અને પોતાની ફરજ અદા કરવામાં જરાયે પાછો પડશે નહિ. રાજકારભારની બાબતમાં પણ તે પોતાને પિતાને પગલે ચાલશે. વગેરે. પછી સમાજનો તરફથી જેકબ નામના એક કાઉન્સીલ સભ્યે અત્યંત સુંદર વાગ્ધારા ચલાવીને ચાર્લ્સ રાજાનો ગાદી ત્યાગમંજૂર કરી લીધો, વધાવી લીધો. ત્યાર બાદ આસ્ત્રીયા હંગરીની રાણી વિધવા મેરીએ પોતાની રાજગાદી ત્યાગવા બદલની જાહેરાત કરી અને પોતાનાં પાછલાં કૃત્યો માટે લોકોની ક્ષમા ચાહી. જેકબે ફરી ઉઠીને રાણીનાં ભૂતકાળનાં કૃત્યો માટે સંતોષ પ્રગટ કર્યો.

પછી સભા વિસર્જન થઇ. ચાર્લ્સે જેવી રીતે સરદારોથી વિંટળાઇને હોલમાં પ્રવેશ કર્યો હતો. તેજ પ્રમાણે તે પાછો વિદાય થયો. તેણે પોતાનાં જીવનનો આ છેલ્લો નાટક બહુજ સફળતાથી ભજવ્યો હતો. તેણે લોકોના મન પર સજ્જડ ઠસાવી દીધું કે પોતે આખી જીંદગી દરમ્યાન જે કાંઇ કાર્યો કર્યાં હતાં તે માત્ર પ્રજાનાં હિતની દ્રષ્ટિએજ કર્યાં હતાં. પ્રજાનું હિત—બસ એ સિવાય બીજી કોઇ પણ લાગણી મારા અંતરમાં વસી નથી એવું એણે લોકોને આબાદ સમજાવી દીધું. પરિણામે લોકોની આંખોમાં પ્રેમ અને કૃતજ્ઞતાનાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. સૌ કોઈ ભવિષ્ય માટે ભારે આશા અને શ્રદ્ધાની લાગણી અનુભવવા લાગ્યાં.'

ન્હેગરની જાળમાં

બિચારી ભોળી પ્રજા ! આહ ! મુત્સદ્દીઓ એને કેવી હસાવી રમાડીને રમતમાં ને રમતમાંજ એની છાતીમાં ખંજર ભોંકી દે છે !

તેનોજ આ દાખલો છે. બાકી ચાર્લ્સે પોતાના જીવનમાં એવું તે શું દેશહિતનું કામ કર્યું હતું કે જેને માટે લોકોએ એના પ્રત્યે પ્રેમનાં આટલાં આંસુ વહેવડાવ્યાં ? કશુંજ નહિ. ઉલટું, એણે તો આખી જીંદગી લોકોની ઉપર અત્યાચારોજ કર્યા કીધા હતા. એણે જેટલી જેટલી વાર દરિયો ખેડયો હતો, અને જેટલી જેટલી વાર બીજા દેશો ઉપર ચઢાઇઓ કરી હતી તે બધુંયે નેધરલાંડને શું ઉપયોગનું હતું ? એમાં નેધરલાંડનું શું હિત સધાયું હતું ? કશુંજ નહિ. એણે નેધરલાંડના લોકોનું હિત કદિ ધ્યાન રાખ્યુંજ ન હતું, તેને માટે કશી દરકાર પણ રાખી ન હતી. એની લડાઇઓમાં ખર્ચવાને માટે જે નાણું જોઇતાં તે બધાં એ નેધરલાંડની પાસેથીજ પડાવતો હતો. પરંતુ એ લડાઇઓ સાથે નેધરલાંડનો કશો સંબંધ પણ ન હતો, કે તે બાબતમાં તેની પ્રજાની કશી સંમતિ પણ લેવામાં આવતી ન હતી. જેવી રીતે ૧૯૧૪ ની સાલમાં યુરોપમાં જાગેલા મહાયુદ્ધમાં ઈંગ્લાંડ અને ફ્રાન્સની રક્ષા માટે અને એમની મહત્વાકાંક્ષાને ખાતર ગરીબ બાપડા ભારતવાસીઓ હજારોના સંખ્યામાં હોમાઇ ગયા, અને તેમનીજ નાણું કોથળીઓ ઉપર મોટા મોટા કાપ મૂકાયા, તેવીજ રીતે ચાર્લ્સે પોતાની મહત્વાકાંક્ષાઓને પોષવા માટે, પોતાની સત્તાનું ક્ષેત્ર વિસ્તૃત કરવા માટે નેધરલાંડનીજ તિજોરી ઉપર બધો ભાર મૂકયા કર્યો હતો.

## નેધરલાંડના જીવ પર

ચાર્લ્સના આખા સામ્રાજ્યની કુલ આવક પાંચ કરોડની હતી. તેમાંથી બે કરોડ તો નેધરલાંડમાંથીજ આવતા હતા. એ કમનસીબ દેશના કારીગરો રાત દહાડો તનતોડ મહેનત કરીને જે દ્રવ્ય મેળવતા હતા તેમાંનો મોટો ભાગ તેમની પાસેથી કરના સ્વરૂપમાં છીનવી લેવામાં આવતો હતો અને તે બધો લડાઇઓમાં વપરાઇ જતો હતો. ચાર્લ્સે એ બધીએ લડાઇઓ પોતાનું સામ્રાજ્ય વધારવા માટેજ

કરી હતી. અને પાછળથી, જ્યારે એનો જુવાનીનો યુદ્ધ પ્રેમ ઓછો થયો ત્યારે એણે ધર્મની સામે થનારા સુધારકોને દબાવી દેવામાં એજ નેધરલાંડનું દ્રવ્ય ઉડાડવા માંડયું. નેધરલાંડની પ્રજામાંથી નાણાં તો પુષ્કળ ઉઘરાવવામાં આવતાં હતાં પરંતુ તે કેવી રીતે વપરાવાનાં છે તેટલુંયે પૂછવાનો તેમને અધિકાર ન હતો. કદાચ કોઇ પંચાયત એવું પૂછવાની હિંમત કરતી તો રાજા તરફથી તેને તિરસ્કારપૂર્વક દાબી દેવામાં આવતી !

## ધંધા પે ડૂલ

ચાર્લ્સ એ લોકોનું દ્રવ્ય બગાડતો હતો એટલુંજ નહિ પણ તેમના ધંધાધાપાને પણ બરબાદ કરી નાંખતો હતો, તેમના વેપારને સખત નુકસાન પહોંચાડતો હતો. ચાર્લ્સની એવી નેમ હતી કે નેધરલાંડના જુદા જુદા પ્રાંતો પોતાની પંચાયતો દ્વારા જુદી જુદી જાતની રાજસત્તા ચલાવતા હતા તેનો નાશ કરીને, બધા પ્રાન્તોને ભેળવી દઇને એક એવું રાજ્ય બનાવવું કે જેમાં રાજાની ઇચ્છા એજ સર્વોપરિ સત્તા બની જાય; પરંતુ એવું કરવું કાંઇ સહેલ ન હતું. નેધરલાંડની પ્રજાનાં પૂર્વજોએ પોતાનાં રક્તની નદીઓ વહેવડાવીને પોતાનાં હકો મેળવ્યા હતા. આજે પણ એ પ્રજા સ્વતંત્રતાને કાજે, પોતાના હકોના રક્ષણને કાજે પ્રાણ પાથરવાને તૈયાર હતી. એવી શૂરવીર પ્રજાના હકો છીનવી લેઇને તેને દાબી દેવી એ કાંઈ સહેલું ન હતું. અને ચાર્લ્સ પોતાની એ નેમ મરતાં સુધીમાં પણ પૂરી પાડી ન શકયો.

## આપ મ્હીનો અવતાર

છતાં જેટલું બન્યું, તેટલે અંશે તો એણે લોકોની સ્વતંત્ર સંસ્થાઓને તોડી પાડવાનો પ્રયત્ન કર્યો. એણે ઘેન્ટની શહેરની સ્વતંત્રતા છીનવી લઇને ઇટાલી અને સ્પેન દેશના શહેરોની પેઠે ગુલામ

બનાવી દીધું હતું. ઝેન્ટ શહેરને એણે કેવી રીતે કચડી માર્યું તે પણ આપણે જોઇ ગયા. એ શહેરના લોકોએ પોતાની ચાલતી આવેલી પ્રથા મુજબ, પોતાના હક્ક મુજબ પોતાની સંમતિ વગરનો એક કર આપવાની ના પાડી—એટલામાંજ ચાર્લ્સે તેને કેવા છળ-કપટથી ફસાવીને કઠોરમાં કઠોર સજાઓ ઠોકી દીધી !

ચાર્લ્સ એક આપખુદ રાજા હતો એટલુંજ નહિ પણ તે મોટો જુલમગાર હતો; ભારે અત્યાચારી હતો. તો પછી એવા ક્રૂર જુલમ-ગારના પ્રત્યે શા માટે લોકોએ આટલા પ્રેમનાં આંસુ વહેડાવ્યાં ?

## ચાર્લ્સની ધોળી બાજુ

એનો પણ જવાબ છે. ચાર્લ્સમાં આટલા અવગુણ સાથે ગુણ પણ હતા. ચાર્લ્સનો જમાનો શૂરાતન અને સાહસનો જમાનો હતો. જે રાજા રણભૂમિમાં ખુલ્લી રીતે મેદાન પડતો હોય અથવા ડંગલ કુસ્તીમાં મોટા યોદ્ધાઓને જેર કરતો હોય તેના ઉપર લોકો આફ્-રીન થઈ જતા. ચાર્લ્સ ભારે પહેલવાન હતો. તે નિર્ભયપણે લડા-ઇના જંગમાં ઝંપલાવતો. સૌથી પહેલો કમ્મર કસીને તૈયાર થઈ જતો, અને સૌથી છેલ્લો પોતાની તરવારને મ્યાન કરતો. રણક્ષેત્ર ઉપર પણ જ્યાં ભારે ધમસાણ મચી રહ્યું હોય, જ્યાં ભયંકર કાપા-કાપી ચાલી રહી હોય ત્યાં એ સૌથી પહેલો દોડી જતો. અખાડા-ઓમાં, કુસ્તીઓમાં પણ એણે સેંકડો પહેલવાનોને હરાવ્યા હતા. લોકો એના આ ગુણો ઉપર મુગ્ધ બની જતા હતા અને આવડો જુલમી હોવા છતાં એના ઉપર પ્રેમ રાખતા હતા. નેધરલાંડની પ્રજા ઉપર આટલું કષ્ટ પડવા છતાં, તેના ઉપર આર્થિક અને રાજકીય લૂંટ ચાલેલી હોવા છતાં તે પ્રજા ચાર્લ્સના ઉપર પ્રેમદૃષ્ટિ રાખતી હતી, એ સમજી શકાય એવું છે. પરંતુ ઇતિહાસમાં તો ચાર્લ્સ એક જુલમગાર, આપખુદ અને અત્યાચારી, ક્રૂર અને કપટી રાજા તરીકે ગણાયો છે, ને ગણાશે. એવા રાજાના ગાદીત્યાગ માટે લોકો આંસુ

પાડે તે બદલ આજના ઇતિહાસકારને જરૂર આશ્ચર્ય થાયજ.

**નીવિજારોનું કથન**

વેનીસને એલચી નીવિંજારે ચાર્લ્સ રાજાના ગાદીત્યાગની પહેલાંના દશ વરસ ઉપરની દશાનું વર્ણન કરતાં લખે છે:

એકલા હોલાંડ પ્રાંતમાં ૩૦૦૦૦ લોકોને ફાંસી પર લટકાવીને, અથવા ગળું દબાવીને અથવા જીવતા સળગાવી મૂકીને મારી નાંખવામાં આવ્યા હતા! શા માટે? માત્ર એટલા જ માટે કે તેઓ ઘરમાં ને ઘરમાં ધર્મનાં પુસ્તક વાંચતા હતા; અથવા તો મૂર્તિપૂજાથી ડરતા હતા; અથવા તો કેથોલિક પંથનાં ફરમાન મુજબ રોટી જીસસનું માંસ બની જાય છે અને શરાબ જીસસનું લોહી બની જાય છે એવું તેઓ માનતા ન હતા.

બીજા ઇતિહાસકારોનાં લખાણ પરથી એમ માલૂમ પડે છે કે માત્ર ધાર્મિક મતભેદને ખાતર જ ઓછામાં ઓછા પચાસ હજાર અને વધુમાં વધુ દોઢ લાખ માણસોના જીવ લેવામાં આવ્યા હતા. જે લખાણો પરથી આ અંદાજ કાઢવામાં આવ્યો છે તે ચાર્લ્સનું ધર્મ સંબંધી જાહેરનામું નીકળ્યું હતું તેના પાંચ વરસ પહેલાંનાં છે, એટલે કે એના રાજ્યત્યાગથી દશ વરસ પહેલાં. ધાર્મિક જાહેરનામું કાઢ્યા પછી જ ચાર્લ્સના રાજ્યમાં ધાર્મિક અત્યાચારોના સીતમ વરસવા લાગ્યા હતા. કોણ જાણે કેટલાંયે નિર્દોષ મનુષ્યોને એણે રહેંસી નાંખ્યાં હશે. છતાં જે રાજાએ આખી જીંદગીમાં પોતાની પ્રજાનાં લોહીથી જ પોતાના હાથ ખરડ્યા કર્યા હતા, તેજ રાજાની હિંમત તો જૂઓ, કે પ્રજાના પ્રતિનિધિઓની સભા બોલાવીને પોતે ગાદીત્યાગ કરતાં કહે છે કે મેં મારી જીંદગીમાં જે કાંઈ કર્યું છે તે કેવળ પ્રજાના હિતને ખાતર જ કર્યું છે!

**એકજ મહદ્**

અને લોકો પણ કેવા! એવા એ ઘોર અત્યાચારી રાજાના

રાજ્યત્યાગ ઉપર આંસુ પાડવાને તૈયાર થઈ ગયા! આંસુ પાડ્યાં પણ ખરાં! અરે, જે કબરોમાં ચાર્લ્સ રાજાએ રહેંસી નાંખેલા હજારો નિર્દોષ માનવીઓ દટાયલા હતા તેમાંની એકજ, માત્ર એક જ કબરના દેહને બ્રહ્માએ જો સજીવન કર્યો હોત, જો તે મનુષ્ય આ સભામાં આવીને ઉભો રહેત અને પોતાની કરૂણ કથની કહેવા માંડત તો આ પ્રજાહિતને સંભારીને આંસુ પાડવાવાળા ઢોંગી ચાર્લ્સ રાજાને જડબાંતોડ જવાબ મળી રહેત. એવો જો કોઈ એક જ મૃતદેહ સજીવન થવા પામ્યો હોત, તો તે આ પ્રજાના પ્રતિનિધિઓ પાસે પોતાનાથી થયેલા જાણ્યા અજાણ્યા અપરાધને માટે ક્ષમા માંગતા નરપતિને સ્પષ્ટ સંભળાવી દેત—કે બચ્ચાજી, આ દુનિયાની ઉપર બીજી પણ એક દુનિયા છે, જ્યાં પોતાના માનવ બંધુઓના ઉપર અત્યાચાર કરવા—તેમને મારવા, ફાંસીએ લટકાવવા, જીવતા બાળી મૂકવા એ બધું પાપ ગણાય છે,—અને તેનો ત્યાં સવાગો બદલો લેવામાં આવે છે.

## ધર્મચુસ્ત પણ શાનો?

કેટલાક કહે છે કે ચાર્લ્સ રાજા ધર્મચુસ્ત હતો. ધર્મચુસ્તતાને લીધે જ એણે પ્રજા ઉપર આટલા બધા અત્યાચારો કર્યા. પણ ના ના. એ વાત સાચી નથી. ચાર્લ્સ ધર્મચૂસ્ત ન હતો. ધર્માન્ધ પણ ન હતો. એણે તો જ્યારે રોમ શહેર પર હલ્લો કર્યો હતો ત્યારે એ પવિત્ર ગણાતા શહેરને પણ એણે નિર્દય રીતે લૂંટી લીધું હતું. એટલું જ નહિ પરંતુ પરમેશ્વરના પ્રતિનિધિ ગણાતા પોપ મહારાજને પણ એણે તો કેદ કરી લીધેલા. કોઈ પણ ધર્મચુસ્ત માણસ એવું કેમ જ કરી શકે? ચાર્લ્સને તો માત્ર એક જ નેમ હતી. અને તે એક મોટા સામ્રાજ્યના ધણી થવાની અને તેમાં બીલકુલ આપખુદ રીતે, કોઇના પણ અંકુશ વગર એકહથ્થુ સત્તા ચલાવવાની. પોતાની આ મહત્વાકાંક્ષાની સામે જે કોઇ માણસ આડખીલી રૂપે આવતું તેને એ ગમે તે પ્રકારે દાબી કચરીને બોંયભેગો કરવાની જ દાનત રાખતો.

પછી ભલેને તે માણસ પોપ હોય કે પાદરી હોય—અથવા તો પોપના વિરૂદ્ધ પક્ષવાળો કોઇ પ્રોટેસ્ટંટ સુધારક હોય. ચાર્લ્સ એ ધર્મ સુધારકોને પણ જે સજાઓ ઠોકતો હતો, તે પણ કાંઇ તે લોકો ધાર્મિક સુધારકો હતા એટલા ખાતર ન હોતો કરતો. એ તો ભારે દીર્ઘદર્શી હતો. એ જાણતો હતો કે આજે ધર્મમાં સુધારો કરવાવાળા આવતી કાલે રાજકારભારમાં પણ સુધારો કરાવવા માંગશે. તેથી જ જે કોઈ માથું ઉંચું કરે તેને એ કચડી જ નાંખવા ઇચ્છતો હતો.

## જર્મની સાથે સંધિ

એણે જર્મની સાથે એક સન્ધિ કરી હતી. તેમાં જર્મનીના લોકો ધાર્મિક બાબતોમાં બીલકુલ સ્વતંત્ર રહેશે એવું કબૂલ કર્યું હતું. જો એ પાકો ધર્મચુસ્ત કે ધર્માન્ધ પણ હોત તો એ કદિ પણ આવી શરતે સન્ધિ કરત નહિ. જો એ ધર્મચુસ્ત હોત તો પરધર્મીઓની સામે તો એ પોતાની પાસે એક પણ સિપાઇ જીવતો રહે ત્યાં સુધી લડ્યો હોત. પરંતુ જર્મનીને એણે ધાર્મિક સ્વતંત્રતા આપી દીધી એનું એક કારણ હતું. એને જર્મની પાસેથી પોતાના લશ્કર માટે લડવૈયા મેળવવા હતા. જર્મનીમાંથીજ એને ઘણુંખરૂં લડવૈયા મળતા હતા. અને તેથી જ એણે ગુપચુપ જર્મની સાથે તો ધાર્મિક સ્વાતંત્ર્યની કબૂલતવાળી સન્ધિ કરી નાંખી; જ્યારે નેધરલાંડમાં તો એ ધર્મના સંબંધમાં સ્વતંત્ર વિચારો ધરાવનારાઓને પકડી પકડીને જીવતા બાળતોજ રહ્યો. નેધરલાંડમાં જે વિચારોને માટે લોકોને મોતની સજા આપવામાં આવતી હતી, તેજ વિચારોનો એના જર્મન સિપાઇઓ એના જ લશ્કરમાં રહ્યા રહ્યા અને એના જ વાવટા હેઠળ કેટલો યે પ્રચાર કરતા હતા. જો ચાર્લ્સ ધર્મચુસ્ત હોત તો તે કદાપિ આવી બીના સહન કરી શકત નહિ. જાનને જોખમે પણ તે ચલાવી લેત નહિ. પરંતુ એ તો માત્ર ગમે તે પ્રકારે કેવળ નેધરલાંડને જ પોતાના પંજામાં રાખી મૂકવા માંગતો હતો.

ઢોંગધતુરા

શૂરવીર હોવાની સાથે સાથે ચાર્લ્સ ત્રણ ચાર ભાષાઓ બહુ જ સુંદર છટાથી બોલી શકતો હતો. તેનામાં માણસને પારખવાની પણ સારી શક્તિ હતી. તે ધર્મનો તો ભારે આડમ્બર રાખતો. દર રવિવારે પાદરીઓવાની પાસેથી ઉપદેશ સાંભળતો. લગભગ અડધી રાત સુધી તો પોતાના ખંડમાં ઘુંટણમંડીએ પડીને પ્રાર્થનાઓ કર્યા કરતો. એવી એવી બાબતોથી સામાન્ય જનસમુહ ઉપર બહુ સારી અસર પડે છે એમ તે જાણતો હતો. લોકો એના આવા ઉપલકીયા ઢોંગને લીધે એનું મૂળ સ્વરૂપ પારખવામાં ભૂલાવો ખાઇ જતા હતા, અને તેથીજ એ આટલો બધો અત્યાચારી હોવા છતાં લોકો એના તરફ તિરસ્કાર રાખતા નહતા.

ચાર્લ્સ એમ પણ જાણતો હતો કે કેટલીક વાર લોકોને નાની-નાની મુશ્કેલી વધારે દુઃખદાયક લાગે છે. અને એવી નાની નાની મુશ્કેલીઓથી ગભરાઇને તેઓ બળવો કરી બેસે છે. સામા થઇ જાય છે. જેવી રીતે મહમદ ગીઝની, તૈમુર અને નાદિર શાહ જેવા આપણા દેશને લૂટી લૂટીને ચાલી ગયા, તેવી રીતે કાંઇ ચાર્લ્સ કોઇ પણ દેશને એક બે વાર લૂટીનેજ ચાલ્યો જવા ઇચ્છતો નહિ. પરંતુ જેવી રીતે અંગ્રેજોએ હિંદુસ્થાન દેશમાં અડ્ડો જમાવી એને હંમેશને માટે ચૂસવાની નીતિ રાખેલી છે, તેવીજ રીતે ચાર્લ્સે નેધરલાંડને પોતાના પંજામાં જાણે એક નાણાં થેલીની માફક પકડી રાખ્યું હતું. એ થેલીમાંથી પોતે ત્યારે જોઇએ ત્યારે, ત્યાં જોઇએ ત્યારે ગમે તેટલાં નાણાં ખરચી શકતો.

કુહાડીના હાથા

વળી ચાર્લ્સ એમ પણ સમજતો હતો કે જો નેધરલાંડમાં નાની નાની સરકારી નોકરીઓ ઉપર પણ સ્પેનીશ માણસોને રાખવામાં આવે, તો તેઓ લોકોમાં અસંતોષની આગ સળગાવી મૂકે, એટલુંજ

નહિ, પરંતુ કોઇ કોઇ સ્થળે બંડખોરો પણ ઉભા કરી દે. એને બદલે જો નેધરલાંડ વાસીઓનેજ નેધરલાંડની નાની નાની નોકરીઓ ઉપર રાખ્યા હોય તો તેમની દ્વારા એ દેશને ગુલામીમાં રાખવાનું અને તેનું દ્રવ્ય ચૂસી લેવાનું સારી રીતે બનશે. ગુલામી ભોગવતા દેશોને હંમેશાં તે દેશોનાજ માણસો દ્વારા ગુલામીનાં જકડી રાખવામાં આવે છે. હિંદુસ્થાનના દાખલા પરથી પણ આપણે એ જોઇ શકીએ છીએ. ચાર્લ્સે તેજ મુજબ નેધરલાંડ વાસીઓનેજ પોતાના રાજ્યની નાની નાની નોકરીઓ ઉપર રાખ્યા હતા. અને ફીલિપને પણ એણે એજ પ્રથા ચાલૂ રાખવાની સલાહ આપી હતી.

## લાંચનું સામ્રાજ્ય

ચાર્લ્સનું સામ્રાજ્ય એવડું મોટું થયું હતું કે નાની નાની બાબતો ઉપર લક્ષ આપવું એને માટે બીલકુલ અસંભવિત હતું. રાજ્યનો કારભાર મોટે ભાગે મંત્રીઓ અને અમલદારો દ્વારાજ ચાલતો હતો. આથી લાંચીયાખાતું પણ ખૂબ વધી ગયું હતું. રાજ્યના મંત્રીઓ અને અમલદારો ગબ્બર બની જતા હતા. એ નજરે જોવા છતાંયે ચાર્લ્સ આંખમીચામણાં કરતો. પોતે જાણતો હતો કે લાંચીયા ખાતું અટકાવવું એ મારી શક્તિની બહાર છે. જો નાની નાની બાબતોમાં એણે અધિકારીઓ ઉપર જાપતો રાખ્યો હોત તો એના સામ્રાજ્યનું ગાડું એક દિવસ પણ ન ચાલતે. એનો હેતુ કાંઇ પ્રજાને સુખી કરવાનો નહતો. એનો હેતુ તો માત્ર ચક્રવર્તી રાજા બનવાનો હતો. અને જ્યાં સુધી પોતાના એ હેતુના માર્ગમાં અમલદારોના લાંચીયાપણાથી કોઇ જાતની નડતર આવતી નહિ, ત્યાં સુધી તો એ તેના પ્રત્યે આંખ-આડા-કાન કરી રહેતો.

## કાયદા વગરની લૂંટણી

ચાર્લ્સ બાહોશ તો હતો. પરંતુ એ પોતાને જેટલો બાહોશ

સમજતો હતો તેટલો ન હતો. એણે મનુષ્યોની નબળાઇઓનો સારો અભ્યાસ કર્યો હતો. તેથી ઘણુંખરું એ મનુષ્યોના સદ્‌ગુણોની કદર કરી શકતો ન હતો. એ રીતે ભૂલો કરીને એણે પોતાના અનેક મિત્રોને શત્રુ બનાવી દીધા હતા. પોતાને ઘણા ઉપયોગી થઇ પડ્યા હોત એવા ઘણાં માણસોને એણે આવી જ ભૂલો કરીને ગુમાવી દીધાં હતાં. ઘણા લોકો એમ સ્પષ્ટ કહે છે કે ચાર્લ્સ જેટલી શેખી રાખતો હતો તેટલી રાખવાને માટે એનામાં પૂરતી ચતુરાઇ ન હતી. એણે પોતાના જીવનમાં એવાં અનેક કામો કર્યાં છે કે જેથી એની પોતાની જ અફળતાના માર્ગમાં વિઘ્નો ઉભાં થયાં હતાં.

ચાર્લ્સ શરીરે બટકો અને ગડીઆ જેવો હતો. જ્યારે જુવાન હતો ત્યારે પોતાની આગળ કોઇની પણ કશી વિસાત ગણતો નહિ. સ્પેનમાં જ્યારે સાંઢમારીઓ થતી ત્યારે એ સાંઢમારીઓમાં ભલભલા આખલાઓને શિંગડાં પકડી પકડીને જેર કરી દેતો. એને ખાવાનું પણ પુષ્કળ અને ઘણીવાર જોઇતું હતું. તે ઠાંસી ઠાંસીને ખાતો. દારૂના તો બાટલા પર બાટલા ઢીંચતો. આવી બધી ટેવોને લીધે એને ઘડપણમાં દમ, ગાંઠ વગેરે અનેક રોગો લાગૂ પડ્યા.

## રાવણને પગલે

યુવાવસ્થામાં તો જાણે વિજય દેવી વરમાળા લઇને એની સાથે ને સાથે ફરતી હોયને એવું બનતું! પરંતુ વૃદ્ધાવસ્થામાં એને ઘણી નિષ્ફળતા અને નિરાશા સહન કરવી પડી. યુવાનીમાં તો જે કોઈ એની સામે આવ્યો હશે તેજ હારી ગયો, એમ નક્કી બનતું. તે એટલે સુધી કે દશ માથાંવાળા રાવણની પેઠ એણે પણ સેક્સની અને બ્રુન્ઝવિકના ડ્યુકોને પકડી પકડીને પોતાના રથની સાથે બાંધ્યા હતા. પરંતુ રાજ્યત્યાગની થોડા દિવસ પહેલાંજ એ જર્મન જાતિનાજ એક નવજુવાને ચાર્લ્સની એવી દશા કરી નાંખી હતી કે ન પૂછો વાત. ચાર્લ્સ તે જુવાનને નકામો—નકામો કહીને મશ્કરી કરતો

હતો. તેજ જુવાને એને રણક્ષેત્રમાં એવી સજ્જડ હાર ખવડાવી કે બિચારાને પોતાનો જીવ બચાવવા માટે ઘરડી ડોસીનો વેશ પહેરીને લડાઈના મેદાનમાંથી ભાગી જવું પડયું, અને આખરે 'પાસૂ'ની સુલેહ કરવી પડી. એ સુલેહના કરારોમાંજ એને લ્યુથર વગેરે સુધારકોના ધાર્મિક વિચારોના પ્રચારની સ્વતંત્રતા કબૂલ કરવી પડી હતી.

**ઘરડું ઘડપણ**

ફ્રાન્સની છેલ્લી ચઢાઇમાં પણ એને હાર ખાધી હતી. અને એક વાર જે પોપ મહારાજને એણે કેદ કર્યા હતા, તે પોપનાજ હાથ નીચેના અધિકારીએ એના રાજ્યત્યાગને ધર્માનુસાર ન ગણીને એનું અપમાન કર્યું. એ પોતે જેવડું મોટું સામ્રાજ્ય પોતાના પુત્રને માટે વારસામાં મૂકી જવા ઈચ્છતો હતો તેવડું મોટું પોતાના રાજ્યને એ આખી જીંદગી મહેનત કરવા છતાં નજ કરી શક્યો. અને આટલી બધી માનસિક અને શારીરિક વ્યથાઓથી ઘેરાયલો એ પોતાના છેલ્લા દિવસો સુખચેનથી કેવી રીતે પસાર કરી શકે? એણે જુવાન અવસ્થામાં પોતાના મન સાથે નક્કી કરેલું કે હું ઘરડો થઇશ ત્યારે સાધુસંતોની સાથે રહીને દિવસો ગુજારીશ. રાજત્યાગ કરવા ઉપરાંત એણે પોતાની સ્ત્રીનો પણ ત્યાગ કર્યો અને એક કોનટવેન્ટમાં, મઠમાં જઇને રહેવા લાગ્યો. છતાં એના હૃદયને શાંતિ વળી નહિ. એ ફીલિપને લાંબા લાંબા પત્રો લખીને સલાહ આપ્યા કરતો હતો કે 'ધાર્મિક સુધારાવાળાઓને મારી કચડીને તેમનું નામ નિશાન ન રહે તેવું કરી નાંખવું જોઇએ; તેમને એવી કડક સજાઓ ઠોકવી જોઇએ કે ધર્મ સંબંધમાં તેમાંનો કોઈ ફરી ચૂંચાં ન કરી શકે.' વગેરે

**આપથી સવાયો**

એને મનમાં પસ્તાવો થતો હતો કે 'અરેરે, મેં લ્યુથર સાથે સુલેહ શા માટે કરી દીધી? એ દુષ્ટેજ સમાજમાં અધર્મ ફેલાવ્યો

છે.' વગેરે. પરંતુ એના એવા પશ્ચાત્તાપથી કાંઈ સમાજની પ્રગતિ થતી કેમ અટકી જાય? જેણે આખી જીંદગી લોકો ઉપર અત્યાચાર કરવામાંજ ગાળી હોય, તેના છેલ્લા દિવસો સુખશાંતિમાં પસાર થાય એવું કેમ બને? ધાર્મિક સુધારકોને દાબી દેવા સંબંધમાં એણે કશીજ ચિંતા કરવાની જરૂર ન હતી. એનાજ લોહીથી નીપજેલો ફીલિપ કાંઇ પોતાના બાપ કરતાં તસુભાર પણ કમ ઉતરે તેવો ન હતો. તે તો આ સંબંધમાં ચાર ચંદા વધી જાય તેવો હતો. ધર્મને કાયમ રાખવાની ફીકર ફીલિપને જેટલી હશે તેટલી તો મોટા મોટા મહાત્માઓને પણ નહિ હોય!



## ફીલિપનું આગમન

ફીલિપનો જન્મ ૪, સ. ૧૫૨૭ માં થયો હતો. રાજ્યાભિષેક વખતે એની ઉમ્મર ૨૮ વરસની હતી. એને વારસામાં પોતાના બાપની જાગીર સમો નેધરલાંડ દેશ મળ્યો. એટલું જ નહિ પણ સાથે સાથે સ્પેનનું સામ્રાજ્ય પણ મળ્યું. એ સામ્રાજ્યમાં એશિયા આફ્રિકા અને અમેરિકાના પણ કંઇક ભાગો આવી જતા હતા. મીલાન એટનો એ ડ્યુક હતો; ઇંગ્લાંડ અને ફ્રાન્સ દેશના રાજ્યોમાં પણ એનો કાંઇક હક લાગતો હતો.

### પહેલી પધરામણી

સને ૧૫૪૮ ની સાલમાં ફીલિપે પહેલી વાર યુવરાજ તરીકે નેધરલાંડમાં પધરામણી કરી હતી. ગીષ્મ ઋતુ એણે ત્યાંજ પસાર કરી. લોકોએ ભારે ધામધૂમથી એનું સ્વાગત કર્યું. ફીલિપે પણ ખુલ્લાં દિલથી લોકોની સાથે મોટી મોટી વાતો કરી. દરેક સ્થળે, જ્યાં જ્યાં એને બોલવાનો પ્રસંગ મળ્યો ત્યાં ત્યાં એણે વિના સંકોચે શપથપૂર્વક જાહેર કર્યું કે હું પ્રજાના તેમજ શહેરી જનોના અધિકાર હંમેશ સુરક્ષિત રાખીશ. લોકો બાપડા એની પ્રતિજ્ઞાઓને સાચી સમજતા હતા.

પરંતુ એ બધી ઇંદ્રજાળ હતી. ચાર્લ્સની યુક્તિ હતી. ફીલિપની દ્વારા આવી પ્રતિજ્ઞાઓ જાહેર કરાવીને ચાર્લ્સ કોઇ પણ રીતે નેધરલાંડના લોકોને શાંત રાખવા માંગતો હતો. ફ્લેમિંગ્ઝ, બ્રુએન્ટ, અને પૅનેઇનના ભોળા લોકો ચાર્લ્સની આ બાજીમાં ફસાઇ ગયા, અને

તેમણે દરેક સ્થળે ફીલિપની પધરામણી ભારે ધામધૂમથી કરી. એન્ટ-વર્પમાં તો એના સ્વાગતની એવડી મોટી ધમાલ મચી હતી કે છત્રીસ હજાર ને આઠસો રૂપિયાને ખરચે શહેરમાં જુદે જુદે સ્થળે કુલ અઠ્ઠાવીસ કમાને રચવામાં આવી હતી. આખા શહેરના અમીર ઉમરાવો પોતાના કુલ પોશાકમાં શસ્ત્રાસ્ત્ર સજીને ચાર હજાર સિપાઈઓની ફોજ સાથે એનું સામૈયું કરવાને સામા આવ્યા હતા. છતાં ફીલિપે એ કશાની કદર કરી નહિ. અંતે લોકો એના લુખ્ખા વર્ત-નથી નારાજ પણ થયા.

## કદરૂપાં રાણીજી

સને ૧૫૫૪ માં ફીલિપે ઇંગ્લાંડની રાણી મેરી ટ્યુડરની સાથે લગ્ન કર્યું. મેરી અત્યંત કદરૂપી હતી અને ઉમ્મરમાં પણ ફીલિપ કરતાં ૧૧ વરસે મોટી હતી. છતાં તે ફીલિપને પ્રાણની પેઠે ચહાતી હતી. રાણી તરીકે જે મેરી પ્રજાનાં લોહીની નદીઓ વહેવડાવતી હતી, ખૂબ જુલમ કરતી હતી તેજ મેરી ફીલિપને પરણીને એના ચરણો ચૂમવા લાગી. જો પતિ–પત્નીના વિચારો–માન્યતાઓના સરખાપણાથીજ બેઉનું જીવન સુખી બનતું હોય, તો તો મેરી–ફી-લિપની જોડલીનું જીવન અત્યંત સુખમય બની ગયું હોત. બેઉ જણા પોતાના જીવનનો ઉદ્દેશ પ્રાચીન સનાતન ધર્મની રક્ષા કરવાનો છે એમજ સમજતાં હતાં. પ્રાચીન ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનારાઓને શૂળી પર ચઢાવવા એ બેઉ જણાનું મુખ્ય કર્તવ્ય હતું !

પોતાનાં રાજ્યોને નર્ક સમાં બનાવીને આ બેઉ જણાં પોતે સ્વર્ગમાં જવાની ઇચ્છા રાખતાં હતાં !

## કોઠીમાં મોઢું

પરંતુ વિચારોનું સરખાપણું હોવા છતાં પણ આ રાજદમ્પતી સુખી ન થયા. મેરી ફીલિપના લુખ્ખા વર્તન માટે એકાન્તમાં

બેસીને આંસુ પાડયા કરતી હતી. ફીલિપને તેની જરાયે પરવા ન હતી. ઇગ્લાંડની પાર્લામેન્ટે ફીલિપને નજીવીજ સત્તા આપી હતી અને વધારે એક ઇંચ પણ આપવાની સાફ ના પાડી દીધી હતી. છતાં મેરી પોતાની પ્રજાને નાખુશ કરીને પણ ફીલિપને એની લડાઇઓને માટે ઇગ્લાંડની તિજોરીમાંથી નાણાં આપ્યાં કરતી હતી. તેમ કરવામાં એની મતલબ એટલીજ હતી કે કોઇ પણ પ્રકારે ફીલિપ મારા ઉપર પ્રસન્ન થાય.

## ન્યારા રાહ

પરંતુ ફીલિપનામાં પોતાના બાપનો ગુણ ન હતો. ચાર્લ્સ ભારે વહેવાર કુશળ હતો. એના મનમાં ગમે તેમ હોય છતાં ઉપર ઉપરથી મીઠી મીઠી વાતો કરતાં એને આવડતું હતું. તેથી લોકો એના ઉપર ખુશ રહેતા હતા. પરંતુ ફીલિપનામાં વહેવાર કુશળતા જરા પણ ન હતી. એ પોતાનાં વર્તનથી સર્વ કોઇને નારાજ કરતો. લોકોને એમ પણ લાગતું હતું કે ફીલિપ પોતાના બાપની પેઠે બળવાન, સાહસિક કે ઉમંગી પણ નથી. લડાઇ કરવા માટે એ ચાર્લ્સની પેઠે હંમેશ તત્પર રહેતો ન હતો. ઉલટું બને ત્યાં સુધી તો એ યુદ્ધની પીડામાંથી દૂર રહેતો. ચાર્લ્સ કોઇની ધમકીથી ડરતો નહિ, પાછો હઠતો નહિ. પોતે જે કરવા ધાર્યું હોય તે ઝટ કરીજ નાંખતો. ફીલિપ વિચારમાં ને વિચારમાં બધો વખત ગુમાવી દેતો.

## માર બહાદુર

વળી ફીલિપ તુચ્છ બુદ્ધિવાળો હતો. સરાસરી મનુષ્યની કક્ષા કરતાં યે તે ઉતરતો હતો. એ મહેનત તો રાત દહાડો કરતો, પરંતુ નાની નજીવી બાબતોમાં જ પોતાનો સમય ગુમાવી દેતો. રાજ્યમાં સારી વ્યવસ્થા કરવી કે નવી નવી યોજનાઓ ઘડવી એવું કશું એને આવડતું ન હતું. એનું બોલવાનું ઓછું હતું પરંતુ લખવાનો તો

એને એટલો બધો શોખ હતો કે જોડેના જ ઓરડામાં બેઠેલા માણસને એ અરાઢ અરાઢ પાનાં ભરીને બીલકુલ નજીવી બાબતમાં ચિઠ્ઠીઓ લખી મોકલતો; જેને બદલે બીજો કોઇ ચતુર માણસ માત્ર ૭ શબ્દો જ વાપરીને ચલાવી શકે. ફીલિપનો ઘણો સમય તો કાગળો લખવામાં જ વ્યતીત થતો હતો. કદાચ એ એમજ સમજતો હશે દુનિયા બધી પત્રવહેવાર, લખાપટ્ટી અને તુમારો ઉપર જ ચાલી રહી છે. પરંતુ સાચી વાત એમ હતી કે એ કોઇ પણ બાબતમાં તડ ને ફડ નિશ્ચય કરી નાંખી શકતો ન હતો. પોતાની એ નિર્બળતા છૂપાવવાને ખાતર નાની નાની બાબતોમાં પણ એ લાંબા લાંબા કાગળયાં લખવાને બેસી જતો. એના લખેલા કાગળિયાં વાંચીને કાંઈ નિશ્ચય પર પણ આવી શકાય નહિ, કારણ કે એ કાગળો મોટે ભાગે અર્થ વગરના અને તત્વરહિત જ હોય.

## ધર્મરક્ષાની ધગશ

ફીલિપના જીવનમાં માત્ર એકજ વાત એવી મળી આવે છે જે બાબતમાં એણે મન સાથે પાકો નિશ્ચય કર્યો હતો અને તે નિશ્ચયને જીંદગી સુધી વળગી રહ્યો હતો. પોતાના સામ્રાજ્યને વધારવાની ઇચ્છા કરતાં યે એનાં મનમાં ધર્મની રક્ષા કરવાની ચિન્તા ભારે હતી. પરંતુ એ પણ કાંઈ એની સ્વતંત્ર વિચારણાનું પરિણામ ન હતું. બચપણથી જ એની રગેરગમાં એવી જ ભાવના ઉતારવામાં આવી હતી કે પ્રાચીન સનાતન ધર્મનું રક્ષણ કરવું એ જ જાણે તારી પહેલી ફરજ છે—અને દુનિયામાં એના સિવાય બીજું અગત્યનું કર્તવ્ય કોઈ નથી. વગેરે.

## ધર્મિષ્ઠ વ્યભિચારી

ફીલિપને શિક્ષણ પણ ઝાઝું મળ્યું ન હતું. એ વખતના રાજાઓ ઉમરાવો વગેરે કંઇ કેટલી યે ભાષા બોલી જાણતા હતા. પરંતુ ફીલિપ

તો માત્ર સ્પેનીશ ભાષા જે એની માતૃભાષા હતી, તેજ શીખીને બેસી રહ્યો હતો. સદ્ભાગ્યે એને કેટલીક લલિત કળાઓ માટે પ્રેમ હતો. પરંતુ એ યુગ તો લલિત કળાઓની ખીલવણીનો યુગ હતો. એવા યુગમાં જો એના હૃદયમાં લલિત કળાઓ પ્રત્યે એટલું ખેંચાણ ન થાય તો પછી એ પશુની ગણત્રીમાં ન આવે? પોતાનું નિત્યનું કામ એ બરાબર નિયમિત સમયે કર્યાં કરતો. પ્રાર્થના, કથા અને ધર્મોપદેશ વગેરે સાંભળવા માટે એ હંમેશ તત્પર રહેતો. એની ધર્મચુસ્તતા જોઈને બીજા કટ્ટા સનાતનીઓ પણ એમ કહેતા કે આટલી નાની ઉમ્મરમાં યુવરાજે આટલી બધી ધર્મ પરાયણતા ન રાખવી જોઈએ. રોજ કલાકના કલાક બેસીને એ ધાર્મિક ચર્ચાઓ કર્યાં કરતો અને પોતાના ગુરૂની પાસે ચીપીચીપીને પાપપુણ્યના સવાલો પૂછ્યા કરતો. કયું કામ પાપમય છે અને કયું પુણ્યમય છે તે જાણવાની એને હંમેશ ચટપટી થયાં કરતી. છતાં—આશ્ચર્યની વાત એ છે કે—એનું સૌથી પ્યારૂં વ્યસન તે વ્યભિચારનું વ્યસન હતું. રાતને વખતે વેશ બદલીને એ ગલીચોમાં ભટકતો, અને નીચમાં નીચ કામ પણ કરતો.

## દીર્ઘ દૃષ્ટિના વાખા

ફીલિપ ઘણું ખરૂં સ્પેનીશ પોશાક પહેરતો હતો. કોઇ કોઇ વાર ફ્રાન્સ અને બરગન્ડીની ફેશનનાં કપડાં પણ પહેરતો. બ્રસેલ્સમાં એનો દરબાર બરગન્ડીની રૂઢી મુજબ ભરાતો. પરંતુ કુલ ૧૫૦ દરબારીઓમાંના ૧૩૫ તો સ્પેનીશ માણસો હતા. બાકીના ૧૫ જણામાં કેટલાક ફ્લેમિંગ્ઝ, બરગન્ડી, ઈટાલી, જર્મની અને ઈંગ્લાંડ એ બધા દેશોનાં માણસો હતાં. આ બાબતમાં ફીલિપે પોતાના પિતાની સલાહ પર જરા પણ ધ્યાન આપ્યું ન હતું. ચાર્લ્સનો વિચાર એવો હતો કે નેધરલાંડ ઉપર નેધરલાંડના લોકોની દ્વારાજ રાજ્ય કરવું. પરંતુ ફીલિપનામાં ચાર્લ્સના જેવું દીર્ઘદર્શીપણું ન હતું. એણે નેધરલાંડના

થરવીર અને સ્વમાની લોકોના ઉપર સ્પેનીશ અમલદારો ગોઠવીને નેધરલાંડના લોકોના અંતરમાં સ્પેનીશોના પ્રત્યે અત્યંત ઘૃણા અને દ્વેષ ઉપજાવ્યાં હતાં. પોતે સ્પેનીશો તરફ ખાસ પક્ષપાત રાખતો હતો. પોતાની બેઠક ઉઠક પણ સ્પેનીશોની સાથેજ રાખતો. સલાહ મસલત પણ સ્પેનના લોકોની સાથેજ કરતો, અને માત્ર તેમની જ દ્વારા નેધરલાંડ પર રાજ્ય કરવાનો મનસુબો રાખતો હતો.

## સામ્રાજ્યના બે પાયા

પોતાનાં કારભારી મંડળમાં પણ એણે પાંચ છ સ્પેનીશ સભ્યો રાખ્યા હતા. તેમાં રૂઈ ગોમેઈજ અને ડયુક ઓફ એલ્વા બહુ પ્રખ્યાત હતા. આ બને જણા તો ફીલિપના ચક્રવર્તી રાજ્યના પાયા સમાન ગણાતા હતા. આ બે સરદારોની જ સલાહથી જાણે અડધી દુનિયાનું રાજ્ય ચાલતું હતું. એ તો ઠીક; પણ એ બે જણા અરસપરસ ખુબ અદેખાઈ રાખતા હતા. રૂઇ ગોમેઇજ અને એલ્વાનો ડયુક બને એક બીજાને હલકા પાડવાને પ્રયત્ન કર્યાજ કરતા હતા. બીજા અમલદારોને ભારે મુશ્કેલી હતી. જો કોઇ અમલદાર ઉપર રૂઈ ગોમેઇજ ખુશ થયો, તો ડયુક ઓફ એલ્વાની આંખોમાં તે કંટક સમાન ખટકતો. અને જો ડયુકની કૃપાદૃષ્ટિ કોઈ માણસ ઉપર ઠરતી તો રૂઇ ગોમેઇજ તેનો દુશ્મન બની જતો.

## એરસન્ઝનો બીશપ

કારભારી મંડળમાં પણ બે પક્ષ હતાઃ શાંતિવાદી અને યુદ્ધવાદી. રૂઈ ગોમેઇજ શાંતિપક્ષ વાળો હતો અને ડયુક યુદ્ધવાદી પક્ષનો હતો. ફીલિપને પોતાને તો યુદ્ધ કરતાં શાંતિજ વધુ પસંદ હતી. તેથી રૂઇ ગોમેઇજ ઉપર તેની વધારે ચાહના રહેતી. પરંતુ ડયુકની તરવાર પણ અત્યંત્ર ઉપયોગી હતી. ફીલિપ તેનો પણ વખત પર ઉપયોગ કરવા ઇચ્છતો હતો. આગળ ચાલતાં એરસન્ઝનો બીશપ આખા નેધરલાંડ

દેશનો ભાગ્યવિધાતા થઇ બેઠો હતો. પરંતુ અત્યારે તે કારભારી મંડળમાં ઝાઝો ભાગ લેતો ન હતો. માત્ર કોઈ કોઈ વાર એને કોઈ ખાસ કામ માટેજ બોલાવવામાં આવતો. એ એકલો આખા કારભારી મંડળ કરતાં વધારે બુદ્ધિશાળી અને ચતુર હતો.

## મોતની સજા

રૂઈ ગોમેઇજનો જન્મ એક પોર્ટુગીઝ કુટુંબમાં થયો હતો. બચપણમાં તે ફીલિપની સાથે ઉછર્યો હતો. બાલ્યાવસ્થામાં એક વાર એણે ફીલિપને ખૂબ માર્યો હતો અને તેથી ગુસ્સે ભરાઇને ચાર્લ્સ રાજાએ એને મોતની સજા ફરમાવી હતી. પરંતુ ફીલિપેજ પિતાના ચરણોમાં પડીને ગોમેઇજને માટે જીવતદાન માંગી લીધું હતું અને તેથી ખુશ થઇને ચાર્લ્સે એનો અનુગ્રહ કર્યો હતો. કહેવાય છે કે ત્યારથીજ ગોમેઈજ અને ફીલિપની મિત્રતા અત્યંત વધી ગઈ હતી.

## મિત્રના બૈરી

રૂઇ ગોમેઇજ અત્યંત ચાલાક હતો. એણે ફીલિપને હથેલીમાંજ રાખ્યો હતો. પરંતુ ફીલિપ ગોમેઈજના હાથમાં રમ્યા કરતો હતો તેનું એક બીજું પણ ખાસ કારણ હતું. તે એ કે રૂઇ ગોમેઇજની સ્ત્રી શાહજાદી ઇસાબેલની સાથે ફીલિપનો ઘણા દિવસથી ખુલ્લે ખુલ્લો આડો વહેવાર હતો, અને ગોમેઈજ પોતે તે વાત જાણતો હોવા છતાં કાંઈ બોલતો ન હતો. ગોમેઈજ રાત દહાડો ફીલિપની સાથેજ રહેતો. ફીલિપનાં કપડાં ઉતારવાથી માંડીને લોકોની સાથે મુલાકાતો કરાવવા સુધીનાં બધાં કામો અને તેનો પત્ર વહેવાર રૂઈ ગોમેઈજ કરતો હતો. રાત દિવસ મહેનત કરવાને લીધે તે સુકાઇને ફીક્કો પડી ગયો હતો. છતાં ફીલિપની સેવામાં આઠે પહોર ખડે પગે તૈયારજ રહેતો. અને ફીલિપને કહેતો કે મારે મન પરમેશ્વર પછી બીજેજ નંબરે તું છે. પોતાના માલિકની પેઠે એ પણ કાંઈ ઝાઝું ભણેલો

ન હતો. તેમજ એને સ્પેનીશ ભાષા સિવાય બીજી કોઈ પણ ભાષા આવડતી ન હતી. તેમજ યુદ્ધ બાબતમાં કે રાજતંત્રની બાબતમાં કોઇ પ્રકારનું ખાસ જ્ઞાન એનામાં ન હતું. છતાં એ ભારે ઉસ્તાદ હતો. એની સામે કોઈ ધર્મશાસ્ત્રી, યુદ્ધ વિશારદ કે રાજનીતિજ્ઞ આવે તો તેની સાથે એ એવી તો છટાથી વાતચિત કરતો કે કોઇ એને અજ્ઞાન માની શકેજ નહિ. ફીલિપે એને ઠીક માલદાર બનાવી દીધો હતો. લાખો રૂપીઆની આવકવાળી જાગીરો એને બક્ષિસ આપી દીધી હતી. એનું નસીબ દિવસે દિવસે ચઢતુંજ જતું હતું.

## મરદાનગીવાળી રાણી

ચાર્લ્સના ગાદીત્યાગના પ્રસંગ પરજ હંગરીની મહારાણીએ નેધરલાંડની યુવરાજ્ઞી પદનો ત્યાગ કર્યો હતો. પરંતુ એ રાણી સ્ત્રી શેની કહેવાય ? એનામાં ગળા સુધી પૌરૂષ ભરેલું હતું. એની બોલવા ચાલવાની ઢબ, હાવભાવ, રમત, કુદાકડા, વગેરે બધું પુરૂષનેજ શોભે તેવું હતું. એને ઘોડેસ્વારી અને શિકારનો ખૂબજ શોખ હતો. ફીલિપને જોઇને એ મનમાં બળી જતી હતી. ફીલિપ પણ એના પ્રત્યે અંતરમાં તિરસ્કાર રાખતો હતો.

## તલવારને જોરે

છતાં ફીલિપની એવી ઈચ્છા ખરી કે નેધરલાંડનો રાજકારભાર મેરીનાજ હાથમાં રહ્યો હોત તો ઠીક. નેધરલાંડની સુબેદારી ડયુક ઑફ્ સેવોયને સોંપવામાં આવી હતી. એ વખતે ડયુકની ઉમર માત્ર ૨૭–૨૮ વરસની હશે. તે અત્યંત ઉધમાતીઓ અને સાહસિક હતો. રાજ કુટુંબ સાથે એને સગપણનો પણ સંબંધ હતો. તે ચાર્લ્સનો ભત્રીજો અને ફીલિપનો ભાઈ થતો હતો. એના બાપ ઉપર માઠો અવસર આવ્યાથી તેની જાગીર છીનવી લેવામાં આવી હતી. એને પોતાને એક તલવાર સિવાય બીજું કશું વારસામાં મળ્યું ન હતું. પરંતુ

એણે નિશ્ચય કર્યો કે હું તો મારી તલવારના જોર પરજ આજીવિકા કમાઈ લઇશ, અને તલવારના જોરથીજ મારા બાપની છીનવાયલી જાગીર પાછી મેળવીશ.

આ જુવાન ડ્યુક ઓફ સેવોયે લડાઇઓ લડીને પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું. તેમજ પોતાના બાપની જાગીર પણ પાછી મેળવી હતી. એનું મૂળ નામ ફીલ્બર્ટ હતું. એને લેટિન, ફ્રેન્ચ, સ્પેનીશ, ઇટાલિયન વગેરે કેટલીયે ભાષાઓ સારી રીતે આવડતી હતી. એ ઉતાવળીઓ અને ઉધમાતીયો ન હોત તો એ બહુજ કાબેલ સેનાપતિ થઇ શકયો હોત. ગમે તેમ પણ એ ઉધમાતીઓ, જંગલમાં ભટકવાવાળો, રૈયત વગરનો રાજા આખરે પોતાની તલવારના જોરે એટલો બધો પ્રખ્યાત થઇ પડયો, કે એને નેધરલાંડનો સુબેદાર બનાવવામાં આવ્યો.

## ઉપલકીયા શાંતિ

ચાર્લ્સે આખી જીંદગી સુધી અડોશપડોશનાં રાજ્યો સાથે લડયાજ કર્યું. એને જીવનમાં એકજ અભિલાષા હતી–બસ, લડાઇઓ જીતવી અને પોતાનું સામ્રાજ્ય વધારવું. પાછલા ભાગમાં પોતાના પુત્રનો માર્ગ નિષ્કંટક અને શત્રુરહિત બને તેટલા માટે પણ કંઇક પ્રયાસ કરવાની ઇચ્છા હતી. પોતાના રાજ્ય દરમ્યાન એણે શાંતિની સ્થાપના કરવાને ખૂબ ફાંફા યે માર્યા હતા. પરંતુ આગલી જીંદગીમાં લડી લડીને એણે જે ટંટા બખેડા જગવી મૂકયા હતા તે બધા એકદમ શમાવી દેવા સહેલા ન હતા. ખૂબ મહેનત કરીને એણે ફ્રાન્સ, સ્પેન, ફ્લેન્ડર્સ અને ઇટાલી એટલા દેશો વચ્ચે સુલેહનું કરારનામું પણ કરાવ્યું હતું. પરંતુ તે સુલેહનામું માત્ર પાંચ વરસ માટેનુંજ હતું. પાંચ વરસ માત્ર દેખીતી રીતે લડાઇ બંધ રહી. પરંતુ હરેક દેશમાં પાછલે હાથે યુદ્ધ માટેની તૈયારી ચાલી રહી હતી.

પોપ મહારાજે ફ્રાન્સની સાથે એક ગુપ્ત કરાર કર્યો હતો. તેમાં

એવું હતું કે પોપે ઈટાલીમાંથી સ્પેનીશ લોકોને કાઢી મૂકવા અને ફ્રાન્સ તેના બદલામાં પોપને નાણું આપે. ફીલિપને ગાદીનશીન થતી વેળા જ ખબર હતી કે થોડા દિવસમાં મારે ફ્રાન્સની સાથે લડાઇમાં ઉતરવું પડશે. તેથી ગાદી પર આવ્યા પછી તરત જ એણે લડાઇની તૈયારીઓ કરવા માંડી. પરંતુ એના હૃદયમાં બીજી પણ એક વાંચ્છના હતી; તે ધર્મનું રક્ષણ કરવાની. સામ્રાજ્ય વધારવાની એને ઝાઝી ચિંતા ન હતી. બીશપ ઓફ એરસની સલાહ મુજબ એણે ધાર્મિક મતભેદ રાખનારાઓને સજા કરવાના પુરાણા જુલમી કાયદાઓનો પુનરૂદ્ધાર કર્યો હતો. પરંતુ એ કાયદાઓ મુજબ લોકો ઉપર પુષ્કળ જુલમ કરવામાં આવતો ન હતો. ફીલિપને નેધરલાંડનાં લોકોની મદદ ફ્રાન્સની સામે લડવામાં લેવાની ગરજ હતી. ફીલિપે નેધરલાંડ પાસેથી પોતાના લશ્કરી ખર્ચ માટે વધારાનો કર માંગ્યો. પરંતુ નેધરલાંડના બધાય મુખ્ય મુખ્ય પ્રાન્તોએ કોઇ પણ જાતનો નવો કર આપવાની સાફ ના પાડી દીધી. માત્ર ત્યાંની એક મોટી પંચાયતે થોડાંક નાણાં મદદ તરીકે આપવાનો વાયદો કર્યો. ફીલિપે તેનાથી જ સંતોષ માની લીધો. તેણે નેધરલાંડને વધારે છેડ્યું જ નહિ; કારણ કે તેની સહાય વગર ફ્રાન્સ સાથેની લડાઈ અસંભવિત થઈ પડશે એમ તે જાણતો હતો.

## એગમોન્ટ અને એલ્બા: સળગ્યું !

ફ્રાન્સ સાથેની લડાઇમાં નેધરલાંડના બધા સરદારોએ ફીલિપના તરફથી ભાગ લીધો. એક વરસ સુધી લડાઇઓ ચાલી. ફીલિપનાં લશ્કરોએ ફ્રાન્સને હરાવી દીધું. તેને લાચારીથી સુલેહ કરવી પડી. સુલેહના આ કરારમાં ફીલિપે ફ્રાન્સ પાસે મનગમતી શરતો કબુલ કરાવી લીધી. આ લડાઈની જીતનો બધો આધાર નેધરલાંડના શૂર-વીર સરદાર લેમોરલ એગ્મોંટના ઉપર હતો. એ માન તેનેજ મળવું જોઈતું હતું. યુદ્ધમાં જ્યાં કોઈ જવાની હિંમત કરે નહિ તેવી જગાએ

દોડી જવાની પહેલ એગ્મોન્ટ કરતો. એને લડતો જોઈને ભલભલા યોદ્ધાઓ આંગળાં કરડતા. નેધરલાંડ શૌર્યવંતો દેશ હતો. ત્યાં શૂર-વીરોની પૂજા થતી. એગ્મોન્ટ ઉપર લોકો ફીદા ફીદા થઈ ગયા હતા. જીત મેળવીને એ પાછો ફર્યો તે વેળા સઘળા લોકોએ એનું સ્વાગત ભારે ઉત્સાહથી કર્યું.

માત્ર એકજ માણસની આંખમાં એની ફતેહથી બળતરા થતી હતીઃ ડયુક ઓફ એલ્વાને. તે એગ્મોન્ટ પ્રત્યે અદેખાઈથી બળી જતો હતો. તેણે મનમાં કંઈક ભયંકર નિશ્ચય કર્યો.

એગ્મોન્ટ જીતથી ફુલાયો હતો. તેણે એ ગર્વમાંને ગર્વમાં ફીલિપની હાજરીમાંજ એલ્વાને કંઈક ગમે તેવા શબ્દો કહી નાંખ્યા. જેથી એલ્વાએ પોતાના મનનો નિશ્ચય દૃઢ કરી લીધો.



## ડચેસ પરમાનો અમલ

લડાઈ પૂરી થતાં પહેલાં બિશપ ઓફ એરસ અને ફ્રાન્સ તાબે લોરેનના કાર્ડિનલ પેરોન મુકામે મળ્યા હતા. એ બન્ને પાદરીઓએ માંહોમાંહે એવી સમજુત કરી કે ફ્રાન્સ અને સ્પેન વચ્ચે ઘણા વખતથી ચાલી રહેલી લડાઇને લીધે નવીન ધર્મપંથ પાળનારાઓને પોતાનું પ્રચારકાર્ય કરવાની ભારે તક મળી રહી છે. એટલે હરકોઇ ઉપાયે માંહોમાંહેની લડાઇ બંધ કરીને બન્નેએ મળી જવું જોઇએ, અને બન્ને દેશોએ એકસંપીથી નવીન ધર્મપંથ સ્વીકારનારાઓની ખબર લઇ નાંખવી જોઇએ. ફ્રાન્સનો રાજા હેન્રી પણ લડાઇથી કંટાળી ગયો હતો. તેને હારી જવાનો પણ ભારે ભય રહેતો. ફીલિપની ખરા અંતઃકરણની ઇચ્છા એવી કે ગમે તે પ્રકારે આ બખેડાઓમાંથી છૂટા થવાય તો નેધરલેંડના સુધારકોની ખબર લેવાય. ફ્રાન્સ અને સ્પેનનાં માંહોમાંહેનાં યુદ્ધ કોઇ પણ વખતે રાષ્ટ્રીય પ્રશ્નને ઉકેલવાની મતલબથી થતાં નહોતાં; એટલે ગમે તે પ્રકારે સલાહ થઇ ગઇ ખરી ને એથી પ્રજાને આનંદ ઉપજે એ સ્વાભાવિક જ હતું.

### સુલેહની શરતો

એગમોન્ટમાં છેલ્લો વિજય મળ્યા કેડે સુલેહ કરવા સિવાય ફ્રાન્સને માટે એક આરો ન હતો. બન્ને તરફથી સુલેહની તૈયારીઓ થઇ. સ્પેન તરફથી સુલેહની શરતો પર મસલત ચલાવવા સારૂ શાહજાદા ઓરેન્જ, ડ્યૂક ઓફ એલ્વા, બિશપ ઓફ એરેસ, રૂઇ ગોમેજ અને પ્રેસીડન્ટ વિગ્લિયસને નીમવામાં આવ્યા, ફ્રાન્સ તરફથી

કોન્સ્ટેબલ અને લોરેનના કાર્ડિનલ (ધર્મગુરૂ) વિગેરે આવેલા. અહિં ઠર્યું કે "ફ્રાન્સ અને સ્પેનના રાજા ફક્ત કેથોલિક પંથની જ હિમાયત કરે. બીજા પંથોને નાબુદ કરવાનો પ્રયત્ન કરે; પાછલા આઠ વરસ દરમ્યાન બન્ને તરફની જે જાગીરો એક બીજા દેશે લઇ લીધી હોય, તે પાછી સોંપી દે."

આ શરત પ્રમાણે સેવોયના ઠાકોર (ડ્યુક)ની તમામ જાગીર તેને પાછી મળી અને પાછો તે રંક મટી રાજા બન્યો. હેન્રીની બહેન સાથે એનું લગ્ન કરવાનું પણ ઠર્યું. વળી હેન્રીની દીકરી ઇસાબેલાનો વિવાહ ફીલિપની સાથે કરવાનું નકકી કરવામાં આવ્યું હતું. યુરોપનાં લગભગ સઘળાં રાજ્યોની આ સુલેહને સંમતિ મળી ચુકી હતી. સુલેહની શરતો અમલમાં મૂકવાને ફિલિપના ચાર સરદારોને હેન્રી પોતાની સાથે લઈ ગયો હતો. તેમાં ઓરેન્જનો શાહજાદો વિલિયમ હતો. ફ્રાન્સમાં જઇને હેન્રી તો થોડાક દિવસમાં મરણ પામ્યો, પરંતુ ઓરેંજના શાહજાદા વિલિયમને એનો ભેદ, એનું સારૂંયે જીવન પલટાવી નાંખે એવું રહસ્ય નજરે પડ્યું.

## જન્મભૂમિને ચરણે

એક દિવસ વાતમાં ને વાતમાં હેન્રીએ વિલિયમને એ ખાનગી સુલેહની સઘળી શરતો જણાવી દીધી. વિલિયમના સુધારક સાથીઓનો નાશ કરવાની મતલબથી એણે એ શરતો રચી હતી. એ સુલેહનું સ્વરૂપ સમજાતાં વિલિયમની આંખો ખુલી ગઇ. પ્રજાની વિરૂદ્ધ કેવાં કેવાં કાવતરાં રચાઈ રહ્યાં છે તેનો ભરમ ખુલ્લો થઇ ગયો. તેજ દિવસે વિલિયમે એવો મનસૂબો કર્યો કે આજથી મારૂં જીવન એ રાજાઓની મુરાદ માટીમાં મેળવવામાં જ પસાર થશે. વાંચક આગળ જોશે કે આ દઢ સંકલ્પવાળા મહાન આત્માએ પોતાનાં દેશ અને જાતિ માટે આજીવન કેવાં કેવાં અસહ્ય સંકટ સહ્યાં અને આખરે જનની જન્મભૂમિને ચરણે પોતાનું જીવન ન્યોછાવર કર્યું.

હોલેંડના પ્રજાતંત્રના વિધાતા વિલિયમ ઓરેન્જનું નામ જગતના ઇતિહાસની અમૃતાક્ષરીમાં નોંધાયું છે. ફીલિપની પત્ની ઇંગ્લાંડની રાણી મેરીનું અવસાન થયું હતું. ચાર્લ્સે પણ આ ફાની દુનિયામાંથી વિદાય લીધી હતી. સંધિના કાર્યથી પરવારી ફીલિપ પોતાની પત્ની અને પિતાની શોકક્રિયાઓમાં ગુંથાયો. અને આમ શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તતાં જ નેધરલાંડમાં નાચ રંગ ઝામવા લાગ્યા. એંટવર્પના લોકોએ તો નવ દિવસ સુધી આનંદોત્સવ ઉજવ્યો–કંઈ ખેલ તમાશા થયા, શરાબની છાકમછોળ ઉડી અને વાજીંત્રોના માદક સૂરો વાતાવરણમાં ગુંજી રહ્યા. પરંતુ નેધરલાંડવાસીઓના આ આનંદોત્સવથી ફીલિપનું દિલ આનંદિત ન થયું. આ સંધિ ઓછી જ નેધરલાંડવાસીઓની મોજમઝાને માટે થઈ હતી. ફીલિપને નેધરલાંડ પ્રિય હતું જ નહિ. એને ત્યાં રહેવું પણ ન ગમતું. એને તો જલદી જલદી સ્પેનમાં જઈ પોતાનું ધાર્યું કામ શરૂ કરી દેવું હતું. ફીલિપ હવે નેધરલાંડની જવાબદારી સોંપવાની ખટપટ કરવા લાગ્યો. એને તો સ્પેન પાછા ફરવું હતું.

## પરમાને માથે

ડયુક ઓફ સેવોયને તો પોતાની જ જાગીર એટલી બધી હતી કે નેધરલાંડના શાસનની જવાબદારી સંભાળવાનો એને અવકાશ ન હતો. આથી એ જવાબદારી કોઈ બીજાને શિરે નાંખવાની જરૂર પડી. એ અધિકાર મેળવવાને ઘણી વ્યક્તિઓ આતુર હતી. એગ્મોન્ટ અને વિલિયમ ઓરેન્જનાં નામ પણ એ માટે બોલાતાં હતાં. પરંતુ કોઇ નેધરલાંડવાસીને એ પદ પર નહિ મૂકવામાં આવે એ વાત–વિલિયમ સારી રીતે જાણતો હતો. છેવટે ફીલિપે પોતાની બ્હેન ડચેસ ઓફ પરમા (ચાર્લ્સની પુત્રી) ને નેધરલાંડના શાસનની જવાબદારી સોંપી. એ બિશપ ઓફ એરસની સલાહ પ્રમાણે કામ કરતી. બીજા ઉમેદવારો હાથ ઘસતા જ રહ્યા.

## ત્રણ સભાઓ

ડચેસ ઓફ પરમાને શાસનકાર્યમાં મદદ કરવાને ત્રણ કમિટીઓ નીમવામાં આવી. સ્ટેટ કાઉન્સિલ એટલે રાજસભા, પ્રિવિ કાઉન્સિલ એટલે ન્યાયસભા અને ફાઇનેન્સ કાઉન્સિલ એટલે અર્થસભા. અર્થસભાનું કાર્ય બજેટ વગેરે બનાવવાનું અને રાજ્યના આવકખર્ચ પર દેખરેખ રાખવાનું હતું. એનો પ્રમુખ બેરન બર્લમોન્ટ હતો. ન્યાયસભાનું કાર્ય ન્યાય સંભાળવાનું હતું. એમાં દશ સભ્ય હતા. એના પ્રમુખ ડાક્ટર વિગ્લિયસ. સૌથી અગત્યની કમિટી તે રાજસભા. એને માથે રાજ્યશાસનની સર્વ જવાબદારી હતી. યુદ્ધ, સંધિ, પરદેશો સાથેનો સંબંધ, પ્રાંતિક અને આંતરપ્રાંતિક શાસન—એ કાર્યો પર દેખરેખ રાખવાનો સ્ટેટ અધિકાર કાઉન્સિલને હતો. એ કાઉન્સિલના સભ્યો તરીકે બિશપ ઓફ એરસ, વિગ્લિયસ, બર્લમોન્ટ, ઓરેન્જનો શાહજાદો અને કાઉંટ એગ્મોન્ટ હતા. પાછળથી વળી ત્રણ ચાર સભ્યો વધેલા. એમાં મશહૂર કાઉંટ હોર્ન હતા. એમને ફીલિપ સાથે સ્પેન જવાનું ન્હોતરૂં પણ મળ્યું હતું. અને સ્પેન પહોંચ્યા પછી નેધરલાંડમાં કોઈ સારા અધિકાર પર આપની નીમણૂંક કરીશું એમ પણ એને કહેલું.

દેશી સરદારોને રાજસભામાં નીમવામાં આવ્યા હતા. પરંતુ તેઓ ફક્ત તે સભાના જ કામકાજમાં ભાગ લઇ શકતા. કારણ કે એ સભાના સભ્યો બીજી સભાઓના કામકાજમાં ભાગ ન લઈ શકે એવો નિયમ હતો. પણ બીજી કમિટીઓના સભ્યો અને 'ગોલ્ડન ફ્લીઝ' સંસ્થાના સભ્યોને રાજસભાના કામકાજમાં ભાગ લેવાનો અધિકાર હતો.

## એરસ સૌને નચાવે છે

રાજસભાની બધી સત્તા એક પેટાકમિટીના હાથમાં હતી. એ

પેટા કમિટી ત્રણ સભ્યોની બનેલી હતી. તે 'કન્સલ્ટા' ના નામથી ઓળખાતી. એના સભ્યો તરીકે વિગ્લિયસ, બર્લમોન્ટ અને એરસ હતા. ત્રણેમાં પ્રમુખસ્થાન એરસનું હતું. એના મુખમાંથી જે વચન નીકળે તે જ 'બ્રહ્મવાક્ય' મનાય. બાકીના બે સભ્યો તો ફક્ત તેની હામાં હા જ મેળવ્યા કરે. ડચેસ ઓફ પરમા તો એરસની હથેલીમાં જ નાચતી. નેધરલાંડનો કર્તા હર્તા જ એરસ.

બ્રુએન્ટમાં આમ ડચેસ જાતે જ રહેનારી હોવાથી ત્યાં કોઈ સૂબેદાર નીમાયો નહિ. બીજા પ્રાંતોમાં સૂબેદારો નીમવામાં આવ્યા. કાઉંટ એગ્મોન્ટ ફ્લેન્ડર્સ અને આરટોઈઝનો સૂબેદાર નીમાયો. હોલાંડ, ઝીલાંડ અને યૂટ્રેક્ટના સૂબેદાર તરીકે ઓરેન્જના શાહજાદાની નીમણૂંક થઈ. ગુઇલડ્રેસ ને ઝુટફેનમાં કાઉંટ મેધમા; ગ્રોનિંજન અને ઓવરીસલમાં કાઉંટ રેમ્બર્ગ; હેનાલ્ટ, વેલેન્સેનીઝ અને કેબ્રેમાં સરદાર બરધન; ટૂર્ની અને ટૂર્નેસીસમાં બેરન મોન્ટની; નામૂરમાં બેરન બર્લમોન્ટ; લક્ઝમબર્ગમાં કાઉંટ મેઈન્સફીલ્ડ; રાયસેલ, ડૂયે અને બીજા વિભાગમાં બેરન કોરેરીઝ સૂબેદારો નીમાયા. આ સૌ સૂબેદાર પોતપોતાના પ્રાંતની સેનાઓના સેનાપતિ પણ હતા. ફ્લેન્ડર્સ સિવાયના બધા પ્રાંતોના સૂબેદારો પોતપોતાના પ્રાંતની વરિષ્ટ અદાલતના ન્યાયાધીશ પણ ખરા.

## ઠોકી બેસાડેલું લશ્કર

શાંતિના સમયમાં સાધારણ રીતે દરેક પ્રાંતમાં સેનાનું પ્રમાણ ઓછું રખાતું કારણ કે મોટી સંખ્યામાં સૈનિકદળ રાખવું પ્રજાને પસંદ ન્હોતું. નેધરલાંડમાં શાંતિકાળે ત્રણ હજાર સૈનિકોનું જ સૈન્ય રહેતું. પરંતુ એ સેનાનો યુરોપભરમાં હાકોટો વાગતો. ઘણા દિવસોથી ફ્રાન્સ અને સ્પેનની રણભૂમિ પર રણજંગ મંડાયા હતા એટલે નેધરલાંડમાં ૪૦૦૦ સૈનિકોનું વિદેશી સૈન્ય પણ હતું. એ સરહદની રક્ષા માટે રાખવામાં આવેલું. પરદેશી સૈનિકો તિજોરીમાંથી પગાર લેતા

પણ દેશવાસીઓ પ્રત્યેનું તેમનું વર્તન સારું ન હતું. એમનાં વ્યભિચારાદિ દુષ્ટાચરણોને લીધે નેધરલાંડવાસીઓ તેમના પ્રત્યે ઘૃણાની–તિરસ્કારની નજરે જોતા.

ફ્રાન્સ અને સ્પેનને સંધિ થતાં જ સરહદની રક્ષાનો ભય જતો રહ્યો અને નેધરલાંડમાં એ સૈન્ય રાખવાની કાંઈ જરૂર પણ ન રહી. લોકોની તો એ ત્યાંથી ચાલ્યું જાય એવી ઇચ્છા; પરંતુ તેમની તે ધારણા ન ફળી. એટલે તેમને થયું કે આ સૈન્ય દેશમાં અત્યાચાર ગુજારવાને માટે તો નથી રાખ્યું ?

જનતાના રાજનૈતિક અને ધાર્મિક સ્વાતંત્ર્ય પર ક્યારે તરાપ પડશે એ ભય હમેશનો હતો. તે માટે રાજના અમલદારોમાં મસલત ચાલ્યાં જ કરતી. પરદેશી સૈન્ય વધારી નેધરલાંડને સ્પેન ગુલામ બનાવી દેશે એવુંયે નેધરલાંડવાસીઓ ધારતા.

## વફાદારીનું સંવર્ધન

સને ૧૫૫૯ની ૭મી ઓગસ્ટે સર્વ પ્રાંતના પ્રતિનિધિઓ ઝેરટમાં એકઠા મળ્યા. ફીલિપ તેમને વિદાયનો સંદેશ આપવાનો હતો. દરબારને બાદશાહી ઠાઠથી શણગારવામાં આવ્યો. ફીલિપ ડચેસ ઓફ પરમા (માર્ગરેટ) તથા બીજા અનેક સરદારો સાથે દબદબાભેર આવ્યો અને દરબારમાં પોતાનું સ્થાન લીધું. બિશપ ઓફ એરસે ફીલિપ તરફથી લોકોને કહ્યું:—

“આપને, અત્યારે મહારાજશ્રી ફીલિપ નેધરલાંડ છોડી સ્પેન જઈ રહ્યા છે તે વાત જણાવવા, એકત્ર કર્યા છે. એમને નેધરલાંડ અને નેધરલાંડવાસીઓ પ્રત્યે અતુલ સ્નેહ છે. સ્પેનમાં જવાની અગત્ય ન હોત તો તેઓ નેધરલાંડ છોડત પણ નહિ. સને ૧૫૫૩માં એમના પિતા પણ પ્રાંતોના હિતને ખાતર જ અહિં આવેલા અને અહિંના હિતકાર્યોમાં એમને એટલું રચ્યાપચ્યા રહેવું પડેલું કે તેઓ જીવનને છેલ્લે આરેજ સ્પેન પાછા ફરેલા. મહા-

રાજશ્રી રાજ્યાસન પર આવ્યા ત્યારે ફ્રાન્સની સાથે પાંચ વર્ષને માટે સંધિ થઈ હતી. પરંતુ ફ્રાન્સે એ સંધિ તોડી. એટલે મહારાજશ્રીને યુદ્ધ માંડવું પડયું. એમાં જે ખર્ચ થયું તે દેશનાં રક્ષણ અને હિતને માટે જ થયું. દેશના કલ્યાણ અર્થે હજુ પણ ૩૦ લાખ રૂપિયાની જરૂર છે. તમે તેટલી રકમ પ્રસન્ન દિલે આપશો જ એવી મહારાજશ્રીને આશા છે. સ્પેન પહોંચ્યા પછી બનશે તો થોડી રકમ તેઓ મોકલી આપશે. એકલા સેવોય ઠાકોર પાસે જ એટલી બધી જમીન જાગીર છે કે નેધરલાંડનો શાસનભાર ખમવાને એ તૈયાર નથી. મહારાજના પુત્ર ડોન કારલો હજુ બાળક છે. તેઓ નેધરલાંડ ન જ સંભાળી શકે. આથી ફીલિપ મહારાજે નેધરલાંડનો શાસનભાર બહેન માર્ગરેટ પરમાને સોંપ્યો છે. નેધરલાંડ એ ડચેસની જન્મભૂમિ છે. માતૃભૂમિ તરફ કોને પ્રેમ ન હોય? તેઓ તમારા ભલા માટે વધારે લાગણી રાખે એ દેખીતું જ છે. સમય બારીક આવતો જાય છે. આજુબાજુના દેશોમાં અવનવા મતમતાંતરો અને પંથ ચાલી રહ્યા છે. એ બધા પંથો ગુન્હેગારશિરોમણિ શયતાને નીપજાવ્યા છે. અને એ દ્વારા 'શયતાને' આ અભાગી દેશોનું વાતાવરણ ડહોળી નાખ્યું છે. ખૂદ ખુદા પણ ક્રોધની આગમાં સળગી રહ્યા છે. રાજાજી ઇચ્છે છે કે આ દેશને એ નવીન વિચારોનો ચેપ ન લાગે તો સારૂં. એમને ખુદાનો ડર છે એટલે તેઓ આ દેશમાં ધર્મનો હ્રાસ નહિ થવા દે. પરાપૂર્વથી ચાલી આવેલા પંથને જ લોકો માને એવી ફીલિપ મહારાજની ઇચ્છા છે. એમના પિતાએ રાજ્ય ત્યાગ કરતી વખતે જે જે કહ્યું હતું તે તમને યાદ હશે જ. એ જ વચનોનું પાલન કરવાને એમણે પોતાની બહેન માર્ગરેટને આજ્ઞા આપી છે. ચાર્લ્સ મહારાજે નવાનવા વિચારો ને પંથોની જડ કાઢવાને જે જે કાનૂનો ઘડયા હતા અને ઉપાયો યોજ્યા હતા તે અમલમાં મૂકાશે. બીજા અમલદારોએ પણ પરમાત્માના એ પવિત્ર કાર્યમાં સાથ આપવો જોઇએ."

## ઠંડો ડામ !

બિશપ ઓફ એરસ બોલવામાં ભારે ઉસ્તાદ હતો. એણે ફીલિપ તરફથી બોલતાં પોતાની સર્વ કળા કામે લગાડી. પરંતુ જે વસ્તુ નેધરલાંડવાસીઓના દિલમાં કાંટાની માફક ખુંચ્યા કરતી તેનો તો ભાષણમાં ઉલ્લેખ સરખો ન્હોતો. ન તો પરદેશી સૈન્ય ઉઠાવી લેવા સંબંધે કાંઇ કહ્યું કે ન લોકો પરનો કર ઓછો કરવાનું જાહેર કર્યું. લોકો કરના અસહ્ય બોજા નીચે કચડાઈ રહ્યા હતા. એટલું જાણે ઓછું હોય તેમ, તેમની પાસે ૩૦ લાખ રૂપિયાની બીજી માંગણી થઈ. તે સંબંધમાં ચર્ચા કરવાને.માટે પ્રજા–પ્રતિનિધિઓએ પરવાનગી માંગી. બીજે દિવસે દરબાર ફરી ભરાયો અને આરટોયઝ પ્રાંતના પ્રતિનિધિઓ તરફથી તેમના પ્રમુખે ઉત્તર આપ્યો. એ પ્રાંતના લોકો સંસ્કારી અને રાજનીતિનિપુણ હતા. પ્રમુખનો ઉત્તર મુદ્દાસર અને સચોટ હતો. ફીલિપની પ્રશંસા કરતાં એણે કહ્યું:—

“ મારા પ્રાંતના લોકો મહારાજશ્રી ઉપર ખૂબ પ્રેમ અને શ્રદ્ધા રાખે છે. વર્ષો થયાં એમણે યુદ્ધનાં સંકટો હસતે મુખે સહ્યાં છે. મહારાજશ્રીની આ માગણી પણ આ પ્રાંત હિસ્સે પડતી સ્વીકારવા તૈયાર છે. પૈસો તો ક્ષુલ્લક ચીજ છે. અરે અમારાં રક્તબિંદુઓ પણ અમે મહારાજને ચરણે ધરવા તૈયાર છીએ.” ફીલિપ એગ્મોન્ટના ખભા પર હાથ રાખી ઉભો હતો અને પ્રતિનિધિઓના ઉત્તર સાંભળતો હતો. પ્રમુખનાં વચનો સાંભળતાં જ એના વદન પર સ્મિત રેખા ઝળકી રહી. પરંતુ પ્રમુખે બહુ જ હુશિયારીથી પલટો ખાધો. એણે ફીલિપને વિનંતિ કરતાં કહ્યું:–“ મહારાજ, મારો પ્રાંત એથી પણ વધુ કરવાને તૈયાર છે. પરંતુ પરદેશી ફોજને અમારા દેશમાંથી ઉઠાવી લેવામાં આવે એવી અમારી ઇચ્છા છે. જગતનાં રાષ્ટ્રોએ સંધિ કરી લીધી છે, યુદ્ધનો સંભવ નથી, ત્યારે એ સેના રાખવાનું પ્રયોજન શું ?”

## નખશિખ સળગ્યો !

આ સાંભળતાં જ ફીલિપનું મ્હોં પડી ગયું. એના મુખ ઉપરની આનંદની ઝલક ઓસરી ગઈ. ધુંધવાતે હૈયે એ ખુરસી પર બેસી ગયો. એના મુખ ઉપરના ભાવો વારંવાર બદલાતા હતા. ક્યાં સુધી એ વિચારગ્રસ્ત બેસી જ રહ્યો. બીજા પ્રાંતોના પ્રતિનિધિઓએ ફીલિપને આરેટોયઝના પ્રમુખ કરતાં ય સાફ સાફ સંભળાવી દીધું. રૂપિયા આપવાનું કબૂલ્યું પણ પરદેશી સેના ઉઠાવી લેવાની શરતે જ. ફીલિપના ક્રોધનો દાવાનળ ભભૂકી ઉઠ્યો. સિંહાસનની આસપાસ બેઠેલા સરદારોને એણે કહ્યું: સૌ પ્રાંતો રાજભક્ત (!) છે એ હું સારી રીતે સમજું છું.

વળી પંચાયતોએ એ સેનાઓના ત્રાસદાયક અત્યાચાર સંબંધે પણ અરજી કરી ફીલિપનું ધ્યાન ખેંચેલું. તેમણે જણાવ્યું હતું કે: એના ત્રાસથી ભયભીત બની કેટલાય લોકોને બિચારાને હિજરત કરવી પડી છે. આ અરજી પર ઓરેંજના શાહજાદા અને કાઉંટ એગ્મોન્ટની–દેશી સરદારોની સહીઓ હતી. દરબાર બરખાસ્ત થતાં જ એ અરજી ફીલિપને અપાઈ. ફીલિપ એ જોતાં રોમેરોમ સળગી ઉઠ્યો. જતાં જતાં તેણે કહ્યું: "હું પણ સ્પેનનો રહીશ છું, હોં. તમારા દિલમાં તો હશે કે ફીલિપ અહિંથી રાજપાટ છોડીને ચાલી જાય તો ઠીક; નહિ ?" ફીલિપના ગયા પછી સેવોયના ઠાકોરે આ પ્રમાણે રાજાનું અપમાન કરવા માટે સરદારો અને પ્રતિનિધિઓને ખૂબ ઠપકો આપ્યો.

## થાથા થાબડી

ક્રોધ કરવાથી કંઈ વળે નહિ એ ફીલિપ જાણતો હતો. થોડા દિવસ પછી તેણે પંચાયતોને સંદેશ મોકલ્યો કે પરદેશીઓના હાથમાં નેધરલાંડનું શાસન સોંપવાનો મારો ઈરાદો નથી. મેં ડચેસ ઓફ પરમાને તે આ દેશની હોવાથી જ શાસનભાર સોંપ્યો છે. સ્પેનનું

સૈન્ય નેધરલાંડનો બહારના હુમલાઓમાંથી બચાવ કરવાને માટે રાખવામાં આવ્યું છે. અત્યારે પરદેશી સૈનિકોની સંખ્યા ભાગ્યે ત્રણ ચાર હજારની હશે. તેમનો પગાર ઘણો જ ચઢી ગયો હોવાથી તેમને એકદમ રૂખસદ અપાય તેમ નથી. પરંતુ એમનો પગાર હું આ દેશની તિજોરીમાંથી નથી આપવા માંગતો. સ્પેન પહોંચ્યા બાદ હું રૂપિયા મોકલી આપીશ. હજુ ડૅાન કારલાસ પણ નેધરલાંડમાં આવનાર છે. તે પ્રસંગે તેના રક્ષણને માટે પણ એ સેનાઓની જરૂર પડશે. પંચાયતોએ પહેલાંથી તેમ કર્યું હોત તો આજે તે સંબંધમાં ક્યારની ય તજવીજ થઇ ગઇ હોત. હાલ તુરતને માટે તો તે અસંભવિત છે. આ સેના નેધરલાંડના હિત ખાતર જ રાખવામાં આવે છે પણ એનું ખર્ચ તો હું જ ઉપાડી લઈશ. આથી દેશના સરદારો—ઓરેન્જ વિલિયમ અને કાઉંટ એગ્મોન્ટને હું એ સેનાઓના સેનાપતિ બનાવું છું. વળી ત્રણ ચાર માસમાં આ દેશમાંથી તેને ઉઠાવી લેવાનું વચન આપું છું.

## ઝામી !

આ સભા ભરાઇ તેજ દિવસે ફીલિપે ધાર્મિક વિષયોમાં મતભેદ રાખવાવાળાઓને વીણી વીણીને ફાંસીએ ચઢાવી દેવાનાં ફરમાન ન્યાયખાતાના વરિષ્ટ અધિકારીઓ પર મોકલ્યાં. જીવતા બાળી મૂકવા, દાટી દેવા કે ફાંસીએ ચઢાવવા સંબંધમાં જેટલા કાયદાઓ હતા તેનું અક્ષરશઃ પાલન કરવાની તાકીદ આપવામાં આવી. જે ન્યાયાધીશ અપરાધીને છોડી મૂકશે અગર મહેરબાની બતાવશે તે પણ સખ્ત સજાને પાત્ર થશે એમ જાહેર કર્યું. પછી ફીલિપે પ્રતિનિધિઓની એક બીજી સભા ભરી નમ્રભાવે નેધરલાંડવાસીઓની વિદાય લીધી. પરંતુ ઓરેન્જ વગેરે સરદારો પ્રત્યેનો ક્રોધ એ ન છૂપાવી શક્યો. શાહી કાફલો ફ્લશિંગ બંદરેથી ઉપાડવાનો હતો. ડચેસ ઓફ પરમા, ડયુક ઓફ સેવોય અને બીજા ઘણા સરદારો ફીલિપને ત્યાં

સુધી વિદાય દેવા ગયા હતા. વિલિયમ ઓફ ઓરેન્જ પણ તેમાં હતો. વહાણ પર ચઢતાં જ ફીલિપની નજર વિલિયમ પર પડી. એનો પીત્તો ઉછળ્યો, "તેં જ મારું કર્યું કારવ્યું ધૂળ મેળવ્યું."

"એમાં હું શું કરું ? પંચાયતો સમક્ષ મારું તે શું જોર ?" વિલિયમે નમ્રતાથી ઉત્તર વાળ્યો.

આ સાંભળતાં જ ફીલિપના દિલમાં તો વિલિયમને શું કરું ને શું ન કરું એમ થઈ ગયું. એણે એનું કાંડુ પકડયું અને ખાર-વાઈ જઈ કહ્યું: "પંચાયતે નહિ પણ તેંજ...તેં............જ મારી બાજી ધૂળ મેળવી." આ પ્રમાણે બધાના દેખતાં વિલિયમનું ફીલિપે અપમાન કર્યું. સારૂં થયું કે વિલિયમ વહાણ પર ફીલિપને મળવા ન ગયો; નહિ તો ક્યાંક જન્મભર સ્પેનમાં કારાવાસ સેવવો પડત. વિલિયમ અવિચારી ન હતો. એ વખત વિચારી શકતો; અને સંકટ સમયે એની સમયસૂચકતા જ એની વ્હારે ધાતી.

## જીવતાં બાળ્યાં

સ્પેનમાં પહોંચતાં જ ફીલિપ ધર્મને નામે અત્યાચારો શરૂ કર્યાં. લ્યુથરના અનુયાયીઓ અને સમભાવીઓને માથે પનોતી બેઠી. તેમને પકડી પકડીને જીવતા બાળી દેવાનું કાર્ય શરૂ થઈ ગયું. ફીલિપ બાદશાહી ઠાઠમાઠથી પોતાના કુટુંબ અને મંત્રીઓ સાથે દર-બાર ભરીને બેસતો અને ત્યાંજ, સામે, લ્યુથરના અભાગી અનુયા-યીઓને લાવી લાવીને બાળી મૂકતા. એ વેળા પરદેશના એલચીઓ પણ દરબારમાં હાજર રહેતા. એક વેળા એક જુવાન સરદારને દર-બારમાં પકડીને ઉભો કરવામાં આવ્યો. ફીલિપના રાજ્યાસન પાસેથી જતાં જતાં તેણે ફીલિપને કહ્યું: "આપની નજર આગળ મને જીવતો બાળી મૂકશો ?"

"તારી જગ્યાએ મારો પુત્ર બદમાશ હોત તો તેની યે એ જ દશા થાત." નરપિશાચ ફીલિપે ઉત્તર દીધો.

ફીલિપનું નવું લગ્ન ફ્રાન્સની રાજકુમારી સાથે થયું. એ લગ્નોત્સવ, અગ્નિદેવને સુધારકોનાં બલિદાન આપી આપીને ઉજવાયો ! હાય ! માનવી કેટલી હદે પાષાણ બની શકે છે !

નપગી કે પ્રેમઝરણું ?

ડચેસ ઓફ પરમા ચાર્લ્સની વડી પુત્રી હતી. પરંતુ એની મા લગ્ન વડે પત્ની બનેલી ન હતી. માર્ગરેટને પહેલાં તો ચાર્લ્સની કાકીએ ઉછરેલી. પછી હંગેરીની મહારાણી—ચાર્લ્સની બહેને તેને ઉછેરી. એણે માર્ગરેટને ઘોડે ચઢતાં અને શિકાર કરતાં શિખવ્યું. ચાર્લ્સે પોપજીને ખુશ કરવા માટે માર્ગરેટનું લગ્ન બાર વર્ષની નાની વયમાં જ કરી નાંખ્યું. ૨૭ વર્ષના એક જુવાન ઉમરાવ સાથે એને પરણાવી. પરંતુ લગ્ન થયું તે સાલમાં જ એ જુવાનનું અવસાન થયું. બીજું લગ્ન ૧૩ વર્ષની વયના ઓક્ટેવો સાથે કરવામાં આવ્યું. તે વેળા માર્ગરેટ ૨૦ વર્ષની હતી ! માર્ગરેટનું દિલ ઓક્ટેવો પર હતું જ નહિ એટલે તે એનો તિરસ્કાર કર્યા કરતી. ઓક્ટેવો નિરાશ થઈ ચાર્લ્સ સાથે લડવા ચાલ્યો ગયો. એક વખત તો ગપ આવી કે ભયંકર તોફાનમાં ચાર્લ્સ અને ઓક્ટેવો—બને આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા છે. એ સાંભળી માર્ગરેટ ખુબ ઉદાસ થઈ. તેને લાગ્યું કે ઓક્ટેવોના આ કરૂણ અંત માટે હું જ કારણભૂત છું. પછી તો એ વાત જૂઠી નીકળી. અને ઓક્ટેવો ચાર્લ્સની સાથે પાછો ફર્યો. માર્ગરેટે ઓક્ટેવોનું ખુબ પ્રેમથી સ્વાગત કર્યું. પછી એ બે બાળકની માતા પણ બની.

માર્ગરેટ ઓફ પરમાને નેધરલાંડનો શાસનભાર સોંપવાનાં કેટલાંક કારણો હતાં. એ રાજકુંવરી હતી. વળી એનો જન્મ નેધરલાંડમાં થયો હતો. નેધરલાંડનું સુકાન તેના હાથમાં સોંપાતાં નેધરલાંડવાસીઓ પણ ખુશ થશે એમ ફીલિપ જાણતો. માર્ગરેટના પતિનું દિલ મનાવી લેવાની પણ ચાર્લ્સની ઈચ્છા હતી. આ બધું

તો ગૌણ કારણો. પ્રધાન કારણ તો બિશપ ઓફ એરસના હાથમાં નેધરલાંડની જવાબદારી મૂકવી એ હતું. એ ધર્મગુરુનું નચાવ્યું નાચે એવું માર્ગરેટ સિવાય બીજું કોઈ નહતું. નેધરલાંડ માર્ગરેટની સત્તા નીચે આવ્યું ત્યારે એની ઉમ્મર ૨૭ વર્ષની હતી. ધર્મના ઢોંગ પર એને ખૂબ આસ્થા હતી. કેથોલીક ધર્મ ન માનનારાઓ પ્રત્યે એ તિરસ્કારની નજરે જોતી. અને ધર્મ સંબંધમાં પોતાના બાપના રચેલા ખૂની કાયદાઓને તે 'ઇશ્વરી કાયદા' માનતી. એ રોજ પૂજાપાઠ કરતી અને દરેક અઠવાડિયે ૧૨ કુમારિકાઓના ચરણ પખાળી ખૂબ ધામધૂમથી તેમનાં કન્યાદાન દેતી.

## પાકા પંડિતજી

આ તો નેધરલાંડની અધિષ્ઠાત્રીના ચારિત્રની વાત. હવે રાજ-સભાના સભ્યોનાં ચરિત્ર જોઇએ. બર્લમોન્ટ આવકજાવક ખાતાનો પ્રમુખ હતો. બેશક એ બહાદૂર હતો. રાજભક્ત પણ હતો. પોપને પરમેશ્વર માનનારો. પોતાના ચાર પુત્રો સાથે રાજસેવા માટે હંમેશ તત્પર. પોતાના દેશની એને પડી ન્હોતી, દેશસેવાને કારણે એણે પોતાની તલવારનું પાણી બતાવ્યું હોત તો નેધરલાંડનાં બાળકો પણ એનાં ગુણગાન કરત. પરંતુ એના નશીબમાં એ ક્યાંથી ?

પ્રમુખ વિગ્લિયસ એ યુગનો મહાન પંડિત હતો. વિશ્વવિદ્યાલયોમાં ભણી ભણીને એણે ઘણી ડીગ્રીઓ મેળવી હતી. ચાર્લ્સે જ્યારે ફ્રાન્સ સાથે સંધિ કરી ત્યારે પ્રતિનિધિ તરીકે તેને મોકલેલો. વળી 'ખુની કાયદા' બનાવવામાં ચાર્લ્સને એણે ખુબ મદદ આપેલી એમ કહેવાય છે. પોતે એ વાત નથી કબૂલતો. એણે તો ઉલટું જણાવેલું કે: "મેં તો એ કાયદા નરમ બનાવવાનો પ્રયત્ન કરેલો, પરંતુ ચાર્લ્સ મહારાજ ક્યાં માને તેવા હતા ?" લોકો એને સારી પેઠે ઓળખતા. એના વચન પર લોકોને વિશ્વાસ જ ન હતો. એ હમેશાં ધર્મ–કર્મમાં જ ગુંથાયેલો રહેતો. કેથોલીક ધર્મ સિવાય બીજા ધર્મને માનનારાં

એ પાપ સમજતો. જે લોકો પ્રાર્થના માટે મઠમાં ન જાય અને ઘેર જ પ્રાર્થના કરી લે, તેમની એ ખૂબ જ નિંદા કરતો. તે હમેશાં કહ્યા કરતો કે: "અભણ અને અણસમજુ લોકો પોતાના ઘરમાં ઈશ્વરોપાસના કરશે તો સારા દેશનું સત્યાનાશ વળી જશે. અને 'શયતાન'નું જોર જામશે. આ સર્વ દુઃખમાંથી પાદરીઓ જ મુક્તિ અપાવે છે. 'ધાર્મિક સ્વાતંત્ર્ય' તે વળી શું ? એ તો મિથ્યા બકવાદ છે." ભાઇને ઘડપણમાં પાદરી બનવું હતું એટલે પાદરીઓની રોજી માટે એને ચિંતા તો રહે જ ને ?!

## વીર વિલિયમની પિછાન

રાજસભાનો ત્રીજો સભ્ય વિલિયમ ઑફ ઑરેન્જ હતો. એ સાચું નરરત્ન હતું. એણે પોતાના દેશ માટે શું શું કર્યું એ આગળ જણાશે; પણ થોડો પરિચય આપીએ. એનો જન્મ નસાઉના રાજ્ય-કુટુંબમાં થયો હતો. નસાઉ વંશ પહેલવહેલો ૧૨મી સદીમાં પ્રખ્યાતીમાં આવ્યો. એ સદીમાં એ વંશ બે શાખાઓમાં વિભક્ત થયો. મોટી શાખાને જર્મનીનું રાજ્ય મળ્યું અને નાની શાખાના હાથમાં નસાઉ ડિલનબર્ગનું સુકાન રહ્યું. બને શાખાઓમાં નાની શાખા વધુ વિખ્યાત હતી. પાછળથી નસાઉની નાની શાખાએ નેધરલાંડમાં વસવાટ કર્યો. અને ત્યાં તેણે જમીન જાગીર ને અધિકાર મેળવ્યાં. નસાઉનો આ રાજવંશ આપણા વીર મેવાડી વંશ સમો ગણાતો. વિલિયમ ઑરેન્જનો જન્મ એ વીર વંશમાં થયો હતો. એના પિતા વિલિયમ 'અમીર' નામથી પ્રખ્યાત હતા. પરંતુ એની અમીરી સંતતિમાં હતી. એને પાંચ પુત્ર હતા અને સાત પુત્રીઓ હતી. વિલિયમ ઑરેન્જની માનું નામ જુલિયાના. તે તો જાણે દેવી જેવી જ હતી. માતાનું ભક્તિભીનું હૈયું પુત્રોમાં પણ ઉતર્યું હતું. ગમે તેવાં સંકટોમાં પણ ઈશ્વર પર શ્રદ્ધા રાખવાનું એણે પોતાનાં સંતાનોને શિક્ષણ આપ્યું હતું. મહાનપુરુષોની જન્મદાત્રીઓમાં જુલિયાનું સ્થાન

ઉચ્ચ ગણાય. એના ચારે પુત્રો (વિલિયમ, એડોલ્ફસ, હેન્રી અને જોન) એટલે મૂર્તિમંત વીરતા અને દેશભક્તિ.

આગળ ધપે છે

સને ૧૫૪૪માં વિલિયમના કાકા નિર્વંશ ગયા અને એને ઓરેન્જની જાગીર મળી. એ વેળા એનું વય માત્ર ૧૨ વર્ષનું હતું. એ બ્રસેલ્સમાં અભ્યાસ કરતો. લોકો ધારતા કે એ હવે રાજદરબારમાં રહી શિક્ષણ પ્રાપ્ત કરશે અને ભવિષ્યમાં ખૂબ યુદ્ધો લઢી નામના મેળવશે. ક્યાં તો એલચી બનશે કે કોઈ દેશનો સૂબો બનશે. અને મોજમઝામાં જીવન વીતાડશે. વિલિયમને નાની વયમાં જ ચાર્લ્સે પોતાને ત્યાં બોલાવી લીધો. ચાર્લ્સ માનવપારખુ હતો. વિલિયમને જોતાં જ એને લાગ્યું કે એ છોકરો ભવિષ્યમાં નામ કાઢશે. ૧૫ વર્ષની નાની ઉમ્મરમાં જ વિલિયમ ચાર્લ્સની સાથે બરોબર હળી-મળી ગયો. અને ચાર્લ્સની સાથે જ રહેવા લાગ્યો. ગંભીર બાબતોમાં પણ ચાર્લ્સ એની સલાહ લેતો. એનાથી કશી વાત છૂપાવતો નહિ. આથી રાજનીતિની શેતરંજ કેમ ખેલાય છે તે સંબંધમાં વિલિયમને ઘણું જ જાણવાનું મળ્યું. પુખ્ત વયનો થતાં જ એ ભારે પદવીઓ માટે અધિકારી બન્યો.

સેવોયના ડ્યુકની ગેરહાજરીમાં વિલિયમને જ ચાર્લ્સે સેનાપતિ બનાવી ફ્રાંસની સરહદ પર મોકલ્યો. આ અધિકાર મેળવવાને ભલભલા સરદારો વલખાં મારતાં; ખુદ કાઉંટ એગ્મોન્ટ પણ; પરંતુ ચાર્લ્સે તો આ એકવીસ વર્ષના નવયુવાનની જ એ પદ પર નીમણૂંક કરી. અને વિલિયમે પણ ત્યાં પોતાની યોગ્યતા બતાવી આપી.

રાજ્યત્યાગ કરતી વખતે પણ ચાર્લ્સે વિલિયમને ખભે જ હાથ ટેકવ્યો હતો. જાણે વિલિયમની સહાય પરજ નેધરલાંડનું રાજ્ય નિર્ભર છે એમ ન કહી રહ્યો હોય!

ચાર્લ્સ પછી વિલિયમ ફીલિપના સંસર્ગમાં આવ્યો. એક

વખત ફીલિપને ફ્રાન્સની સાથે સંધિ કરવાની જરૂર પડી. વિલિયમને બોલાવી એણે કહ્યું: "ફ્રાંસની સાથે તું સંધિ કરાવી આપ; એજ મારી મોટામાં મોટી સેવા. મારે એકદમ સ્પેન જવું છે." તે વેળા વિલિયમે એવું કૌશલ્ય બતાવ્યું કે ફ્રાન્સને ઘુંટણીએ પડી સંધિ સ્વીકારવી પડી. એવો એ રાજનીતિવિશારદ હતો.

## ૧૪ પલટો

એ સમયે જ્યારે જ્યારે બે દેશોને સંધિ થતી ત્યારે ત્યારે સામસામા પક્ષમાંથી કેટલાક સરદારોને રાજાઓ પોતાની સાથે લઇ જતા. એથી સંધિની શરતો તરત જ અમલમાં મૂકવામાં આવતી એવી માન્યતા હતી. ફ્રાન્સના રાજાએ આલવા વગેરે સરદારો સાથે ઓરેન્જને પણ લીધેલો. એક દિવસ રાજા હેન્રી અને વિલિયમ ઓરેન્જ શિકારે નીકળ્યા. વાત વાતમાં હેન્રીએ વિલિયમને કહ્યું: "દિનપ્રતિદિન મારા દેશમાં પ્રોટેસ્ટંટ સુધારકોનું જોર વધતું જાય છે. આથી હું ખરેખર ગભરાઇ ગયો છું. એમાં મને ધાર્મિક જ નહિ પરંતુ રાજનૈતિક ક્રાન્તિની ગંધ માલૂમ પડે છે. જુઓને, આજે તો મોટા મોટા સરદારો પણ એ પક્ષમાં માનતા થઇ ગયા છે. અત્યારે મેં ભાઇ ફીલિપ સાથે સંધિ કરી લીધી છે એટલે કાંઇ વાંધો નથી. અમે બને મળી હવે તો એમની ખબર લઇ નાંખશું." આ સંબંધમાં નિકાલ કરવાને ફીલિપે આલવાને મોકલ્યો હતો. હેન્રીને એ વાતની કશી ખબર ન મળે. હેન્રીએ ભોળપણમાં ઓરેન્જ સમક્ષ બધી વાત કરી દીધી અને ફીલિપની બાજી ઉંધી વાળવાની તક આપી. આ જાણી ઓરેન્જનું જીવન જ પલટાઇ ગયું. એણે જનતાને રાજાઓના અત્યાચારમાંથી ઉગારી લેવાની પ્રતિજ્ઞા લીધી. એ કાર્યને જ એણે જીવનનું ધ્યેય બનાવ્યું.

એ સંબંધે વિલિયમે લખેલું કે: "હેન્રી રાજા પાસેથી લોકો પર થનારા અત્યાચારોની વાત સાંભળતાં જ મારૂં મગજ ધૂમરાઇ

ગયું. મારા દેશમાં સ્પેનથી પણ ભયંકર અત્યાચારો થવાના છે એમ મને લાગ્યું. ખ્રિસ્તમૂર્તિ પર જરા સરખી નવાઇની દૃષ્ટિ પણ કોઈ નાંખે તો તેને ભડભડતા અંગારને સ્વાધીન કરવામાં આવે. મને એ નવા સંપ્રદાયનાં અનુયાયીઓ પર પ્રેમ નહોતો પરંતુ તેમનું નાહક ખૂન રેડાતું જોઈ મારૂં દિલ કમકમી ઉઠતું હતું."

## નહિ જ ગણકારૂં

કેટલેક દિવસે એણે હેન્રી પાસે નેધરલાંડ જવાની પરવાનગી માંગી. પરવાનગી મળતાં જ તે નેધરલાંડ આવી પહોંચ્યો. આવતાં વેંત જ તેણે સ્પેનની ફોજને નેધરલાંડમાંથી ઉઠાવી લેવા સંબંધમાં ઉગ્ર હિલચાલ કરી. સ્પેન જતાં જતાં ફીલિપે એને તાકીદ આપી હતી કે: "તારી જાગીરમાં રોમન કેથોલીક ધર્મના વિરોધીઓને સખ્ત સજા કરજે. જરાયે રહેમ ન બતાવીશ. કોઇને જવા દઇશ માં. ધ્યાન રાખજે કે કોઇ ન્યાયાધીશ એ અપરાધીઓ પર દયા ન દર્શાવે."

ફીલિપે એવા કેટલાક સરદારોનાં નામ પણ વિલિયમને કહ્યાં અને તેમને તરત જ પ્રાણદંડ આપવાની આજ્ઞા કરી. વિલિયમ લખે છે કે:

"મને રાજા કરતાં પરમાત્માનો ડર વધુ લાગ્યો એટલે મેં એ સરદારોને બોલાવી તેમનો જાન જોખમમાં છે એમ જણાવી દીધું. અને તરત જ દેશ છોડી નાસી છૂટવાની તેમને સલાહ આપી."

ફીલિપ જ્યારે સ્પેન ગયો ત્યારે વિલિયમ ૨૭ વર્ષનો હતો. લગ્ન પછી સાત વર્ષે એની પત્નીનું અવસાન થયું હતું. સંતાનમાં તેને એકેક પુત્ર પુત્રી હતાં. એની સ્વર્ગવાસી પત્ની એક ઉમરાવની દિકરી હતી. સાસરામાંથી પણ વિલિયમને સારી જેવી જાગીર મળેલી. એનું અત્યાર સુધીનું જીવન આનંદમાં જ વીત્યું હતું. ભાવિ વિપત્તિઓનું એને સ્વપ્નું પણ નહોતું. ધન, બળ અને

પ્રતિષ્ઠા હંમેશાં તેની સેવામાં હાજર હતાં. જે ધર્મસુધારક સંપ્રદાયોનો તે આગળ જતાં પક્ષપાતી થયો તેના પર તેને ખાસ હેત પણ નહોતું. કેથોલીક ધર્મને પણ એ નામનો જ માનતો.

## વિલિયમની જીવન રહેણી

પ્રજા પાસે એ કેથોલીક ધર્મ પળાવતો, પણ અન્ય ધર્માવલંબીઓને પ્રાણદંડ નહોતો દેતો. એ જમાનામાં નેધરલાંડમાં નીચ ગણાતી પ્રજા પ્રોટેસ્ટંટ ધર્મ માનતી. અમીર ઉમરાવોનો ધર્મ કેથોલીક હતો. બીજા સરદારોની જેમ વિલિયમ પણ રોમન કેથોલીક ધર્મનો અનુયાયી ગણાતો.

ફીલિપના અત્યાચારમાંથી જનતાને બચાવવાને માટે એ તૈયાર થયો; કારણ કે, નિરપરાધીઓનો જાન જોખમાય એ એને ગમતું નહોતું. જનતાના ધર્મ વિચારો તરફ એને કશો ભાવ નહોતો. ધાર્મિક ઝગડાઓથી તો એ હમેશાં દૂર જ રહેતો. એના હૃદયમાં પ્રોટેસ્ટંટ ધર્મનું બીજારોપણ પણ નહોતું થયું. એનો જીવનકાળ તો મોજમઝામાંજ વ્યતીત થતો.

જ્યારે રાજા નેધરલાંડમાં રહેતો, ત્યારે રાજમહેમાનોની પરોણાગત વિલિયમના નસાઉ–રાજ્યભવનમાં જ થતી. ગરીબ અને અમીર સર્વનું ત્યાં સારી રીતે સન્માન થતું. વિલિયમના લોહીમાં અભિમાનનું તો નામ નિશાન નહોતું. એનું નોકર ચાકરો પ્રત્યેનું વર્તન પણ સભ્ય હતું. સૌનો વિલિયમ પર નિઃસીમ સ્નેહ હતો. દરબારમાં કે ગમે તેની પાસે ધાર્યું કરાવી શકતો. ખર્ચ અઢળક હતું; એટલે નાની ઉંમરમાં, ને આટલી જાગીર હોવા છતાં તેને આઠ નવ લાખનું દેવું હતું. પણ તે દેવું કંઈ ગજા ઉપરાંતનું નહોતું. કેમકે જાગીરની આવક ઘણી હતી, અને શાહી ખજાના પાસે કેટલાયે રૂપિયાનું એનું લેણું હતું.

## ઓરેંજની અક્કલ ને એગ્મોન્ટની અસિ!

સને ૧૫૬૦ના આરંભકાળમાં વિલિયમ ઓરેન્જની આ દશા હતી. એ એટલો બુદ્ધિશાળી અને કુનેહબાજ હતો કે આટલી નાની વયમાં કેટલાંય જોખમનાં કાર્યો એણે પાર ઉતાર્યાં હતાં. કોઇ પણ કાર્ય હાથમાં લેતાં પહેલાં તેને વિષે ખૂબ જ વિચાર એ કરતો. એજ એના જીવનસાફલ્યની ચાવી. વગર વિચાર્યું ડગલું કોઇ દિવસ ન ભરે. આથી જ તેણે એગ્મોન્ટની માફક સેંટ ક્વિંટનના જેવી કોઇ લડાઈ ન જીતી, પણ દેશ ઉપર આવી પડનાર ભાવિ વિપત્તિમાંથી દેશનો ઉદ્ધાર કર્યો—ભાવિ યુદ્ધમાં એ વિજયી બન્યો.

એગ્મોન્ટ તલવારના જોર પર ગાજતો ને વિલિયમ બુદ્ધિના જોર પર કોઈને મચક ન આપતો. લોકોમાં કહેતી ચાલતી કે '**ઓરેંજની અક્કલ ને એગ્મોન્ટની આસ.**' શત્રુ, મિત્ર, સૌ એની કુશાગ્ર બુદ્ધિની પ્રશંસા કરતા.

ઓરેંજમાં અતડાઇ ન્હોતી. એ મિલનસાર પ્રકૃતિનો હતો. ગમે તે એને મળવા ગયું હોય પણ તેની સાથે એ ખુશમિજાજથી વાતચિત કરતો. જેટલું સારૂં બોલી શકતો તેટલું જ સારૂં લખી પણ શકતો. એનું ઈતિહાસનું જ્ઞાન સરસ. જર્મન, ફ્રેંચ, લેટિન, ફ્લેમિશ અને સ્પેનિશ—એ પાંચે ભાષાઓ સારી રીતે જાણતો.

### કનસલ્ટાનો પ્રા

ડચેસ ઓફ પરમા નામની જ સિંહાસન પર હતી. ખરૂં સુકાન તો એન્ટની પિરેનોટના હાથમાં હતું. લોકો એને એરસના ધર્મગુરૂ તરીકે ઓળખતા. આગળ એ કાર્ડિનલ ગ્રેનવિલના નામથી પ્રસિદ્ધ થયો. નેધરલાંડની રાજસભાની ત્રણ સભ્યોની બનેલી ગુપ્ત મંડળી કનસલ્ટાનો એ પ્રાણ હતો. 'કનસલ્ટા' એનો પડયો બોલ ઉઠાવતી.

એનો જન્મ ગરીબ ઘેર થયો હતો. એનો બાપ ચાર્લ્સ ને ત્યાં એક

સાધારણ નોકર હતો. પણ એન્ટની ખૂબ ચતુર નીવડ્યો. એણે ત્રણ ચાર વિદ્યાપીઠોમાં શિક્ષણ લીધું અને ૨૩ વર્ષની ઉંમરમાં તો જૂદી જૂદી સાત ભાષાઓનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. રાજ્યના અને ધર્મના કાયદાઓનો પણ એણે બારીકીથી અભ્યાસ કર્યો. ચાર્લ્સે એક વખત ટ્રેન્ટમાં એનું ભાષણ સાંભળ્યું અને એની વક્તૃત્વશક્તિ પર એટલો મુગ્ધ થયો કે એને રાજસભાનો સભ્ય બનાવ્યો. પછી તો એ ચાર્લ્સનો ખાસ વિશ્વાસુ બની ગયો.

## પાકો મુત્સદ્દી

એરસ વિદ્વાન હતો અને ચતુર હતો; હાજર જવાબી, મધુરભાષી અને હિંમતવાન હતો; મક્કમ વિચારનો અને સમયસૂચક હતો. ઉપરી અધિકારીઓને હાથમાં રમાડી, રાજાઓને પણ એ ઉલ્લૂ બનાવતો. પોતાનું ધાર્યું બીજા પાસે કરાવતો અને કરનારને હું પોતે જ કરૂં એમ લાગતું. ફીલિપને આમ ઘણી વખત એ બનાવી જતો. કારણ કે તેનાથી પોતાના વિચારો બરોબર વ્યક્ત ન થતા. બીજી બાજુ એરસ ફીલિપ શું કહેવા માગે છે તે સમજી લઇ તે વિચારો સારી રીતે મધુર વાણીમાં રજુ કરતો એટલે ફીલિપ ખુશ ખુશ થઈ જતો. એના મનમાં એમજ થતું કે જે હું વિચારૂં છું તે જ એ વિચારી રહ્યો છે. એરસ કાર્યપટુ હતો પરંતુ ફીલિપને રીઝવવાને ખાતર એ નજીવી બાબતો માટે લાંબા લાંબા લખાણો ચિતરતો. કોઇ કોઈ વખત તો ૩૦–૩૦, ૪૦–૪૦ પાનાના પત્રો તે ફીલિપ પર મોકલતો. આવા લાંબા લાંબા પત્ર જોઇ તેને આનંદ થતો. એરસના કાગળ જેવું તેવું લખવા તે પ્રયત્ન કરતો, પણ પહોંચાય ક્યાંથી ?

## આપખુદીનો ઉપાસક

ફીલિપ એરસ જેવાનો કારકુન થવાને ય લાયક ન હતો; પણ પોતાના દિલમાં એમ જ સમજતો કે હું એરસને મારી આજ્ઞાના

જેવે નચાવું છું. એરસના લાંબા લાંબા પત્રો એ ખુશમિજાજથી વાંચતો અને કોઈ કોઇ વાર પોતાની બુદ્ધિમત્તા પ્રદર્શિત કરવા પોતાનો અભિપ્રાય પણ લખતો. પણ એ અભિપ્રાયમાં ખૂબી એ હતી કે એનું ઢળણ એરસના અભિપ્રાય તરફ જ રહેતું. આમ ભારે અકુશ હુશિયારીથી એરસ પોતાનું કામ કાઢી લેતો. ફીલિપ પોતાનું ધાર્યું જ બને છે એમ માની મનમાં રાજી થતો, પણ વાત તેવી ન-હોતી. સર્વ એરસનું ધાર્યું જ થતું. આમ એરસ ફીલિપ અને માર્ગરેટ બનેને ઉલ્લૂ બનાવી રહ્યો હતો.

એરસની રાજ્યનીતિનો સિદ્ધાંત એકજ. જેમ બને તેમ રાજાને ખુશ રાખવો. એકહથ્થુ રાજસત્તાનો એ ઉપાસક હતો. પરલોકમાં ઇશ્વર અને આ લોકમાં ફીલિપ એ બેની સેવા કરવી એ જ જીવનનો ઉદ્દેશ એમ એ હમેશાં કહ્યા કરતો. નેધરલાંડના સ્વાતંત્ર્યનો એ કટ્ટો વિરોધી. ફીલિપે સ્પેન જતાં પહેલાં પંચાયતોને આમંત્રણ કરેલાં. તે સમયે એરસે સાફ સાફ જણાવી દીધેલું કે નવો કર નાંખવા સંબંધમાં પંચાયતોની સલાહ લેવી યોગ્ય નથી. પંચાયતોને આર્થિક વિષયોમાં કાંઇ પણ અધિકાર ન હોવો જોઇએ એવો એનો અભિપ્રાય હતો. યુવરાજ્ઞી મેરીએ, પોતાના શાસનકાળમાં, પંચાયતો સાથે મસલત કર્યા પછી જ, પ્રજા પર કર નાખવાની દાખલ કરેલી પદ્ધતિથી ભારે ઝગડો ઉભો કર્યો છે એમ એ રોજ કહ્યાં કરતો. પ્રાંતિક અધિકારો સંબંધમાં ઉહાપોહ કરનાર લોકોને એ ખટપટીયા, પ્રપંચી અને જનતાના રાજીપા ખાતર બડબડાટ કરનારા તરીકે ઓળખતો.

## જન્મસિદ્ધ દુઃખો

આ સમયે પ્રજાના 'જન્મસિદ્ધ અધિકાર'નું તો નેધરલાંડમાં ભાન પણ કોઇને નહોતું. માત્ર જન્મસિદ્ધ દુઃખોનો ધિક્કારધ્વનિ અને જુલમોની જંજીરોનો ઝંકાર દેશમાં ચારે કોર સંભળાતો હતો.

'પૃથ્વીશ્વરો ના પરમેશ્વરો વા'ના સિદ્ધાંતની સામે થવાની કોઈની હિંમત નહોતી.

નેધરલાંડવાસીઓને કેટલાક હક્કો તો પરાપૂર્વથી મળેલા હતા. તે હક્કો તેમના પૂર્વજોએ મોતના મયદાનમાં માથાં મૂકીને પ્રાપ્ત કર્યા હતા. નેધરલાંડવાસીઓ કોઈ પણ ભોગે આ હક્કોને જતા કરવા રાજી ન હતા. તેઓ પ્રજાસંમતિ વિનાના કર આપવાને તૈયાર થાયજ કેમ? વળી રોમન કેથોલીકોની મૂર્ખતા ભરી વાતો પર વિશ્વાસ ન રાખવાને કારણે અગ્નિકુંડમાં હોમાવાને પણ તેઓ તત્પર ન હતા.

ગ્રેનવિલ આ પ્રજામતનો સખ્ત વિરોધી હતો. પંચાયતો કર સંબંધમાં ઉહાપોહ કરે એ એને જરાયે ન ગમતું. ફીલિપને બહુ બહુ સમજાવીને તેણે ચાર્લ્સના સમયમાં ઘડાયલા ખૂની કાયદાઓનો અમલ શરૂ કરી દીધો હતો. 'સાર્વજનિક પ્રજાહક'નું નામ સાંભળતાં જ એને ક્રોધ ચઢતો. 'જનતા' શબ્દ પર જ એને ભારે ચીઢ હતી. અત્યંત તિરસ્કારપૂર્વક મ્હોં મરડી એ ઘણી વાર બોલતો: "જનતા!...જનતા!...જનતા! એ તે વળી કઇ ચીજ!" એણે રાજકારભારમાંથી ઠીક કમાણી કરી લીધી હતી. સને ૧૫૫૭માં એની પાસે અઢી કરોડ રૂપિયાનું નગદ નાણું હતું. છતાં એની તૃષ્ણા છીપી નહોતી. ફીલિપની પાસે હમેશાં નફટાઇથી એ નાણું માગ્યાંજ કરતો. એક બે વાર તો ફીલિપે એને ખુબ કહેલું ખરું. પણ નફટને લાજ શી! નેધરલાંડનું સુકાન જેમના હાથમાં હતું, તેમનું આ શબ્દચિત્ર.

## પાયમાલીને પંથે

નેધરલાંડના અમીર, ઉમરાવ અને સરદારોના હાલ બુરા હતા. વિલિયમ ઓરેન્જ માફક બીજા સરદારો પણ પાણી પેઠે પૈસા ઉડાવતા. જેવા ઠાઠમાઠથી ઓરેન્જ રહેતો તેવાજ ઠાઠમાઠથી એગ્મોન્ટ

પણ રહેતો. આમ ઉડાઉગીરીની ખોટી સ્પર્ધામાં સરદારો પાયમાલીને પંથે વળી રહ્યા હતા.

ફીલિપે નેધરલાંડ છોડયું એટલે તો નાચરંગ, ને તમાશા ઉપરાઉપરી થવા લાગ્યા. વિલિયમ પણ ઉગતી જુવાનીની બેફિકરાઇમાં મસ્ત હતો.

વળી કાઉંટ બ્રેડરોડ નામનો એક ફક્કડ સરદાર હતો. શરાબ વિના તો એને ઘડીભરે ન ચાલે. જર્મનીના સરદારોએ પણ આ જલસાઓમાં ભાગ લેવા માંડયો એટલે મયખાનાનો રંગરાગ બદલાઇ ગયો. સૌ શરાબમસ્ત–ચકચૂર રહેવા લાગ્યા. વાત આટલેથી જ ન અટકી. શરાબ સાથે તેનો ભાઇબંધ જુગાર પણ આવ્યો. જુગારમાં ફેટલાય રડી ઉઠયા, જાગીરો ખોઇ બેઠા.

## દાનત બગડી

જે સરદારો જમીન જાગીર ખોઈ બેસતા તેમનો સઘળો રોષ પાદરીઓ પર ઉતરવા લાગ્યો. તેઓ તેમને ગાળો દઈ કહેતા કે "કમબખ્ત બેઠાખાઉ પડ્યા પડ્યા મોજ જ ઉડાવે છે. ન યુદ્ધમાં લડવા જવું કે ન કાંઇ કામ કરવું. એમને વળી જાગીરોની શી જરૂર ? એમનું કામ તો પ્રભુપ્રાર્થના કરવાનું ને માળાના મણકા સેરવવાનું. એમની પાસેથી જાગીરો ખુંચવી લઇ સરદારોને આપી દેવી જોઈએ."

વળી સરદારો પાસેથી કર માંગવામાં ન આવે એટલા માટે ય તેઓ ટંટા ફિસાદ મચાવ્યા જ કરતા. યુરોપના એ દેશોમાં જ્યાં જ્યાં ધાર્મિક ક્રાન્તિઓ થઇ ત્યાં ત્યાં કેવળ સ્વાર્થ સિદ્ધિને અર્થેજ સરદારો તેમાં ભરાવા લાગ્યા. પાયમાલ થએલા સરદારોની દાનત મઠની જાગીરો પ્રત્યે બગડેલી. તો પણ નેધરલાંડની ક્રાન્તિ કંઇ આ સ્વાર્થી સરદારોએ સળગાવેલી આગ ન ગણાય. એ સરદારોએ નેધરલાંડની ક્રાન્તિમાં અગત્યનો ભાગ ભજવ્યો; એટલે એ દાવાનળ ભભૂકી ઉઠયો,

પરંતુ એનાં મૂળ કારણો જુદાં હતાં.

નેધરલાંડના લોકો પાયમાલ થઇ ગયા હતા. તેમની દશા ખરી હતી. જનસમુદાયમાં અસંતોષનો અગ્નિ ધૂંધવાઇ રહ્યો હતો. કચડાતી, પીડાતી જનતાના અસંતોષને મુકાબલે સરદારોનો અસંતોષ તો વિ-સાતમાં ય ન હતો.

## શહીદોની રક્તધાર!

સારી દુનિયાને નવસંદેશ પાઠવતી સોળમી સદી નેધરલાંડમાં પણ નવો પયગામ લાવી હતી. નેધરલાંડવાસીઓ મૂળથીજ વ્યાપાર-કુશળ એટલે એમનામાં ભાવના અને વિચારસ્વાતંત્ર્ય પણ વધારે. નેધરલાંડ યુરોપની વચ્ચોવચ આવેલું એટલે જૂદા જૂદા દેશોમાંથી આવતા માલ સાથે દેશદેશના સમાચાર પણ આવે. ચાર્લ્સના ખૂની કાયદાઓનો અમલ ફરીથી શરૂ થયો હતો. લોકો સજા સહન કરતા, પણ કાયદાને જરાયે ન ગણકારતા. શહીદોના લોહીના વરસાદે નેધરલાંડની ભૂમિને વ્યક્તિસ્વાતંત્ર્ય અને ધાર્મિક સ્વાતંત્ર્યની ખેતીને યોગ્ય બનાવી હતી. રોજ સેંકડો માણસોને શૂળીએ ચઢાવતા. પરંતુ એક માણસે બ્હીકથી કે પ્રાણને લોભે પોતાના સિદ્ધાંતથી ચસતો નહોતો. એ અજ્ઞાત વીરોનાં નામ આજે જગતમાંથી ભૂંસાઇ ગયાં છે. કોઇ તેમને ઓળખતું પણ નથી.

## એ ગરવાં મરવાં!

એમણે જે કષ્ટો સહન કર્યાં હતાં તે સિદ્ધાંતનેજ ખાતર. એમની માન્યતા સાચી હતી. ચાર્લ્સના ખૂની કાયદાઓ પણ સાચા હતા. એમનાં ગળાં રેંસનારી લોહીખરડી તલવાર પણ સાચી હતી. એમનું શૂળી પર ચઢવું પણ સાચું હતું. એકબીજાનો હાથ પકડી હસતે મુખે નેધરલાંડવાસીઓ અગ્નિમાં કૂદી પડતા એ પણ અસત્ય નહોતું. વીરાંગનાઓ ગાતી ગાતી જીવતી કબરમાં દટાતી એ

ય સાચું હતું.

**નવા જમાનાની વધામણાંની વહેણાડ**

ઘણા દિવસથી નેધરલાંડમાં નવીન વિચારની રોશની પ્રગટી હતી. લોકો ફ્રાન્સ અને જર્મનીમાંથી આવી આવીને નવીન વિચારોનો પ્રચાર કરતા હતા. અમીર ને ગરીબ—બંને વર્ગમાં અસંતોષનો અગ્નિ ધૂંધવાતો હતો. આ સમયે નેધરલાંડની સરકારે અગ્નિમાં ઘી હોમ્યું. ચાર્લ્સના ખૂની કાયદાનો અમલ નેધરલાંડમાં શરૂ થયો. આ કાયદા પ્રમાણે કોઇ લ્યુથર કે તેના અનુયાયીનું પુસ્તક છાપી ન શકે કે રાખી ન શકે. પછી વાંચવાની તો વાતજ ક્યાં? મેરીની તેમજ અન્ય સંતોની મૂર્તિઓ તોડવાનો કે મઠ સિવાય ઘરમાં એકઠા મળી ઇશ્વરોપાસના કરવાનો કોઇને અધિકાર નહોતો. લ્યુથરના વિચાર-વાળાઓનાં વ્યાખ્યાન સાંભળવાની મનાઇ હતી. પાદરી (ધર્મગુરૂ) ના પ્રમાણપત્ર વિના કોઇ ધર્મ સંબંધી ચર્ચા કરીજ ન શકે.

**એની કંઈ હદ?**

અપરાધીઓને શિક્ષા કરતી વેળા તેઓ પશ્ચાત્તાપ બતાવે તો પુરૂષનું માથું તલવારથી ઉડાવી દેવામાં આવતું અને સ્ત્રીને જીવતી દાટી દેવામાં આવતી. પણ પશ્ચાત્તાપ ન કરે તો તેમને—સ્ત્રી હોય કે પુરૂષ—જીવતાં બાળી મૂકવામાં આવતાં. તેમની માલમિલ્કત જપ્ત થતી. એમને મદદ કરનાર કે છૂપાવી રાખનારને પ્રાણદંડની શિક્ષા થતી. એ શિક્ષામાંથી છટકી અપરાધી છૂપાયો હોય તે છૂપું સ્થળ જાણતો હોવા છતાં જે ન બતાવે, તે પણ બચી નજ શકે. કોઇ પાદ-રીને કોઇ સ્ત્રી કે પુરૂષ પર તે નવા વિચારનાં છે તેવો વહેમ આવતાં તેમણે સોગંદ પર ઇન્કાર કરવોજ જોઇએ; નહિ તો તેમને પણ પ્રાણદંડ મળતો. અપરાધીને પકડાવે તેને અપરાધીની જમીન જાગીર લેહ મળતી અને સરકાર તરફથી પણ બક્ષિસ મળતી.

નવા પંથવાળાઓની સભામાં પેસી જઈ તેની હકીકત લાવી આપનારને સરકાર ગુન્હેગાર ન ગણતી. ન્યાયાલયના ન્યાયાધીશો પર અપરાધીઓને કાયદા પ્રમાણે સખ્તમાં સખ્ત સજા કરવી એવી તાકીદ હતી. અને કદિ ન્યાયાધીશ દયા દેખાડે કે અપરાધીને છોડી મૂકવાની સરકારને ભલામણ કરે તો તેને બરતરફ કરવામાં આવે; તેમજ ભવિષ્યમાં તેની કોઈ પણ અધિકાર પર નીમણુંક ન થાય. વળી સજા થાય તે તો જૂદી.

આ જાતની સૂચનાઓ ફીલિપે દરેક સરદાર ને અધિકારી પર મોકલી આપી હતી. રાજ્યાસન પર બેઠા પછી તેણે નેધરલાંડવાસીઓને આ બક્ષિસોથી નવાજ્યા હતા !

અધર્મીઓને દાબી દેવા માટે સૈન્ય વધારવાની પણ જરૂર જણાઇ. નેધરલાંડમાં ધર્મની ત્રણ નવી ગાદીઓ સંસ્થાપિત કરવાની વડા ધર્મગુરૂ પોપ પાસેથી એણે પરવાનગી લીધી; અને ધાર્યા કામની સફળતા માટે નેધરલાંડમાં રહેલી સ્પેનની સેનાઓને પણ ન વિખેરી. એ સૈનિકો સાહસિક અને બહાદુર હતા. નેધરલાંડવાસીઓ પર એ સૈન્યનો જબરો કરપ હતો.



## દાવાનળ પ્રગટ્યો !

### એરસને માથે અપજશનો ટોપલો

નેધરલાંડના સરદારો તેમજ નગરોને પરાપૂર્વથી ઘણા ઘણા હક્કો અને સ્વાતંત્ર્ય મળ્યાં હતાં; અને એ દેશના રાજ્યાસન પર બેસનાર દરેક જણ એ હક્કોનો સ્વીકાર કરતો. આ પ્રમાણે ફીલિપે પણ તેનો રાજ્યારોહણ સમયે સ્વીકાર કર્યો હતો.

તે મુજબ સરદારોની પંચાયતો અને નાગરિકોની સંમતિ વિના ન તો નવા મઠોની સ્થાપના થઇ શકતી કે ન તો મહંતોની સંખ્યા વધારી શકાતી. રાજા કોઇ માણસ પર કેસ ચલાવ્યા સિવાય તેને સજા ન કરી શકે, કે પરદેશીઓને કોઈ પણ અધિકાર પર નીમી ન શકે. રાજા આ હક્કોનું બરોબર પાલન ન કરે તો નાગરિકો તેની સાથે મરજી પ્રમાણે વ્યવહાર કરતા. સ્વાતંત્ર્યપ્રિય અને સ્વાભિમાની નેધરલાંડવાસીઓ પર અન્યાયી ખૂની કાયદાઓનો અમલ શરૂ થયો, અને ત્રણ મહામઠો અને પંદર નાના મઠોની નેધરલાંડમાં સ્થાપના થઇ; વળી પરદેશી મહંતોને ન્યાયખાતું સોંપાયું. આથી નેધરલાંડમાં એક છેડેથી બીજે છેડે સુધી ધૂંધવાટ પ્રસરી ગયો—અસંતોષનો દાવાનળ ભભૂકી ઊઠ્યો. ગરીબ અને અમીર—સર્વનાં હૃદય ઘવાયાં. બિશપ ઓફ એરસ આ સર્વનું મૂળ હતો એમ લોકો માનતા. આ સમયથી જ એના પરથી લોકોનો ભાવ ઉતરી ગયો અને એ તિરસ્કારપાત્ર બન્યો.

નેધરલાંડમાં નવા મઠોની સ્થાપના સંબંધમાં ફીલિપે કોઇ એરસની સલાહ નહોતી લીધી. પોપની સલાહ લઈને એકાએક એણે

મઠની સ્થાપના કરી દીધી હતી. એરસ ભારે લોભી છે, એવી એને ખબર હતી અને નવા મઠોની સ્થાપના થતાં એની આવકમાં ઘટાડો થવાનો એટલે એરસ એ યોજના પસંદ ન જ કરત એ પણ સાચું હતું. પણ લોકોને કાર્યકારણના ભેદામાં ઊંડા ઉતરવાની દરકાર જ નહોતી. એમણે તો એરસને જ આ માટે જવાબદાર ગણ્યો. અપજશનો ટોપલો એને માથે જ પડ્યો.

## વિલિયમ વિરોધમાં

એરસના સંબંધમાં લોકોને આમ લાગે એમાં કાંઈ નવાઈ નહોતી; કેમકે નવા રાજકારોબારનો અધિષ્ઠાતા એને જ બનાવેલો હતો. પણ નેધરલાંડવાસીઓએ નવા કારભાર સામે સખ્ત વિરોધ ઉઠાવ્યો. એ આંદોલનની આગેવાની વિલિયમે લીધી. વિલિયમ ઓરેન્જ હતો તો રોમન કેથોલીક, પણ કોઈ વ્યક્તિ પર અન્યાય થતો સાંખી ન શકતો. ફીલિપે ધર્મને નામે નેધરલાંડમાં ભયંકર અત્યાચાર કરવાનો નિર્ણય કર્યો છે એમ તે જાણતો. મઠોની સ્થાપના એ અત્યાચારના પ્રથમ પગરણ સમી હતી. મઠ અને મહંતો ફીલિપના અત્યાચારોની મશીનગનો હતી એ વિલિયમને માલુમ હતું. એ વડે નેધરલાંડવાસીઓ પર કરપ બેસાડવાની ફીલિપની ઇચ્છા હતી. એણે, ડચેસ ઓફ પરમા અને ગ્રેનવિલ સામે નવા રાજકારભાર સંબંધમાં સખ્ત વિરોધ પોકાર્યો. ફીલિપને પણ એ સંબંધમાં કાગળ લખ્યો. સરદાર એગ્મોન્ટ અને બર્ગ-ને ઓરેંજને આ લડતમાં સાથ આપ્યો. બર્ગમોન્ટ પણ શરૂઆતમાં ઓરેન્જના પક્ષમાં રહ્યો, પણ લાલચનો માર્યો એ પાછળથી ડચેસ ઓફ પરમાની સમજાવટથી એ ફીલિપના પક્ષમાં જઈ ભળ્યો. નવી રાજ-વ્યવસ્થાથીજ દેશનું કલ્યાણ થશે એવો મત તે પછી એણે દર્શાવ્યો.

## એમ તે જીતાય ?

એરસે ફીલિપને કાગળ લખ્યો કે "અહીંના લોકો નવી રાજ્ય

અવસ્થા સંબંધમાં મને જવાબદાર માને છે અને મારો તિરસ્કાર કરે છે. આપ કૃપા કરીને એક ઢંઢેરો પ્રગટ કરો કે એમાં મારો બિલકુલ હાથ નથી." ફીલિપે એરસની ઇચ્છા પ્રમાણે ઢંઢેરો પ્રગટ કર્યો અને પોતે પણ લોકોને કહેવા લાગ્યો કે એરસનો એમાં જરાયે હાથ નથી. એરસે પ્રયાસ કરીને ખૂની કાયદાની ભાષા પણ મોળી બનાવી; છતાં નરમ ભાષાવાળા પણ મુદ્દે કઠોર કાનૂનોનો લોકો સ્વીકાર કરે ખરા ?

## વાયદાઃ અગસ્ત્યનો, કે ફીલિપનો?

સ્પેનની સેનાને લોકો પહેલાંથી જ ધિક્કારતા. એ સ્વચ્છંદી સૈનિકો તરફ લોકોનો જરા પણ ભાવ નહોતો. એમના વર્તન સંબંધમાં લોકોએ કેટલી યે વાર ફીલિપને ફરિયાદ કરેલી અને તેમને દેશમાંથી ઉઠાવી લેવાને કહેલું. ફીલિપના રાજ્યારોહણ પ્રસંગે જ આ પ્રશ્ન નીકળેલો. તે સમયે એ ઉકળી ગયેલો. પણ સ્પેન જતાં જતાં એ સૈન્ય ત્રણ ચાર માસમાં ઉઠાવી લેવામાં આવશે તેવો એણે વાયદો કરેલો. ચારને બદલે ચૌદ માસ વીતી ગયા પણ એ સેના નેધરલાંડમાંથી ઉઠાવી લેવામાં નહોતી આવી. એ પ્રશ્ન ઉભો થતાં જ ગમે તે બહાને ઉડાવી દેતા.

નવા કાયદાનો અમલ શરૂ થતાં જ લોકોએ ધાર્યું કે સ્પેનની સેના અમારા પર અત્યાચાર વરસાવવાને જ રાખવામાં આવી છે. વિલિયમે તે સેનાઓને ઉઠાવી લેવાના સંબંધમાં ખૂબ ચળવળ ચલાવી.

## ભલે પ્રલય આવે—

સમુદ્રના બંધની મરામત કરવા ઝીલેંડના લોકો દર વરસે જતા. પણ આ વર્ષે તેમણે તે સંબંધમાં ચોખ્ખી ના સંભળાવી દીધી. તેમણે કહ્યું: "એ બંધોની મરામત કરીને શું કરવું ! સ્પેનના

સૈનિકોના અત્યાચાર સહેવા કરતાં તો સમુદ્રશયન હજાર દરજ્જે ઉત્તમ. અમારી માલમિલ્કતનું રક્ષણ સુદ્ધાં શા માટે કરવું ? એ અત્યાચારીઓના અમનચમન માટે ?" બધાએ એકઠા મળી અત્યાચારીઓના અત્યાચાર સહન કરવા કરતાં જલશયન કરવાનું સ્વીકાર્યું. ગમે તે થાય, પણ બંધની મરામત ન કરવાનો તેમણે ઠરાવ કર્યો. પછી ભલે સમુદ્રનાં પાણી દેશમાં ફરી વળે ને પ્રલય થઈ જાય.

હવે ગ્રેનવિલને લાગ્યું કે સ્પેનની સેનાઓ ઉઠાવી લીધા વિના આ ધૂંધવાટ શમવાનો નથી. હવે એમને સમજાવવાના સર્વ પ્રયત્નો અગ્નિમાં ઘી હોમવા જેવા જ થવાના.

## રાજસભા પીગળી

સને ૧૫૬૦ની ૨૫મી ઓક્ટોબરે રાજસભાની બેઠક મળી, ત્યાં ગ્રેનવિલે ડચેસ ઓફ પરમાને ખૂબ ભારપૂર્વક સ્પેનની સેનાઓ ઉઠાવી લેવા સંબંધમાં જણાવ્યું. ડૉ. વિગ્લિયસે ટેકો આપ્યો. ઓરેન્જે તો સાફ સાફ જણાવી દીધું કે હું તો હવે એક દિવસને માટે પણ એ સેનાનો સેનાપતિ નથી રહેવાનો. એ લશ્કર તરતજ નેધરલાંડમાંથી ખસેડવામાં આવશે એવું વચન મળ્યાથી જ મેં અને એગ્મોન્ટે એનું સેનાપતિપદ લીધેલું. છેવટે સ્પેનની સેનાઓ નેધરલાંડમાંથી બનતી ત્વરાએ ઉઠાવી લેવામાં આવે એવો રાજસભામાં એકમતે ઠરાવ થયો.

ડચેસ તરફથી ગ્રેનવિલે ફીલિપને પત્ર લખ્યો કે " હવે સ્પેનનું લશ્કર નેધરલાંડમાં રાખી નહિ શકાય. આપની ઇચ્છાનુસાર તેને અહિં રોકી રાખવાનાં બહાનાં અમે કાઢ્યાં કરીએ પણ હવે તે કામ આવે તેમ નથી. એ લશ્કર નેધરલાંડમાં રહેશે તો કરની વસુલાત જ નથી થવાની. એને ઉઠાવી લેવાને સરકાર તૈયાર હોય તો જનતા એનો પગાર પણ ચૂકાવી આપવા રાજી છે."

એટલામાં સદ્‌ભાગ્યે દક્ષિણ પ્રાંતોમાં એ લશ્કરની જરૂર પડી. સરકારને પણ આબરૂ સાચવવાનું બહાનું જડ્યું. અને એ લશ્કર

નેધરલાંડમાંથી ખસ્યું. નેધરલાંડને કેટલાક દિવસ માટે શાંતિ મળી. પરંતુ લશ્કર ગયું એથી શું ? અત્યાચારનાં કારખાનાં સમા મઠ અને મહંતો તો નેધરલાંડમાં હતા જ. ફીલિપ સ્પેનથી ડચેસ અને ગ્રેનવિલને રાજકારોબાર સંબંધમાં સૂચનાઓ આપ્યાં જ કરતો. અમુકને ફાંસીએ ચઢાવો, અમુકને અગ્નિકુંડમાં નાખો, અમુકે પોતાના ઘરમાં પ્રાર્થના કરી, અમુકને ત્યાં લ્યુથરનાં પુસ્તકો છે વગેરે ઝીણી ઝીણી વિગતોની પણ ફીલિપ ગ્રેનવિલને સૂચનાઓ આપતો. આવી વિગતો તેને જાસુસો તરફથી મળતી. ફીલિપનો મંત્રી પણ માલિકની આજ્ઞાનુસાર વર્તતો. ફીલિપ ગ્રેનવિલને લખતો કે "અત્યારે જગતમાં ધર્મ પર શ્રદ્ધા રાખે એવા મારા–તારા જેવા થોડા જ મનુષ્યો છે. તેથી ખ્રિસ્તી ધર્મનું દિલોજાનીથી રક્ષણ કરવું એ આપણો ધર્મ છે." ગ્રેનવિલ ઉત્તર આપતો કે રાતદિવસ અધર્મીઓની જડ કાઢવાના જ પ્રયત્ન કરું છું. પરંતુ કોણ જાણે શાથી ન્યાયાધીશાદિઓ લોકોને શિક્ષા કરતાં આંચકો ખાય છે. જો બધા અમલદારો મળી હળીને સાચા દિલથી કામ કરે તો થોડા દિવસમાંજ જગતમાં પરમાત્માનું અચળ રાજ્ય પ્રવર્તે.

ગ્રેનવિલનાં કામ એવાં હતાં કે એના તરફ લોકોની ઘૃણા વધતીજ ચાલી. ઓરેન્જ, એગ્મોન્ટ ને ગ્લેયન વગેરે સરદારો પણ તેને તિરસ્કારની નજરે જોતા. રાજ્યકારોબાર 'કનસલ્ટા' જ ચલાવતી. રાજસભાનું કાંઇ નીપજતુંજ નહિ. 'કનસલ્ટા' પણ ગ્રેનવિલની આંગળીને ટેરવે નાચતી. એનું ધાર્યું જ થતું. પરંતુ રાજસભાના સભ્યો હોવાને લીધે શાસનની જવાબદારી ઓરેન્જ વગેરે સરદારો પર પણ હતી. સરદારોને આ પરિસ્થિતિ અસહ્ય થઇ પડી.

## હૈયે તે હોઠે

ગ્રેનવિલ ફીલિપ પાસે ચાલાકીથી પોતાનું ધાર્યું કરાવતો, પરંતુ ઓરેંજ, એગ્મોન્ટ વગેરે સરદારો પર તો હુકમથી જ કામ

લેતો. સ્વાભિમાની સરદારો એ કેમ સાંખી શકે ? એગ્મોન્ટનાં અણુએ અણુ સ્વાભિમાનભર્યાં હતાં. એ ક્રોધ ન શમાવી શક્યો. એક દિવસ એણે તો ડચેસનાં દેખતાં ગ્રેનવિલ સામે તલ્વાર ખેંચી. જો ઓરેંજે એનો હાથ ન પકડી લીધો હોત તો ગ્રેનવિલનાં સો એ વર્ષ પૂરાં થાત.

ઓરેંજ સમયસૂચક ને ચતુર હતો. એગ્મોન્ટની જેમ એકદમ આવેશમાં આવી જઇને હૃદયના ભાવ વ્યક્ત ન કરતો. ગ્રેનવિલ ને ઓરેંજ સાથે મિત્રતા હતી. હંમેશા તે ઓરેંજને ખૂશ રાખવાના જ પ્રયત્ન કરતો. ઓરેંજનું મહત્વ સમજતો; એટલા માટેજ એણે ઓરેંજ સાથે ગાઢ મૈત્રી કેળવી હતી. એ જાણતો હતો કે ચાર્લ્સથી માંડીને તે ફીલિપ સુધી—સૌ ઓરેંજને સન્માનતા. ભવિષ્યમાં ક્યારેક પણ એને જરૂર અસાધારણ અધિકાર પ્રાપ્ત થશે. એ સમયે એની પાસે ઘણું કામ કરાવી શકાશે. એમ માનીને પણ એ ઓરેંજ પાસે ઘણું કામ કરાવી લેતો. ઓરેંજને ઘણા ઘણા અધિકારીઓની નીમણુંક કરવાની સત્તા હતી, અને ગ્રેનવિલ ઓરેંજને ભલામણ કરી પોતાનાં માણસોને ગોઠવી દેતો. આ ગાઢ સંબંધને લીધે દિલ ખાટાં થયાં છતાં સંબંધ ન તૂટ્યો. પહેલાં ઓરેંજ ધૂંધવાઇ ઉઠે એમ ગ્રેનવિલ ઇચ્છતો. પણ ઓરેંજનો ચાર્લ્સ સાથેનો સમય એળે નહોતો ગયો. એ રાજનીતિમાં નિપુણ હતો. ગ્રેનવિલને ફરિયાદની તક જ એ ન આપતો. પણ કાગળની નાવ ક્યાં સુધી ચાલે ? આખરે હૈયે હતું તે હોઠે આવ્યું.

**ચકભાકાર**

એંટવર્પમાં મેજીસ્ટ્રેટોની જગાઓ ખાલી હતી. ત્યાં મેજીસ્ટ્રેટો નીમવાનો ઓરેંજને પરાપૂર્વથી અધિકાર હતો. પરંતુ આ સમયે કેનસલ્ટાએ જ તે નીમણુંક કરી ને ઓરેંજને ચાદી મોકલી આપી. તેને લખી જણાવ્યું કે 'તમને અને કાઉંટ ઓરેંજને આ

નીમણુંક સંબંધમાં કમિશ્નર નીમવામાં આવે છે. તમારે આમની નીમણુંક કરવી.'

ઓરેંજનું હૃદય આ અપમાનથી સળગી ઉઠ્યું. તેને ગ્રેનવિલ સાથે હોંસાતોસી પણ થઇ. ડચેસનો જે હુકમ એને મળ્યો તે આજ્ઞાપત્ર એણે પાછું વાળ્યું અને સાફ સાફ જણાવી દીધું કે હું કાંઇ ડચેસનો ગુલામ નથી. ભલે એ બીજા કોઇની પાસે આ કામ કરાવે. મને તેની પરવા નથી. રાજસભાની બેઠકમાં પણ એણે આમ રોકડું પરખાવ્યું. બને પક્ષોને ખૂબ બોલાચાલી થઇ. ઓરેંજે કહ્યું કે "એંટવર્પમાં મેજીસ્ટ્રેટો નીમવાનો મારો પરાપૂર્વનો અધિકાર છે. એ સંબંધમાં મને કાંઈ પૂછવામાં પણ ન આવ્યું? કનસલ્ટાએ કરેલી નીમણુંક પર મત્તું મારવાને જ મને કમિશ્નર બનાવવામાં આવ્યો, ખરૂંને? કનસલ્ટાને આવા આવશ્યક કાર્યમાં ડખળ કરવાનો અધિકાર નથી. કનસલ્ટા એટલે ગ્રેનવિલ જ જવાબદાર છે."

"ભલે, તમારે કમિશ્નર ન બનવું હોય તો કાંઇ હરકત નહિ. હું ગમે તેને નીમી લઇશ. અત્યાર સુધી બન્યું તે બન્યું. પણ હવેથી તમારા જેવા ઘમંડી સરદારોની સલાહ હું કોઇ દિવસ નથી જ લેવાનો. હું ગમે તે માણસોની નીમણુંક કરીશ." એમ ગ્રેનવિલે દાંત પીસીને જણાવ્યું. પછી તે ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી ચાલ્યો ગયો. બસ, ત્યારથી જ ઓરેંજ અને ગ્રેનવિલનો સંબંધ તૂટ્યો. પાદરી ગ્રેનવિલ અને સરદારો વચ્ચે ખુલ્લો વિરોધ શરૂ થયો.

## વચ્ચે પડો

ઓરેંજ અને એગ્મોન્ટે ફીલિપને એક કાગળ લખ્યો કે "ડયુક ઓફ સેવોયના સમયમાં નજીવી બાબતોમાંજ અમારી સલાહ લેવાતી. એ કડવા અનુભવને લીધેજ અમે રાજસભાના સભ્ય બનવાને રાજી ન હતા. પણ આપના આગ્રહથીજ અને રાજસભાની સંમતિથીજ બધું કામ થશે એવાં આપનાં વચનો પર વિશ્વાસ

મૂકીનેજ અમે સભ્ય બનેલા. કોઇ વિષયમાં સભાની સંમતિ ન લેવામાં આવે તો મને લખવું એમ પણ આપે કહ્યું હતું. હવે અહિં તો નજીવી બાબતોમાં જ અમારી સલાહ લેવાય છે અને જરૂરી કામકાજમાં તો સભ્યોને લેખવામાં જ નથી આવતા. છતાં બધું સભાને પૂછીને જ કરતા ન હોય તેવું વર્તન રખાય છે. આ દશામાં અમે રાજસભાના સભ્ય રહેવાને રાજી નથી. અમારૂં રાજીનામું મંજુર કરવું; અગર સભાની સંમતિથી જ સર્વ કાર્ય કરવામાં આવે તેવું આજ્ઞાપત્ર લખી મોકલવું." ફીલિપે હું આ સંબંધમાં કાઉન્ટ હોર્નની સાથે ઉત્તર લખી મોકલીશ એમ લખ્યું.

## ખિચાંબા નંબર બે

હોર્ન અને ગ્રેનવિલને પણ અંદરઅંદર અટરાગ હતો. ગ્રેનવિલના એક ભાઇને હોર્નની બહેન સાથે લગ્ન કરવું હતું. પણ હોર્ન અભિમાની હતો, ગ્રેનવિલ જેવા અકુલિનને ત્યાં પોતાની બહેન આપવાને તે રાજી ન હતો. એમાં તેને અપમાન લાગ્યું એટલે તેણે સ્પષ્ટ ના સંભળાવી દીધી.

હૉર્નમાં ઉંચું ઉચ્ચ ખાનદાનનું લોહી હતું. ફીલિપના દરિયાઇ લશ્કરનો એ વડો હતો. એને કાંઇ ગ્રેનવિલ સાથે સંબંધ જોડવાની પરવા નહોતી. ગ્રેનવિલને એ બરોબર ઓળખતો, એટલે એને તેના પ્રત્યે ખૂબ ઘૃણા હતી. ગ્રેનવિલે પણ હોર્ન સંબંધમાં ફીલિપને ખૂબ ખૂબ ભંભેરણી કરી હતી. ઇર્ષાની આગમાં એક પત્રમાં એણે ફીલિપને લખેલું કે "નેધરલાંડમાં આપ મઠ વગેરેની સ્થાપના કરવા ઇચ્છો છો તેનો હૉર્ન કટ્ટો વિરોધી છે. એણે સ્પેનથી પોતાના મિત્રોને તેવા પત્ર લખ્યા છે. કૃપા કરીને આ ઇશારો મારો છે તેવું તેને ન જણાવશો. આપ જાતેજ તેની સાથે વાતચીત કરી તપાસ કરશો."

બંધનીનાં ફળ

ફીલિપ ક્રોધથી ઉકળી ઉઠયો. હોર્ન નેધરલાંડ જતી વખતે તેને મળવા આવ્યો, ત્યારે તેને સરદારોનો પક્ષ કરતો જોઇને એ ખૂબજ ચિડાયો અને કહ્યું "શું કહ્યું ? કમબખ્ત, તમે સૌ આદુ ખાઇને એરસની પાછળ લાગ્યા છો, ખરું ને ? જેમાં ને તેમાં એનોજ વાંક ! પણ કોઇ એનો ગુન્હો કેમ નથી બતાવતું ?"

ફીલિપનો આ ધૂરકાટ સાંભળતાંજ હોર્નનું હૃદય અપમાનની આગમાં સળગી ઉઠયું. એનું મગજ ઘૂમરાઇ ગયું. બીજા સરદારો સંબંધમાં પણ ગ્રેનવિલે ફીલિપને ભંભેરણી કરી હતી. એક વખત એણે લખ્યું કે "એગ્મોન્ટને ત્યાં એક ગુપ્ત સભા મળી હતી અને સભામાં મઠો અને મહંતો સામે ખૂબ રોષ ઠાલવવામાં આવ્યો હતો. કેટલાક સરદારોએ તો કહ્યું હતું કે ફીલિપે આ સંબંધમાં તો અમારી સલાહ લેવી જ જોઇએ. સલાહ ન લે તે તો ઠીક પણ રાજસભાના સભ્યોની સંમતિ તો જોઇએ જ ને ? હમણાં પાદરી તરીકે સારા માણસો મોકલવામાં આવે છે, પણ પાછળથી તેમની જગ્યાએ જરૂર નિર્દયમાં નિર્દય અને ક્રૂર માણસોને વીણી વીણીને મોકલવામાં આવશે. પંચાયતોએ ફીલિપની આ યોજના સફળ ન થાય તે માટે બનતું કરવાની જરૂર છે. સારાંશ કે સ્પેનનું લશ્કર ખસેડવા સંબંધમાં જેવી વાટાઘાટ ચાલતી તેવીજ વાટાઘાટ અત્યારે સરદારો માંહોમાંહે કરી રહ્યા છે."

કેટલાક દિવસો બાદ તેણે ફીલિપને બીજો પત્ર લખ્યો. "નેધરલાંડમાં ધાંધલ ઉભું કરવામાં સરદારોના બે ઉદ્દેશ હોય એમ મને તો લાગે છે. એમની સંમતિ વિના આપ કાંઇ ન કરી શકો એ એક ઉદ્દેશ અને બીજો ઉદ્દેશ નેધરલાંડમાં નવા મઠની સ્થાપના ન કરવા દેવી તે. તેમના પહેલાંના હક્કો મુજબ આપ નેધરલાંડમાં નવા મઠો ન સ્થાપી શકો તે સંબંધમાં તેઓ આપને પત્ર પણ લખવાના છે.

તમારે તો તેમને એટલોજ ઉત્તર આપવો કે 'તે સંબંધમાં મેં ધારાશાસ્ત્રીઓની સલાહ લીધેલી છે. મઠોની સ્થાપના કરવાથી નેધરલાંડના ભૂતકાળના હક્કો પર તરાપ નથી પડતી. તમારે તો મારી યોજનાનુસાર જ કામ કર્યા કરવું.' "

ઠીક; સરદારોનો પત્ર આવતાં જ ફીલિપે ગ્રેનવિલના ભણાવ્યા પ્રમાણે ઉત્તર લખી નાંખ્યો. સરદારોના વિરોધી વર્તનને લીધે એનો ક્રોધ દિનપ્રતિદિન વધતો જ ચાલ્યો. વિરોધીઓનું નામ સાંભળતાંજ એનું મ્હોં મરડાતું. એણે ગ્રેનવિલને લખ્યું કે "કોઇપણ જાતની પરવા કર્યા વગર સખ્ત સજાઓ ઠોક્યા કરો. ભય વિના પ્રીતિ નથી. અને તે સિવાય બદમાશો ઠેકાણે આવતા નથી."

## અંધેરમાં આગ

તિજોરીનું તળીયું સાફ હતું. અત્યાચારોને અંગે ભભૂકી ઉઠનારી અશાંતિની આગને બુઝાવવા માટે કે નવી સેનાનો પ્રબંધ કરવા માટે નાણાં ન હતાં. સારૂં અમેરિકા અને લગભગ અર્ધો યુરોપ ફીલિપની હથેળી તળે હતો. પેરૂ અને મેક્સિકોની સોના, ચાંદી ને ઝવેરાતની ખાણો પર પણ એની માલિકી હતી. પણ સામ્રાજ્યમાં એટલી બધી અવ્યવસ્થા હતી કે ખર્ચ આગળ આવક હિસાબમાં નહોતી. વાર્ષિક ૧૩ લાખની આવકમાં પાંચ લાખ રૂપિયાની આવક તો ધાર્મિક ઉપવાસ ન કરતા તેમની પાસેથી લેવામાં આવતી હતી. પચાસ હજારની આવક ગુલામોનો વેપાર કરનાર વેપારીઓ તરફથી હતી.

આમ સોના, ચાંદી ને ઝવેરાતની ખાણોમાંથી આવકનું સાધન ન કરતાં ગુલામીનો વ્યાપાર ને ધાર્મિક સ્વાતંત્ર્ય પર કર નાંખીને ફીલિપ રાજનું ગાડું ચલાવતો. જે દેશનું શાસન રાજાની મોજ પર નિર્ભર હોય ત્યાં સારી આશા રખાય પણ શી રીતે?

રાજ્યમાં તો આવી અવ્યવસ્થા હતી, ત્યાં ફીલિપ ગુન્હેગા-

વાનળ સળગાવવાની તયારીમાં હતો. એ યુદ્ધ એવું હતું કે એના જીવનકાળમાં તો નહિ પણ એના દીકરાના દીકરાઓના જીવનકાળમાં ય એનો અંત ન આવે. કેવળ લશ્કરનું જ માસિક ખર્ચ દશ લાખનું અડસટવામાં આવતું. યુદ્ધ ખર્ચના ૭૦ ટકા તો વચ્ચેના માણસો ઉડાવી જતા હતા. યુદ્ધમાં એક સૈનિક મોકલાતો તો તેની જગ્યાએ ચારનાં નામ લખાતાં. નેધરલાંડની આર્થિક દશાના સંબંધમાં ગ્રેનવિલ તરફથી પણ ફીલિપને અસંતોષ હતો. ગ્રેનવિલ લખતો કે "નેધરલાંડમાંથી સરકારને ૧૦ ડયુકેટ પણ મળવા અસંભવિત છે. શું કરવું તેજ સમજાતું નથી. પંચાયતો બરોબર ફસીફસીને રૂપિયા આપે છે. અને હિસાબ લેતી વખતે તો બેવડુંજ ખાઈ જાય છે. હું એમનો જ દોષ કાઢું છું. પણ માને કોણ? નેધરલાંડમાંથી લશ્કર ખસેડવાના સંબંધમાં હતા તેવાજ તેઓ હિસાબ ખર્ચમાં પણ એકમતજ છે."

ફીલિપે એક વાર વિચાર કર્યો કે કસાઈના રૂપિયા પાડીને સૈનિકોને પગાર આપવામાં વાપરૂં. પણ પંચાયતોના વિરોધથી અને ધાર્મિક અડચણોને લીધે તેમ ન બની શક્યું.

## ઓરેન્જના લગનની ખટપટો

આ વર્ષ–૧૫૬૦થી ૧૫૬૧–ની મુખ્ય ઘટનાઓમાં ઓરેંજના બીજા લગ્નનો પણ સમાવેશ થાય છે. એની પચ્ચીસ વર્ષની ઉંમરે સને ૧૫૫૮માં એની પ્રથમ પત્નીનો દેહાંત થયો હતો. એટલે ફીલિપના વંશના સગાંમાંજ ડચેસ ઓફ લોરેનની પુત્રી સાથે એના લગ્ન સંબંધે એક વર્ષ પછી વાતચિત ચાલી. ડચેસ ઓફ પરમા, ગ્રેનવિલ અને ખુદ ફીલિપની પણ આમાં સંમતિ હતી. કન્યાના બાપનું લગ્ન ફ્રાન્સની રાજકુંવરી સાથે થયું હતું. વિલિયમને પણ એ લગ્નથી લાભજ થશે એમ લાગતું. ફ્રાંસ અને સ્પેન બન્ને રાજ્ય કુટુંબ સાથે જેથી ખાસ સંબંધ બંધાશે એમ પણ તેને લાગ્યું. કન્યાની મા

ડચેસ ઓફ લોરેન મહત્વાકાંક્ષાની મૂર્તિ સમી હતી. નેધરલાંડના સિંહાસન પર બેસવાની પણ એને લાલસા હતી. વિલિયમની સાથે મારી પુત્રીનું લગ્ન થતાંજ એના તરફથી મને જબરદસ્ત સહાય મળશે એમ ડચેસને લાગ્યું. ટુંકામાં આ લગ્નને માટે સંજોગોની અનુકૂળતા હતી.

ગ્રેનવિલ અને ફીલિપ આ લગ્ન માટે અમે ખૂબ પ્રયત્ન કરીએ છીએ તેવો દંભ કરતા, પણ અંદરખાનેથી વિલિયમ આ લગ્નને લીધે વધુ બળવાન થશે એમ સમજી તેઓ ડરતા. એટલે તેમણે ખટપટ કરી એ લગ્ન ઉડાવી દીધાં. પાછળથી વિલિયમને તેમની બદમાશીની ખબર પડી. આથી ડચેસ ઓફ લોરેનને પણ ખૂબ દુઃખ થયું અને ડચેસ ઓફ પરમાના હાથમાં નેધરલાંડનું સુકાન સોંપાતાં જ એના આશામિનાર તૂટી પડયા.

ફરી એ વર્ષમાં વિલિયમનું લગ્ન પ્રખ્યાત જર્મન સરદાર મોરિસની પુત્રી સાથે ઠર્યું. નેધરલાંડમાં જેટલું સન્માન વિલિયમના કુટુંબનું થતું તેટલું, બલ્કે તેથી વધુ, સન્માન જર્મનીમાં મોરિસના કુટુંબનું થતું. મોરિસ તો આ દુનિયામાં નહોતો. તેનું અવસાન થયું હતું; પણ એની પુત્રી 'એના' કાકાને ત્યાં રહેતી હતી. એના કાકાએ એની મા સાથે લગ્ન કર્યું હતું, અને એના બાપની સર્વ જમીન જાગીરનો માલિક બન્યો હતો. એનાનું લગ્ન જર્મનીમાં નહિ પણ દૂર પ્રદેશમાં થાય તો ઠીક એવી એની ઈચ્છા હતી. કારણ કે ક્યાંક એનાના પતિ તરફથી એ જાગીર સંબંધમાં દાવો કરવામાં આવે એવો એને ભય હતો. એના પ્રોટેસ્ટન્ટ હતી અને વિલિયમ રોમન કેથોલીક હતો એટલે એનાના દાદાને એ લગ્ન પસંદ ન હતાં.

પરંતુ એ સમયે પ્રોટેસ્ટન્ટ અને રોમન કેથોલીક વચ્ચે સમાધાનીની વાતચિત ચાલતી હતી. પોપનું વલણ પણ તેવું જ હતું. એટલે તે સમયે વિલિયમ અને એનાના લગ્ન સંબંધમાં કોઈ પણ

જાતનો અંતરાય ન આવ્યો. આ સંબંધ ફીલિપને આંખના કણાની જેમ ખટકતો. કારણકે એનાના પિતા મોરિસે ચાર્લ્સને જંગલો ખૂંદી ખૂંદીને માર્યો હતો,—અપમાનભરી દશામાં મૂકયો હતો. તેમજ ચાર્લ્સની પાસે જર્મનીનો હાથ ઉંચો રાખી પસાઉની સંધિ કરાવી લીધી હતી. એણે જ જર્મનીમાંથી કેથોલીક દેવળોની જડ કાઢી હતી. એને લીધેજ એને ફીલિપને રોમનું મહારાજ્ય નહોતું સાંપડયું. પછી ફીલિપ મોરિસની પુત્રીનાં લગ્ન વિલિયમ સાથે થાય તે કેમ સહી શકે? વિલિયમે જાણ્યું કે મારે કોઇકને પણ નાખુશ તો કરવો જ પડશે. પછી મારા લાભનું હોય તેજ મારે શા માટે ન કરવું? આખરે વિલિયમનું અને એનાનું ખૂબ ધામધૂમબેર લગ્ન થઈ ગયું.



## 'ઇનક્વિઝિશન'

### આગનાં સ્નાન

ધાર્મિક અપરાધીઓની તપાસ અને ધરપકડથી માંડીને તેમને શિક્ષા થતી ત્યાં સુધીની ક્રિયાને 'ઇનક્વિઝિશન' કહેતા. 'ઇનક્વિઝિશન' ના ત્રણ પ્રકાર હતા. પણ એ ત્રણે પ્રકારમાં કાંઇ ખાસ ભેદ નહોતો. સાધારણ રીતે એનો અર્થ એટલો જ કે જેના વિચાર પાદરીઓને પસંદ ન આવે તેમને બળતા અગ્નિકુંડમાં ઝોકાવી દેવા.

પહેલ વહેલી આ પ્રથા—પોપ એલેક્ઝાંડર છઠ્ઠાએ અને ફર્ડીનાન્ડે અસ્તિત્વમાં આણી હતી. સ્પેનના મૂર અને યાહુદી લોકોને એ પ્રથા દ્વારા શિક્ષાઓ અપાતી. પછીથી ખ્રિસ્તી ધર્મના 'અધર્મીઓ' માટે પણ એ પ્રથાનો જ ઉપયોગ થવા લાગ્યો.

### રાક્ષતાનોની લીલા

'ઇનક્વિઝિશન' ના પહેલા અધિષ્ઠાતાએ પોતાના ૧૮ વર્ષના અમલ દરમ્યાન ૧૦૨૨૦ માણસોને જીવતાં અગ્નિકુંડમાં બાળ્યા હતા; અને ૧૭૩૨૧ માણસોને દેશનિકાલની, જીંદગીની જેલ વગેરે સજાઓ કરી હતી. એ એકજ રાક્ષસે લગભગ ૧૧૪૪૦૧ કુટુંબનું સત્યાનાશ વાળ્યું હતું. છતાં પણ 'ઇનક્વિઝિશન' નો દારૂદમામ વધ્યે જ જતો હતો. એના ચુકાદા પર અપીલ નહોતી. એનું કાર્ય વિચારો સંબંધે સજા દેવાનું હતું, કાર્ય સંબંધે નહિ. પાદરીઓના દૂત લોક સમુદાયમાં હળી જઇને તેમના વિચારો જાણી લેવાના પ્રયત્નો કરતા.

જેના વિચાર વાંધાભર્યા લાગતા તેમને તરતજ દેહાંતદંડની શિક્ષા કરવામાં આવતી. 'ઈનકિવિઝિશન' ના કાયદા પ્રમાણે જરા સરખો શક પડતાં કોઈ પણ માણસની ધરપકડ થઈ શકતી. એના પર સખ્તાઈ વાપરી અપરાધ કબૂલાવવામાં આવતો. પછી તરતજ તે અગ્નિકુંડને સ્વાધીન કરાતો.

## કાળકોટડીની કનડગતો

બે ગમે તેવા સાક્ષી મળતાં કોઈ પણ માણસને કાળકોટડીમાં ગોંધી દેવામાં આવતો. ત્યાં તેને થોડું થોડું ખાવાનું અપાતું અને ભૂખે રીબાવવામાં આવતો. કોઈની સાથે બોલવાની પણ તેને મનાઈ હતી. દુઃખે અધમુઓ થઈ જતો ત્યારે તેને પૂછવામાં આવતું કે 'તમે અપરાધી છો કે નહિ?' માની લે તો ઠીક. બેએક બીજા સાક્ષી મળતાંજ એને ફાંસીને માંચડે ચઢાવવામાં આવતો. બીજો એક જ સાક્ષી મળતો તો તેને ફાંસીએ નહિ ચઢાવતાં સકંજામાં રાખવામાં આવતો. અપરાધીને તો સાક્ષીની જુબાની જ સંભળાવવામાં આવતી. તેની સામે સાક્ષીને લાવવામાં ન આવતો. રાત્રીએ ભયંકર અંધકારમાં ખૂની જલ્લાદો આવી એ અપરાધીઓને હેરાન પરેશાન કરતા. એ અભાગી માણસના કષ્ટોનું વર્ણન કરવાને લેખણ અશક્ત છે.

કોણ જાણે મનુષ્યનાં હૃદય આવાં નિષ્ઠુર કેમ બની શકતાં હશે?! માણસ, માણસ જાત પર શી રીતે અત્યાચાર ગુજારી શકે? અપરાધીઓને કાળકોટડીમાં ક્યાં સુધી ગોંધી રાખવામાં આવતા એ વિષે કાંઈ નક્કી નહોતું. જ્યાં સુધી અપરાધ કબૂલ ન કરતો ત્યાંસુધી તેને રીબાવવામાં આવતો. કેટલાય વીરરત્નો ૧૫-૧૫ વર્ષ સુધી એ કાળકોટડીમાં રીબાયા અને પછી અગ્નિમાં ભસ્મીભૂત થયા.

## હે ધર્મ!

જ્યાં સુધી અપરાધી અપરાધ કબૂલ ન કરતો ત્યાં સુધી તેને

રીબાવવામાં જ આવતો–તેને મારી ન નાંખતા. કારણ કે રોમન કેથોલીક પંથના નિયમ પ્રમાણે દરેક માણસે મરતાં પહેલાં પોતાના અપરાધો કબૂલ કરવા જ જોઈએ. અપરાધ કબૂલ કરતાં વેંતજ અપરાધીને પ્રાણદંડની શિક્ષા થતી. એકાદ બે અપરાધીઓ હોય તો અગ્નિકુંડમાં નાખતા. જ્યારે અપરાધીઓ મોટા પ્રમાણમાં ભેગા થતા, ત્યારે તેમને અમીર, ઉમરાવ અને સાધારણ માણસોના મોટા સમુદાય સમક્ષ બાળી મૂકવામાં આવતા. અપરાધીઓને અગ્નિમાં બાળવાથી તેમના શરીરમાંથી શયતાન ભાગી જાય છે અને તેમનાં શરીર પવિત્ર બને છે એમ પાદરીઓ માનતા. એટલે પાપીઓને પાવન કરવાનો આ સરળ ઉપાય પાદરીઓએ શોધી કાઢ્યો હતો.

'ઇનક્વિઝિશન' ની અદાલત સર્વોપરિ હતી. રાજા અને રંક–બન્ને પર એનું સામ્રાજ્ય હતું. જે પ્રમાણે ગરીબો એના ડરથી ઝૂંપડીમાં કંપતા એ જ પ્રમાણે રાવ–રાણા મહેલોમાં થરથરતા. આ સંસ્થા સ્પેનમાં હતી. આજ સુધી નેધરલાંડમાં એનું નામ કે નિશાન નહોતું.

નેધરલાંડમાં ચાર્લ્સે જ આ સંસ્થાની સ્થાપના કરેલી. એણે જ 'ઈનક્વિઝિશન' ના અધિકારીની નીમણુંક કરી હતી. તે અધિકારી પાસે અપરાધીઓને જીવતા બાળી મૂકવાની કે ફાંસીને માંચડે ચઢાવવાની સત્તા હતી. ચાર્લ્સે 'ઈનક્વિઝિશન' ના સંચાલકોને દરેક પ્રકારની સહાય આપવાનું રાજ્યના અમલદારોને ફરમાન કર્યું હતું. જે અમલદાર તેમ કરતાં ચૂકશે તેને ફાંસીની શિક્ષા મળશે એવું પણ તેણે જાહેર કરેલું. નેધરલાંડની 'ઇનક્વિઝિશન' સ્પેનના જેટલી જ ક્રૂર હતી. ફ્રાન્સ સાથેના યુદ્ધ સમયે સખ્તાઈ ઘટી હતી પણ ફીલિપ ગાદી પર બેઠો કે પાછા એ રામ એના એ.

## ટિટલમેન

'ઇનક્વિઝિશન' ના અધિકારીઓમાં ટિટલમેન નામનો જુલ્મી અમલદાર હતો. એની જુલ્મજહાંગીરી બારે મશહૂર હતી. એની

અધિકારમાં ફ્લેંડર્સ, ડૂયે અને ટૂર્ને—નેધરલાંડના આબાદ પ્રાંતો હતા. રાતદિવસ તે ઘોડા પર ભયંકર રાક્ષસની જેમ ઘૂમ્યા કરતો અને ખેડુતોને હેરાન કરતો. કેવળ શક ઉપરથી જ તે ઉંઘતા લોકોને ઘરમાંથી ઘસડી ઘસડીને જંજીરોમાં જકડતો. પહેલાં તેમને ખુબ રીબાવતો. ત્યાર પછી તેમને કોઇપણ જાતનો કેસ ચલાવ્યા વગર શૂળીએ ચઢાવી દેતો કે અગ્નિકુંડને સ્વાધીન કરતો.

## લાલ ડંડો

શાસન વિભાગનો એક અધિકારી હમેશાં એક લાલ ડંડો પોતાની પાસે રાખતો; તેથી લોકો તેને ‘લાલ ડંડા’ ના ઉપનામે જ ઓળખતા. એ અધિકારી એક દિવસ રસ્તામાં ટિટલમેનને મળ્યો. તેણે અજાયબીમાં કહ્યું: “આપ એકલદોકલ શી રીતે લોકોની ધરપકડ માટે જઇ શકો છો? હથિયારબંધ સિપાઇઓના સાથ વિના મારી તો હિંમત જ ન ચાલે. તે છતાં ય મૃત્યુનો ડર તો રહે છે જ.”

ટિટલમેને હસીને ઉત્તર આપ્યો: “ભાઈ લાલડંડા! મારૂં કામ તો સરળ છે. મને હથિયારબંધ સિપાઇઓની જરૂર નથી પડતી. તારે તો બદમાશોની સાથે કામ પાડવાનું રહ્યું અને હું તો નિર્દોષ અને ગરીબડાંઓને જ પકડું કે કાંઈ વાંધો જ નહિ. બિચારા ચુપચુપ મારી સાથે ચાલ્યા જ આવે.”

લાલડંડાએ કહ્યું: “તમે નિર્દોષોને મારતા ફરશો અને હું બદમાશોને મારતો ફરીશ, પછી દુનિઆમાં રહેશે કોણ?”

ટિટલમેને એનો શું ઉત્તર વાળ્યો તે તો કોણ જાણે, પણ એણે પોતાની માન્યતા પ્રમાણે નિર્દોષોને હેરાન કરવાનું ચાલુ જ રાખ્યું. જેટલા માણસોના એ નરરાક્ષસે પ્રાણ લીધા તેટલા માણસોના પ્રાણ ‘ઇનક્વિઝિશન’ ના બીજા કોઇ અધિકારીએ લીધા નથી. નેધરલાંડના જુલ્મજાંગીરીભર્યા ઇતિહાસમાં એણે પોતાનું નામ લોહીના અક્ષરે લખ્યું છે.

## આનંદભેર શૂળીએ ચઢીશ !

એક વખત તેણે એક બિચારા મહેતાજીને ધર્મવિરોધી તરીકે પકડયો અને કહ્યું 'ગુન્હો કબુલી ક્ષમા માંગો.' શિક્ષક બિચારાએ ઉત્તર વાળ્યો—'મેં અપરાધ જ નથી કર્યો, પછી હું શા માટે ક્ષમા માગું ?'

'તું તારી પત્ની અને બાલ બચ્ચાં પર પ્રેમ નથી રાખતો એવી મને ખબર છે.' ટિટલમેને કહ્યું.

'શી ગાંડી વાત! સ્ત્રી અને બાલ બચ્ચાં ખાતર તો હું સુવર્ણની દુનિયાને ય ઠોકરે ચઢાવું.'

'તો પછી એમની સાથે આનંદથી રહે, પણ ક્ષમા માંગ્યા વિના તો તારો છૂટકો જ નથી.'

'એ સ્ત્રી પુત્ર અને સંસારનું ભલે ગમે તે થાઓ. હું મારો ધર્મ નહિ મૂકું.' શિક્ષકે બહાદૂરીથી કહ્યું.

## ક્રૂરતાનો અર્ક

આ ઉત્તરથી ટિટલમેન છેડાઇ પડયો અને શિક્ષકને શૂળીએ ચઢાવવાંમાં આવ્યો. તેનું શબ અગ્નિને સ્વાધીન કરવામાં આવ્યું. આજ પ્રમાણે ટિટલમેને એક ધાર્મિક પુસ્તકમાંથી પ્રાર્થનાઓ ઉતારી લેવાને માટે થોમસ ફ્રીલબર્ગનો જાન લીધો હતો. એક બીજા માણસનું પણ તેની પત્ની સામેજ તલવારથી તેણે માથું ઉડાવી દીધું હતું. ટિટલમેનની આ ક્રૂરતા જોઇ અપરાધીની (!) પત્ની મરણ પામી હતી. પોતાના પતિનો અંત સમયનો ટળવળાટ એ ન જોઈ શકી અને તેનું પ્રાણપંખેરું ઉડી ગયું. આમ કેટલાય નિર્દોષોને ટિટલમેને ક્રૂરતા-પૂર્વક પરલોકમાં પહોંચાડી દીધા હતા. એનો ઇતિહાસ આપતાં તો પાનાંનાં પાનાં ભરાય.

આટઆટલા અત્યાચાર અને સખ્તાઇ કરવા છતાં પણ લોકોના

હૃદયમાં 'ખૂની કાયદાઓ' પ્રત્યે કે 'ઈનક્વિઝિશન' પ્રત્યે પ્રેમ ન ઉપજ્યો તે ન જ ઉપજ્યો. અત્યાચારથી લોકોનાં હૃદય સળગતાં હતાં. દેશમાં વિરોધની આગ વધ્યે જતી હતી.

## કુરબાનીનો પ્યાલો !

બરટ્રેન્ડ નામના માણસે તો કમાલ કરી. એ તહેવારનો દિવસ હતો. મઠમાં ખુબ ભીડ હતી. બરટ્રેન્ડે સવારમાં ઉઠતાં જ પોતાનાં બાળકોને અને પત્નીને કહી દીધું કે આજે મને સફળતા મળે તે માટે પ્રાર્થના કરજો. પછી બરટ્રેન્ડ મઠ આગળ જામેલી ગર્દીમાં એક બાજુએ જઇ ઉભો રહ્યો. પાદરીએ પૂજાને માટે પવિત્ર પાણીનો પ્યાલો ઉઠાવ્યો કે તરતજ બરટ્રેન્ડ ભીડમાંથી નીકળી એ ઢોળી દેતાં બોલ્યો કે "મૂર્ખાઓ, આ શું ઢોંગ માંડયો છે? શું ઈસામસીહે આમ કરવાનો ઉપદેશ આપ્યો છે? આવી રીતે મોક્ષ મળશે, કેમ?" આમ કરતાંની સાથે તેણે જમીન પર પડેલા પ્યાલાના કકડા પોતાના પગ નીચે કચરી નાંખ્યા. નાસી જવું હોત તો ત્યાંથી એ નાસી શકત; પરંતુ એ દૃઢતાપૂર્વક ત્યાં ઉભો જ રહ્યો. લોકો પણ ત્યાં સ્તબ્ધ જ ઉભા હતા.

જ્યારે એનો કેસ ચાલ્યો અને એને માફી માંગવાને કહ્યું ત્યારે એ કહેઃ "માફી? ધર્મ અને ઇસાના નામ પર કલંક લાગતું હોય ત્યારે એક તો શું પણ મારાં સેંકડો જીવન કુરબાન કરવાને તૈયાર છું."

## ચીસ સરખી નહિ

આવી નિર્ભયતાથી એકલહોકલ માણસ તો આવું કાર્ય ન જ કરી શકે એમ અધિકારીઓને લાગ્યું. એટલે તેના સાથીદારોનાં નામ કઢાવવાને માટે તેને ખૂબ ખૂબ કષ્ટ આપવામાં આવ્યું. પણ એ કામમાં એનું કોઇ સાથી જ ન હતું; પછી એ કોનું નામ જણાવી શકે?

એટલે તેના મ્હોંમાં લાકડું નાંખી તેને બજારમાંથી ઘસડતો એ'ઓ ગયા અને અમાનુષિપણે તેનો જાન લીધો. બરટ્રેન્ડે જીવનની છેલ્લી ઘડી સુધી દુઃખનો ચિત્કાર પણ ન્હોતો કર્યો.

## ન્યાયાધીશ પણ રડે છે !

બીજે વર્ષે ઓગિયર નામના ગૃહસ્થને મઠમાં ન જતાં ઘેર પ્રાર્થના કરવા માટે સ્ત્રીપુત્રાદિ સમેત પકડવામાં આવ્યો. એણે પોતાનો ગુન્હો કબૂલી લઇ કહ્યું, "અમે મૂર્તિપૂજા નથી માનતા એટલે જ અમે મઠમાં નથી જતા."

ઘર આગળ તમે કેવી રીતે પ્રાર્થના કરો છો તેમ પૂછતાં ઓગિયરના નાનકડા બાળકે કહ્યું "અમે ઘૂંટણીએ પડી ભગવાનની પ્રાર્થના કરીએ છીએ અને કરેલાં પાપ માટે ક્ષમા માંગીએ છીએ. અમારા રાજાનું રાજ્ય વધે અને એનું જીવન શાંતિમય બને તેવી અમે તેને અરજ કરીએ છીએ. પરમાત્મા અધિકારીઓની પણ રક્ષા કરો એવું પ્રાર્થવા પણ અમે ચૂકતાં નથી."

આ નાનકડા બાળકનું નિખાલસ બોલવું સાંભળી ન્યાયાધીશની આંખોમાં પણ આંસુ આવી ગયાં. પણ એના પિતાને તેમજ એના મોટા ભાઇને જીવતા બાળી મૂકવાની તો એ ન્યાયાધીશે આજ્ઞા આપીજ; તેમ કરવાની એને ફરજ પડી. રે નોકરી, રે પૈસો !

## પાદરીનું પાજીપણું

બળતાં બળતાં એ મોટા છોકરાએ ઇશ્વરની પ્રાર્થના કરતાં કહ્યું: 'હે પરમ પિતા ! ઇશુના નામ પર અમારા જીવનબલિનો સ્વીકાર કરો.'

તે સાંભળતાં જ આગ સળગાવનાર પાદરી ધૂંધવાઈ ઉઠ્યો: 'બદમાશ ! જુઠ્ઠા ! તારો પિતા તો શયતાન છે, પરમેશ્વર નહિ.'

અગ્નિની જ્વાળાઓ વધતાં છોકરાએ ફરીથી ચિલ્લાઇને કહ્યું:

'જુઓ, જુઓ, પિતાજી! આપણે માટે સ્વર્ગનાં દ્વાર ખુલી રહ્યાં છે. સત્યને માટે પ્રાણાર્પણ કરવામાં શોક શો? આપણે તો હસતાં હસતાં ઈશ્વરના નામ પર કુરબાની કરવી ઘટે.'

એટલે તો પાદરી ખૂબ જ ચિઢાયો: 'લબાડ, જૂઠ્ઠા! તારે માટે તો નરકનાંજ દ્વાર ખુલ્લાં છે.'

આઠ દશ દિવસ પછી ઓગિયરની પત્ની અને તેના નાના પુત્રને પણ બાળી મૂકવામાં આવ્યાં.

## અરેરાટી પણ નહિ!

એક દિવસ ટિટલમેન એક ઘરમાં ઘૂસ્યો અને એક ગૃહસ્થની તેનાં સ્ત્રીપુત્રાદિ સાથે ધરપકડ કરી. તેના ચાર પુત્રોમાંથી બે પુત્રો તો નવ વિવાહિત હતા. તેમની નવવધુઓની પણ ધરપકડ કરવામાં આવી. તેમના ઉપર ઘેરએઠાં 'બાયબલ' વાંચવાનો આરોપ મૂકવામાં આવ્યો. આ કરપીણ ન્યાય આપતાં તેના દિલમાં જરીયે અરેરાટી ન વછૂટી. આ પ્રમાણે કેટલાયને ચરણામૃત ન પીવા માટે, ઘરમાં પ્રાર્થના કરવા માટે કે બાયબલ વાંચવા માટે તેમજ મૂર્તિપૂજા ન કરવા માટે પકડી હંમેશાં અગ્નિને સ્વાધીન કરવામાં આવતા હતા.

## ધન્ય, નેધરલાંડ!

સ્પેનમાં સુધારકો ગુપ્તપણે રહેતા એટલે એમનો પત્તો ન મળતો. નેધરલાંડ ને સ્પેનમાં એટલોજ તફાવત. નેધરલાંડના લોકો છડેચોક ધર્માંધતાનો વિરોધ કરતા. કશું ગુપ્તપણે ન કરે. પકડાઈ જતાં જુઠું પણ ન બોલે. એટલે નેધરલાંડમાં ધરપકડ અને અગ્નિકુંડનો દોર પૂર દમામમાં હતો. ફીલિપના શબ્દોમાં કહીએ તો નેધરલાંડનું 'ઇનક્વિઝિશન' સ્પેન કરતાં ભારે ક્રૂર ને ભયંકર હતું.

## બાપથી સવાયો બેટો!

જનતા 'ઇનક્વિઝિશન'ના અત્યાચારોથી કંટાળી હતી.

સરદારોનો અને લોકોનો તે સામે સખ્ત પોકાર હતો. ભલે તે ચાર્લ્સના સમયથી અસ્તિત્વમાં હોય, પણ નેધરલાંડવાસીઓએ કોઇએ તેનો 'કાનૂન' તરીકે સ્વીકાર નહોતો કર્યો. લકઝમબર્ગ ને ગ્રોનિંજન પ્રાંતોમાં તો 'ઇનક્વિઝિશન'નું નામ પણ નહોતું. ગ્રીલ્ડરલેંડ પ્રાંતે તો ચાર્લ્સના અધિકારમાં આવતાં જ 'અમારે ત્યાં 'ઈનક્વિઝિશન' નો અમલ શરૂ નહિ જ થાય' તેમ શરત કરાવી હતી. બ્રુએન્ટ પ્રાંતે પોતાનાં કાંડાં બાવડાંના જોરે 'ઈનક્વિઝિશન' ને ઘૂસવા જ નહોતું દીધું. પરંતુ ફીલિપે કશાની દરકાર જ ન કરી. એણે તો પોતાના સર્વ પ્રાંતોમાં 'ઈનક્વિઝિશન'નો દોરદમામ ચાલુ કરી દીધો.

## એમાં નવું શું ?

નેધરલાંડવાસીઓ પોતાનો તિરસ્કાર કરે છે, એ વાતથી ગ્રેનવિલ અજાણ ન હતો. આગેવાન સરદારો સાથે તો એને ઝગડો શરૂ થઇ ગયો હતો. તે બર્લમોન્ટ ને વિગ્લિયસની સલાહ પ્રમાણે સર્વ કામ કરતો, એટલે ડચેસ ઓફ પરમા પણ એના કામ પર નારાજ હતી. ડચેસે તે સંબંધમાં ફીલિપને લખ્યું કે 'ગ્રેનવિલે તો મને બાળકની જેમ રમાડવા જ માંડી છે.' ફીલિપને મન આ કાંઇ નવી વાત નહોતી. ગ્રેનવિલના હાથનું રમકડું બને તેવી હતી એટલા માટે તો તેને નેધરલાંડનું સુકાન સોંપવામાં આવ્યું હતું; એ વસ્તુની એને બિચારીને ક્યાંથી ખબર ? ફીલિપના ગ્રેનવિલ પર ચારે હાથ હતા. એ તેનો સ્વામીભક્ત સેવક હતો.

## એક હિમ્મતબાજ

વેલેશીયેનાના સૂબા મારકવીસ બર્ધનને જુલ્મ જહાંગીરી પર ઘણો તિરસ્કાર હતો એટલે તે પોતાની જાગીરની બહાર જ રહ્યાં કરતો. ગ્રેનવિલે એના વિરૂદ્ધમાં ફીલિપને એક પત્ર લખ્યો કે "સરદાર બર્ધન આપણો વિરોધી છે. તે જ્યાં ને ત્યાં કહેતો ફરે છે કે ધાર્મિક વિચારો

સંબંધમાં કોઇનો પ્રાણુ લેવો એ ન્યાય નથી. અમારા અધિકારીઓજ એવા હોય ત્યારે ધાર્મિક કાર્યોમાં ક્યાંથી સફળતા મળે ?"

## અમે બળવો કરીશું

એ વખતે એનવિલને ખબર મળી કે વેલેશિંસમાં બે પાદરીઓ નવા પંથનો પ્રચાર કરી રહ્યા છે. એમને તરતજ પ્રાણદંડની શિક્ષા ફરમાવી. દેશમાં ચોમેર દવ લાગ્યો હતો. ધાર્મિક વિચારોને માટે કુરબાન થઇ જનારની દેશભરમાં જય બોલાતી હતી. આ લોકપ્રિય પાદરીઓને પ્રાણદંડની સજા કરવામાં આવી છે એ વાત પ્રસરી જતાં સારોયે દેશ ખળભળી ઉઠ્યો. પાદરીઓ ગિરફતાર થતાં જ રોજ રોજ તે સામે વિરોધ દર્શાવનારી સભાઓ થવા લાગી. હંમેશા મોટાં મોટાં ભવ્ય સરઘસો નીકળવા લાગ્યાં અને જ્યાં પાદરીઓને કેદ પૂરવામાં આવેલા હતા ત્યાં માનવમેદની ઉભરાવા લાગી. લોકો જેલ બહારથી ચિલ્લાઈ ચિલ્લાઇને બરાડા પાડતા કે: જરાયે ન ગભરાશો. તમને બાળી મૂકવાનો પ્રયત્ન કરવામાં આવતાં જ અમે બળવો ઉઠાવીશું અને તમને છોડાવીશું. છ સાત મહિના સુધી બળવાના ભયે અમલદારો પાદરીઓને ન બાળી શક્યા. અને એક દિવસ તેમણે પાદરીઓને બાળી મૂકવાને સર્વ તૈયારી કરી પણ લોકો ધાંધલ કરી પાદરીઓને લઈ ગયા.

## કતલ, બસ કતલ !

લોકો પાદરીઓને છોડાવીને લઇ ગયાની ખબર બ્રસેલ્સ પહોંચતાંજ એનવિલનો ક્રોધ ભભૂકી ઉઠયો. એણે વેલેશિંસના બળવાવાદી લોકોને ઠેકાણે લાવવાનો નિરધાર કર્યો. તરત જ ત્યાં લશ્કર મોકલી હજારો માણસોની કત્લેઆમ કરવામાં આવી. પેલા છૂટેલા પાદરીઓમાંથી એક હાથમાં આવ્યો તેને તરતજ બાળી મૂકવામાં આવ્યો. બીજો ક્યાંક ભાગી ગયો, જેલોમાં પણ એટલા માણસોને ગોંધવામાં આવ્યાં કે

કે ત્યાં હવે જગા નહોતી.

## પ્રચારનાં હથિયાર

આવા કરડા દમનથી લોકો ગ્રેનવિલ પર બળતા જ ચાલ્યા. આજે તો વર્તમાનપત્રો પણ સરકારના અત્યાચારી વર્તન સામે અવાજ ઉઠાવી શકે છે. તે જમાનામાં તો વર્તમાનપત્રો નહોતા. પરંતુ દરેક શહેરની ગલીએ ગલીએ 'વક્તૃત્વમંડળ' નામની સંસ્થા હતી, તે પ્રજાનો અવાજ રજૂ કરતી. તેના તરફથી યોજાતી સભાઓમાં સરકારના અન્યાય અને ક્રૂરતાનાં વિવેચનો થતાં, મહેતો અને મહોની મજાક ઉડાવવામાં આવતી. ગ્રેનવિલને તો એવો બનાવવામાં આવતો કે ન પૂછો વાત.

એ કવિતાઓની અને વ્યાખ્યાનોની ભાષા ઘણીજ અસભ્ય અને અને અશ્લીલ હતી, અને ભાષણકર્તાઓ પણ કારીગર ને મજૂર વર્ગમાંથી હતા. ત્યાં કવિઓ ને સાહિત્યકારોના સાહિત્યવિનોદને સ્થાન નહોતું.

એ મંડળોને બંધ કરવાને ગ્રેનવિલે ઘણો પ્રયત્ન કર્યો. એને માટે નવા કાનૂનો બનાવવામાં આવ્યા; પોલિસને લખ્યું; ફાંસીઓ દેવાઈ; ઘણું ઘણું કર્યું પણ કાંઇ ન વળ્યું. લોકોની મક્કમતા એવી હતી કે ભલે જાન જાય પણ ગ્રેનવિલની તો બરોબર ખબર લેવી. આમ વાત વધતીજ ચાલી.

## એક ઠઠ્ઠાચિત્ર

એક દિવસ એક માણસ ગ્રેનવિલના હાથમાં અરજી આપીને ચાલ્યો ગયો. એ અરજીમાં કાંઈ ફરિયાદ કે પ્રાર્થના નહોતી. એમાં એને ખૂબ ગાળો દેવામાં આવી હતી. એક ઠઠ્ઠાચિત્ર પણ દોરેલું. તેમાં ઇંડાં સેવતી મરઘી દોરવામાં આવી હતી. તે ઇંડાંઓમાંથી મંત્રીના મસ્તકો—કોઈનું માથું બહાર નીકળ્યું હોય, કોઈના પગ બહાર નીકળ્યા

હોય, કોઈના હાથ બહાર નીકળ્યા હોય અને-જાણે બહાર નીકળવાનો પ્રયત્ન કરતા હોય તેવો દેખાવ હતો. ગ્રેનવિલના માથા પર શયતાનનું ચિત્ર હતું અને તેના મ્હોં સામે લખ્યું હતું કે 'ગ્રેનવિલ મારો વ્હાલામાં વ્હાલો દીકરો છે. હે લોકો! તમે એનું કહ્યું માનો.'

## સાથે માત્ર ખુશામદીયા

એ અપમાન કરતી ટીખળી કવિતાઓ દિવાલો પર ચોંટાડાતી તથા જનતામાં છૂટે હાથે વહેંચાતી. આ નજીવી જણાતી વાતોથી લોકોમાં અજબ જુસ્સો પ્રગટ થતો, અને ગ્રેનવિલ તેમજ 'ઈનક્વિઝિશન'ના વિરોધમાં દાવાનળ પ્રસર્યે જ જતો. એક કવિતા તો એવી સખ્ત પ્રગટ થઈ કે એ તળે ઉપર થઇ ગયો. લખનારને શું કરૂં ને શું ન કરૂં એમ એને થયું. એણે ફીલિપને લખ્યું કે 'આ કામ મારા વેરી રિનાર્ડનું જ છે એમાં મને શક નથી. અને એમાં એગ્મોન્ટ, મેસફીલ્ડ વગેરે સરદારોનો પણ હાથ દેખાય છે.'

બધા સરદારોને એના પ્રત્યે તિરસ્કાર હતો. એગ્મોન્ટ, ઓરેંજ અને હોર્ન તો એના ખુલ્લા વિરોધી હતા. એમણે ફીલિપને પણ તે સંબંધમાં લખ્યું હતું. મેસફીલ્ડ અને તેના દીકરાઓ પણ તેમની સાથે મળી ગયા હતા. એયરશોટ ને અરેંબર્ગ તેમને મળ્યા નહોતા પણ તેમની સહાનુભૂતિ ગ્રેનવિલ તરફ નહોતી. ખુશામતીયા વિના કોઇ એનું સાક્ષી ન હતું.

## લોભે તણાયા—

ડૉકટર વિગ્લિયસ નેધરલાંડમાં સારો વિદ્વાન ગણાતો. એને ટંટોફિસાદ પસંદ નહોતાં. એ 'ખૂની કાનૂનો'ના પક્ષમાં હતો પણ પોતાના દેશવાસીઓનો સ્વાતંત્ર્યપ્રેમી મિજાજ પણ ઓળખતો. સમજતો, કે લોકોએ માઝા મૂકી નથી ત્યાં સુધી જ આ બધું ચલાવાનું છે, ફીલિપના અત્યાચાર લોકોને કયે રસ્તે વાળી રહ્યા હતા

તે એ જોઇ શકતો. રાજસભાના પ્રમુખ થવું એટલે જનતાના ઉગ્ર ક્રોધને પાત્ર થવું એ એ સમજતો. અત્યાર સુધીમાં એણે પોતાના ખિસ્સા પર કેટલીયે વાર કાપ મૂક્યો હતો–રૂપિયા જોડયા હતા. હવે વધારે જોખમ ખેડવાનો તેનો ઈરાદો ન હતો. હવે પેનશન લઇ શાંતિમય જીવન ગાળવાની એની ઇચ્છા હતી. તે સંબંધે તેણે ઘણીયે વાર ફીલિપને લખ્યું પણ તેણે ન માન્યું. પગાર વધારીશું એવો જવાબ મળ્યો. એટલે લોભી ડોકટર એ પદ પર કાયમજ રહ્યો અને ગ્રેનવિલનો મિત્ર બન્યો. પરંતુ ભાવિ તોફાનમાંથી બચવા માટે સરદારો તથા ગ્રેનવિલ વચ્ચે સમાધાન કરાવવાના પ્રયત્નો પણ ચાલુ જ રાખ્યા. સત્ય અને અસત્ય વચ્ચેના સુખદ માર્ગની શોધમાં એ રચ્યો પચ્યો રહેલો પણ એ માર્ગ તો ભૂમિતિની કલ્પિત રેખા સમો છે, મળવો જ અસંભવિત.

## ગપગોળો

ગ્રેનવિલે ઓરેંજ ને એગ્મોન્ટના વિરોધની પરવાજ ન કરી. હંમેશા તેમને ઉતારી પાડવાના જ પ્રયત્ન કરવા લાગ્યો. કોઈ કામમાં એમની સલાહ ન લેતો. વિગ્લિયસ અને પરમાની સાથે મસલત કરી પોતાની મરજી મુજબ કામ કરતો. પોતાના તેમજ બીજા સરદારોના સંબંધમાં ગ્રેનવિલ ફીલિપના કાન ભંભેરે છે તેવી ઓરેંજને શંકા હતી. વળી પ્રજામાં એવી અફવા ઉઠી હતી કે ગ્રેનવિલે દેશના સાત આઠ મુખ્ય સરદારોને દેહાંત દંડની સજા કરવા ફીલિપને લખ્યું છે. વિશેષમાં જણાવ્યું છે, કે તેમ નહિ બને ત્યાં સુધી નેધરલાંડમાં શાંતિ થવાની નથી. આ અફવા જુઠ્ઠી છે એમ સમજાવવાને પરમા અને ગ્રેનવિલે ભારે પ્રયત્ન કર્યો, પણ લોકો માનેજ નહિ. તે સંબંધમાં પછી ગ્રેનવિલે ફીલિપને લખ્યું, અને 'એવી સૂચના ગ્રેનવિલ તરફથી મળી નથી,' તેવું લોકોને સમજાવી દેવા વિનંતિ કરી. ફીલિપે લોકોને તેમ સમજાવવા પરમાને લખ્યું. સાથે એ પણ લખ્યું કે એ વાત હું

જાણું છું. જ્યાં સુધી પાંચ દશ કમબખ્ત સરદારોને શૂળી પર ચઢાવવામાં નહિ આવે ત્યાં સુધી શાંતિ થવાની જ નથી.

## નિર્દય, પણ નિર્ભય

ગ્રેનવિલ સંબંધે લોકોમાં કંઈ કંઇ ગપગોળા ચાલતા. કોઇ કહેતું કે એણે બે હાથ જોડી ઓરેંજ પાસે પ્રાણ ભિક્ષા માગી છે. કોઇ કહેતું કે એગ્મોન્ટને ચરણે પડીને તેણે જીવતદાન માગ્યું છે. એને મારી નાંખવાની તો કેટલીયે વાર ધમકી અપાઇ. પણ એ સ્વભાવે નિર્ભય હતો. શહેરની બહાર એક સુંદર પુષ્પોદ્યાનમાં એનું મકાન આવેલું હતું. એકલદોકલ કે એકાદ બે નોકરોની સાથે રોજ રાત્રે શહેરની ગલીઓમાં થઈ પોતાને મકાને એ જતો અને નિર્ભયતાથી પોતાનું નિર્દય કામ કર્યે જતો.

## સુડી વચ્ચે સોપારી

એટલામાં ફ્રાંસમાં બળવો ઊઠ્યો. ફીલિપે સંધિની શરતો મુજબ ત્યાંના રાજાની કુમકે ફોજ મોકલી. પરમાને તેણે લખ્યું કે ઓછામાં ઓછા બે હજાર સૈનિકો નેધરલાંડમાંથી ત્યાં મોકલવા. આ સંબંધમાં રાજસભામાં વાટાઘાટ ચાલી ત્યારે સખ્ત વિરોધ થયો. ડૉક્ટર વિગ્લિયસ ને બર્લેમોન્ટ જેવાઓએ પણ વિરોધ કર્યો. અંતે સિપાઇઓને બદલે રૂપિયાની મદદ કરવી એવી સમજૂતી થઈ. ફ્રાંસની પ્રજાને કચડવા માટે નેધરલાંડવાસીઓના ખિસ્સા પર કાપ મૂકાયો. બિચારી ડચેસ ઓફ પરમાની બૂરી દશા હતી. એને તો સુડી વચ્ચે સોપારી જેવું હતું. એક બાજુ નેધરલાંડની જનતા તથા સરદારો; બીજી બાજુ ફીલિપ અને ગ્રેનવિલ. કેમ કામ કરવું એજ એને સમજાતું નહોતું. પંચાયતો એકત્ર મળી નેધરલાંડની દશા પર વિચાર કરે એમ એ ઈચ્છતી પણ ફીલિપ ને ગ્રેનવિલ પંચાયતોને એકત્ર કરવાનીજ વિરુદ્ધ હતા.

## એકડા વિનાના મીંડા

પછી 'ગોલ્ડન ફ્લીઝ' ની બેઠક બોલાવવામાં આવી. ત્યાં આવેલા સર્વ સરદારોએ નેધરલાંડની સાંપ્રત દશા પર વિચાર કરવો શરૂ કર્યો. સરકાર તરફથી ડૉક્ટર વિગ્લિયસે સુંદર ભાષણ કર્યું અને નેધરલાંડના અસંતોષનાં કારણો દર્શાવ્યાં. તે અસંતોષ ટાળવાના ઉપાયો પણ તેણે બતાવ્યા. પરંતુ મુખ્યમાં મુખ્ય કારણ સંબંધે તો કાંઇ ચર્ચા જ થઈ નહિ. તે કારણ તે 'ઇનક્વિઝિશન.' પછી તો આમ તેમ ચર્ચા કરી, સરદારોએ વિચાર કરી ઉત્તર આપવો એમ ઠરાવી બેઠક વિસર્જન થઈ. સરદારોનો અસંતોષ ગયો નહિ. તેમણે જોયું કે 'ઇનક્વિઝિશન'ના મુખ્ય પ્રશ્નને તો કોઇ છેડતું જ નથી.

સભા વિસર્જન થયા પછી ઓરેંજે વિગ્લિયસ ને ગ્રેનવિલ સિવાયના સર્વ સરદારોને પોતાને ત્યાં એકઠા કર્યા. મસલત શરૂ થઇ. કોઇએ ગ્રેનવિલનો પક્ષ લીધો. કોઇએ તેનો વિરોધ કર્યો. ખૂબ વાટાઘાટ ચાલી પરંતુ કોઇ નિર્ણય પર આવ્યું નહિ.

## રોકડો જવાબ

થોડે દિવસે વળી પાછી બેઠક મળી. પરમાએ "ઇનક્વિઝિશન" ના વિરોધી પક્ષ ને ગ્રેનવિલના પક્ષ વચ્ચે સમાધાન કરાવવાને પ્રયાસ કર્યો, પણ પરિણામ શૂન્યજ. માત્ર એક વાત નક્કી થઈ: પંચાયતોને રૂપિયા માટે વિનંતિ કરવી ને નેધરલાંડની અવસ્થાનો ખ્યાલ આપવા ફીલિપ પાસે એક પ્રતિનિધિ મંડળ મોકલવું.

પંચાયતો પાસે રૂપિયાની માંગણી થઇ ત્યારે ફ્રાંસનો બળવો શમી જવાની તૈયારીમાં છે એટલે રૂપિયા નહિ મળે એમ સાફ સાફ તેમણે પરખાવી દીધું. આ જવાબ ગ્રેનવિલને ખંજરના ઘા સમો લાગ્યો. જેમાં ને તેમાં માથું મારવાની પંચાયતોને કુટેવ પડી છે એમ તે કહેવા લાગ્યો.

## હોર્ન બીધો, મોન્ટની નહિ

સ્પેનમાં પ્રતિનિધિ તરીકે મોકલવા માટે હોર્નના ભાઈ મોન્ટનીની વરણી થઇ. એ ઓરેંજનો મિત્ર અને ગ્રેનવિલનો કટ્ટો વિરોધી હતો. પોતે રોમન કેથોલીક હતો છતાં 'ઇનક્વિઝિશન'ના અત્યાચારો તેનું દિલ હચમચાવી મૂકતા. પહેલાં તો હોર્નને મોકલવા સંબંધી વાટાઘાટ ચાલેલી, પરંતુ ગ્રેનવિલના સંબંધમાં બોલતાં ફીલિપનો ગુસ્સો એણે અનુભવ્યો હતો. ફરીથી તેના સમક્ષ એના વિરૂદ્ધ બોલતાં તે શું કરે ને શું ન કરે એ કાંઇ કહી શકાય નહિ. એટલેજ એણે ફીલિપ પાસે જવાનું ન સ્વીકાર્યું. પણ મોન્ટની ગાંજ્યો જાય તેવો નહોતો. એ હોર્નથી પણ વધારે ચતુર હતો.

### ભંભેરણી

ગ્રેનવિલ હંમેશા બધા સરદારોના વિરોધમાં ફીલિપને કાન ભંભેરણી કર્યા કરતો. "સરદારો પરમાને ગણતાજ નથી. તેઓ કહે છે, કે અમારી સંમતિ વગર પોપનો હુકમ મેળવી નવા મઠોની સ્થાપના કરનાર ફીલિપ તે કોણ? અમને પૂછ્યા વગર એ હવે નેધરલાંડમાં શું કરી શકે છે તે તો જોઇએ; એ લોકો આજ કાલ ખૂબ દેવાદાર થઇ ગયા છે. લેણદારો લેણું વસુલ કરવા જાય છે ત્યારે કહે છે કે ફીલિપે અમને હજુ પગાર આપ્યો નથી; પછી અમે ક્યાંથી આપીએ? આ પ્રમાણે આપને બદનામ કરે છે, ને જનતાને ઉશ્કેરી પોતાનું કામ કાઢી લેવા માગે છે—જનતાના હિત માટે જ તેઓ એ બધું કરે છે તે તો દેખાવ માત્ર છે. બનાવટ છે. એમને નાણાં જોઈએ છે ને સત્તા ય જોઇએ છે. આપના પર એમને તિરસ્કાર છે અને આપનો અધિકાર છીનવી લેવાની એમની ઇચ્છા છે. એકાદે તો એમ પણ કહ્યું હતું કે ફીલિપ કરતાં તો બીજો કોઈ રાજા હોય તો સારૂં, એવી મને ખબર મળી છે. એનું નામ હું નથી જાણતો.

પણ ખબર મને એગ્મોન્ટના વિશ્વાસુ માણસ મારફતે મળી છે. એગ્મોન્ટ બોહીમિયાના રાજાને તે સંબંધે પત્ર લખી રહ્યો છે એવી વાત પણ ચાલે છે, પણ મને તે ગપ્પું જ લાગે છે. નેધરલાંડ પર નજર કરવાની યે બોહીમિયાના રાજામાં હિંમત નથી. વળી બળવો ઉઠવાની વાતો પણ ચાલે છે પણ એ વાતોમાં મને તો કાંઈ સત્ત્વ લાગતું નથી."

ગ્રેનવિલ ખૂબ ચતુર હતો. એને એગ્મોન્ટનું જ નામ ભેરવવું હતું પણ તે ખૂબીથી ભેરવવું એવી એની ઇચ્છા હતી. હોર્નના સંબંધમાં પણ એણે તેવું જ ગોળ ગોળ લખ્યું: 'ઘણો સારો માણસ છે પણ ઓરેંજ વગેરે સરદારોની ઉશ્કેરણીને લીધેજ તે તેમની સાથે ભળી ગયો છે.' બધા સરદારો 'ઈનક્વિઝિશન'ની વિરૂદ્ધ છે એ વાત ગ્રેનવિલ ન લખતો. સરદારો સ્વાર્થી અને સત્તાલોભી છે એમ જ એ દર્શાવતો. મોન્ટની સ્પેન આવે ત્યારે તેની સાથે કેમ વર્તવું તે સંબંધમાં પણ એણે ફીલિપને લખ્યું.

## ભેદનીતિ શરૂ થઈ

પછી પરમા અને ગ્રેનવિલે ફીલિપની સંમતિ લઈ સરદારોમાં ફાટફુટ પડાવવાના પ્રયત્નો કરવા માંડ્યા. સરકારી તિજોરીમાં એગ્મોન્ટ કરતાં ઓરેંજના વધારે રૂપિયા હતા, છતાં એગ્મોન્ટને વધારે રૂપિયા અપાયા. કારણ એજ, કે એથી એગ્મોન્ટ ને ઓરેંજનાં દિલ પરસ્પર ખાટાં બને.

રોમમાં રાજાની પસંદગી થવાની હતી અને ઓરેંજ ત્યાં જવાનો હતો. પણ એયરશોટને ત્યાં મોકલી ઓરેંજનું અપમાન કરવામાં આવ્યું. ઓરેંજ હમેશાં વિચારમગ્ન જ રહેતો હોવાથી તે કાવતરાંખોર છે એવી શંકા ફીલિપના હૃદયમાં ઉદ્ભવી. ઓરેંજનું દિલ વાંચવાનો એણે ખુબ પ્રયત્ન કર્યો પણ એના ઉરભેદ તે નજ

ઉકેલી શકયો.

### ફિલિપ જાળ બિછાવે છે

મૉન્ટની સ્પેન પહોંચતાં જ ફીલિપે તેનો સારી રીતે આદર સત્કાર કર્યો. ગ્રેનવિલના લખ્યા પ્રમાણે એણે મોન્ટનીને સમજાવવા માંડયો. "સ્પેનનું 'ઇનક્વિઝિશન' નેધરલાંડમાં સ્થાપિત કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી. 'નવા કાનૂનો' નો અમલ શરૂ કરવામાં ગ્રેનવિલનો જરાયે હાથ નથી. એમાં એની સંમતિ પણ નહોતી લેવાઇ. નેધરલાંડમાં 'ઇનક્વિઝિશન' સ્થાપવાની મારી ઘણા વખતથી ઇચ્છા હતી. હું ઇંગ્લાંડમાં મેરી સાથે લગ્ન કરવાને ગયો ત્યારે મેં એ સંબંધમાં બાર્ગનને વાતચિત કરી હતી. ગ્રેનવિલ સરદારો માટે કોઇ દિવસ કાંઇ લખતો જ નથી. નેધરલાંડ પર મને અત્યંત સ્નેહ છે. લોકો ધર્મશ્રદ્ધાળુ બને એટલા માટે જ—કેવળ એમના જ હિતને ખાતર—મેં નેધરલાંડમાં 'ઇનક્વિઝિશન'ની સ્થાપના કરી છે."

### મૃત્યુમોંઘો જવાબ

મોન્ટનીએ ફીલિપની વાતો સાંભળી પણ એથી એને સંતોષ ન થયો. તેણે કહ્યું કે "ગ્રેનવિલ ખુબ જ સ્વેચ્છાચારી ને લાલચુ છે. દેશભરમાં એને માટે એમ જ બોલાય છે. 'ઇનકિવઝિશન'ના અત્યાચારો જોઇ જનતા ખળભળી ઉઠી છે. નવા મઠો પ્રત્યે સૌનો તિરસ્કાર છે. ગ્રેનવિલ, 'ઇનકિવઝિશન' અને નવા મઠો એ જ નેધરલાંડના અસંતોષનું મૂળ છે." આવું સાફ સાફ કહી દેવા માટે જ આગળ ઉપર મોન્ટનીને મૃત્યુની ભેટ લેવી પડી.

સને ૧૫૬૨ના ડીસેંબરમાં મોન્ટની નેધરલાંડ પાછો ફર્યો. એણે રાજસભાને ફીલિપનો ઉત્તર સંભળાવ્યો: "સરદારોએ ધર્મરક્ષણમાં મને મદદ કરી અને જે સરદારો મારા હુકમનું પાલન કરશે તેમનો પગાર હું મોકલી આપીશ, એમ ફીલિપે કહાવ્યું છે"

છેલ્લે પાટલે

આ સાંભળતાં જ ઓરેંજની આંખો લાલચોળ થઈ ગઇ. એને પૂરી ખાત્રી થઇ કે ફીલિપની ઇચ્છા નિર્દોષ નેધરલાંડવાસીઓના લોહીની નદીઓ વહાવવાની છે. તેણે વિચાર્યું કે હવે વધુ વખત આમ ન ચાલવું જોઇએ. નેધરલાંડમાં ક્યાં તો ગ્રેનવિલ રહે કે હું રહું. એક મ્યાનમાં બે તલવાર નહિ સમાય. એગ્મોન્ટ, હોર્ન, મોન્ટની, બર્ઘન વગેરે સરદારોએ ઓરેંજને સર્વ પ્રકારે મદદ કરવાનું વચન આપ્યું.

સને ૧૫૬૩ની ૧૧મી માર્ચે ઓરેંજે હોર્ન તથા એગ્મોન્ટને મળી ફીલિપને એક કાગળ લખ્યો: "અત્યાર સુધી અમે આપની સેવા સંપૂર્ણ વફાદારીથી ઉઠાવી છે પરંતુ ગ્રેનવિલ જેવા માણસના હાથે વારંવાર અપમાન ખમ્યા પછી એ રીતે કામ કરવું અસહ્ય થઈ પડયું છે. જનતાને જો અમે સમજાવી ન હોત તો આજે ગ્રેનવિલનું શું થયું હોત તે અમે કહી શકતા નથી. તેના તરફ નેધરલાંડ-વાસીઓની અત્યંત ઘૃણા છે. આ સંબંધમાં અમે પહેલાં પણ આપને એક કાગળ લખ્યો હતો. પછી ભલે એક જણને ખૂશ કરી આખી પ્રજાને નારાજ કરવી હોય તો આપની મરજી. અમે સત્તા-લોભી છીએ એમ આપને કહેવામાં આવે છે. અમને સત્તાની ભૂખ જરાયે નથી. અમે આજથી રાજસભામાંથી રાજીનામાં આપી અમારો ઓદ્ધો છોડીએ છીએ."

એયરશોટ, અરેંબર્ગ ને બર્લમોન્ટ સિવાયના બધા સરદારોએ આ પત્ર પસંદ કર્યો. છતાં આવા કડક પત્ર પર સહી આપવાની ઓરેંજ, એગ્મોન્ટ ને હોર્ન સિવાય કોઇની હિંમત ન ચાલી. બર્ઘન ને મોન્ટની જેવા પણ આ કાગળ પર સહી કરવાનું સાહસ ન ખેડી શકયા.

એગ્મોન્ટ ને હોર્ન ભારે તીખા સ્વભાવના હતા. આવા

કાગળનું શું પરિણામ આવશે તેનો વિચાર સરખો પણ એમણે ન કર્યો. પણ ઓરેંજે તો પરિણામનો વિચાર કર્યા પછી જ એના પર સહી કરી હતી. તે સમજતો હતો કે જગતના એક સાધનસંપન્ન નરરાક્ષસ સાથે હું બાથ ભીડી રહ્યો છું. એગ્મોન્ટ તો એટલો ગુસ્સામાં હતો કે અરેંબર્ગ ને એયરશોટે સૌની હાએ હા ન કહી એટલે ખૂબ ઉકળી ઉઠયો. તે જ્યારે ત્યારે કહ્યા કરતો કે સૌ સંપ કરો ને હાલના શાસન સામે જબરી હિલચાલ મચાવો. સંપ વિના સ્વાતંત્ર્યસિદ્ધિ અશક્ય છે.

## આથડી પડયા

પણ આ વાત કાંઇ ઢાંકી રહે ? દેશભરમાં આ પત્રની હકીકત પ્રસરી ગઈ અને ખળભળાટ થઈ રહ્યો. એગ્મોન્ટના ક્રોધનો તો પાર નહોતો. પરમાની સમક્ષ જ એણે અરેંબર્ગની ખબર લઈ નાંખી અને તેને કહ્યું 'આ વાતનો જ્યાં ત્યાં શંખ ફૂંકનાર તું જ છે.'

'હું એ સંબંધમાં કાંઇ જાણતો નથી' અરેંબર્ગે શપથ-પૂર્વક જણાવ્યું.

'નહિ, તેં જ વિશ્વાસઘાત કર્યો છે.'

'મેં વિશ્વાસઘાત કર્યો હશે તો એનો જવાબ મારી તલવાર આપશે.'

## બે ઘરનો પરોણો ભૂખે મરે

આમ તડાતડી થતાં બંને ઉછળ્યા. લોકો વચ્ચે પડયા ન હોત તો એકાદનું આવી જ બનત. એગ્મોન્ટ ગુસ્સાથી આંધળો બન્યો હતો. એ શું બોલે છે ને શું નહિ તેનું એને ભાન નહોતું. એ સ્વભાવે સૈનિક હતો, રણવીર હતો; ઓરેંજના જેવો રાજનીતિજ્ઞ નહોતો. એના સંબંધમાં ગ્રેનવિલ ને પરમા ફીલિપને ઘણીજ કાનભંભેરણી કરતાં હતાં. બર્લેમોન્ટે પત્રનો વિરોધ કર્યો હતો ખરો, છતાં પોતાના

પુત્રોને સારી સારી નોકરીઓ મળવાનું વચન મળ્યાથી સરદારોના સામા પક્ષમાં ભળવાની એની ઇચ્છા નહોતી. ગ્રેનવિલને મળવાનું હવે તેણે છોડી દીધું હતું. એક વરસ થયાં એ એની સાથે બીલકુલ બોલ્યો પણ નહોતો. પરિણામે એમ બન્યું કે બને પક્ષોને સંતોષવા જતાં એની દશા ચામાચીડીયા જેવી બની. એકે પક્ષને એના પર વિશ્વાસ નહોતો.

## ટોલ્લે ચઢાવ્યા

છ મહિના પછી ફીલિપે સરદારોના પત્રનો જવાબ આપ્યો: "મારા તરફનાં પ્રેમ અને શ્રદ્ધા માટે હું તમારા પર રાજી છું પરંતુ કોઇ જાતના કારણ સિવાય હું ગ્રેનવિલને કેવી રીતે રજા આપું? એના અપરાધ સંબંધમાં તો તમે કાંઇ ખાસ લખ્યું નથી. આ વાતનો નિકાલ પત્રવ્યવહારથી ન આવી શકે. તમારામાંથી કોઈ અહીં (સ્પેન) આવીને મને તે સંબંધમાં પૂરતી માહિતી આપી જાય તો ઠીક."

આવ્યો પ્રસંગ કેમ ટાળી દેવો એ ફીલિપને સારી રીતે આવડતું; એટલે સરદારોના પત્રની વાત એણે આમ ઉડાવી. કોઈ વાતનો નિર્ણયાત્મક જવાબ તો એ આપતો જ નહિ. એ એના લોહીમાં જ નહોતું. નેધરલાંડમાં સૌ કોઈ ગ્રેનવિલનો તિરસ્કાર કરે છે એ તે બરાબર જાણતો. શા કારણે તિરસ્કાર થાય છે તે પણ તેના ધ્યાન બહાર નહોતું. પણ એ નેધરલાંડમાંથી ન તો 'ઇનક્વિઝિશન'નો અમલ ઉઠાવી લેતો કે ન તો ગ્રેનવિલનો છડેચોક પક્ષ કરતો. એથી જ એણે એક સરદારને સ્પેન આવવાને લખ્યું. ડચેસને એણે લખ્યું: "હું સરદારોમાં ફાટફુટ પડાવવા માંગું છું. અને ત્યાં સુધી એગ્મોન્ટને જ અહિં મોકલવો. એ બિચારો સરળ માણસ છે. હું એને સમજાવી દઇશ. એટલે એ ઓરેંજ વગેરેને છોડી આપણને મળી જશે."

"લુહારની દુકાન"

પણ ફીલિપનો ઉત્તર મળતાં સરદારો અસંતુષ્ટ થયા. ગ્રેનવિલ બાપદાદે લુહાર હતો. એટલે લોકો એના ઘરને 'લુહારની દુકાન'ને નામે ઓળખતા. કેટલાક સરદારોએ પત્ર વાંચીને કહ્યું: "ભાઇ, રાજા બિચારો શું કરે? આ પત્ર તો 'લુહારની દુકાન'માંથી સલાહ મળ્યા પ્રમાણે લખવામાં આવ્યો હશે." વાત સાચી હતી. ગ્રેનવિલે ફીલિપને સૂચના આપી હતી તે પ્રમાણેજ તેણે ઉત્તર આપેલો. પરમાએ એગ્મોન્ટને કહ્યું કે 'તમને રાજા મળવા ઇચ્છે છે.'

"મને જવાને વાંધો તો નથી પણ હું એ સંબંધમાં મારા મિત્રોની સલાહ લઉં; પછી વાત. કારણ કે પત્ર સૌની સલાહથી જ લખવામાં આવ્યો છે." એગ્મોન્ટે જવાબ આપ્યો.

સીધો જવાબ

રાજા આમ તેમ સમજાવી સમય ગાળવા માંગે છે એ સરદારોને તેના પત્ર પરથી સમજાઇ ગયું. તેમણે ઓરેંજ પાસે ઉત્તર લખાવ્યો કે "અમારામાંથી દરેક ત્યાં આવવાને માટે તૈયાર છે. પણ કેવળ ગ્રેનવિલના અપરાધ બતાવવા સારૂ જ ત્યાં–એટલે દૂર આવવું એ અમને જરૂરી નથી લાગતું. અમારી ઇચ્છા કોઇના દોષ બતાવવાની નહોતી અને નથી. અમે તો લોકોની ફરિયાદો સંબંધમાં જ આપને કાગળ લખ્યો હતો. અમને વિશ્વાસ છે કે અમારી પાછલી સેવાઓ જોતાં તે આપને સાચી લાગી હશે. કોઇની વિરૂદ્ધ હવે અમે કાંઈ પણ કહેવા માંગતા નથી. એના અપરાધ જાણવાની આપને ઇચ્છા હોય તો તે કાંઇ તપાસ કરતાં ન જણાય તેવા નથી. અમે હવે રાજ-સભાના સભ્ય તરીકે રહી શકતા નથી; કારણ કે કોઇના કૃત્યોની જવાબદારી અમારા શિર પર વ્હોરવાને અમે તૈયાર નથી." આ પ્રમાણે ઓરેંજે બધા સરદારો તરફથી પરમાને જણાવ્યું અને ઓરેંજ,

એગ્મોન્ટ ને હોર્ન-ત્રણે જણાએ રાજસભામાં જવાનું બંધ કર્યું.

ગ્રેનવિલ પ્રત્યે લોકોનો એટલો બધો તિરસ્કાર છે કે તે અહીં રહીને આપની કોઈ પણ જાતની સેવા કરી શકશે, નહિ એવો એક કાગળ હોર્ને રાજાને લખ્યો. વળી જણાવ્યું કે આપ તેને બીજી જગ્યાએ મોકલી આપો તો સારૂં. અમે સર્વ પછી ધર્મનું રક્ષણ કરવાને માટે તૈયાર છીએ.

## રાજીનામું

ગ્રેનવિલના રહેવાથી નેધરલાંડમાં અશાન્તિનો દાવાનળ ભભૂકી ઉઠશે એમ પરમાએ પણ રાજાને જણાવ્યું. પત્ર મોકલ્યા પછી સરદારોએ એક ફરિયાદઅરજી પરમાને આપી. "નેધરલાંડ હાલમાં અવદશામાં છે. નથી રાજાનું ભલું થતું કે નથી પ્રજાનું ભલું થતું. તિજોરીનું તળીઉં આવી રહ્યું છે. દેશભરમાં અસંતોષનો જુવાળ ચોમેર પ્રસરી રહ્યો છે. સરહદ પરના કિલ્લાઓ મરામતી વિના એમના એમ ખંડિયેર જેવા પડ્યા છે. સરકાર કરજદાર થઈ ગઈ હોવાથી. દેશના વ્યાપારીઓને પરદેશમાં કેદ કરવામાં આવે છે. પંચાયતોની બેઠક મેળવીને સર્વ કામ કરવામાં આવે તો હજુ સંજોગ સુધરે પણ ખરા. પરંતુ સરકારની તેમ કરવાની મરજી જણાતી નથી. તેથી અમે રાજસભામાં આવવું બંધ કર્યું છે. આપ એનો જૂદો અર્થ કરીને માઠું ન લગાડશો. અમારા પ્રાંતોમાં સરકારનું કામ અમે ચલાવ્યાં કરીશું. વળી આપની બીજી સેવાઓ માટે પણ અમે તૈયાર છીએ."

સરદારોનો આ કાગળ મળતાંજ, રાજાએ પોતાના સ્વભાવ પ્રમાણે વાત ટાળવા માંડી. એણે એ પત્ર ડયુક ઑફ્ આલવાને મોકલ્યો ને તેની સલાહ માંગી. આલવાના તોરતુમાખનો પાર નહોતો. તેણે આવીને ફીલિપને કહ્યું: "એ કમબખ્ત સરદારોનો કાગળ વાંચતાં જ હું પાગલ બની જાઉં છું. એ બદમાશોનાં તો માથાં જ ઉડાવી;

દેવાં જોઇએ. ખેર, જ્યાં સુધી તેવી તક ન મળે ત્યાં સુધી એમને સીધો ઉત્તર ન આપશો. એગ્મોન્ટને સમજાવી ફોડવાનો પ્રયત્ન કરો."

## ગ્રેનવિલ પોપડો ઉખેડે છે

બીજી બાજુ ગ્રેનવિલ પણ રાજાને લખતો કે "ધાર્મિક કાર્યો બરાબર થતાં નથી. ઓરેંજ એગ્મોન્ટ, હોર્ન વગેરે સરદારો સર્વ નાના મોટા સરદારોને મેળવી લેવાને રાતદિવસ પ્રયત્ન કરી રહ્યા છે. દરરોજ મારે અસહ્ય અપમાન વેઠવું પડે છે. તેનું તો ઠીક. આપની સેવામાં મારા પ્રાણ જાય તેનીયે મને પરવા નથી. મારો વિરોધ તો સરદારો સરસાઇ ભોગવવા જાય તે સામે છે. એમના દિલમાં તો કાંઇ ચોરી જ હોય એમ મને તો લાગે છે. એક દિવસ ઓરેંજ, એગ્મોન્ટ, મોન્ટની ને બર્ધન દૂર દૂર આવેલા ખંડિયેરમાં માલમ પડયા હતા. ત્યાં તેમણે મસલત કર્યા પછી શો નિર્ણય કર્યો તે મારા ધ્યાનમાં નથી. એ વાત જ બહાર નથી આવી. પણ એમાં કાંઇ ઉંડો ભેદ તો હોવો જ જોઇએ. મને તો લાગે છે કે તેઓ આપને પદભ્રષ્ટ કરવાની જ ખટપટમાં છે. નેધરલાંડને તેઓ સ્વતંત્ર કરવા ઇચ્છે છે. તે કામ નેધરલાંડમાંથી મારો પગ ટળે તો વિનાવિઘ્ને પાર પડે એમ જાણીને જ તેઓ મારો પગ નેધરલાંડમાંથી કાઢવા માગે છે. અહીંના લોકો પ્રજાતંત્રી રાજ્યની સ્થાપના કરવા ઇચ્છે છે, એમ મેં સાંભળ્યું છે. અને ઓરેંજ તો દેશદેશાંતરમાંથી હું તે માટે સહાય મેળવીશ એવી ડીંગ હાંકયા જ કરે છે.

## ગ્રેનવિલ નવાજૂની કહે છે—

"કેટલાક દિવસ થયાં ઓરેંજને ત્યાં રહીને એક માણસ અહીં આવ્યો છે. તે સમયે હોર્ન ને મોન્ટની પણ ઓરેંજને ત્યાં જ હતા. એક દિવસ જમતી વખતે મોન્ટનીએ એ માણસને પૂછ્યું કેઃ તમારે ત્યાં સુધારક વિચારના—નવીન પંથમાં માનનારા કેટલા? તેણે ઉત્તર

આપ્યો કે 'એક પણ નહિ.'

'મને તો બરગન્ડીના સર્વ માણસો મૂર્ખ લાગે છે. જેનામાં સામાન્યમાં સામાન્ય બુદ્ધિ હોય તે પણ આજે નવા પંથને જ માને છે.' મોન્ટનીએ કહ્યું. તે વખતે ઓરેંજે મોન્ટનીને બોલતો અટકાવીને જણાવ્યું કે બરગન્ડીવાસીઓ ગમે તેવા હોય પણ તેઓ સારા છે. ત્યારે મોન્ટનીએ તે વાતને હસી કાઢી. જે માણસ ધર્મની ઠેકડી કરતો હોય તે માણસ ટુર્નેના અધિકારી તરીકે ધર્મનું શું રક્ષણ કરતો હશે ? એયરશોટનો ડ્યુક કાવતરાંખોરો સાથે ન મળ્યો હોવાથી બર્ધન તેને ચીઢવ્યા કરે છે. એક વખત એયરશોટે બધાને કહ્યું કેઃ 'રાજા નહિ માને તો શું કરશો ?' આ સાંભળીને સૌ એની મજાક કરવા લાગ્યા ને બર્ધને તો ગુસ્સે થઈ જઇને એયરશોટને સંભળાવ્યું કેઃ કહ્યું નહિ માને તો જશે ક્યાં ? અમે શું કરી શકીએ છીએ તે પછીથી જ અમે બતાવી આપીશું.

## ગ્રેનવિલ જાળ બિછાવે છે

જીનીવાના એક બદમાશે કોઇનું ખૂન કર્યું હતું એટલે મેં એને દેશનિકાલની સજા કરેલી. પણ હોર્ને એને આશરો આપ્યો છે અને મારૂં ખૂન કરવાનું એને સોંપ્યું છે. પરમાત્મા અને સત્ય મારી સહાયમાં છે તેથી એ બદમાશ ને હોર્નનું કાંઇ જ વળવાનું નથી. અને મારૂં ખૂન થશે તોય તેમની આશા તો ફળીભૂત નથી જ થવાની એની મને ખાત્રી છે."

આમ ગ્રેનવિલ ફીલિપ રાજાને કાનભંભેરણી કર્યા જ કરતો અને સરદારોની સામે તેને ઉશ્કેરતો. આ કામ પણ તે ચાલાકીથી કરતો. જાણે એ બધું તેના હિતને ખાતર જ ન કરતો હોય તેમ !

તે લખતો કે "લોકો તો રાજ્યભક્ત છે પણ આ બધું સરદારોની ઉશ્કેરણીનું જ પરિણામ છે. તેઓ આમ કરીને પોતાનો સ્વાર્થ સાધવા માંગે છે, આપ પોતે આ દેશમાં પધારશો તો દેશમાં અસંતોષનું

નામ પણ નહિ રહે. અને લોકો સરદારોનો સાથ છોડી દેશે."

રાજા નેધરલાંડ આવે તો બધું જ બરોબર થઈ રહે એમ ગ્રેનવિલનું માનવું હતું. તેણે આવવાનું કબુલ્યું તો ખરૂં પણ નેધરલાંડમાં પગ મૂકતાં ગભરાવા લાગ્યો. અને ત્યાં સુધી એ પ્રસંગ એને ટાળવો હતો. વિલિયમ પણ એમ જ ઇચ્છતો કે રાજા નેધરલાંડ આવે તો સારૂં. કારણ કે એથી દેશની દુર્દશાનો એને આબેહૂબ ખ્યાલ આવે અને ગ્રેનવિલ કેવું કેવું જૂઠું લખે છે તેની એને ખાત્રી થાય.

સને ૧૫૬૩માં નેધરલાંડ આંધીએ ચઢ્યું હતું. વાતાવરણ તોફાની લાગતું. ઓરેંજ, હોર્ન ને એગ્મોન્ટ રાજસભામાંથી નીકળી ગયા હતા એટલે ગ્રેનવિલને ફાવતું આવેલું. અત્યારે શું કરવું તે સંબંધી રાજા કાંઇ નિશ્ચય નહોતો કરી શક્યો. ગ્રેનવિલ નેધરલાંડની જનતા અને સરદારો ઉપર દાંત પીસતો હતો. પરમા પણ તેના પર નારાજ હતી. ગ્રેનવિલને પણ આ બલામાંથી છૂટું તોજ સાંધો પાધરો ઘેર જાઉં એમ લાગતું. જનતા દિનપ્રતિદિન એનાપર ઉકળી રહી હતી. એ વખતે એક બનાવ બન્યો. સરકારી ખજાનચીને ત્યાં બધા સરદારોની બેઠક મળી હતી. ત્યાં તેની ખૂબ જ ઠેકડી કરવામાં આવી.

પરમા પણ એની હાંસી થવાથી અત્યંત રાજી થઇ. અને એ સંબંધમાં એણે ઓરેંજ, એગ્મોન્ટ વગેરેને કાંઇ કહ્યું પણ નહિ. ગ્રેનવિલે મીઠું મરચું ભભરાવીને આ સર્વ રાજાને લખ્યું.

## ગ્રેનવિલ જાય છે

ઓરેંજ, એગ્મોન્ટ ને હોર્ન ફીલિપ તરફથી કાંઇ પણ ઉત્તર ન મળવાથી રીસે બળી ઝળી જતા હતા. ઠેઠ ફીલિપના રાજ્યભુવન સુધી ઓરેંજનું જાસુસખાતું પથરાયલું હતું. ગુપ્તમાં ગુપ્ત વાતની એને ખબર પડી જતી. જરૂરના કાગળોની નકલો પણ આવી જતી. રાજા

શું કરવા માગે છે એની પરમાના કરતાં ઍર્લિંજને વધુ ખબર હતી.

પછી રાજાએ એલવાની સલાહથી ગ્રેનવિલને ત્યાંથી બોલાવી જ લેવાનો નિશ્ચય કર્યો, જેથી તેનો જાન પણ ન જોખમાય અને પ્રજાને શાંતિ વળે.

પછી રાજાની આજ્ઞા પ્રમાણે પોતે લાંબી રજા પર જાય છે તેવું બહાનું કાઢી ગ્રેનવિલે નેધરલાંડ છોડ્યું. દેશમાં આનંદોત્સવ વર્તી રહ્યો. સરદાર બ્રેડરોડ ને લુગ્સટ્રેટન તો એને દરવાજા બહાર ક્યાંય સુધી વળાવવાને ગયા. તેઓ એની મજાક ઉડાવવાને જ પાછળ ગયા હતા. મશ્કરા બ્રેડરોડે તો પગમાં બૂટ પણ નહોતા પહેર્યા.

## કોરડાનો માર !

ગ્રેનવિલ ગયો તો ખરો પણ રજા પૂરી થતાં વખતે તે પાછો પણ ફરે એવી લોકોને શંકા હતી. પણ વિલિયમ બરોબર સમજતો હતો કે હવે રાજા ગ્રેનવિલને ફરી નેધરલાંડમાં નહિ જ મોકલે. ગ્રેનવિલ નેધરલાંડમાંથી ગયો પણ લોકોએ એની ઠેકડી કરવાનું ન જ છોડ્યું. કેટલાક મહિના પછી કાઉન્ટ મેન્સફીલ્ડને ત્યાં એક જલસો થયો. તેમાં એક માણસે ગ્રેનવિલનો સ્વાંગ લીધો. તેની પાછળ પાછળ એક માણસ શયતાનનું રૂપ લઈને આવ્યો અને તેણે એને કોરડે કોરડે ઝાપટયો. આમ જ્યાં ને ત્યાં તેનું અપમાન થવું તો ચાલુજ રહ્યું.

## વ્હાલસોઈ બ્હેન !

પરમા પણ એના દેશત્યાગથી રાજી થઈ. એ પોતાને આંગળીને ટેરવે નચાવતો એટલે એ કંટાળી ગઈ હતી. હવે પોતે સ્વતંત્ર બની. રાજાને લખ્યું: " અત્યાર સુધી મને દેશનું-દેશની દશાનું પૂરતું જ્ઞાન નહોતું. ગ્રેનવિલના અહીંથી ગયા પછી જ મને ખબર પડી છે કે સ્વાર્થી સેવકોએ પોતાનું કામ કાઢી લેવાને ખાતર જ દેશની આવી દશા કરી મૂકી છે. અત્યારના સંજોગો એવા છે કે

ક્રાન્તિની આગ ક્યારે ભભૂકી ઉઠશે તે કાંઇ કહી શકાય નહિ."

બીજો એક પત્ર ગ્રેનવિલને પણ લખ્યો: "તને તો હું મારો વ્હાલસોયો ભાઇ ગણું છું. તારા ચાલ્યા જવાથી મને ઘણો જ ખેદ થાય છે." હવે તે ઓરેંજ વગેરે સરદારો સાથે સારી રીતે મળવા હળવા લાગી. ડોક્ટર વિગ્લિયસ હંમેશાં ગ્રેનવિલનો જ સાથ કરતો એટલે પરમાએ હવે તેની ખબર લેવા માંડી. ગ્રેનવિલ ગયો તે પાછો આવ્યો જ નહિ. અહિં કોઇનો એના પર પ્રેમ ન હતો તે રાજા જાણતો હતો. એટલે તેને નેપલ્સનો વાઇસરોય બનાવ્યો અને પાછળથી જ્યારે જરૂર પડી ત્યારે સ્પેન પાછો બોલાવી લીધો. પછી તો મૃત્યુ સુધી એ સ્પેનમાં જ રહ્યો. સને ૧૫૮૬ની ૨૧મી સપ્ટેમ્બરે એનો દેહાંત થયો.



## ત્યાર પછી—

### ઓરેંજ કામે ચડે છે

એ નેધરલાંડમાંથી ગયો ત્યાર પછી ઓરેંજ, એગ્મોન્ટ ને હોર્ન પણ રાજસભામાં ભાગ લેવા લાગ્યા, હવે તેઓ બહુજ ખંતથી કામ કરવા લાગ્યા. કામમાં ને કામમાં કેટલીક વખત તો રાતની રાત ગાળી નાખતા. પણ ગ્રેનવિલ જો પાછો ફરશે તો અમે રાજમાં ઘડીભર કામ નહિ કરીએ એવું ઓરેંજે પરમાને તેમજ રાજાને સાફ સાફ જણાવી દીધેલું. આ સમયે ઓરેંજની વય ત્રીસ વર્ષની હતી. પરંતુ ચિંતા તથા વિચારને લીધે તેનું શરીર પીળું ને ફીકકું લાગતું હતું. હવે એ પહેલાંનો એશઆરામી ઓરેંજ નહોતો. અત્યાચાર, અન્યાય ને અરાજકતામાંથી દેશનો ઉદ્ધાર કેવી રીતે થઈ શકે તેનીજ ચિંતામાં તે મશગૂલ હતો. હજુ સુધી ન્યાય વેચાતો હતો. અમીર ઉમરાવ ગમે તેવા ગુન્હેગાર હોય છતાં છૂટી જતા હતા. અને ગરીબો નિર્દોષ હોય છતાંય કોરડાના જોરબંધ માર ખાતો ને જેલમાં ગોંધાતા.

મોટા મોટા આધકારીઓ પણ લાંચીઆ બની ગયા હતા. એ બદીમાંથી ડચેસ ઓફ પરમા પણ બાતલ નહોતી. તે પણ પોતાના અંગત મંત્રીની મદદથી રાજકીય ને ધાર્મિક અધિકારો વેચતી હતી. એગ્મોન્ટને આ વાતોની પરવા ન હતી. તે તો ડચેસ વગેરે સાથે જલસા ઉડાવતો ને મોજ માણતો. પરંતુ આ દશા જોઈ ઓરેંજનું હૃદય ફાટી જતું હતું. પંચાયતોની બેઠક બોલાવી 'ખૂની કાયદાની

સખ્તાઈ ઓછી કરાવવાની તેની ઈચ્છા હતી. પેટાસમિતિઓ પાસેથી સર્વ અધિકાર પાછો લઈ લેવાની તેની મરજી હતી. રાજસભા જ સર્વોપરી સત્તા તરીકે રહે એમ તે ઇચ્છતો. પણ એ બધું અમલમાં મૂકવું એ કાંઈ સરળ કામ નહોતું. પંચાયતોની બેઠક બોલાવવી ને 'ખૂની કાયદા'ની સખ્તાઈ ઓછી કરવી એટલે પોતાની સત્તા પર કાપ, એ ફીલિપ સારી રીતે સમજતો. ચારે કોર દેશમાં અંધાધૂંધી, બે-ઇમાની ને લૂંટનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. આ ભયંકર અંધારામાં એક જ જ્યોત ટમટમી રહી હતી. અન્યાય ને અંધેરનું જડમૂળ કાઢવાને માટે ઓરેંજ કમર કસી રહ્યો હતો.

## એંટવર્પનો કિસ્સો

એટલામાં એંટવર્પમાં એક બનાવ બન્યો. ઓકટોબર માસમાં નવા પંથના એક સાધુને શૂળીની સજા કરવામાં આવી. લોકો એ પાદરીને ખૂબ ચહાતા. આવી સજા સાંભળતાં જ લોકો ઉશ્કેરાઈ ગયા. પાદરીને શૂળી પાસે ઉભો કરવામાં આવ્યો ત્યારે લોકોએ સિપાઈઓ ને મેજીસ્ટ્રેટો પર હુમલો કર્યો. પાદરીનો જાન લઈને જલ્લાદ ત્યાંથી એક-દમ જતો રહ્યો. સિપાઈઓ ને મેજીસ્ટ્રેટો પણ જીવ બચાવવા નાસી ગયા. આ સમાચાર સાંભળતાં જ ફીલિપનું હૃદય સળગી ઉઠ્યું. તેણે પરમાને લખ્યું કે બળવાખોરોને એવી શિક્ષા કરો કે જીંદગીભર યાદ કરે.

પછી તો ઘણાક માણસોને ફાંસી દેવાઈ અને મામલો શાંત થયો. પરંતુ હવે ટિટેલમેન પર આવી પડી. એના અન્યાયીપણાથી જનતા એની પર ઉકળી હતી. જનતા તરફથી ફ્લેન્ડર્સની પંચાયતો-એ રાજાને અરજી કરી કે "ટિટેલમેન ઘણોજ, અન્યાયી છે. નથી જોતો વાંક કે નથી જોતો ગુન્હો; ફાવે તેને ધર્મને નામે શૂળીએ ચઢાવી દે છે. સાક્ષીઓ પર અત્યાચાર ગુજારી ગમે તેવી જુબાની પૂરાવે છે. કંઈ નહિ તો સાક્ષીઓ પર અત્યાચાર ન ગુજારવામાં

આવે તેટલું થવાની તો ખાસ જરૂર છે. આ અરજીનો રાજાએ કાંઈ ઉત્તર ન આપ્યો. ઉલટું એણે પરમાને લખ્યું કે 'અધર્મીઓને સજા કરવામાં સંહમ રાખવામાં આવતી હોય તેમ લાગે છે. ટ્રેન્ટમાં ભરાયલી પાદરીઓની મહાન પંચાયતોએ અધર્મીઓ માટે જે દંડ ઠરાવ્યો છે તે પ્રમાણે તેમને સજા થવીજ જોઇએ.' બિચારી પરમાની દશા તો સાપે છછૂંદર ગળ્યા જેવી થઈ. પ્રજામાં અસંતોષનો ધૂંધવાટ એટલો વધી પડયો છે કે અગ્નિમાં ઘી હોમાવાની જ વાર છે, એ વાત પરમા સમજતી.

## રાજસભા આડી ફાટી

અધર્મીઓની તો બરોબર જ ખબર લઇ નાખવી એવો વિગ્લિયસનો અભિપ્રાય હતો. પણ રાજસભાએ તો ટ્રેન્ટમાં મળેલી પાદરીઓની સભાએ ઠરાવેલી સજાનો અમલ નહિ થઇ શકે એમ ઠરાવ્યું. યુરોપના કોઇ દેશે તેવી રીતે સજા કરવાનું સ્વીકાર્યું નહોતું તો નેધરલાંડ શા માટે તેનો સ્વીકાર કરે ? તે સંબંધમાં રાજાને સમજાવવા માટે એગ્મોન્ટને સ્પેન મોકલવાનું પણ ઠર્યું.

રાજા પાસે લઇ જવાના કાગળો તૈયાર કરવાનું કામ ડૉકટર વિગ્લિયસને સોંપવામાં આવ્યું. એ કાગળ પત્રો પર રાજસભામાં ચર્ચા ચાલી ત્યારે દરેક સભ્યે એગ્મોન્ટ સાથે એ કાગળો સ્પેન મોકલી આપવા એવો અભિપ્રાય આપ્યો. પરંતુ થોડાબોલા વિલિયમે તો સ્પષ્ટ સંભળાવી દીધું કે: "સાફ સાફ વાતો કરી દેવાનો આ જમાનો છે. એગ્મોન્ટ જેવા મુત્સદ્દીને રાજા પાસે મોકલવાનું કારણ એટલું જ કે તે દેશની સાચેસાચી પરિસ્થિતિનું ત્યાં બયાન કરી શકે. રાજાને હવે સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે ફાંસી, શૂળી, મહંત, જલ્લાદ, ખૂની કાનૂન અને ધાર્મિક દંડથી રાજ્ય કરવાના દિવસો હવે વહી ગયા છે. એ અસહ્ય અત્યાચારોનો હવે અંત આવવો જોઇએ. નેધરલાંડ સ્વતંત્ર છે અને એવા અત્યાચારોને હવે સાંખી શકે એમ

નથી. આ દેશની ચારે કોર સ્વતંત્ર દેશો આવેલા છે અને નેધરલાંડ પણ પ્રાણાન્તે પોતાની સ્વતંત્રતા જાળવવા ઇચ્છે છે તમારા અધિકારીઓ દેશમાં લૂંટ ચલાવી રહ્યા છે એ પણ એને જણાવી દેવું જોઇએ. જ્યાં ને ત્યાં લાંચ–રૂશ્વતનો દોર જામી ગયો છે અને બજાર વસ્તુની માફક ન્યાય વેચાય છે. આ સઘળી વાતોનો નિકાલ આવી જવો જોઇએ અને સઘળી સત્તા રાજસભાને મળવી જોઇએ. એના સભ્યો એવા ચૂંટાવા જોઇએ કે જેમની દેશસેવા, ઇમાનદારી ને યોગ્યતા માટે બે મત હોઇ જ ન શકે.

"ટ્રેન્ટના પાદરીઓના નિર્ણયો આખા યુરોપે ઠોકરે માર્યા છે અને અહીં પણ તેજ થશે. હું પોતે રોમન કેથોલીક છું પણ બીજાના આત્માઓ પર શાસન ચલાવવાના અભિપ્રાયવાળો નથી. ધાર્મિક મતભેદોને અંગે કોઇનો જાન લેવામાં આવે એ અસહ્ય છે. એગ્મોન્ટ રાજા પાસે જાય ત્યારે પ્રજાનો આ સંદેશ સાફ સાફ રાજાને સંભળાવી દે."

## વિલ્યિમસની વિમાસણ

ઓરેંજનું આ ભાષણ છેક સાંજના સાત વાગે પૂરું થયું. સભાની બેઠક બીજા દિવસ પર મુલતવી રહી. ઓરેંજના ભાષણની છાપ સૌની ઉપર સારી પડી. ડો. વિલ્યિમસે જાણ્યું કે આ ભાષણ સાંભળતાં જ દરેકનો હૃદયપલટો થઇ ગયો હતો. એ વિચારમાં ને વિચારમાં એને બિચારાને ઠીક ઉંઘ પણ ન આવી. બેચેનીમાં પાસાં બદલતો રાત્રે પડ્યો રહ્યાં. આખી રાત વિચારમાં જ પસાર કરી. કાલે મારે ઓરેંજના ભાષણની છાપ લોકહૃદયમાંથી ભૂંસાઇ જાય તેવું પ્રભાવશાળી ભાષણ કરવું જોઇએ, નહિ તો મામલો બગડી ગયો જ સમજવો, એવું તે વિમાસી રહ્યો હતો. સવારમાં ભળભાંખળું થયું ત્યાં તો એ ઉઠ્યો. અને સભામાં જવાને તૈયાર થવા લાગ્યો. પણ આખી રાતનો ઉજાગરો હોવાથી મગજે લોહી ચઢી ગયું

અને બેભાન થઈ તે પૃથ્વી પર પટકાઇ પડયો. ત્યાંથી ઉચકી તેને નોકરોએ પલંગમાં સુવાડયો.

## એગ્મોન્ટ ઉપડ્યો

હું સભામાં જઇને આમ બોલીશ ને તેમ બોલીશ એની બધી વિલ્સિયસની આશાઓ ધૂળ મળી. એની જગ્યાએ હોપરે ભાષણ કર્યું. ઓરેંજના ભાષણ પ્રમાણે એગ્મોન્ટ જે કાગળ ફીલિપ પાસે લઈ જનાર હતો તેમાં થોડા ઘણો ફેરફાર થયો. પરંતુ એથી ઓરેંજને સંતોષ ન થયો. પછી એગ્મોન્ટ સ્પેન જવાને ઉપડયો. તેની વિદાયના માનમાં કેટલીય જગાએ મિજબાનીઓ થઇ. ઓડરોડે એગ્મોન્ટને કહ્યું કે "જો સ્પેનમાં તારા જાનનું જોખમ થશે તો ગ્રેનવિલ ને એના સાથીઓની અમે બરાબર ખબર લઈ નાંખીશું. પરમાત્મા તારૂં રક્ષણ કરો."

સ્પેનની રાજધાની મેડ્રીડમાં પહોંચતાં જ એગ્મોન્ટનું સારૂં સ્વાગત થયું. તે મહેલમાં પહોંચ્યો તેવો જ ફીલિપ દોડતો આવીને તેને મળ્યો અને ભેટ્યો. દરબારમાં પણ એનું સારૂં સન્માન થયું. જેનું સન્માન રાજા કરે તેનું સન્માન દરબારીઓ કરે એમાં શી નવાઈ?

## વેચાયો

ફીલિપ હંમેશા એગ્મોન્ટને પોતાની સાથે જ ફેરવતો. રૂગમાઇઝને ત્યાં એને ઉતારો આપવામાં આવ્યો હતો. ત્યાં ગોમજ કરીને એક ખૂબ ચાલાક માણસ હતો. એ હંમેશા એગ્મોન્ટને સરકાર પક્ષમાં લઇ લેવા પ્રયત્ન કરતો. ગ્રેનવિલની સલાહ પ્રમાણે જ ફીલિપ એગ્મોન્ટની સાથે વર્તવા લાગ્યો, અને એનું કાર્ય કેમ નિષ્ફળ બને એની ખટપટમાં પડ્યો. એગ્મોન્ટનો સમય તમામ નાચ તમાશા ને રમત ગમતમાં જ વીતવા લાગ્યો. જ્યારે તે મુદ્દાની વાત કાઢતો ત્યારે

રાજા તે વાતને ઉડાવી દેવાનો જ પ્રયત્ન કરતો. એગ્મોન્ટ પાસે સરકારનું ઘણું લેણું હતું. તે સર્વ તેણે માફ કર્યું અને એક લાખ રૂપિયાની કિંમતની તો તેણે એને ભેટ સોગાદ આપી. આમ રાજાએ એને પાર્ટીઓ આપીને, તેમજ તેની સારી ખાતર બરદાસ્ત કરીને તેનું હૃદય જીતી લીધું. અને રાજાની આ મોહિનીમાં તે પોતાનું કાર્ય ભૂલી ગયો. નેધરલાંડ જવાને એ તૈયાર થયો ત્યારે રાજાએ તેને પરમા પર એક પત્ર આપ્યો. તેમાં નીચે મુજબ લખાણુ હતું.

"નેધરલાંડમાં અધર્મીઓનું જોર વધતું જોઈ મને અત્યંત ખેદ થાય છે. ટ્રેન્ટના નિર્ણય પ્રમાણે અધર્મીઓને કેવી રીતે સજા થઇ શકે તે સંબંધી વિચાર કરવા માટે રાજસભાની એક બેઠક તુરતમાં જ બોલાવી વિદ્વાનોની તેમજ પાદરીઓની સલાહ લેવી જોઇએ. એ નિર્ણય થઇ જતાં નેધરલાંડમાંથી અધર્મ આપોઆપ જ નાશ પામશે અને અધર્મીઓને શહીદ બની સન્માન મેળવવાનો અવસર પણ નહિ મળે."

## ભુજબળી ભુજબળી વાતો

એગમોન્ટના હૃદય પર એવી જાદુઇ અસર થઇ હતી કે ઉપરની વિગત તે શાંતિથી સાંભળીજ રહ્યાં. રાજાએ એ સિવાય બીજી કોઇ વાત ન કરી. ફીલિપના વ્યવહારથી એને લાગ્યું કે રાજા નેધરલાંડનું ભલું કરવાને ઘણો જ ઉત્સુક છે. ભોળો બિચારો એગમોન્ટ ! રાજાની કપટ જાળમાં તે ફસાઈ ગયો. બ્રસેલ્સમાં આવતાં તેણે રાજસભા સમક્ષ ફીલિપનાં બહુ બહુ વખાણુ કરતાં કહ્યું:

"ફીલિપ રાજા આ દેશની ઉન્નતિ માટે ઘણા જ આતુર છે. આપણીના સરદારો પ્રત્યે પણ તેને કંઈ નારાજી નથી. પેટા સમિતિઓ બરખાસ્ત કરી તેની સત્તા રાજસભાને સોંપવામાં આવે તો તે આ દેશને માટે લાભપ્રદ નથી એથી જ તે એમ કરવાને તૈયાર નથી. તેમજ અધર્મીઓને સજા કરવા સંબંધમાં વિદ્વાનોની ને પાદરીઓની

સલાહ પ્રમાણે નિર્ણય કરવામાં આવે એવું એણે પરમાને લખ્યું છે." ઓરેંજ તથા તેના સાથીઓને એની આ લુખી લુખી વાતો સાંભળી ખૂબ અસંતોષ થયો. પરંતુ તેઓ શાંતિથી બેસી રહ્યા.

## ધરતી માર્ગ આપે--

કેટલાક સમય પછી ફીલિપે ધાર્મિક મુકદ્દમાઓમાં સખ્તાઈ ગુજારવા સંબંધમાં ડચેસ ઓફ પરમાને લખ્યું. આથી ઓરેંજ અને એના સાથીઓ ખૂબ જ છેડાઈ પડ્યા. તેઓ કહેવા લાગ્યા કે રાજાએ મીઠી મીઠી વાતો કરી એગ્મોન્ટને ભોળવી દીધો અને તેની પીઠ ફરતાં જ વળી સખ્તાઈ શરૂ થઈ! હવે એના પર કેવી રીતે વિશ્વાસ રાખવો?

ફીલિપનું આવું વર્તન જોતાં એગ્મોન્ટની પણ આંખ ઉઘડી ગઈ. રાજાએ એને બનાવ્યો તેથી એ ઘણો જ ચિડાયો અને રાજસભામાં એણે તતડાવીને એવું કહી પણ નાખ્યું. તે સમયે ઓરેંજ કહે: "એમાં તારો જ વાંક છે. સ્પેન જઈને મોજમઝા ઉડાવવામાં જ તેં બધો વખત ગાળ્યો અને તારા સાથીઓને ને તારા દેશને તો તું ભૂલી જ ગયો. પોતાના પ્રિય મિત્ર ઓરેંજનો આ ઠપકો સાંભળીને એને ઘણું દુઃખ થયું. કેટલાય દિવસ સુધી તો એ શરમનો માર્યો ઘરની બહાર પણ ન નીકળ્યો અને હવેથી એવાં કાર્યની જોખમદારી હું લેવાનો નથી એમ કહેવા લાગ્યો.

## ટીટલમેન બબડે છે

ફીલિપના જણાવ્યા પ્રમાણે વિદ્વાનોની ને પાદરીઓની એક સભા બોલાવવામાં આવી. આજે પાંત્રીસ વર્ષથી ધાર્મિક બાબતોમાં જે કઠોરતાથી કામ લેવામાં આવે છે તે પ્રમાણે જ ચાલવું, નહિ તો સનાતન ધર્મનું-રોમન કેથોલીક ધર્મનું નામનિશાન પણ રહેવાનું નથી એવો તેમણે નિર્ણય કર્યો. દમનનું જોર વધતું જ જતું હતું. લોકો એનો બધો દોષ મ્યુનિસિપાલિટીઓ પર ઢોળતા હતા. મ્યુનિ-

સિપાલિટીઓ અમને આ જુલમમાંથી શા માટે ન બચાવે એમ તેઓ કહેતા. ટિટલમેન ને એની ટોળીએ નેધરલાંડમાં **લોહીની ઈમારતો** ચણવા માંડી હતી છતાં ય તેઓ ધરાયા નહોતા. તેઓ રાજાને લખતા કે 'રાજ્યના અમલદારો અમને હૃદયપૂર્વક મદદ નથી કરતા એટલે અમે પરમાત્માની સેવા બરાબર ઉઠાવી શકતા નથી. અધર્મનું જોર વધ્યેજ જાય છે. અમારા જાન પણ જોખમમાં છે. માટે અમને મદદ કરવાને કૃપા કરવી.'

**માણસાઈ ? ?**

જવાબ આવ્યો કે "અધર્મીઓને જનતા સમક્ષ શૂળીએ ચઢાવવા તે યોગ્ય નથી. કારણ કે લોકોના જયઘોષથી એમનો ઉત્સાહ વધે છે. વળી છેવટની ઘડીએ એમને આત્મસંતોષ મળે છે. રાત્રિના ભયાનક અંધકારમાં હાથપગ બાંધીને અપરાધીઓની કાળકોટડીમાં પાણીથી ભરેલાં મોટાં પીપોમાં ડૂબકાં ખવડાવી રીબાવી રીબાવી ને એમને તો મારવા જોઇએ." વળી ટિટલમેનની પ્રશંસા કરતાં રાજાએ લખ્યું કે "હું તમને સર્વ પ્રકારે સહાય આપીશ; એ માટે જરાયે ન ગભરાશો. ધર્મ અને ઇશ્વરના નામ પર તો હું મારો જાન પણ આપવાને તૈયાર છું."

ડચેસ ઓફ પરમાને પણ તેણે લખ્યું: "એગ્મોન્ટની સાથે વાતચિત થઈ હતી તે પ્રમાણે જ કામ કરવાની મેં સૂચના આપી છે. એમાં કાંઈ નવીન નથી. ધાર્મિક બાબતોમાં કોઈની તરફ પણ રહેમ ન બતાવવી ને વિદ્વાનો ને પાદરીઓના નિર્ણય પ્રમાણે જ સજા કરવી. ગરીબ હોય કે તવંગર પણ એ સજામાંથી ન જ બચવો જોઇએ. આ સંબંધમાં ખુબ સખ્તાઇથી કામ લેવામાં આવે તેવાં ફરમાન દરેક અમલદારને મોકલી આપો. અને ટિટલમેનને તેમજ એના સાથીઓને દરેક પ્રકારની સહાય કરો."

## બળતામાં ઘી

વળી એક પત્ર એગ્મોન્ટને પણ લખ્યો: "ધાર્મિક બાબતોમાં ઢીલાપણું બતાવવું એ પાપ છે. વિદ્વાનોનો નિર્ણય બરાબર છે. તમે પણ આ કાર્યમાં મને પૂરેપૂરી મદદ કરશો એવી આશા છે."

આ નવા ફરમાનોની વાત સાંભળતાં જ દેશભરમાં હાહાકાર થયો. લોકોએ એ સામે સખ્ત વિરોધ પોકાર્યો અને તેવી પત્રિકાઓ પુષ્કળ વહેંચાવા લાગી. ઓરેંજ ને એગ્મોન્ટના ઘર પર પણ લોકો લખી જતા કે "હવે શું વિચાર કરી રહ્યા છો? દેશ અને જાતિને સાથ આપો."

સરદારોના મકાનોમાં થતી ઉજાણીઓમાં પણ આ જુલ્મી રાજ્યતંત્ર પર જ ચર્ચા ચાલવા લાગી. કેટલાય નવજુવાનોએ દેશના રક્ષણ માટે પ્રતિજ્ઞાઓ લીધી. રાજસભામાં પણ રાજાના નવા ફતવાઓ પર જ વાટાઘાટ ચાલવા માંડી. પરંતુ સરકાર તેનો બરાબર અમલ થવો જ જોઇએ એ બાબત પર મક્કમ રહી.

શાહજાદા ઓરેંજે ઉઠીને કહ્યું કે: હવે એ હુકમને માટે ચર્ચાને સ્થાન જ નથી, એને માન્યા વિના છૂટકો નથી પરંતુ સાથે સાથે અમે એટલું પણ જણાવી દઇએ છીએ કે એના વડે જે અનિષ્ટ પરિણામ આવે તેને માટે અમે જરાયે જવાબદાર નથી. હોર્ન અને એગ્મોન્ટે ઓરેંજના કહેવાને અનુમોદન આપ્યું.

## પંડિતજી ગભરાયા

ડૉ. વિગ્લિયસે 'ખૂની કાનૂનો' ઘડેલા, અને ધાર્મિક વિષયોમાં સખ્તાઇ ગુજારવાની તરફેણમાં જ એ હતો. ઓરેંજ વગેરેએ જવાબદારી છોડી દેતાં ડરથી તે ગભરાઈ ઉઠયો. તેણે જણાવ્યું કે: ઓરેંજ જેવા સરદારોનું માનવું આવું હોય તો સરકારે એ ફરમાનોનો અમલ કરાવવાની બાબતમાં ઉતાવળ કરવા જેવું નથી.

પરંતુ રાજાના આદેશોનો અમલ કરવામાં ઢીલાપણું બતાવવાની કોઇની મકદૂર નહોતી. એટલે ગામેગામ અને શહેરેશહેરના અધિકારીઓને સખ્તાઇથી કામ લેવાના હુકમો આપી દેવામાં આવ્યા. ડચેસને આ જુલમના પરિણામ ભયંકર થશે એવો ડર હતો. તેનું દિલ ભયનું માર્યું થડક્યા કરતું. પરંતુ ભાઇની આજ્ઞા ઉથાપવાનું તેનામાં જોર નહોતું. ઓરેંજે પોતાના એક સ્નેહીને કહ્યું: " ભાઇ, હવે આપણને સ્વપ્ને ય ખ્યાલ નહિ હોય તેવી ભયંકર ધમાલ મચવાની, એ નિ:સંશય સમજવું." ઓરેંજની આ ભવિષ્યવાણી આગળ જતાં અક્ષરેઅક્ષર સાચી પડી.

## ગુપ્તમંડળની સ્થાપના

આ વર્ષમાં જ સરદાર મોન્ટની અને ડચેસ પરમાના પુત્રોનાં ધામધૂમથી લગ્ન થયાં. ઉજાણીઓ અને ખેલ તમાશાના શોખીન સરદારો હંમેશની જેમ આ સમયે પણ એકઠા થયા. પરંતુ આ વખતની ઉજાણીઓનો રંગ જૂદો હતો: કેવળ મોજમઝા ઉડાવવાને જ તેઓ ભેળા નહોતા મળ્યા. કેટલાય નવજુવાનોનાં લોહી સરકારના અત્યાચારની સામે ઝુંબેશ ઉઠાવવાને ઉકળી રહ્યાં હતાં. એમણે આ અવસરનો લાભ લેવા ધાર્યું. તેમણે મસલત કરીને તે માટેનું કાર્ય આગળ ધપાવવા એક 'ગુપ્ત મંડળ' સ્થાપ્યું. અને સોગંદનામા પર દરેક સભ્યની સહી લીધી. નવા સભ્યોને પણ સોગંદનામા પર સહીઓ લીધા પછી જ મંડળમાં દાખલ કરી શકાય તેવો નિયમ કર્યો. એ સોગંદનામા પર સૌથી પહેલાં, બ્રેડરોડ, મેન્સફીલ્ડ અને ઓરેંજના નાના ભાઇ લુઇએ સહી કરી. એ સોગંદનામું સેંટ એલ્ડગોંડેએ તૈયાર કર્યું હતું એમ કહેવાય છે. એલ્ડગોંડે ભારે દેશપ્રેમી કવિ, લેખક અને રાજનીતિજ્ઞ હતો.

ઓરેંજને એણે આગળ જતાં આણીના અવસરે ખુબ જ મદદ કરેલી એ વળી આગળ જણાશે. ઓરેંજના નાના ભાઈ લુઇનો એ

લંગોટીઓ મિત્ર. અઠ્ઠાવીસ વરસની ઉંમરે તો કેટલીય ભાષાઓ જાણતો. વિદ્વત્તામાં તો ભલભલા વિદ્વાનોના કાન પકડાવે. સરકારી અત્યાચારો અને ધાર્મિક જુલમ સામે એને પૂર્ણ તિરસ્કાર હતો—તેનો એ પાકો વિરોધી હતો.

## વીરવર લુઈ

અસલના મહાન સુભટોના સર્વ ગુણ લુઈમાં હતા. એ દિલનો દોલો ને દયાળુ હતો. રણભૂમિમાં એ સિંહની જેમ ત્રાડતો—તેના શત્રુઓ થરથરી ઉઠતા. ભયંકરમાં ભયંકર રણસંગ્રામ. પણ એને મન જાણે બાળકનો ખેલ. એનું રણખેલન જોઈ શત્રુઓ પોંચા કરડતા. એના આનંદી સ્વભાવથી એ સર્વને ભૂરકી નાંખતો—સૌનો એ પ્રિયતમ હતો. બ્રેડરોડની માફક મશ્કરો પણ હતો. પરંતુ બ્રેડરોડના અવગુણ એનામાં નહોતા.

ઓગણીસ વર્ષની ઉંમરે તો એણે સેંટ ક્વિન્ટેનની લડાઇમાં પોતાની વીરતા બતાવી આપી હતી. એગ્મોન્ટ તે વેળા એનું શૌર્યાતન જોઇ દિંગ થઇ ગયો હતો. દેશના સ્વાતંત્ર્ય માટે તલવાર હાથમાં લીધા પછી એક પળ વાર એ પગ વાળીને ન બેઠો. ઉંમરના હિસાબે એનું જીવન ભવ્ય જ ગણાય. શાહજાદા ઓરેંજે એની સહાયથી ભારે ભારે મહાન કાર્યો કર્યાં. જ્યારે સ્વાતંત્ર્ય સંગ્રામમાં એ શહીદ થયો ત્યારે ઓરેંજને પોતાનો જમણો હાથ ગયો એમજ લાગ્યું. લુઈનું શરીર નાનકડું પણ સુદૃઢ બાંધાનું અને કવાયતી હતું. એના વદન પર હંમેશા સ્મિત પથરાઈ રહેતું.

## નિકોલાસ

'ગુલમંડળ' માં નિકોલાસ નામની પણ એક વ્યક્તિ હતી. એની રગેરગમાં સ્વાતંત્ર્યની ધગશ જન્મી હતી અને સરકારી જુલમોનો એ પાકો વિરોધી હતો. 'ગોલ્ડન ફ્લીઝ' નામની સંસ્થાનો એ કાર્યકર

હતો અને એ સંસ્થા તરફથી મળેલો પોશાક ધારણ કરીને જ એ પ્રજા સમક્ષ ભાષણો આપતો. સરકારી અમલદારો પણ સરકારના જુલમનો વિરોધ કરે છે તે વાત પ્રજા સમજે એટલા ખાતર એ સરકારી પોશાક પહેરીનેજ વ્યાખ્યાનો આપતો. એથી જનતાના દિલમાં એમ થતું કેઃ સરકારી માણસો જ આમ જુલમનો સામનો કરતા હોય તો પછી આપણે શા માટે ડરવું?

સરકાર સામે બળવો જગાડવાની તૈયારી કરવામાં વખત બગાડવો એ ઠીક નથી એમ એનું માનવું હતું. એની ઇચ્છા તો તરત જ જંગ પોકારવાની હતી. ઓરેંજના સાથીઓને નિકોલાસના આ જુસ્સા પર શ્રદ્ધા નહોતી. આથી નિકોલાસે દુઃખી હૈયે લુઇને લખ્યું કેઃ "સરકારી જુલમ પ્રત્યે અસંતોષ દર્શાવવાની પ્રજાની ઇચ્છા છે. આપણે મીઠી જબાનથી તેને સમજાવવાનો પ્રયત્ન કરીએ. પછી ભલે એ આપણાં મસ્તક પર કરવત ચલાવેઃ આપણને સળગતા અગ્નિ-કુંડમાં ફેંકી દે એની આપણને દરકાર નથી. એ તલવાર હાથમાં પકડે, આપણે કલમમાં શસ્ત્ર ધારણ કરીએ. એ હસે—આપણે આંસુ વહાવીએ. હવે તો ઇશ્વર દયાળુ બને તો સારૂં. મારી તો છાતી ફાટી જાય છે." આ પત્રના ભાવો નિકોલાસના હૃદયની આરસી છે. એની એની ઉપરથી નિકોલાસનું હૃદય ઓળખાયા વિના નહિજ રહે. પણ મેન્સફીલ્ડે તો કેટલાક દિવસ પછી 'ગુપ્તમંડળ'ને છેલ્લી સલામ કરી.

## સોગંદ નામું

'ગુપ્તમંડળ'ના સોગંદનામા પર સહી કરતાં કોઇ પણ કેથોલીક આંચકો ખાય એવું નહોતું. એમાં ફક્ત એટલુંજ હતું કેઃ "ફીલિપના પરદેશી અમલદારો ધર્મને નામે લોકો પર જુલમ ગુજારે છે. તેમનો સરસામાન જપ્ત કરી પોતાનાં ઘર ભરે છે. આ અન્યાય સામે વિરોધ દર્શાવી એકબીજાને મદદ કરવાના અને રાજાને બદનામીમાંથી બચાવી એની સાચી સેવા કરવાના અમે સોગંદ લઇએ છીએ."

## કોણ કોણ હતું ?

ઓરેંજ, હોર્ન, એગ્મોન્ટ, બર્ધન, મોન્ટની વગેરે આ ગુપ્ત-મંડળમાં સામેલ નહોતા. એ મંડળ સ્થાપવા સંબંધમાં પણ એમને પૂછવામાં નહોતું આવ્યું. ઓરેંજને પોતાના ભાઇ લુઈ અને સેંટ એલ્ડગોંડે પર વિશ્વાસ હતો, પરંતુ બ્રેડરોડ જેવા પર નહોતો. થોડાક દિવસોમાં તો કેટલાય માણસોએ એ સોગંદનામા પર હસ્તાક્ષર કર્યાં. નાના સરદારો, દુકાનદારો, વ્યાપારીઓ અને કારીગરોએ પણ એ સોગંદનામા પર સહીઓ કીધી. સરદારોમાંથી મોટે ભાગે નાના સરદારોએ અને નવયુવકોએ કરી હતી. એમાં કેટલાક તો કેથોલીક ધર્મના અનુયાયી હતા પણ અત્યચાર સામે તેમને પાકો વિરોધ હતો. કેટલાક વળી નવા પંથના પૂરા પક્ષપાતી હતા. કેટલાકે તો વળી કાંઇ નવું જોવાનું મળશે એવી ઇચ્છાથી શોખના માર્યાં જોડાયા હતા. કેટલાક પાયમાલ થઇ ગયેલા સરદારો, પાદરીઓની જાગીરો આપણને મળશે એવી આશાએ જોડાયલા. ઓરેંજ વગેરે ન ભળ્યા તેજ ઠીક થયું. કારણ કે જ્યાં સ્વાર્થીઓનો શંભુમેળો ભરાયો હોય ત્યાં સાચા દેશકાર્યની આશા રાખવી ફોગટ. ગુપ્તમંડળના સભ્યો વધી જતાં એ મંડળ જોર પર આવ્યું. સભાઓમાં કે ઉજાણીઓમાં જ્યાં જ્યાં બે ચાર સભ્યો મળતા ત્યાં સરકારી જુલમો પર તાતાં તીર છુટતાં. ગમે તેવી ભાષા વાપરતાં પણ તેઓ ન અચકાતા.

## ઓરેન્જની અક્કલ

સ્પેનના જાસુસો દેશમાં ચોમેર પથરાઈ ગયા હતા. રાજાને તેમના દ્વારા જરીયે જરી બાતમી મળ્યા કરતી. બીજી બાજુ ઓરેંજના જાસુસો પણ રાજાના શયનગૃહ સુધી પહોંચ્યા હતા. તેના ગુપ્તમાં ગુપ્ત પત્રોની નકલો ઓરેંજને મળ્યા જ કરતી. કોઈ કહેશે કે ઓરેંજ જેવા સજ્જને આવો ચાણક્ય–વ્યવહાર ચલાવવો એ યોગ્ય ન હતું.

પરંતુ તેમ ન કર્યું હોત તો સ્પેનના સકંજામાંથી દેશને છોડાવવો એ મુશ્કેલ હતો. Every thing is Just and fair in politics એવું એણે ન માન્યું હોત તો એ પણ કેટલાય બીજા આગેવાનોની જેમ ફીલિપના લોખંડી પંજામાં સપડાયો હોત અને કદાચ પરલોકનો મહેમાન બન્યો હોત. વળી દેશ રવડી જાત તે તો જૂદું જ.

વિલિયમ ઓરેંજ ભાવિ મુશ્કેલીઓમાંથી પાર ઉતરવા પહેલાંથી-જ સાવધ રહેતો. આ સાવધતાને લીધે રાજાનાં કેટલાંય કારસ્થાનો એણે જતાં અને દેશ પર આવનારી મુશ્કેલીઓ ટળી જતી.

## સાફસાફ વાતો

મોટા મોટા સરદારો 'ગુપ્તમંડળ' માં ભળ્યા નહોતા, પરંતુ તેમણે સરકારી નીતિ વિરૂદ્ધ સાફ સાફ રીતે વિચારો જાહેર કર્યા હતાં. બર્વને ડચેસને લખ્યું હતું કેઃ ધાર્મિક વિષયમાં રાજાજ્ઞાનું પાલન થઈ શકે એમ નથી. મેઘમાએ પણ ડચેસને તેવું જ જણાવી દીધું. એગ્મોન્ટે તો ડચેસને કહ્યું કેઃ મને પહેલાંથી જ આવી ખબર હોત તો હું સ્પેનમાં જ આ સંબંધમાં રાજાને સ્પષ્ટ સંભળાવી દેત. ઓરેંજના વિચારો તો જાણીતા જ હતા. મોન્ટની, ક્યુલેમ્બર્ગ વગેરે સરદારોએ પણ તેવું જ સાફ જણાવી દીધું હતું. બિચારી ડચેસની સ્થિતિ સાપે છછૂંદર ગળ્યા જેવી થઈ. એ તો ખૂબ જ ગભરાતી હતી. અને રાજાને કાગળ પર કાગળ લખતી હતી કેઃ "અહિંની પરિસ્થિતિ એવી છે કે જુની કાનૂનોનો અમલ કરી શકાય એમ નથી. લગભગ બધા પ્રાંતોના ગવર્નરોએ એ ફરમાન અમલમાં મૂકવા ઘસીને ના પાડી છે. આખો દેશ પોકાર કરી રહ્યો છે કે આવા કાળા કાયદાઓનો અમલ હજુ સુધી કોઈ દહાડો સાંભળ્યો નથી."

## હિજરત! હિજરત!

રાજા પાસે હવે બે જ રસ્તા હતા. ક્યાં તો એ પ્રજાની ઈ-

ઇચ્છાનુસાર કાળા કાયદાઓ રદ કરે, અગર તલવારના જોર પર તે પળાવે. એણે બીજો રસ્તો જ પસંદ કર્યો. દમનનો કોરડો ફેરવવાની તૈયારીઓ કરવા માંડી. સ્પેનમાં લશ્કરભરતી થવા લાગી. બિચારી પરમાનું તો લોહી જ ઉડી ગયું.

આ આવતી આફતથી ગભરાઇ લોકો દેશ છોડી છોડીને ભાગવા લાગ્યા. પરદેશી વેપારીઓએ પોતાનો માલ–અસબાબ સમેટીને ઘરનો રસ્તો લીધો. દેશનાં આબાદ નગરોમાં ઘૂવડો બોલવા લાગ્યાં. એકલા ઇંગ્લાંડમાં જ ત્રણ હજાર કારીગરો જઈ વસ્યા. ઇંગ્લાંડની હોંશિયાર પ્રજાએ એમનું સારૂં સ્વાગત કર્યું. કારીગરોને વસવા માટે દરેક પ્રકારની સગવડ કરી આપવામાં આવી. પરંતુ સાથે સાથે એ દરેક કારીગર કુટુંબે એક અંગ્રેજને કામ શિખવવા માટે પોતાને ત્યાં રાખવો એવી શરત કરવામાં આવી. આમ દૂરંદેશી ઇંગ્લાંડે આ કારીગરો પાસેથી કળાકૌશલ્ય શિખી લઇ પોતાની આબાદીની વધારી. સ્પેનીશોએ ધર્મને નામે પ્રજાનાં રૂધિર રેડી ધર્મના પવિત્ર નામને અપવિત્ર કર્યું. ઇતિહાસમાં એમનું નામ લોહીના અક્ષરે લખાયું અને વળી પોતાની જ મૂર્ખતાને કારણે તેમણે પોતાનું સામ્રાજ્ય ગુમાવ્યું. વિલિયમ ઓરેંજની ધારણા મુજબ અત્યાર સુધીમાં સરકારે પચાસ હજાર નિર્દોષોને રેંસી નાંખ્યાં હતાં. જે વખતે દેશભરમાં આવો હત્યાકાંડ મંડાયો હોય ત્યારે વેપાર ઉદ્યોગ ખીલે પણ કેવી રીતે ? દેશ ઉજ્જડ બની જાય એ સ્વાભાવિક હતું.

## મેલમા ખિજાયા

સાધારણ પ્રજાએ અને નાના નાના સરદારોએ ખૂની કાનૂનો સામે મોરચા માંડ્યા. પહેલાં તો તે સંબંધમાં ડચેસ ઓફ પરમાને એક નિવેદન મોકલવું એવું ઠર્યું. ઓરેંજને થયું કે લોકો ક્યાંક ઉત્પાત કરી બેસશે એટલે એણે એ હિલચાલ ઉઠાવનારાઓની એક સભા બોલાવી; બીજા મોટા સરદારોને પણ બોલાવ્યા. ઓરેંજે

બધાને સમજાવતાં કહ્યું કે: 'હિંસાથી કામ લેવું એ અનુચિત છે. રાજા પ્રત્યે અપમાન કે અશ્રદ્ધા સુદ્ધાં ન બતાવવાં જોઇએ. પત્થર નીચે આવેલો હાથ કળે કળે જ કાઢવો ઘટે. પણ લોકોએ એનું કહેવું ન માન્યું. બધા જ ખૂબ આવેશમાં હતા. એટલે પરિસ્થિતિ ગંભીર થતી જ ચાલી. ઓરેંજે પરમાને સાચી પરિસ્થિતિનું ભાન કરાવવાનો વિચાર કર્યો. ચળવળીઆઓની આવી ઉદ્ધતાઈ ઉપર સરદાર મેઘમાને ખુબ જ ગુસ્સો ચઢયો. તેણે ક્રોધમાં આવી જઈ કહ્યું: 'આ સઘળા બદમાશો અને રાજદ્રોહીઓ છે. ડચેસ પરમાને ધમકાવીને તેનું અપમાન કરવા ઇચ્છે છે. જો રાજાજી મદદ કરે તો આ એકેએક બળવાખોરનું માથું ઉડાવી દઉં."

ઓરેંજે ચિઢવાઇ જઈને કહ્યું કે એમ ધમકાવ્યે કાંઈ વળવાનું નથી. એમાં પણ કેટલાય પ્રતિષ્ઠિત અને જવાબદાર માણસો છે. પછી ઓરેંજે મહેનત કરીને નિવેદનની ભાષા નમ્ર બનાવી. પરંતુ એ સિવાય બીજું કાંઇ લોકોએ ન માન્યું. મેઘમાએ ઓરેંજનો પક્ષ છોડ્યો અને સરકારપક્ષમાં ભળ્યો.

કારોબારી સમિતિમાં નિવેદનની હિલચાલનો સવાલ નીકળતાં સરદાર મેઘમાએ લાંબી ચોઠી વાતો કરીને કહેવા માંડયું કે: "લોકોએ સરકાર સામે ભયંકર કાવતરૂં રચ્યું છે. ચળવળીઆઓએ દેશમાંથી અને દેશ બહાર લગભગ ૩૫ હજાર સૈનિકોનું લશ્કર એકઠું કર્યું છે એવી મને વિશ્વાસપાત્ર સ્થળેથી ખબર મળી છે. અને આ અઠવાડિયામાં પંદરસો સૈનિકો હથિયાર સજ્જ થઇ પરમા પાસે આવનાર છે." એગ્મોન્ટે પણ મેઘમાની હામાં હા મેળવીને કહ્યું કે: "અને એ કાવતરાના સરદાર, કેપ્ટન, નાયક—સૌ નીમાઇ ચૂક્યા છે એવી પણ મને ખબર મળી છે. દાવાનળ સળગી ઉઠવાને હવે વાર નથી."

અરેંબર્ગ અને બર્લેમોન્ટે નિવેદન લઇને આવનારાઓને મહેલમાં જ ન પેસવા દેવાની સલાહ આપી. તેઓ તેમ કરવાનો પ્રયત્ન

કરે તો તેમનાં માથાં ઉડાવી દેવાનું જણાવ્યું.

## ઓરેંજની દલીલો

ઓરેંજે જણાવ્યું કે: "ગમે તેમ અવિચાર્યું કરવાથી મામલો બગડી જશે. નિવેદન લાવનારાઓનું કહેવું શું છે તે સારી રીતે સાંભળવું જોઇએ. કારણ કે એ લોકોમાંય સારા સારા સરદારો છે. કેટલાય ખાનદાન સજ્જનો છે અને નિવેદન કરવાનો હક તો ભિખારીઓને પણ છે. તો પછી આમની વાત ન સાંભળતાં તેમનું શા માટે અપમાન કરવામાં આવે તેજ સમજાતું નથી."

પરમા તો આ હિલચાલનું નામ સાંભળીને જ ગભરાઈ ઉઠી. એણે રાજાને લખ્યું કે: "હવે તો ખૂની કાનૂનો રદ કર્યાં વગર કે બેયોનેટની અણીએ રાજ્યશાસન ચલાવ્યા વિના આરો નથી. ખૂની કાનૂનોની કઠોરતા જતી કરવામાં આવે તો ઠીક એવો મારો તો અભિપ્રાય છે."

બ્રસેલ્સમાં ઉત્પાત થવાનો ડર લાગતાં જ પરમાએ બીજા કોઈ શહેરમાં ચાલ્યા જવાનો વિચાર કર્યો. પરંતુ સરદારોએ તેને તેમ કરવાની સલાહ ન આપી. તેમ થતાં જનતા ઉપર ખોટી અસર થાય એ દેખીતું હતું.

## બ્રેડરોડ નેતા બને છે

નિવેદનવાળી હિલચાલ કરનારાઓએ બ્રેડરોડ એ લઈને પરમા પાસે જાય એમ ઠરાવ્યું હતું, અને એની પાછળ ત્રણસો માણસોનું હથિયારબંધ લશ્કર રાખવાનું હતું. બ્રેડરોડની ઓળખાણ આપવી જરૂરની નથી. હોલાંડના પ્રાચીન વંશમાં એનો જન્મ થયો હતો. એથી એ એમ જ સમજતો કે રાજા કરતાં હોલાંડમાં રાજ્ય કરવાનો મને વધુ અધિકાર છે. એ શરાબનો પાક્કો ગરાડી હતો. હિંમતવાન ખૂબ હતો છતાં દેશને કાજે ફાંસીને માંચડે ચઢવાનું કે યુદ્ધમાં ખપી

જવાનું એનું સદ્‌ભાગ્ય નહોતું. આવો ઉધમાતીઓ, ઉદ્ધત, શરાબી અને એશઆરામી હતો પણ એનામાં સહૃદયતા અને દયા હતી. હોલાંડના અત્યંત જૂના દારૂડીયા, કજીયાખોર અને મારફાડ કરવા વાળા રાજવંશોના નમૂના રૂપ એ હતો. સોળમી સદીને બદલે જો તે અગિયારમી સદીમાં જન્મ્યો હોત તો દેશને વધારે ફાયદાકારક હતું. બિચારામાં નેતાપણાના તો ગુણ જ નહોતા પણ રાજકુંવર હતો તેથી લોકોએ તેને આગળ કર્યો હતો.

સને ૧૫૬૬ની ૩જી એપ્રીલે બ્રેડરોડ ત્રણસો હથિયારબંધ ઘોડેસ્વારોના સૈન્ય સાથે બ્રસેલ્સમાં ઘૂસ્યો. શહેરમાં શોરબકોર થઇ રહ્યો. લોકોએ 'જયકારો' વડે એને વધાવ્યો. બ્રેડરોડ શરીરે લંબુસ હતો, છતાં સુડોળ અને હૃષ્ટપુષ્ટ હતો. જાણે કોઈ ક્ષત્રિય રણચંડીનું પૂજન કરવાને ન નીકળ્યો હોય તેવો દબદબાભર્યો દેખાવ એનો ને એના સૈનિકોનો લાગતો. બ્રસેલ્સમાં આવીને બ્રેડરોડે લુઈ નસાઉના મહેલમાં મુકામ કર્યો.

## પરમા ગભરાઈ

પરમાના રાજમહેલની નજીક જ આવેલા સરદાર ક્યુલમબર્ગના મહેલમાં ૫મી એપ્રીલે બધા સરદારોની એક સભા મળી. સભા પતી જતાં જ બધા પોતપોતાના દરબારી પોષાક ધારણ કરી રાજભવન તરફ ચાલ્યા. સૌની પાછળ બ્રેડરોડ ને લુઇ પરસ્પર હાથ ઝાલી આવતા હતા. મહેલની સામે અસંખ્ય માનવમેદની મળી હતી. દેશની પરતંત્રતાની જંજીરો તોડી નાખવાનો પ્રયત્ન કરનારા વીરોને જોઇને લોકોની છાતી હર્ષથી ફાટવા લાગી અને પ્રચંડ જયજયકારો થવા લાગ્યા. બધા સરદારો પરમાની સામે જઈને ઉભા રહ્યા. પરમાએ જોયું કે દેશનાં ઉચ્ચ કુટુંબોના સંબંધીઓ આ હિલચાલમાં સામેલ છે. એના હૃદય પર ખૂબ જ આઘાત થયો. બ્રેડરોડે પરમાને ઝૂકીને સલામ કરતાં કહ્યું કેઃ "હજુર, હું જાણું છું કે અમારા સંબંધમાં લોકોએ આપને ખૂબ જ ભંભેર્યાં છે. એમણે તો દેશમાં

ચારે કોર હોહા કરી મૂકી છે કે અમે રાજદ્રોહીઓ છીએ, કાવતરાંખોરો છીએ, આપનું અપમાન કરવા માગીએ છીએ અને રાજાજીનું રાજ્ય ઉથલાવી નાખવા માંગીએ છીએ વગેરે વગેરે. પરંતુ એ સર્વ જુઠું છે–ભયંકર જુઠ્ઠાણું છે. જેમણે આપને તેવું કહ્યું હોય તેમનાં નામ જાહેરમાં મૂકવાની અમારી આપને અરજ છે. અમને ખોટી રીતે બદનામ કરનારને આપ યોગ્ય સજા દેશો જ એવી પણ અમારી અરજ છે." આટલું કહીને બ્રેડરોડે પેલું નિવેદન પરમાની સામે મૂકી દીધું.

## નિવેદન

તેમાં લખેલું હતું કે: "ખૂની કાનૂનોથી પ્રજાનું હૃદય ઉકળી ઉઠયું છે. અત્યાર સુધી અમે સમજતા હતા કે પંચાયતો પ્રયત્ન કરીને આ કાનૂનો રદ કરાવશે પરંતુ અમે એ વાટ જોતાં જોતાં થાકી ગયા. કાનૂનોની સખ્તાઇ કોઈ પણ રીતે કમી નથી. અમને ડર છે કે દેશ આખામાં બળવાની લ્હાય લાગશે. બળવો જાગશે તો અમારે જ તેનાં અનિષ્ટ વધુ ચાખવા પડશે—અમારી જમીન જાગીરો લૂંટાઇ જશે. અમે ઘણા જ ચિંતાતુર છીએ. એટલા માટે જ આપની સમક્ષ પ્રાર્થના કરવાને આવ્યા છીએ. ખૂની કાનૂનોને કારણે પણ અમારી જાગીર અને જીંદગી હંમેશા જોખમમાં છે. કાનૂન પ્રમાણે, ધર્મ વિરોધીને પકડાવે તેને અપરાધીની જમીન જાગીર મળે છે અને અપરાધીને સજા થાય છે. એટલે અમારી જમીન જાગીર પર ડોળા કાઢી બેસી રહેલાને તક મળતાં શી વાર ? એ ગમે તેવી ફરિયાદ કરે કે અમારી જમીન જાગીર ડૂલ થાય અને જાન જોખમાય તે તો વિશેષમાં ધાર્મિક મુકદ્દમાઓમાં સાક્ષીની જરૂર નથી હોતી એટલે આવું થતાં વાર કેટલી ? અમારા જાનમાલ આમ અમલદારોની આપખુદી પર છોડવામાં આવે ત્યારે :અમારાથી બેસી કેમ રહેવાય ? અમારી વિનંતિ છે કે રાજાજીને સમજાવીને જેમ બને તેમ તાકીદે

ખૂની કાનૂનોનો અમલ રદ કરાવો. જ્યાં સુધી ત્યાંથી કાંઇ પણ ઉત્તર ન આવે ત્યાં સુધી આપ પોતાના હુકમથી એ અમલ રદ કરો. ત્યાં સુધી આપ જરૂર નિર્દોષોનાં લોહી નહિ રેડો એવી અમને ખાત્રી છે."

## ઑરેંજ સમજાવટ કરે છે

નિવેદન સાંભળતાં જ ડચેસનો ચહેરો ધોળી પૂણી જેવો થઇ ગયો. એની આંખોમાં આંસુ આવી ગયાં. મહા મહેનતે પ્રસંગને સંભાળી લઈ તે બોલી: " ઠીક, હમણાં તો આપ સૌ જાઓ. હું એ સંબંધમાં યોગ્ય તે કરીને જણાવીશ."

બ્રેડરોડ અને તેના સાથીઓએ પછી તો વારાફરતી આવીને ડચેસને ઝૂકીને સલામ કરી ને ત્યાંથી વિદાય લીધી. પછી કયાં સુધી રાજસભામાં એ સંબંધમાં ચર્ચા ચાલ્યાંજ કરી. વિલિયમ ઑરેંજે પરમાને શાંત કરવાના હેતુથી કહ્યું કે: "ખરૂં જોતાં નિવેદન લાવનારાઓ બળવાખોરો નથી. બધાજ ખાનદાન અને રાજભક્ત છે. અને એમની પ્રાર્થનાનો સ્વીકાર થતાં જ દેશ ઘણી મુશ્કેલીઓમાંથી બચી જશે એ વિચારે જ તેઓ તમારી સમક્ષ નિવેદન લાવેલા છે."

બર્લેમોન્ટે પરમાને કહ્યું: " આ ભિખારીઓથી આપ ડરી ગયાં? એને કોણ નથી ઓળખતું? અંધેર વહીવટથી પોતાની જાગીરો ખોઈ આજે સરકારને સુવ્યવસ્થાનો પાઠ પઢાવવા આવ્યા છે! એમની પ્રાર્થનાનો ઉત્તર તો તલવારથી જ વાળવો જોઇએ એવો મારો અભિપ્રાય છે. જેવા તે મહેલમાં આવ્યા તેવાજ તેમને કાંઇ નહિ આપતાં મહેલમાંથી તગેડી મૂકવાના હતા."

અરેંબર્ગે કહ્યું કે:"બધા ચળવળીઆઓને બ્રસેલ્સમાંથી કાઢી મૂકવા જોઇએ." ચર્ચાએ ખૂબ ગરમાગરમ સ્વરૂપ લીધેલું એટલે બ્રેડરોડના પાછળથી જનારા સાથીઓએ તેનો કેટલોક ભાગ સાંભળી લીધો.

## જવાબ ને તેનો જવાબ

૬ઠ્ઠી એપ્રીલને દિવસે ખેડરોડ સાથીઓ સાથે નિવેદનનો જવાબ લેવાને આવ્યો. પરમાનો જવાબ વાંચી સંભળાવવામાં આવ્યો કેઃ "ડચેસ તમારી પ્રાર્થના મંજૂર કરાવવાને રાજા પાસે એક માણસ મોકલશે, તે સંબંધમાં રાજાજી બની શકશે તે સર્વ કંઇ કરશે. ધાર્મિક કાનૂનોની સખ્તાઇ કમી કરવાને રાજસભા પણ એક ખરડો ઘડી રહી છે. તે સિવાય તેના હાથમાં બીજી કોઈ સત્તા નથી તે તમે ક્યાં નથી જાણતા? ખૂની કાયદાઓ રદ કરવાને રાજાજીને અરજ કરવામાં આવશે. અને તેમનો ઉત્તર આવતા સુધી અધિકારીઓ સખ્તાઇ ન વાપરે તે માટે તાકીદ અપાશે. ત્યાં સુધી તમે પણ ધર્મ વિરૂદ્ધનું વર્તન નહિ કરો તેવી આશા છે."

૮મી એપ્રીલે ફરીથી ખેડરોડ આનો જવાબ આપવાને પોતાના સાથીદારો સાથે ઠકરાણી (પરમા) ની પાસે ગયો. તેણે જણાવ્યું કેઃ "સનાતન ધર્મના રક્ષણ કાજે પંચાયતોની સંમતિ લઇને મહારાજ જે કાંઇ કરશે તે અમને કબૂલ મંજૂર છે, ત્યાં સુધી અમારા વર્તનને માટે મહારાજાને ફરિયાદ કરવાની તક નહિ જ મળે તેની અમે ખાતરી આપીએ છીએ. પરંતુ તે દરમ્યાન એ ખૂની કાયદાનો અમલ જ ન થાય તેવો હુકમ થવો જોઇએ."

ઠકરાણી (પરમાએ) કહ્યું કેઃ "જેટલું મારાથી બની શકે તેમ હતું તેટલું કર્યું છે. હવે એમાં કોઈ પણ જાતનો ફેરફાર થઇ શકે તેમ નથી. તે પ્રમાણેના પત્રો પણ અમલદારોને લખાઇ ચૂક્યા છે. એ પત્રો જોવાની તમારી ઇચ્છા હોય તો તમે તે જોઇ શકો છો."

## કંઈક વળશે

આ સાંભળીને ક્યાંય સુધી સરદારોએ પરસ્પર વાતચીત કરવા માંડી અને પછીથી તેને જણાવ્યું કેઃ "બીજું તો કાંઈ નહિ પણ

નિવેદન લાવનારાઓએ તેમ કરવામાં કશું અયોગ્ય કર્યું નથી, રાજાજીનું અપમાન કરવાનો પણ તેમનો હેતુ નહોતો, તેવું જાહેરનામું તો આપના તરફથી પ્રગટ થવુંજ જોઇએ." ઠકરાણી પરમાએ અક્કડાઇમાં કહ્યું કેઃ "એ બાબતમાં હું કાંઇ કરી શકું એમ નથી. તમારાં ભાવિ કાર્યો જ એનાં સાક્ષી બનશે. મારા આપેલા જવાબમાં એક આંકડો પણ મારાથી વધારી નહિ શકાય." આવો બેપરવાઇભર્યો જવાબ સાંભળતાં જ સરદારો ત્યાંથી ચાલ્યા ગયા. પણ વિજય તો પ્રજાનો જ થયો. ધાર્મિક કાનૂનો રદ કરવાનો મને આધકાર નથી એમ ઠકરાણીએ કહેલું પરંતુ એ કાનૂનો રદ કરવાને પણ તે તૈયાર હતી. બીજા કાયદાઓની જેમ ધાર્મિક કાનૂનો સંબંધમાં પણ પંચાયતોની સંમતિ પ્રમાણે જ કાર્ય થશે એમ એણે સ્વીકાર્યું હતું. લોકોને બીજું શું જોઇએ? પ્રજાને જે વસ્તુ જોઇતી હતી તે મળી ગઇ. તે પણ લોહીનું ટીપુંયે પાડયા વગર.

## એક ઉપે રહેવાર ન પડે

આમ જોતજોતામાં ત્યાં ધાર્મિક અને રાજનૈતિક ક્રાંતિ પાર પડી. બેડરોડ અને એના સાથીઓએ ઠકરાણી પાસે નિવેદન લઇ જઇને જ જીત મેળવી. પણ એ સૌ સ્વપ્ન સમું હતું. સ્વાતંત્ર્યનો સૂર્યોદય થવાને હજી વાર હતી. પ્રજાને ઘણીયે લોહીની નદીઓ તરી ઉતરવાની હતી. કષ્ટોના પહાડ સામે ઝઝૂમવાનું હતું. સ્વાતંત્ર્યદેવીના મંદિરનો માર્ગ તો કાંટાના બિછાના જેવો છે.

## ભિખારી મંડળી

બેડરોડે આ વિજયની ખુશાલીમાં પોતાના મિત્રોને કયૂલમબર્ગના રાજ્યભવનમાં એક ઉજાણી આપી. લગભગ ત્રણસો સરદારોએ એ ઉજાણીમાં ભાગ લીધો. શરાબના શીશા પર શીશા ઉડવા લાગ્યા. સરળતાથી મળેલા વિજયના નિશામાં લોકો ઉન્મત્ત બન્યા હતા.

તેમણે વિચાર્યું કે આ મંડળને આપણે નામ આપવું જોઇએ. કોઇએ તે માટે 'મિત્ર-મંડળ' સૂચવ્યું તો કોઇએ 'સ્વાતંત્ર્યના સિપાઇ' એ નામ બતાવ્યું. તે વેળા બ્રેડરોડે શરાબનું જામ હાથમાં લેતાં કહ્યું કે: "ભાઈઓ, સરદાર બર્લેમોન્ટે રાજસભામાં આપણને ભિખારી કહ્યા છે, માટે આપણા મંડળનું નામ 'ભિખારી-મંડળ' રાખવું જ ઉચિત ગણાશે." ઘણા સરદારોને આ વાતની ખબર નહોતી. તેથી તેઓ બર્લેમોન્ટ પર છેડાઇ પડ્યા. પરંતુ બ્રેડરોડે બધાને શાંત પાડતાં કહ્યું: "ભાઇઓ, એમાં નારાજ થવા જેવું છે શું? આ ખૂની કાનૂનોનો વિરોધ કરતાં કરતાં આપણે ભિખારી થઈ જવું પડે તે ય સૌભાગ્ય છે ને! પછી આપણને ભિખારી કહેવામાં આવે તેમાં વાંધો શો?"

## ભિખારીઓની જય

પછી તો બ્રેડરોડે એક ખાલી કટોરો મંગાવ્યો અને તેમાં છલોછલ શરાબ ભરીને તે બોલ્યો: "બોલો, ભિખારીઓની જય" એમ બોલતો શરાબનો કટોરો એ ગટગટાવી ગયો. ત્યાં ભરાયેલા લોકોએ પણ એ પોકાર ઝીલી લીધો. અને આખું વાતાવરણ 'ભિખારીઓના જય'ના પોકારો વડે ગાજી રહ્યું. બધાએ શરાબના જામ પર જામ ખાલી કરવા માંડ્યાં.

એ 'ભિખારી' શબ્દે તો દેશ પર જાદુઈ અસર કરી. જ્યાં સુધી નેધરલાંડ સ્વાતંત્ર્ય સંગ્રામના દાવાનળમાં સળગતું રહ્યું ત્યાં સુધી તેને ખૂણે ખૂણેથી એ જ સૂર આવવા લાગ્યો. અને એ શબ્દે અમીરોનાં રાજભુવનથી માંડીને તે ગરીબોનાં ઝૂંપડાં સુધી વિદ્રોહની આગ ફેલાવી દીધી. શરાબ પી લીધા પછી સરદારોએ શરાબની સુરાહી બાજુના થાંભલા પર લટકાવી. તેમાં થોડું થોડું નમક નાખીને તેઓ ગાવા લાગ્યા કે:

"ગુલામ નહિ, કોના થઈએ
ઈન્કિલાબ ઝીન્દાબાદ,

કોઈનાથી ના ડરીએ
ઈન્કિલાબ ઝીન્દાબાદ.”

## વિખરાયા

આટલું થયા છતાં પણ ઉજાણી ન પતી. સૌ નિશામાં ચકચૂર હતા. કેટલાક તો ખુરસીઓ અને ટેબલો પર નાચી રહ્યા હતા. એટલામાં સરદાર એગ્મોન્ટ અને ઓરેંજ આવી પહોંચ્યા. ઓરેંજ તો લોકોને સમજાવીને તમાશો બંધ કરાવવા આવ્યો હતો. ત્યાંથી હુગ્સટ્રેટનને પોતાની સાથે લઇ જવાનો પણ તેનો ઇરાદો હતો. એગ્મોન્ટને બ્રેડરોડ સાથે પહેલાંથી જ બનતું નહોતું. તે તો આ સર્વ સરદારો તરફ ધૃણાની દષ્ટિએ જ જોતો. તો પણ આગળ જતાં એગ્મોન્ટ પર આ પાર્ટીમાં ભાગ લેવાનો આરોપ આવેલો ને તેથી તેને જીંદગીથી હાથ ધોઈ નાખવા પડેલા.

‘ભિખારીઓ’એ એગ્મોન્ટ અને ઓરેંજ આવ્યા કે તરત જ ગગનભેદી પોકારો કર્યા. તેમને પણ થોડો થોડો શરાબ લેવાને કહ્યું. છેવટે સમજાવટ પછી એ ઉજાણી બરખાસ્ત થઇ. અને ઓરેંજ તેમજ એગ્મોન્ટ, હુગ્સટ્રેટનને લઈ રાજસભાની બેઠકમાં જવાને ઠકરાણી પરમાના મહેલમાં ગયા.

ઠકરાણીએ સરદારોની પાર્ટી વિસર્જન કરાવવા માટે ઓરેંજને ધન્યવાદ આપ્યો. ‘ભિખારીઓ’એ પોતાને માટે એકધારો ખાખી પોશાક બનાવ્યો હતો અને તે જ તેઓ ધારણ કરતા. બ્રેડરોડે પોતાના સાથીઓ સાથે બ્રસેલ્સ છોડયું ત્યારે લોકોએ તેનો ‘જય ધ્વનિ’ પોકારતાં તેને વિદાયનું માન આપ્યું. અને તેના સાથીઓએ પિસ્તોલના બારથી લોકોને સલામ આપી. રસ્તે એંટવર્પ વગેરે શહેરોમાં પણ બ્રેડરોડ અને તેના સાથીઓનું તેવું જ સન્માન થયું. તેમણે પણ એ સન્માનનો જવાબ વાળતાં જણાવ્યું કે: “જ્યાં સુધી અમારા જીવમાં જીવ છે ત્યાં સુધી અમે ખૂની કાનૂનોનો વિરોધ કરનાર જ છીએ

અને પ્રજાના અધિકારો માટે અમે ઝૂઝવાના છીએ."

## રાજાની આંખ રાતી બને છે

બ્રેડરોડ એંટવર્પથી ઉત્તર હોલાંડ તરફ ચાલ્યો. ત્યાંથી તેણે લુઇને પત્ર લખ્યો કે: " 'ભિખારીઓ' રેતીનાં રજકણોની જેમ વધ્યા જાય છે." સરદારોના નિવેદનનો પ્રભાવ ઠકરાણી પર સારી રીતે પડયો હતો તેની લોકોમાં વાત પ્રસરી ગઇ હતી; અને લોકો પર સખ્તાઇ ન ગુજારવાના હુકમો તેણે અમલદારોને મોકલી દીધા હતા તેની પણ લોકોને જાણ હતી. વળી રાજસભા 'ખુની કાનૂનો' રદ કરવાનો વિચાર કરી રહી છે તે તો આબાલવૃદ્ધ સૌ જાણતું હતું.

'ભિખારીઓ' ની આ ચળવળની રજેરજ ખબર ફીલિપને સ્પેનમાં પહોંચી ગઇ હતી. તે સાંભળીને તેનો ક્રોધ જ નહોતો માતો. ભારતવર્ષના ધર્મગ્રંથોમાં તો શુદ્રને વેદધ્વનિ સાંભળવાની મનાઈ છે અને ન કરે નારાયણ ને વેદધ્વનિ તેના કાન પર અથડાયો તો તેને માટે તેના કાનમાં ઉકળતું સીસું રેડવાની સજા ફરમાવેલી છે. પરંતુ કોઇ રાજાએ તેમ કર્યું હોય તેવું ઇતિહાસને પાને લખાયલું નથી. પણ યુરોપનો ઇતિહાસ તો ક્રૂરતાના મૂર્ત્તિમંત સ્વરૂપ સમો છે. નજીવી બાબતો માટે પણ લોકોને અસહ્ય યાતનાઓ સહન કરવી પડતી. જે સમયે ખૂની કાનૂનો રદ કરવાની ચર્ચા ચાલી રહી હતી અને પરમાએ અમલદારોને ધાર્મિક બાબતોમાં સખ્તાઇથી કામ ન લેવાના હુકમો ફરમાવી દીધેલા તે સમયે પણ દરરોજ કેટલાય લોકોને નિર્દયતાથી બેભાન કરવામાં આવતા હતા. એ સમયની દેશની દારૂણ દશાનું ચિત્ર રજુ કરતાં ઠકરાણીએ રાજાને લખ્યું હતું કે: એક તુચ્છ માણસે પૂજારીના હાથમાંથી ચરણામૃત લીધું અને તે ન પીતાં ઢોળી દીધું. એનું નામ દેવામાં પણ હલકાઈ જણાય એટલો એ હલકટ છે. મેં જાતે જ એના ઉપર કેસ ચલાવ્યો અને સનાતન ધર્મનું અપમાન કરવા માટે, જે હાથે એણે ચરણામૃત ઢોળી દીધું

હતું તે હાથને જ પહેલાં કાપી નાંખી, તેને એક થાંભલા સાથે બાંધીને અગ્નિદેવને સ્વાધીન કરવાની સજા ફરમાવી છે.

## આનું નામ ઓછી સખ્તાઈ!

જે વેળા સખ્તાઈ બંધ કરવામાં આવી હતી તે વેળાનો આ બનાવ છે. જેનું નામ આપવામાં ય એ નવાબજાદી ઠકરાણી બેઆબરૂ થઈ જતી હતી તે બિચારો એક ગરીબ માણસ હતો. ઠકરાણીનો જન્મ પણ એવી જ 'તુચ્છ' માતાને પેટ થયો હતો. ચાર્લ્સની રખાતની એ પુત્રી હતી. ગરીબ માતાને પેટે જન્મેલી પરમા આજે એ ગરીબનું નામ દેવામાં પણ બેઆબરૂ થઇ જતી હતી! ન દીઠાનું દીઠું જોતાં જ નીચ માણસો હવામાં ઉડવા લાગે છે: પૃથ્વી પર તો પગ પણ માંડતાં નથી!

દેશમાં ખૂની કાનૂનોની સખ્તાઈ કમી કરવાની વાત ચાલતી હતી, પણ તેના ય રંગઢંગ જૂદા હતા. ન્યાયસભાએ પોતાના બુદ્ધિમાન સલાહકારોની સંમતિથી ધર્મ વિરોધીઓને જીવતાં જીવત બાળી મૂકવાને બદલે ફાંસીને માંચડે ચઢાવવાની શિક્ષા ઠરાવી! આ પ્રમાણે ખૂની કાનૂનો સંબંધમાં સખ્તાઇ કમી કરવામાં આવી! તેમજ સનાતન ધર્મ—કેથોલીક ધર્મ સિવાય બીજો ધર્મ માનવાનો કોઇને અધિકાર નથી એવું જાહેરનામું પ્રગટ કર્યું. તે ધર્મના વિરોધીઓને કોઇ જગ્યાએ એકઠા મળી વાતો કરવાનો કે સભાઓ ભરવાનો પણ અધિકાર પણ નથો. અને 'સનાતન ધર્મ' સામે લેખો લખીને કોઇ પણ લેખક દેશમાં કુવિચાર ફેલાવશે તો સરકાર તેને દબાવી દેવાને કોઇ પણ પગલાં લેશે. ધાર્મિક પ્રશ્નો સંબંધમાં શંકા કરવાનો, ગમે તેવા પ્રશ્નો પૂછવાનો કે નવા વિચારો દર્શાવવાનો પણ કોઇને અધિકાર નહિ. ગુન્હેગારોના બે પ્રકાર ગણેલા (૧) સામાન્ય અપરાધી અને (૨) પ્રજાને ઉશ્કેરનાર અપરાધી. સામાન્ય અપરાધીઓ પર ક્યારેક દયા દેખાડવામાં આવતી, પરંતુ જનતાને

ઉશ્કેરનાર અપરાધીને તો કાંઇ પણ પૂછવા ગાછ્યા વગર જ ફાંસીએ લટકાવી દેતા. ટૂંકમાં પ્રજાના પ્રાણ અમલદારોની હથેલીમાંજ હતા. અમલદારને ઇચ્છા થાય ત્યારે ગમે તેને ગમે તેવા અપરાધના સાંડસામાં જકડીને તે ફાંસીએ લટકાવી શકતો. ધર્મની ચર્ચા કરનારાઓને પણ પ્રાણદંડ દેવાતો. ધાર્મિક વિદ્યાલયની 'ધર્મશાસ્ત્રી'ની ઉપાધિ મેળવ્યા વગર કોઇથી ગ્રંથાવલોકન કરી શકાતું નહિ. તેમ કરનારનો મૃત્યુ સાથે ભેટ્યા વિના છૂટકો જ નહોતો. કેથોલીક ધર્મના વિરોધી ધર્મગુરૂઓને છૂપાવનારને પણ એ જ શિક્ષા થતી. ધર્મ વિરોધી કાર્ય કરનાર પણ પ્રાણદંડમાંથી બચી શકતો નહિ. અપરાધી ક્ષમાપ્રાર્થના કરે તો તેને ગળું દબાવીને, રીબાવી રીબાવીને નહિ મારતાં તેનો એકાએક ફેંસલો કરવામાં આવતો, શિરચ્છેદ કરવામાં આવતો; એટલી દયા (!) તો જરૂર બતાવાતી!

## મોન્ટનીને માથે ઝઝૂમતું મોત

ખૂની કાનૂનોમાં સુધારણા કરવા માટેની અરજી કરવા સારૂ રાજા પાસે પ્રતિનિધિ મોકલવાનું નક્કી થયું. પહેલાં તો એગ્મોન્ટ જાય તેવી વાતો ચાલી, પરંતુ તેણે ત્યાં જવાની ના કહી એટલે મોન્ટની અને બર્ગનની પસંદગી થઇ. બંને સરદાર ઓરેન્જ પેઠે કટ્ટા સનાતનધર્મી હતા. આમ હતું તેથી તેમના દિલમાં રાજા તરફથી કાંઇ થશે એવી શંકા નહોતી, ભય નહોતો. પરંતુ એ બિચારા સ્પેનથી પાછા વળવાના જ નહોતા. માતૃભૂમિનાં આ તેમને છેલ્લાં દર્શન હતાં. મોન્ટની તો હજુ એક વર્ષ પર જ પરણ્યો હતો. હજુ તો એને જીવનના કંઈ કંઇ આશાઅભિલાષ અને કોડ હતા. આ સમયે તેની પત્ની સિમંતિની હતી. પરંતુ એના પેટમાંના બાળકને પિતાદર્શનનું સુખ નહોતું. રસ્તે પેરીસમાં રહેતાં, સ્પેનના રાજદૂતે તેને જણાવ્યુંયે ખરૂં કેઃ રાજા નેધરલાંડની હિલચાલ સંબંધમાં તમારા પર ગુસ્સે છે; તો પણ મોન્ટનીએ ન માન્યું. જ્યાં એને માથે મોત

ઝઝુમતું હોય ત્યાં એ શું કરે?

ઠકરાણી પરમાએ ત્યાંથી નીકળતા પહેલાં મોન્ટનીને ખૂબ ખૂબ ઉપદેશ આપ્યો. તે પાકી ઠગ હતી. એ સ્પેન જાય તે પહેલાં તો એણે એક દૂત મારફતે કયારનાય રાજાના કાન ભંભેર્યા હતા. નેધરલાંડમાં રહેતા એક જાસુસે-એસંજોકેન્ટોએ પણ મોન્ટની અને અર્ધન નેધરલાંડની ધમાલનું મૂળ છે એમ લખી દીધું હતું. ગ્રેનવિલે પણ ફીલિપને એક પત્રમાં લખ્યું કે: "અર્ધન ને મોન્ટની સિવાય બીજા કયા સારા પ્રતિનિધિઓ નેધરલાંડમાં હોઇ શકે? બધા ઉત્પાતનું મૂળ જ તેઓ છે એટલે બધી વાત તેઓજ સારી રીતે સમજાવી શકશે."

## મધુતિષ્ઠતિ જિવ્હાગ્રે

એ બધા કાગળો ફીલિપને મળી ચૂકયા હતા. ૧૭ મી જુને મોન્ટની ને અર્ધન માડ્રીડ પહોંચ્યા. ત્યાં તેમનું સુંદર સ્વાગત થયું. રાજાએ ખુબ ભાવપૂર્વક એમને મળી ભેટીને સ્નેહ દર્શાવ્યો. ફીલિપ કાવતરાંબાજ હતો. એના હૃદયમાં હળાહળ વિષ હોય છતાં બહાર તો અમૃત જ વરસતો. આજે ત્રણસો વર્ષ પછીજ, એ બંને સરદારોનો જાન કેવા ભયંકર કાવતરાથી લેવાયલો તે બહાર આવ્યું. બિચારા મોન્ટની અને અર્ધન સીધા સાદા માણસો હતા. આ કાવતરાંબાજ કાળા હૃદયને એ કેવી રીતે જાણી શકે?

## ભાલા લઇને ભાષણમાં

સને ૧૫૬૬ની ગ્રીષ્મ ઋતુમાં ધોમ ધીકતી ધરતીની સાથે નેધરલાંડનું રાજદ્વારી વાતાવરણ પણ ગરમ થઇ ઉઠયું. હજારો દુકાનદાર, ખેડૂત, કામદાર, ગરીબ, અમીર, સૌ બંદુક, ભાલા ફરસી ને તલવારો લઇ લઇને સુધારકોનાં વ્યાખ્યાનો સાંભળવાને ભેગા થવા લાગ્યા. દેશમાં બળવા પ્રવૃત્તિનાં પગરણ થઇ ગયાં. સરકારના હુકમથી પ્રત્યે ભેપરવા બની લોકોએ છુંડેચોક બળવો પોકાર્યો. સરકારે પણ સુધારક

પાદરીને જીવતો મુએો જે કોઈ પકડી લાવે તેને ૭૦૦ રૂપિયાનું ઈનામ જાહેર કર્યું હતું. તેથી સુધારક પંથના ધર્મગુરૂએો હવે તો બેપરવા બન્યા હતા. સરકારનો તેમને ડર નહોતો. જાહેરમાં તેઓ વ્યાખ્યાનો આપતા. ૭૦૦ રૂપિયાની લાલચમાં લપટાઇને કોઇ એમને પકડવાનો પ્રયત્ને ન કરતું. પહેલાંના કરતાં અત્યાચારો પણ કમી હતા.

નિવેદનવાળી ચળવળ વડે પણ લોકોનો હરખ વધી ગયો હતો. નવા પંથમાં ભરતી થયાં જ કરતી હતી એટલે જનતામાં હિમ્મત આવી હતી. જ્યાં ને ત્યાં સુધારકોની જ બોલબાલા બોલાઈ રહી હતી.

## શહીદીનો ઝંખનાર

સને ૧૫૬૬ ની ૨૮ મી જૂનની ઘોર કાજળકાળી રાત્રિએ અગીઆર બારને સમયે. ટૂર્ને શહેર નજીકના એક પૂલ પર છ હજાર માણુસની પ્રચંડ મેદની એમ્બ્રોજ વિલે નામના સુધારક ધર્મગુરૂનું વ્યાખ્યાન સાંભળવાને એકઠી મળી હતી. એ ધર્મગુરૂ નવીન યુગના વિધાતા મહાત્મા કાલવિનનો અનુયાયી હતો. ૭ મી જુલાઇએ પણ ફરીથી એ જ સ્થળે એનું વ્યાખ્યાન થયું. ૨૦ હજાર માણુસોનો પ્રચંડ સમુદાય એનું વ્યાખ્યાન સાંભળવાને ત્યાં એકત્રિત થયો. એંબ્રોજનું માથું લાવનારને માટે સરકારે ઇનામ કાઢ્યું હતું. પરંતુ સશસ્ત્ર જનતા એની રક્ષક હતી. એમ્બ્રોજે પોતાની તીખી ને તમતમતી બાનીમાં સભા સમક્ષ જણાવ્યું કે: “સરકારના ભયથી ધર્મ છોડવો એ કાયરતા છે. હું તો મોતથી જરાયે ડરતો નથી. હું મરી જઇશ તેથી શું ? મારા લોહીમાંથી મારા મૃત્યુનો બદલો લેવા ૫૦ હજાર વીરનર પેદા થશે. ધર્મને ખાતર શહીદ થવામાં જ સાચી વીરતા છે.”

લોકોએ શસ્ત્ર સજીને સભાઓમાં ન જવું એવો ઢંઢેરાણી પરમાનો હુકમ હતો. પરંતુ એના હુકમને કોણ ગણકારે ? નવા પંથનો ચેપ ગરીબથી માંડીને અમીર સુધ્ધાંને લાગી ગયો હતો. સૌ ઉમંગથી

વ્યાખ્યાન સાંભળવાને આવતાં. સરકારી લશ્કરના દેશી સિપાઇઓ સભાઓ વિખેરી નાખવાને આવતા ને પોતે જ તેના શ્રોતા બની જતા. નાનાં મોટાં સૌ એ વ્યાખ્યાન સાંભળવાને નીકળતાં. વ્યાખ્યાન સમયે શહેરમાં તો કાગવાસ જેવું જ બની રહેતું. ફ્લેન્ડર્સ આખામાં જ્યાં ને ત્યાં આ જ દૃશ્ય નજરે પડતાં. સભાઓ જાણે લશ્કરી છાવણીઓ ન હોય તેવી લાગતી. દરેક માણસ ત્યાં હથિયારબંધ જ આવતો. સભાની ચારે કોર પહેરો રહેતો. સભામાં એકાએક ભંગાણ ન પડે તે માટે, ભાવિ ભયની ભાળ કાઢવાને દૂર દૂર સુધી જાસૂસો મોકલાતા. ફેરીવાઓ પણ છચોક જપ્ત થયેલું સાહિત્ય વેચતા.

## હારલેમ પર હલ્લો !

ફ્લેન્ડર્સમાંથી વિદ્રોહની આગ ફેલાતી ફેલાતી બેલ્જન પ્રાંતોમાં થઇ છેક ઉત્તર સુધી પહોંચી. અને હોલાંડ પ્રાંતમાં હારલેમની નજીક સુધારક પંથની સભાની જાહેરાત થતાં જ સારૂં હોલાંડ ખળભળી ઉઠયું. અમલદારો ગભરાઇ ગયા. ગામડાંઓમાંથી કીડીઓની જેમ સભામાં જવાને માણસો ઉભરાવા લાગ્યાં. બીજા શહેરોમાંથી પણ અસંખ્ય માનવમેદની સભાના કાર્યક્રમથી એક રાત આગળથી હારલેમમાં આવી પહોંચી.

પ્હો ફાટવા છતાં પણ અમલદારોએ હારલેમના દરવાજા ન ખોલ્યા. પરંતુ માનવ મહાસાગરને કોણ ખાળી શકે ? સમુદ્રના પ્રચંડ પૂર સામે કોણ ટકી શકે ? ઉન્મત્ત જનતાએ ખાઇ તરી જઇ કોટની દિવાલો ચઢી શહેરના મુખ્ય દરવાજા ખોલી નાંખ્યા. અને સમુદ્રે જાણે માઝા ન મૂકી હોય તેવો પ્રચંડ માનવ મહાસાગર શહેરમાં ઉલટ્યો.

સભાનો વ્યાખ્યાતા હતો તો દુબળો પાતળો; પરંતુ એણે ચાર કલાક સુધી એવું સચોટ ને મર્મભેદી ભાષણ કર્યું કે લોકોનાં હૈયાં ધમધમી ઉઠયાં. એકે એક આંખમાંથી જાણે આંસુની પીચકારીઓ

ખડી થઇ. કચડાયલા સિતમગ્રસ્ત દેશની દુર્દશાનું વર્ણન કરતાં એ વ્યાખ્યાતાની આંખમાંથી ખૂનનાં આંસુ ટપકવા લાગ્યાં. આ પ્રમાણે સભાનું બધું વાતાવરણ સિતમગર શહેનશાહ ફીલિપ સામે ખળભળી ઉઠયું. પછી તો હોલાંડનાં શહેરે શહેરમાં આવી સભાઓ થવા લાગી.

## પરમાની અકળામણ

શાહજાદો ઓરેંજ હજુ સુધી નવા પંથમાં ભળ્યો ન હતો પરંતુ તેની વૃત્તિઓ બદલાતી જતી હતી. ઠકરાણી પરમાને બિચારીને તો કંઈ સૂઝતું જ નહોતું. આંદોલનની આગ એટલી પ્રસરી ગઇ હતી કે સભાઓ બંધ કરાવવાનું અશક્ય થઇ પડયું હતું. નવું લશ્કર ઝમાવતાં પણ તે ડરતી હતી. રાજાનો પણ કાંઈ જવાબ હજુ તેને મળ્યો નહોતો. વળી તેની આજ્ઞા વગર ક્યાંક નવું લશ્કર એકઠું કરતાં તેનો રોષ વહોરી લેવો પડે એ ડર પણ તેને હતો. તે એક ફોજ ઉભી કરે તો જનતા દશ ફોજ ઉભી કર્યા વગર ન રહે એ પણ એ જાણતી. પણ આગ તો વધતી જ ચાલી, એટલે રાજાની આજ્ઞા વિના યે એણે લશ્કર ઉભું કરવાનો નિશ્ચય કર્યો હોત; પણ શું કરે ? પાસે પૈસા નહોતા. તિજોરીનાં તળીયાં સાફ હતાં.

એગ્મોન્ટ જનતાનું નેતૃત્વ લઇ સરકારનો સામનો કરશે એમ લોકો ધારતા. પરંતુ તેમની એ ધારણા ધૂળ મળી. એ ન રહ્યો સરકાર પક્ષે કે ન રહ્યો પ્રજાપક્ષે. ફ્લેન્ડર્સ હિલચાલનું મુખ્ય મથક થઇ પડયું હતું. કોઇ પણ ક્ષણે ૪૦-૫૦ હજારનું પ્રજાકીય લશ્કર ઉભું કરવું એ રમત વાત હતી. કેથોલીકોના ગભરાટનો તો પાર ન રહ્યો. એટલે આ પરિસ્થિતિ સંભાળી લેવાને એગ્મોન્ટ ફ્લેન્ડર્સ પહોંચ્યો.

## ઓરેંજનું સ્વાગત

એંટવર્પ પણ સળગ્યું હતું. 'ભિખારી' બ્રેડરોડ પોતાના કેટલાક સાથીઓ સાથે ત્યાં જ હતો. મેયર અને મારેંબર્ગ પણ શહેરમાં

આવ્યા હતા. પરંતુ તેઓ જનતાને દબાવી દેવાને આવ્યા છે એવી લોકોમાં જોરશોર વાતો ચાલી રહી હતી. આવી ભયંકર પરિસ્થિતિ સંભાળી લેવાનું પાણી શાહજાદા ઓરેંજમાં જ છે એમ લોકો અને દફરાણી સૌ માનતા. આથી ઓરેંજને એંટવર્પ મોકલવામાં આવ્યો. એંટવર્પે ઓરેંજનું ભવ્ય સ્વાગત કર્યું. એનાં દર્શન માટે અસંખ્ય માનવમેદની ઉલટી. બ્રેડરોડ પણ પોતાના સાથીઓ સાથે શાહજાદાને સલામી ભરવા સામે આવ્યો અને તેમણે સૌએ ઓરેં-જની નજીક આવતાં જ પિસ્તોલના બારથી સલામી આપી. પિસ્તો-લના અવાજો સાથે જનતાએ પણ જયજયકારોથી ગગન ગજાવી મૂક્યું.

એક બાજુથી 'ભિખારીઓની 'જય'નો ધ્વનિ પણ આવ્યો પરંતુ ઓરેંજે એ તરફ પોતાનો સખત અણગમો પ્રગટ કર્યો. ઓરેંજને ખાલી હોહા પસંદ નહોતી. લોકો એ વાત સમજ્યા ત્યારે ત્યાંથી વિખરાઇ જવા લાગ્યા. ઓરેંજને જોઇને પ્રજાના જીવમાં જીવ આવ્યો. ભાવિ આફતોમાંથી બચી શકાશે એમ તેમને લાગ્યું.

ઓરેંજે એંટવર્પમાં આવીને તરત જ લોકોનો માંહોમાંહેનો ઝગડો પતાવવાના પ્રયત્નો કરવા માંડ્યા. છેવટે શહેરમાં સુધારકો પ્રચારકાર્ય ન કરે એવો બધાંની સંમતિથી નિશ્ચય થયો. નગર બહાર તેમને પ્રચારકાર્ય કરવાની છૂટ હતી. શહેરમાં શાન્તિ જાળવવાને નગરમાંથી ૧૨૦૦ સૈનિકોનું એક લશ્કર ઉભું કરવામાં આવે અને તેનો ખર્ચ શહેર ભોગવે એમ ઓરેંજે જણાવ્યું. પ્રજાના પ્રતિનિધિઓ આથી રાજી ન થયા. નગર શાન્તિની જવાબદારી તેઓએ માથે લીધી પણ તેઓ ફોજ ઉભી કરવાની તો વિરૂદ્ધ જ હતા.

## ગરજ સમ નહિ ચીજ કોઈ ગળી

એંટવર્પમાં શાન્તિ સ્થાપવાનું કામ જુલાઇ અને ઓગસ્ટ સુધી ચાલ્યું. એ કામ દફરાણી જરમાનું હતું પણ તે પાર ઉતારવાની

લાયકાત એનામાં નહોતી. વિફરેલી પ્રજાને શાંત પાડવાનું વિકટ કામ એક ઓરેંજ જ કરી શકે તેમ હતો. ઓરેંજ રાજા પ્રજા વચ્ચે સમજૂતિ કરાવવાના પ્રયત્ન કરી રહ્યો હતો. ફીલિપ અને પરમા અત્યારે એની ખુશામદ કરવામાં બાકી નહોતાં રાખતાં. ફીલિપે તો એનાં યશોગાન ગાતો એક પત્ર લખ્યો હતો, તથા એંટવર્પમાં શાન્તિ સ્થાપવા માટે એને ધન્યવાદ આપ્યો હતો. વળી એનું રાજીનામું નામંજૂર કર્યું હતું. વિશેષમાં ફીલિપે એના પર પોતાને ભારે વિશ્વાસ છે એમ જણાવ્યું હતું.

પરંતુ રાજા પોતાના પર કેટલો વિશ્વાસ રાખે છે એની ઓરેંજને પાકી ખબર હતી. એ પત્રથી એ ભરમાયો નહિ. પત્રમાં એક બાજુએ ઓરેંજનાં ગુણગાન ગાતો પત્ર લખતી હતી અને બીજી બાજુએ ફીલિપને ભંભેરણી કરતી હતી કેઃ 'આ બધા તોફાનનું મૂળ જ ઓરેંજ છે. એનો વિચાર અહિં પોતાનો અધિકાર જમાવી મિત્રમંડળમાં મુલક વહેંચી દેવાનો છે.'

આ આરોપમાં કશું વજુદ નહોતું–કેવળ હાથપગ વગરનો એ આરોપ હતો. ઓરેંજ હંમેશા સીધે ને સચ્ચાઇને રસ્તે જ ચાલતો. પ્રજા પંચાયતોની બેઠક બોલાવવામાં આવે એમ ઇચ્છતી. રાજા એ માંગણી પૂરી કરીને તેને શાંત પાડી શકે એમ હતું. પરંતુ તો પછી ફીલિપ, ફીલિપ શાનો કહેવાય?

ઓરેંજ તેને જનતાની માંગણી પૂરી કરવાને માર્ગે દોરી રહ્યો હતો. પરંતુ હોલાંડમાં બળવો જાગવાનો જ હતો અને પ્રજાતંત્રની સ્થાપના થવાની જ હતી એટલે ફીલિપ કેમ માને? વિધિનું વિધાન કોણ ટાળી શકે? કોઇ કોઇવાર જુલમીઓની હઠ પણ સમાજને ક્યારેક ફાયદાકારક નથી નીવડતી?



# ક્રાન્તિને માર્ગે

## ચાલો નગર બહાર

વિપ્લવની આગ ભભૂકી રહી હતી. ઓરેંજ તે શમાવવા ઇચ્છે તો પણ તે અશક્ય હતું. છતાં શાન્તિ સ્થાપવા બની શકતા પ્રયત્ન કરવાનું ઓરેંજ ન ચૂકતો. દેશભરમાં ગમે તેવા ગપગોળા ગબડી રહ્યા હતા. અમુક જગ્યાએ સરકારી ફોજ દેશ પર ધસારો લાવવાને એકઠી મળી છે તો અમુક જગ્યાએથી લશ્કર આવી દેશ પર અત્યાચાર વરસનાર છે એવી તરેહવાર અફવાઓ આ મોંઢેથી પેલે મોંઢે ચાલ્યાં જ કરતી હતી.

આમ સરકાર દમનનાં શસ્ત્રોથી સજ્જ બની છે એવું સાંભળતાં જ સુધારકોનાં વ્યાખ્યાન સાંભળવાને હજારો લોકો શહેર બહાર એકત્ર થવા લાગ્યા. એક દિવસ એવી એક સભામાં એક સામાન્ય ધર્મપ્રચારક વ્યાખ્યાન આપી રહ્યો હતો. એનામાં ધર્મનું પૂરૂં જ્ઞાન પણ ન હતું. એક સનાતની પંડિતે સભાસ્થાનમાં જઈ તેને કેટલાક પ્રશ્નો પૂછયા, તથા એ ભાઇ ગલ્લાં તલ્લાં થઇ જતાં એની મજાક ઉડાવવા માંડી. લોકો પેલા સનાતની પંડિત પર ખૂબ ચિડાઈ પડયા અને તેને પકડીને-માર મારીને અધમૂઓ કરી નાંખ્યો. કેટલાકોએ તેને બચાવ્યો ન હોત તો તેનાં સોએ વર્ષ પૂરાં જ થઈ જાત.

ઓરેંજે પંડિતને એના એ ઉછાંછળાપણા માટે ખૂબ ઠપકો આપ્યો. અને લોકો ક્યાંક ગુસ્સે ભરાઈ એને મારી ન નાંખે એટલા

માટે એક દિવસ એને જેલમાં પૂરી રાખ્યો. જ્યાં સુધી ઓરેંજનાં પગલાં રાજધાનીમાં રહ્યાં ત્યાં સુધી તે શહેર ધૂંધવાતું જ રહ્યું. બીજી બાજુ ઓરેંજની જાગીર ઝીલેંડને પણ આ તોફાની ચેપ લાગ્યો હતો. ખુલ્લાં મેદાનોમાં મોટી મોટી સભાઓ ભરાતી હતી. આમસ્ટરડામ નજીકની હથિયારબંધ લોકોની સભાઓની સંભાળ રાખવાનું તો સરકારી અમલદારો માટે પણ અશક્ય થઇ પડયું હતું. ઓરેંજને હવે પોતાની જાગીર સંભાળવાની જરૂર પડી. પોતાના પ્રાંતમાં જવાની એને ઈચ્છા હતી. પરંતુ પરમા એને જવા નહોતી દેતી. આમ એંટવર્પ વગેરે શહેરોમાં તોફાની વાતાવરણ જામ્યું હતું તેમાં સરદારોના ધાંધલે વધારો કર્યો. એ દશામાં પરમા ઓરેંજને શી રીતે જવા દે?

## જુલાઈ મહિને

જુલાઈ મહિને સઘળા સરદારોની એક સભા મળેલી હતી. ત્યાં દરેક સરદાર પોતાની સાથે લડવૈયા જુવાનોને લઇને આવ્યો હતો. શાન્તિ જાળવવી અશક્ય હતી. તલવારનો ખણખણાટ વાતાવરણ ભેદતો હતો. તેજીલાં વ્યાખ્યાનો સાથે તેજીલા ભાલાઓ પણ ચમકતા હતા. છતા એ સભામાં બે બાબતો પર વિચાર થઇ શક્યો એ નક્કી. પહેલી તો સરકાર આપણું નિવેદન મંજુર કરે તો આગળ માંગણી કરવી કે કેમ? બીજીઃ કોઇ પણ સરદારને ચળવળમાં ભાગ લેવા માટે અપરાધી નહિ ઠરાવવામાં આવે તેની સરકાર પાસેથી ખાતરી લેવી કે કેમ? વળી બે ઠરાવ સર્વાનુમતે પસાર પણ થયા. એક તો જનતા પર સરકાર અત્યાચાર ગુજારે તો તેનું રક્ષણ કરવાનો. અને બીજો ચાર ઘોડેસ્વારની અને ૪૦ પાયદળની જર્મન સિપાઇઓની ટુકડીઓ ઊભી કરવાનો. સરદારો આ સર્વ વિચાર આત્મરક્ષણ માટે કરી રહ્યા હતા. ન કરે નારાયણને કદાચ ફીલિપ એકાએક નેધરલાંડ પર આક્રમણ કરે તો સામનો કરી શકાય તેને

માટેની આ તકેદારી હતી.

પરમાની વિનંતિ પરથી ઓરેંજે ૧૮મી જુલાઇએ સરદારોના પ્રતિનિધિઓની ડફ્લ ખાતે મુલાકાત લીધી. એગ્મોન્ટ પણ એની સાથે હતો. સરદારોના પ્રતિનિધિ તરીકે બ્રેડરોડ, ક્યૂલમબર્ગ વગેરે હતા. તે વેળા શાહજાદા ઓરેંજે જણાવ્યું કે: પરમાએ તમારી સૂચના પ્રમાણે રાજા પાસે પ્રતિનિધિઓ તરીકે બે માણસો મોકલ્યા છે. જ્યાં સુધી તે વિશ્વાસઘાત ન કરે ત્યાં સુધી તમારે પણ શાન્તિ રાખવી જોઇએ. હથિયારબંધ સભાઓ પણ બંધ કરવી જ રહી. આ તો તમે પોતે જ પ્રજાને સભાઓમાં હથિયાર સમેત આવવા ખેંચી રહ્યા છો. આવી ઉશ્કેરણીભરી સભાઓ અટકાવવાને તૈયાર હો તો પરમા પણ, તમારા નિવેદનથી ઘણી જ સારી અસર થઇ છે, એમ સરકાર તરફથી કહેવાને તૈયાર છે.

## એ નહિ બને

સરદારોએ ઉત્તર આપ્યો કે: "એ બધું ખરું, પણ સરકારનાં વચનોનું શું ? એ તો આજે આપે અને કાલે તોડી નાંખે ! પરમાએ આવા પોલા વ્યવહારથી અમારા હૃદયમાં અવિશ્વાસ પેદા કર્યો છે. જુલમો તો હજુ ચાલુ જ છે. અમલદારોને સખતાઈ કમી કરવા સંબંધમાં મોકલાયલા હુકમ ટોલ્લે મૂકાયા લાગે છે. સુધારકોનાં માથાં કાપી લાવનારને ઈનામો આપવાનું જાહેર થયું છે: સુધારકો જાણે ફાડીખાઉ પ્રાણીઓ ન હોય, તેમ ! સ્પેન પણ ડોળા કકડાવી રહ્યું છે અને પશુબળથી કચડી નાખવાની ધમકી આપી રહ્યું છે. કાનૂનોની બોલબાલા બોલાય છે અને પંચાયતોને કોઇ પૂછતું નથી. લોકો હતાશ થઇ ગયા છે. સરકારની જુલ્મજહાંગીરીને પ્રતાપે લોકો ગામડાંઓ અને શહેરોની સીમા ઓળંગી ઓળંગીને મેદાનોમાં એકઠા થાય છે. તેઓ કાંઇ અમારી ઉશ્કેરણીથી ત્યાં એકત્ર થતા નથી. રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો યે તેમનો ઉદ્દેશ નથી. માત્ર

ઇશ્વરોપાસના કરવાને માટે જ તેઓ મેદાનોમાં એકઠા મળે છે."

ઘણી ઘણી સમજાવટને અંતે પણ આ વાટાઘાટ નિષ્ફળ નીવડી. અને લુઇ એ મહિનાની આખરે સરદારો તરફથી એક પત્ર લઇને પરમાના દરબારમાં હાજર થયો. તે પત્રમાં જણાવેલું કેઃ પરદેશીઓ સામે મોરચા માંડવાને અમે હંમેશા તૈયાર છીએ પરંતુ અમારા દેશવાસીઓ સામે કદિ હાથ ઉઠાવનાર નથી. પરમાની સાફદિલી માટે અમને ખાત્રી આપવામાં આવે, ગઇ ગુજરી ભૂલી જવામાં આવે, હોર્ન, એગ્મોન્ટ ને ઓરેંજની સંમતિ લઇને જ કામ કરવામાં આવે તથા પંચાયતોની બેઠક બોલાવવામાં આવે તો જ અમે સર્વ શાન્તિ માટે પ્રયત્ન કરવાનું વચન આપી શકીએ, નહિ તો નહિ."

પરમા તો આ પત્ર વાંચતાં જ ક્રોધમાં સળગી ઉઠી. એને હાડોહાડ લાગી આવ્યું. દાંત કચકચાવતાં તે બોલીઃ હું ખૂબ સમજું છું. તમારે રાજા બની બેસવું છે, તે. એ વેળા વળી બીજો બનાવ બન્યો તેથી બળતામાં ઘી હોમાયું. નેધરલાંડ ધનવાન દેશ હતો. સદીઓ થયાં લોકોએ સુંદર કારીગરીવાળાં ને રૌનકદાર સેંકડો દહેરાં બાંધ્યાં હતાં. એંટવર્પના મુખ્ય દહેરાનો મધ્ય સ્તંભ જ લગભગ ત્રણસો ફૂટ ઉંચો હતો, અને સુંદર કળાના નમૂના રૂપ હતો. તાજ-મહાલના પત્થરોની જેમ એના પત્થરોના હૃદયમાં કાવ્ય કોતરાયલાં હતાં એમ એનાં વર્ણનો વાંચતાં જણાય છે. વળી એમાં છૂપાયલા જરઝવેરાતની વાતો સાંભળતાં, આપણા સોરઠી સોમનાથ યાદ આવ્યા વિના નથી રહેતા.

## મેરીની પણ મશ્કરી!

૧૮મી ઓગસ્ટે હંમેશની જેમ એ વરસે પણ દેવી મેરીનું સરઘસ ધામધૂમભેર નીકળ્યું. ધાર્મિક જુલમોને લીધે ઉશ્કેરાયલા લોકોને ધર્મના બાહ્ય રંગરાગ પ્રત્યે માન નહોતું. એટલે મેરીના સરઘસની પાછળ તેની ઠેકડી કરવા તોફાનીઓનું જૂથ જામ્યું. તેમણે

તો બેરીને ગમે તેમ ભાંડવા માંડયું. એક જણુ બોલ્યો 'બચ્ચી મેરી, હવે તારો સમય આવી રહ્યો છે.' ત્યાં તો 'દેવી, આ તમારી છેલ્લી સવારી જ સમજી લેવી. આખું શહેર તમારી પર આફ્રિન થઈ ગયું છે હોં કે!' એવો બીજો અવાજ આવ્યો.

આ ધમાલથી સરઘસ ઉતર્યું ત્યારે પૂજારીઓ એટલા બધા ગભરાઈ ગયા કે તેમણે મેરીની મૂર્તિને હંમેશની જેમ ખુલ્લામાં નહિ રાખતાં એક નાનકડી ઓરડીમાં ગોંધી દીધી. બીજે દિવસે પણ ડહેરામાં તોફાનીઓની ઠઠ જામી. મેરીને ગોંધી રાખેલી જોઇ તેમણે મજાક કરતાં કહ્યું કે: "બચ્ચી મેરી! ડરી ગઈ? બસ, આટલી વારમાં જ ડરી ગઈ? અમારા હાથ નહિ પહોંચે તેવા ખૂણામાં પેસી ગઈ! હુશિયાર થઈ જા, દીકરી, હવે તારો સમય આવી લાગ્યો છે."

## ડહેરું કે અખાડો?

એટલામાં તો એકાએક એ ભીડને ચીરીને એક ચીંથરેહાલ માણસ પૂજારીના આસન પર ચઢી ગયો અને બાઇબલ હાથમાં લઇને ધાર્મિક પ્રવચનોની નકલ કરતાં ગમે તેમ ભરડવા બકવા લાગ્યો. કેટલાક લોકો તેને તાળીઓ પાડી પાડીને ખીલવવા લાગ્યા. કેટલાકની દાનત તેને ત્યાંથી ઘસડીને ખેંચી નાંખવાની જણાઈ. અને કેટલાકે તો જે હાથમાં આવ્યું તે લઈને તેની તરફ છુટું ફેંકવાજ માંડયું. પેલાએ તો લાતનો ઉત્તર લાતથી જ વાળી પોતાનું ભરડવાનું ચાલુ રાખ્યું. આથી એક સનાતની મલ્લને ખુબ ક્રોધ ચઢ્યો અને એણે ભાષણકારને ગળચીમાંથી પકડી નીચે પટક્યો. બંને પછી તો કુસ્તી લડવા લાગ્યા. આથી લોકો ઉશ્કેરાઇ ગયા અને પેલા મલ્લની પાછળ ફરી વળ્યા—એને પીંખી જ નાંખ્યો. થોડા સમજુ માણસે વચ્ચે પડી ન બચાવી લીધો હોત તો મલ્લનું આવી જ બન્યું હતું. મહા મુશીબતે તેઓ તેને બહાર લઇ ગયા.

દહેરામાં દંગલ!

બીજે દિવસે પણ ત્યાં એજ ધામધૂમ મચી રહી. જુલમોની આગમાં બળીઝળી રહેલાં હૃદય મેરીને ગાળો દઈ દઈને પોતાની હાય વરાળ કાઢવા લાગ્યાં. દહેરાની સામે કેટલાક વરસો થયાં એક ડોશીમા ફૂલપાંતરી વેચતાં. કેટલાક લોકો તેને ચિઢવવા લાગ્યા. 'બસ, હવે તો તમારૂં આવી જ બન્યુંઃ તું ને તારી મેરી, કોઇ હવે તો અમારા હાથમાંથી નથી બચવાનાં.' વગેરે અવાજોથી ચોમેરનું વાતાવરણ ગાજી ઉઠ્યું. પેલાં ડોશીમા તો એવાં ચિઢાઇ ગયાં કે ન પૂછો વાત. એણે તો ગાળોનો વરસાદ જ વરસાવ્યો અને ફૂલપાંતરીનો સામાન ઉઠાવી ઉઠાવી લોકોને મારવા લાગી. લોકોની ઉશ્કેરણીને હદ નહોતી. તેઓ દહેરા પર ઉલટયા અને મેરીની મૂર્તિને પેલી નાનકડી ઓરડીમાંથી ખેંચી કાઢી અને જમીન પર પટકી દીધી. ક્ષણવારમાં તો લોકોએ તેના ફૂરચેફૂરચા ઉડાવી દીધા. તેના ઉપરનું જરઝવેરાત વેરાઈ ગયું. કેટલાક લોકો પૂજારીઓ ને મૂર્તિઓનાં પવિત્ર મનાતાં કપડાં ભંડારમાંથી તાણી લાવીને પહેરી પહેરીને નાચવા લાગ્યા. કોઇએ કળાના નમૂના સમી બીજી મૂર્તિઓ પણ તોડી ફોડી નાંખી. કેટલાકોએ રાજાના માથા પર લગાવવાના પવિત્ર તેલફૂલેલ પોતાના બૂટ પર લગાવ્યાં અને એમ ખાસડદેવની પૂજા કરી. ચારે કોર કુહાડી, હથોડા વગેરેના અવાજે વાતાવરણ ગાજી ઉઠ્યું. દહેરાના સુંદરમાં સુંદર બારી બારણાઓ કડડભૂસ થવા લાગ્યાં. ભયંકર કોલાહલ મચી રહ્યો. લોકો હનુમાનના બિરાદરો ન હોય તેમ કૂદાકૂદ કરવા લાગ્યા. સદીઓ થયાં મહા પ્રયાસે સૌન્દર્યના નમૂના રૂપ બનેલું દહેરૂં તેમણે ખાખાવીખી કરી નાંખ્યું. દેવળનું બધું સૌન્દર્ય માટીમાં મળી ગયું.

રસાગાંડાઇનું મૂળ

આટઆટલું થયું પણ તે મૂર્તિઓ અને પથરો પર જ. સારૂં થયું કે કોઇ માણસનું ત્યાં લોહી ન છંટાયું. લોકો એટલા છંછેડાયેલા

હતા કે કહેવાની વાત જ નહિ. પણુ તેમનો બધો ક્રોધ જડ વસ્તુઓ પર જ ઉતર્યો હતો. કોઇએ એક પૈસાની વસ્તુયે લીધી ન હતી. જુલમોને લીધે જ તેમનામાં આવી ગુસ્સાગાંડાઇની ભરતી આવી હતી. એથીજ તેમણે ધર્મનાં બાહ્ય સ્વરૂપને પીંખી નાંખ્યું હતું. નિર્દોષોનાં બલિદાન માટે એજ જવાબદાર છે એમ લોકો સમજતા તેથી એની પરજ એમની દાઝ પહેલી ઉતરેલી.

આટલા દિવસ સુધી શાહજાદા ઓરેંજની વ્યવહારકુશળતા ને ચાતુરીને લીધેજ એંટવર્પનો જ્વાળામુખી ફાટયો ન હતો. ઉપરનો બનાવ એંટવર્પમાં બન્યો ત્યારે એ ત્યાં નહોતો. એણે ઘણીયે ના કહી હતી, છતાં પરમાએ એને રાજકાર્યમાં સહાય લેવાને બ્રસેલ્સ બોલાવ્યો હતો.

## એ પ્રમાણિકતા !

એંટવર્પનો આ ચેપ નેધરલાંડનાં બીજાં સ્થળોએ પણુ લાગ્યો અને બળવાની આગ ભભૂકી ઉઠી. દરેક જગ્યાએ મૂર્તિઓ અને મંદિરો પર રમખાણુ થયાં. પણુ લૂંટફાટ જરાયે નહોતી થઇ–કોઇના જીવનુંયે નુકસાન નહોતું થયું. ૭ સાત દિવસમાં તો નેધરલાંડનાં હજારો દહેરાં ખાખાવીખી થઇ ગયાં. એકલા ફ્લેન્ડર્સ પ્રાંતમાં જ ૪૦૦ દહેરાંનો નાશ થયો. આવાં રમખાણુ થતાં ત્યાં ત્યાં નીચી કોટિના સામાન્ય વર્ગના માણુસોજ તોડફાડનું કામ કરતા; બાકીના તો ફક્ત તમાશોજ જોતા. સોના, ચાંદી, જર ઝવેરાત કેટલુંયે અટવાતું છતાં કોઇ માણુસ એને તો હાથ સુદ્ધાં ન લગાડતો. માત્ર તેઓ ધર્મસ્થાનો પરજ પોતાની દાઝ ઠાલવતા. એમને તો મૂર્તિઓજ ભાંગવી હતી. એવામાં એવું બન્યું કે કોઇએ ચાર પાંચ રૂપિયાની કિંમતની નજીવી ચીજ ચોરેલી. તે પકડાઇ ગયો. લોકોએ તરતજ તેને ફાંસીને માંચડે લટકાવી દીધો ! તેમનો આ બળવો દહેરામાંનો ધનમાલ લૂંટવા માટે ન હતો: માત્ર જુલમો પ્રત્યે વિરોધ દર્શાવવા ખાતર ધર્મ

સ્થાનોને તોડવાનો આ વિપ્લવ ભભૂકી ઉઠયો હતો.

પ્રજા જુલમોથી કંટાળી ને કાંઈ ન ચાલ્યું ત્યારે તેણે ક્રાંતિનો માર્ગ લીધો. આ રમખાણો બળવાનાં પગરણ રૂપ હતાં. રાજાએ એને વિષે સાંભળ્યું ત્યારે તેને તો કાંઇ કાંઈ થઇ ગયું. 'આ ધાંધલનો નતીજો ભોગવ્યા વિના છૂટકોજ નથી. હું કસમ ખાઇને કહું છું કે લોકોને આનાં ખૂરાં ફળ ચાખવાં પડશે.' આમ બોલતાં એણે પોતાની દાઢીયે પીંખી. શું કરે બિચારો ? તેની પાસે અત્યારે દાઢી સિવાય ક્રોધ ઠાલવવાનું બીજું સાધને શું હતું ?

## લોકો જીત્યા ?

ઠકરાણી પરમા પણ ક્યાંક બ્રસેલ્સની રાજધાનીમાં તોફાન સળગી ઉઠે એ ભયે ત્યાંથી નાસી છૂટવાની વેતરણમાં હતી. ઓરેંજ, હોર્ન, એગ્મોન્ટ વગેરે સરદારોએ મહા પરાણે તેને રોકી. અત્યારે પરમા રાજ્યધાનીમાંથી ભાગી જાય તો લોકો પર ભારે ખરાબ અસર થાય એ દેખીતું હતું.

પ્રજાને શાંત કરવાને ઠકરાણીએ ભયના માર્યા ૨૫ મી ઓગસ્ટે જાહેરનામું બહાર પાડ્યું. "ઇન્કિવઝિશન નાબૂદ થશે, ગઇ ગુજરી ભૂલી જવામાં આવશે અને કોઈને પણ તે માટે સજા કરવામાં આવશે નહિ; તેમજ સુધારકો જ્યાં જ્યાં પ્રભુભક્તિ કરતાં હશે ત્યાં ત્યાં તેઓ કરી શકશે." પ્રજાના હર્ષનો પાર રહ્યો નહિ. આખા દેશમાં ઘડી ભર તો આનંદની હેલી વરસી. લોકો સમજ્યા કે: આપણી જીત થઇ.



## ભડકા ઉઠ્યા

### મોતના પંજામાં

દેશમાં થયેલાં રમખાણોથી ઓરેંજ, એગ્મોન્ટ અને હોર્નને ભારે દુઃખ થયું. આ સઘળા સરદારો દેશનું વાતાવરણ શાન્ત કરવાને ખુબ પ્રયત્ન કરી રહ્યા હતા. એ સંબંધે રાજા સાથે ચર્ચા કરવા ગયેલા મોન્ટની ને બર્ધન સ્પેનથી હજુ પાછા ફર્યા નહોતા. એમને ભૂલાવામાં નાંખવા ફીલિપે લુચ્ચાઇ વાપરી હતી. હૈયાનું હોઠે નહિ આવવા દેતાં એણે એ સરદારોનું રીતસર સ્વાગત કર્યું હતું. પેલા બિચારાઓને એની મથલાળની ખબર નહતી. રાજા એટલો લુચ્ચો હતો કે આ બેને માટે એણે ભયંકર પ્રપંચજાળ પાથરી હતી. તેઓ મૃત્યુને માર્ગે વળી રહ્યા હતા. તેમના નસીબમાં નેધરલાંડના ફરી દર્શન કરવાનું યે નહોતું લખાયું.

### પરમાનો પ્રપંચ

એટલામાં ઠકરાણી પરમાએ એક કેવળ જૂઠો કાગળ લખીને રાજાને જણાવ્યું કેઃ અહિંના સરદારોએ મને કેદ કરીને સુધારકોને છૂટછાટ આપનારું જાહેરનામું મારી પાસે પરાણે પ્રગટ કરાવ્યું છે. હોર્ન તો સઘળા મહંતો અને પૂજારીઓનું કાસળ કાઢવાને તૈયાર થઇ ગયો હતો. અને ઓરેંજે તો એટલે સુધી હામ બીડી હતી કે ડચેસ ચાલી જશે તો પંચાયતોની બેઠકો બોલાવીને હું કામ કરીશ. એગ્મોન્ટ તો એ બધાથી ય ચઢી જાય એમ છે. એણે તો ૬૦ હજારની ફોજથી મને ઘેરી લેવાની ધમકી દીધી હતી. આમ તદ્દન

લાચાર થઇ જઇને મારી ઇચ્છા વિરુદ્ધ જાહેરનામું બહાર પાડવાનું પાપ કર્યું છે. આશા છે કે મહારાજ મને તે માટે ક્ષમા કરશે અને નાણાં અને લશ્કરી મદદ મોકલી આપશે. વળી જાતે નેધરલાંડમાં પધારી એ બદમાશો પાસેથી બદલો લેશે. મદદ મળવામાં વિલંબ થશે તો મારા જાન પર આવી લાગશે અને નેધરલાંડ માટે પણ હાથ ધોઇ નાંખવા પડશે.

## બાંયો ચઢાવી

આ તદ્દન જૂઠો કાગળ હતો. વાત બધી બનાવટી હતી. રાજા એ વાંચતાં જ બળ્યો ઝળ્યો થઇ રહ્યો. એની હિંસક વૃત્તિ ઉશ્કેરાઈ ઉઠી. પરમાના જાહેરનામા પર તો સહી સીક્કો તો કરવાં જ પડયા, અને એ સંદેશો નેધરલાંડ પાઠવી દીધો. પણ હૃદયમાં એ દેશની પ્રજાને ભયાનકમાં ભયાનક સજા કરવાની એણે પ્રતિજ્ઞા લીધી. એ પ્રતિજ્ઞા પાર પાડવાને તેણે તે જમાનાના પ્રચંડ મહારથી એલવાના ઠાકોરને નેધરલાંડ પર ચઢાઇ લઇ જવાને લશ્કર તૈયાર કરવાની આજ્ઞા આપી.

ઓરેંજ, એગ્મોન્ટ ને હોર્ન રાજાનું નવું ફરમાન આવ્યા પછી પોતપોતાના પ્રાંતોમાં શાન્તિ ને વ્યવસ્થા જાળવવાને ચાલ્યા ગયા હતા. આ પછી એગ્મોન્ટમાં વિલક્ષણ પરિવર્તન થઇ ગયું. તે કટ્ટો સનાતની હતો. લોકો મૂર્તિઓ તોડે તેથી તેના હૃદય પર સખ્ત આઘાત થતો હતો. તે તો ક્રોધથી બળ્યો ઝળ્યો પોતાના પ્રાંતમાં પહોંચ્યો કે તરત જ તેણે સુધારકોને પકડી જકડીને ફાંસીને માંચડે લટકાવવા માંડયા. આથી લોકોમાં હાહાકાર વ્યાપી ગયો, અને કેટલાં ય ખાનદાન કુટુંબો ફલેન્ડર્સ છોડી છોડીને ભાગવા લાગ્યાં.

## એગ્મોન્ટ અવળો પડ્યો

એગ્મોન્ટમાં નેતાને છાજે એવી દઢતા નહોતી. પરદેશીઓ પોતાના દેશના શાસનમાં ડખલ કરે એ એને ડંખતું ખરું. તેનું

ઉંચું કુલાભિમાન પરદેશીઓની ડખલગીરી સહી શકતું નહિ. લોકો એની વીરતા પર આફરીન હતા. એમ જ સમજતા કે એગ્મોન્ટ પ્રજાપક્ષે રહી પ્રજાનો નેતા બનશે. અને ફ્લેન્ડર્સ પ્રાંતમાં તો સભાઓમા ૬૦-૬૦ હજારની પ્રચંડ માનવમેદની મળતી અને તે ય હથિયારબંધ. એગ્મોન્ટે એમનું નેતૃત્વ સ્વીકાર્યું હોત તો એક મહાન ફોજ ઉભી કરીને એણે ફીલિપને નાકે દમ આણ્યો હોત. રાજાને કુંડીબંધ કાગળો લખવાનો અવકાશે ન રહેત.

પરંતુ લોકપક્ષે ન રહેતાં જ્યારે તેણે પરમાની આજ્ઞા વિના લોકોનાં માથાં ઉડાવી નાંખવા માંડયાં ત્યારે પ્રજા તો આશ્ચર્યચકિત જ બની રહી. એના વિષે સૌ નિરાશ થઈ ગયાં.

## પરમાની ચાલબાજી

ઓરેંજ અને હોર્ન પોતપોતાના પ્રાંતમાં છૂટછાટવાળા નવા જાહેરનામા પ્રમાણે કારોબાર ચલાવવાનો પ્રયત્ન કરતા હતા. પણ સ્પેનમાંથી નાણાંની અને લશ્કરી મદદ આવતાં જ પરમાના રંગ ઢંગ બદલાઇ ગયા. હોર્નના કાર્યમાં એ મુશ્કેલીઓ ઉભી કરવા લાગી. ખરૂં જોતાં રાજાની કે ઠકરાણીની કોઇની ઇચ્છા કારોબારમાં છૂટછાટ મૂકવાની નહોતી. છૂટછાટ આપવાના ગોળા માત્ર નવા જુલમોની તૈયારીને સારૂજ ગબડાવવામાં આવ્યા હતા. થોડી ફોજ આવતાં જ ટૂર્ને શહેરના લોકો પાસેથી હથિયાર છીનવી લેવાયાં.

ઓરેંજ, એગ્મોન્ટ થતા હોર્નને ઠકરાણી પત્રો લખી લખીને પંપાળ્યા કરતી હતી. તે જણાવતી કેઃ મારો ને મહારાજ ફીલિપનો તમારા પર ખૂબ વિશ્વાસ છે. તમારી રાજભક્તિ માટે તમને ધન્યવાદ ઘટે છે.

## દુર્ભાગ્યઃ કોનું ?

બીજી બાજુ તે ફીલિપને ભંભેરતી કેઃ ઓરેંજ, હોર્ન ને એગ્મોન્ટ

આપનું રાજ્ય છીનવી લેવાના પ્રયત્નો કરી રહ્યા છે. બધા સનાતન ધર્મીઓનું દેશમાંથી કાસળ કાઢવા માગે છે. ભયની મારી હું જાહેર રીતે એમના પ્રત્યે અવિશ્વાસ નથી બતાવી શકતી. એગ્મોન્ટને લશ્કરનો સેનાપતિ રાખવો જ પડે છે પણ એની નીચેના એકેએક સૈનિકને સરકારે શત્રુ જ માનવો રહ્યો.

એગ્મોન્ટ પોતાના પ્રાંતમાં સનાતન ધર્મની વેદિ પર લોકોને હોમ્યો જતો હતો. પ્રજામાં હાહાકાર પ્રવર્તી ગયો હતો. પરંતુ ઠકરાણી એને સનાતન ધર્મનો કટ્ટો શત્રુ, અને સનાતનીઓની કત્લેઆમનાં કાવતરાં રચનારો જણાવી ફીલિપને હાથે એની ઘોર ખોદાવી રહી હતી. એનું નામ દુર્ભાગ્ય. પણ એને કોનું દુર્ભાગ્ય ગણવું ? એગ્મોન્ટનું ? ફીલિપનું ? પરમાનું ? સનાતન ધર્મનું ? કે ઇતિહાસનું ?

## ઓરેંજની અક્કલમંદી

ફીલિપ અને ઠકરાણીએ સાફદિલીથી છૂટછાટ આપી છે એમ જ બિચારો હોર્ન પણ સમજતો. તેથી તે થયેલી સમજૂતિ પ્રમાણે કારભાર ચલાવવાનો પ્રયત્ન કરતો. પણ ઠકરાણી એની બાબતમાં ગમે તેમ સમજાવી એનો વીમો ઉતારવાની જ વેતરણમાં હતી. ઓરેંજ પોતાની સ્થિતિ બરોબર સમજતો અને સરકારની ચાલબાજીનું યે એને યથાર્થ ભાન હતું. રાજા કે ઠકરાણીની મધલાળમાં એ લપટાય એમ નહોતું.

પોતાના દેશના ઉકળેલા વાતાવરણને શાન્ત કરવામાં એ કશું બાકી ન રાખતો. દેશના વ્યાપારી મથક એંટવર્પમાં નવી છૂટછાટ પ્રમાણે શાન્તિ સરજવાને એણે પ્રયત્ન કરવા માંડયા. કેટલાક લોકોને રમખાણ મચાવવાના આરોપસર ફાંસી મળી એનો પણ એણે વિરોધ ન કર્યો. પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં કેટલીયે વાર હાથમાં તલવાર લઇને બળવાખોરોની ભીડમાં એ એકલો ઘુસી જતો અને

ક્ષણભરમાં સૌને વિખેરી નાંખતો. એના પ્રાંતમાં પણ બખેડા જાગ્યે જતા હતા. એની હાજરીની ત્યાં ખૂબ જરૂર હતી. પણ એ એંટવર્પમાંથી ચાલ્યો જાય તો સનાતની ધર્મગુરૂઓની જીંદગી જોખમમાં આવી પડે એવું ત્યાંના અમલદારોનું માનવું હતું. વળી વ્યાપારીઓ પણ ચાલ્યા જાય એવો ડર હતો.

શાન્તિમય વાતાવરણ ઉભું કરવાને થતા પ્રયત્નોમાં ઓરેંજ સરકારને સાથ તો આપતો પણ સરકાર પોતાને માટે શું ધારે છે એ ય સમજતો. લોકહૃદય પણ તે સારી રીતે વાંચી શકતો, તેમ ઠકરાણી અને રાજાના હૃદયમાં ઉપલકિયા સદ્‌ભાવની નીચે હળાહળ વિષ ભરેલું છે એની એને જાણ હતી. થોડા જ વખતમાં પરદેશી ફોજો દેશ પર કીડીઓની જેમ ઉભરાશે એવી તેને ખાતરી હતી. વળી રાજાએ તેને અને કેટલાક બીજા સરદારોને જમલોક પહોંચાડવાનું પણ લીધું છે. તેનું પણ એને ભાન હતું.

## મદદ કરશો?

આવી સારી ખોટી શંકા કુશંકા જોતાં દેશના ઉદ્ધારનો માર્ગ શોધી કાઢવાનો સમય આવી ગયો હતો. જબ્બરા જુલમનો શિકાર બનવાનું અને દેશવટો ભોગવવાનું ઓરેંજના નસીબે લખાયલું હતું. ભાવિ અંધકારની ઝાંખી કરનાર શાહજાદાએ વિચારી લીધું કે મારે તો હવે પ્રજાપક્ષે જ રહેવું ઘટે. દેશભક્તને માટે બીજો માર્ગ પણ શો હોઇ શકે? અત્યાર સુધી તે કેવળ રાજભક્ત હતો. પ્રજા પર અયોગ્ય જુલમો ન થાય તેટલું જ માત્ર ઇચ્છતો—તેવા અત્યાચારો સામે તેનો વિરોધ હતો. પરંતુ હવે એ સમજ્યો કે પરદેશીઓના રાજ્યમાં દેશભક્ત ને રાજભક્ત—બંને નથી બની શકાતું. ત્યારથી જ તેના હૃદયમાં વિદ્રોહની ચીણગારી ચમકી. પરદેશીઓના જુલમમાંથી દેશને બચાવવાના કાર્યને બળવો કહેવામાં આવે તો જરૂર આજથી તે બળવાવાદી બની ગયો. તેણે એગ્મોન્ટને એક સંદેશ

મોકલી જણાવ્યું કે: આ લડત કંઇ સુધારક ને સનાતની વચ્ચેની નથી. આ તો પરદેશ સાથેનું યુદ્ધ છે. પરદેશી સૈનિકોની બેયોનેટની અણીએ ફીલિપ સુધારક કે સનાતની—બંનેયને પીડવાનો. એ સિતમ મારાથી સહન નહિ થાય. તે જોવાને દેશમાં હું રહી શકું તેમ નથી. પરંતુ એક વાત છે: તમે ને હોર્ન મને દેશરક્ષણના કાર્યમાં મદદ કરો તો હું ઝંપલાવું.

## દગાબાજીનો પત્ર

આનો એગ્મોન્ટે કાંઇ જવાબ ન વાળ્યો. ઓરેંજ જ્યારે હોલાંડ તરફ ચાલ્યો ગયો ત્યારે રસ્તામાં એગ્મોન્ટ, હુગસ્ટ્રેટન અને કાઉંટ લુઈ તેને આવી મળ્યા. અને બે ત્રણ કલાક સુધી તેમની વચ્ચે વાટાઘાટ ચાલી. એલવાના ઠાકોરનો પરમા ઉપર તો ગુપ્ત પત્ર તેમના હાથમાં આવી ગયો હતો. એ પત્રમાં તેણે લખેલું કે: "ઓરેંજ, એગ્મોન્ટ ને હોર્ન પર ઉપલક્રિયા પ્રેમ બતાવવો. કામ પત્યા પછી તક મળતાં ત્રણેના પ્રાણ લેવાનો રાજાએ મનસૂબો કર્યો છે. તમે એમની સાથે સ્પેનમાં મોન્ટની ને બર્ધન સાથે જેવો વ્યવહાર રાખવામાં આવે છે તેવોજ વ્યવહાર રાખો. એ બંને એવા મધજાળમાં જકડાયા છે કે તેઓ નેધરલાંડનાં દર્શન જ કરવાના નથી."

આ પત્ર સંબંધમાં પણ તેમણે માંહોમાંહે ચર્ચા કરી. પરંતુ એલવાના ઠાકોરનો આ પત્ર હશે એવી દુર્ભાગ્યયોગે તેમને કોઈને ખાતરી ન થઇ. આ કાંઇક પ્રપંચજાળ હશે એમ તેમને લાગ્યું. વળી દેશનું રક્ષણ કેવી રીતે થઇ શકે તે સંબંધમાં પણ વાતચીત ચાલી. જર્મનીમાં એક લશ્કર ઊભું કરવું એવો લુઇએ અભિપ્રાય આપ્યો. પરંતુ એગ્મોન્ટને માથે મોત પોકારી રહ્યું હતું. 'ફીલિપ જેવા સહૃદયી રાજા પર સંદેહ કરવો ઠીક નથી. એણે જનતા પર અન્યાયજ ક્યારે કર્યો છે? જેને ડર લાગતો હોય તે ભલે દેશ છોડીને ચાલ્યા જાય,' એમ તેણે જણાવ્યું.

## સરદારો સ્વાર્થમાં

આમ સરદારો એકઠા તો મળ્યા પણ કોઈ જાતના નિશ્ચય પર ન આવી શકયા. અને ઘોડા પર સવાર થઇને સૌ સૌને રસ્તે પડયા. ત્યારથી એ સરદારો ભિન્ન ભિન્ન માર્ગી થઈ ગયા. એગ્મોન્ટના હૃદયમાં રાજભક્તિનું એવું ભૂત ભરાયું હતું કે છેવટે તે તેને મૃત્યુને માર્ગે જ લઇ ગયું. તેની સહાય વગર સ્પેનના હુમલાનો સામનો કરવાનું અશકય હતું. હોર્ન તો આ બધી જંજાળમાંથી મુક્ત થવા માંગતો હતો. આમ દેશરક્ષણની સઘળી ફરજ ઓરેંજ પર આવી પડી. સરદારોનો સંઘ પણ ખાખાવીખી થઇ ગયો હતો. એણે હો હા કરી સ્વાર્થ સાધી લીધો હતો—થોડી ઘણી છૂટછાટો મેળવી હતી. અને છૂટછાટ મળતાંજ તેમને તેમનું કામ સમાપ્ત થયું લાગતું. જેઓ પ્રજાને સ્વાતંત્ર્ય અપાવવાને તૈયાર થયા હતા તેઓ અણીને વખતે સરકાર સાથે સમજૂતિ કરીને કોરે બેસી ગયા હતા, અને પોતપોતાની જાગીરોમાં સુધારકોનાં લોહી પીતા હતા—તેમને કપરી સજાઓ કરતા હતા. વળી કયુલમ્બર્ગની જેમ કેટલાકોએ દહેરાં તોડવા અને મૂર્તિખંડન કરવું એનેજ ધ્યેય માન્યું હતું. આમ સનાતનીઓનું અપમાન કરવામાં જ તેઓ કાર્યની ઇતિશ્રી માનતા. સૌ કોઈ ધ્યેય ભૂલી બેઠું હતું.

## ખરે વખતે ખસ્યા

ઓરેંજથી આ વસ્તુ કેમ સહી જાય ? એક પક્ષ બીજા પર જુલમ કરે તે એ ન સાંખી શકતો કેમકે એથી દેશમાં કડવાશ, અશ્રદ્ધા ને ફાટફૂટનાં બીજ વવાતાં હતાં. સંઘના કેટલાય સરદારો દેશને કાજે મરી ફીટે એવા હતા. નસાઉનો લુઇ, સેંટનો માર્નિક્સ, એલ્ડગોન્ડે અને બર્નાર્ડ ડેમેરોડનાં નામ દેશના ઇતિહાસમાં સુવર્ણાંકિત થયેલાં છે. પરંતુ મોટા ભાગના કેટલાય સરદારો ઉતાવળિયા ને અવિચારી હતા; અને શાહજાદા ઓરેંજના કાબૂમાં નહોતા. લુઈ

તો વળી કહેતોઃ ફીલિપને ફોજ લઈને આવવા તો દો ? જરા રીંછ બીંછનો નાચ તો થવા દો. પછી જોયું જશે. બ્રેડરોડે લીધેલો રસ્તો બરોબર ન હતો. ઠરેલપણા વગર એ બધું કામ બગાડતો. અને નાહક લોકોના જાન જોખમાવતો હતો.

આવી પરિસ્થિતિમાં ઓરેંજ શું કરે ? એનું કોઈ ત્યાં સાંભળનાર નહોતું. જે સરદારો પહેલાં જર્મનીમાં મોટું સૈન્ય ઉભું કરવાની લાંબી ચોડી વાતો કરતા હતા તેઓ ખરે સમયે જ ખસી ગયા હતા.

## ઓરેંજ અને એગ્મોન્ટ

ઓરેંજને એગ્મોન્ટ પર ખૂબ શ્રદ્ધા હતી. તેની વીરતા પર લોકો એટલા મુગ્ધ હતા કે તે ઇચ્છે ત્યારે દેશમાં જબરદસ્ત લશ્કર ભેગું કરી એક સપાટે દેશ પર પોતાનો અધિકાર જમાવી શકે એમ હતું. પ્રજાની તેના પર અજબ શ્રદ્ધા હતી. આ અણુમૂલ અવસરે ઓરેંજ અને એગ્મોન્ટ એકબીજાને પડખે હોત તો દેશમાં નિર્દોષોનાં રક્ત ના રેડાત અને દેશ ગુલામીની જંજીરો તોડી ફોડી સ્વતંત્ર બની ગયો હોત. પણ સ્વાતંત્ર્યનો માર્ગ તો કાંટાળો છે. બદ્રિકા-શ્રમ પહોંચતાં પહેલાં સંકટ અને દુઃખથી ભરેલો વિકટ માર્ગ પસાર કરવો જ પડે છે.

ઓરેંજ સરકારની હિલચાલની ગુપ્તમાં ગુપ્ત ખબરો મેળવતો. રાજા અગત્યના કાગળપત્રો ગુપ્ત સ્થાનમાં મૂકી તેની ચાવી યે પોતાના ખિસ્સામાં રાખી સુતો હતો. પરંતુ રાત્રિને સમયે એ ચાવી એના ખિસ્સામાથી બીજાના હાથમાં જઇ પડતી અને છૂપે સ્થળે રાખેલા અગત્યના કાગળપત્રોની નકલો થઇને ઓરેંજને પહોંચી જતી. આવા ઠગ રાજા સાથે તેણે એવો વ્યવહાર ન રાખ્યો હોત તો તેને પણ એગ્મોન્ટ હોર્નની જેમ જીંદગીથી હાથ ધોઈ નાંખવા પડત. અને એણે કાર્ય—દેશના ઉદ્ધારનું કાર્ય ન ઉઠાવ્યું હોત તો દેશ આનાજ

બની જાત; કોણ જાણે કેટલી ય સદીઓ સુધી ગુલામી સેવવી પડત.

## છૂટા છેડા

રાજભક્તિની ખોટી ધૂનમાં એગ્મોન્ટ ન ભેરવાયો હોત અને હોર્ને રાજા પર વિશ્વાસ નહિ રાખતાં ઓરેંજનું કહ્યું માન્યું હોત તો તેમને પ્રાણ ખોવાનું ન આવત. સાથીઓથી છૂટા પડી જવાથી ઓરેંજે પોતાના હોદ્દાઓનું રાજીનામું આપી દીધું. જે જુલમનો એ વિરોધ કરતો તેમાં એ સાથી તરીકે કેમ રહી શકે ?

સરકારી હોદ્દાઓનું રાજીનામું આપી દેવાની ઇચ્છા તો તેની બહુ પહેલાંની હતી; પરંતુ હવે તો સરકાર સાથે બીલકુલ સંબંધ ન રાખવાનો એણે નિશ્ચય કરી લીધો. રાજાની હિલચાલ તરફ તે બારીકીથી નજર રાખવા લાગ્યો. અને વર્ષના અંતમાં દેશની પરિસ્થિતિ ઉપરના પોતાના વિચાર પણ તેણે છપાવીને લોકોમાં વહેંચાવ્યા.

## ફોજોની ફેરફેરા

સને ૧૫૬૬નું વર્ષ દેશની શાંતિનું છેલ્લું વરસ હતું. શરૂમાં સરકારની જેટલી નબળાઇ જણાઈ હતી તેટલી જ કઠણાઈ હવે પ્રજાની બેઠી હતી. સરદારોનો સંઘ છિન્નભિન્ન થઇ ચૂક્યો હતો. પ્રજાકીય હિલચાલ બિલકુલ ઠંડી પડી ગઈ હતી. ટૂર્ને શહેરે તો સરકારની નવી ફોજનો સ્વીકાર કરી લીધો હતો અને લોકો સૈનિકો ત્યાં રહે તે છતાં ચુપચાપ હતા. કોઇથી ચૂં કે ચાં સરખું ન થયું. દરેક નગરમાં સરકારી ફોજ રાખવી જ જોઇએ એવી ફરજ એગ્મોન્ટ પાડી રહ્યો હતો. ફ્લેન્ડર્સ અને આર્ટોયઝ પ્રાંતોનાં દરેકે દરેક શહેરમાં સરકારી લશ્કર જમા થઈ ગયું હતું. ઠકરાણી પરમાની છાતી તો આ જોઇ વેંત વેંત ફૂલાતી હતી.

ફ્રાન્સની સીમાડા પર આવેલા હેનાલ્ટ પ્રાંતમાં રાજા વેલેંશિયનનું વસાવેલું વેલેંશાસ નામનું એક શહેર હતું, નાસી છૂટેલા અપરાધી-

ઓનું એ મુખ્ય મથક. ત્યાં તેઓ આશ્રય લઇ શકતા. પરાપૂર્વથી ચાલી આવેલા રિવાજ મુજબ સરકાર એ શહેરની છેડતી ન કરતી. અને એ શહેર સનાતન ધર્મની વિરૂદ્ધ કૃત્ય આદરનારાઓનો અખાડો થઈ પડયું હતું. લુંટારા અને બીજા ભયાનક ગુન્હાવાળા સજામાંથી મુક્ત થઇ જાય એ સરકાર સાંખી શકતી પરંતુ ધર્મનો વિરોધ કરનારાઓ અહિં રહી જાન બચાવે એ એને અસહ્ય થઇ પડયું. એટલે સુધારકોની ખબર લઇ નાંખવાને ત્યાં પણ લશ્કર મોકલવામાં આવ્યું. પરંતુ સદીઓથી સ્વતંત્રતા ભોગવનાર શહેરના મસ્ત લોકોને એથી પોતાના અધિકાર પર તરાપ પડતી લાગી અને તેમણે પોતાના શહેરમાં પરદેશી લશ્કર રાખવાને સાફ ના સંભળાવી દીધી.

## ઘેરો ઘાલ્યો

'વેલેંશીઆસ શહેર બળવાખોર બની ગયું છે. ત્યાના લોકો દહેરામાં ઘૂસી જઇને નવા ધર્મોનો પ્રચાર કરે છે. સરકારી લશ્કર પણ શહેરમાં રાખવા દેવાની તેમણે સાફ ના પાડી છે.' સરકારનું આવું જાહેરનામું પ્રગટ થતાં જ રાજ્યની ફોજે શહેરને ઘેરો ઘાલ્યો અને તેનો બહારનો વ્યવહાર બંધ કર્યો.

સરકારી લશ્કરનો વડો નોયર કારમમ્સ કરીને હતો. સરદારોના સંઘે નાગરિકોને મદદ કરવા વચન આપ્યું. ઓરેંજે પણ પોતાના ખરા હક માટે લડવામાં ઉત્સાહ આપ્યો. બ્રેડરોડે પણ જ્યાં ત્યાં ફરી ઉધમાત મચાવવો શરૂ કર્યો હતો. પરતુ શહેરીઓ તો પોતાના જ બળ અને ઉત્સાહ પર નિર્ભર હતા. લોકો ખૂબ વીરતાથી યુદ્ધની તૈયારીઓ કરી રહ્યા હતા. આસપાસના ધર્મગુરૂઓને લૂંટી લૂંટીને લડાઇનો સરંજામ એકઠો કરવામાં આવ્યો. શહેરમાંથી નાસી છૂટેલો એક નાગરિક સરકાર તરફથી સંધિનો સંદેશ લઇને આવ્યો પણ તેને લોકોએ એવો બનાવ્યા કે ન પૂછો વાત. એને બિચારાને ભાગી જવું પડયું. શહેરની વચ્ચે શેલ્ડ નદી વહેતી. તોડેલી મૂર્તિઓના

પત્થરોનો એક પૂલ તેના પર બાંધેલો. લોકો તિરસ્કારમાં તેને 'મૂર્તિ-ઓનો પૂલ' કહેતા. શહેરનું વાતાવરણ જોરદાર ભાષણોથી જુસ્સાવાળું બન્યું હતું. જનતાની રગેરગમાં વીરરસની વિજળી ધમધમતી હતી. આજુબાજુ ઉત્પાતો થઈ આખો દેશ સળગી ઉઠશે એવી શહેરીઓને આશા હતી. પરંતુ એમની એ આશા ફળીભૂત ન થઇ.

શહેરથી કેટલેક દૂર લેનોય નજીક એક લુહારની સરદારી નીચે વેલેંશિસના શહેરીઓને મદદ કરવાને બે ત્રણ હજાર સુધારકો કુહાડી દંડુકા, બંદુક જે હાથમાં આવ્યું તે લઇને એકઠા મળ્યા હતા. આ અસંગઠિત માનવ મેદનીમાં ખેડુતો, વિદ્યાર્થીઓ અને ફોજમાંથી બરતરફ થયેલા સિપાઇઓ વગેરે લોકો હતા. એક બાજુ એ અને બીજી બાજુ વૉટરોલોટસમાં બારસો સુધારકોનું ઝુંડ લોકોને મદદ કરવાને એકત્ર થયું હતું. ઘણા લોકો હજુ મદદે આવશે એવી આશાઓ હતી. કેટલાક શેખીખોરો તો હમણાં ત્રીસ હજાર માણસનું લશ્કર સરકારી ફોજનો સામનો કરવાને મેદાનમાં ખડું થવાનું છે એવી બડાઇઓ હાંકતા.

## 'સાત પીનકી!'

સરદાર નોયરકારમસ એટલો ધીરેથી કામ કરતો કે શહેરીઓએ એનું અને એના સરદારોનું નામ મજાકમાં 'સાત પીનકી' રાખ્યું હતું. પરંતુ સને ૧૫૬૭ના જાન્યુઆરી માસમાં 'સાત પીનકી' એ એકાએક પોતાના લશ્કરના બે વિભાગ પાડી લેનોય ને વૉટરો-લોટસ પર છાપો માર્યો. આથી સુધારકોનું લશ્કર હથિયાર જ્યાં હતાં ત્યાં મૂકી મૂકીને જ ભાગવા માંડયું. પછી સરકારી ફોજે નાસતા સુધારકોને ખેતરોમાંથી, દહેરાંમાંથી જ્યાં મળ્યા ત્યાંથી વીણી વીણીને માર્યા. એક કલાકમાં તો ૨૬૦૦ માણસોની ત્યાં ઘોર ખોદાઇ. દેશના સ્વાતંત્ર્ય કાજે ઝૂઝનારાઓના પહેલી લડાઇમાં જ આમ ભૂરા હાલ થયા. દેશભકતોનાં હૃદય નિરાશાની હાયમાં બેસી

ગયાં. સરકાર પક્ષનાને તો ગલગલિયાં થવા લાગ્યાં. અરે, એયરશોટના ઠાકોરે ને કાઉંટ મેધમાએ તો વિજયની ખુશાલીમાં પાર્ટીઓ આપી. વેલેંશિસના શહેરીઓએ જ્યારે પોતાની મદદે આવનારના આવા બૂરા હાલ થયેલા સાંભળ્યા ત્યારે તેમના ચહેરા પણ ફીક્કા પડી ગયા. છતાં નાગરિકો હામ ન હાર્યાં અને સાહસભેર કિલ્લાનું રક્ષણ કરવાને તૈયાર થઈ ગયા, ને હથિયાર સજવા લાગ્યાં. જે મજૂરો અને કારીગરોએ રણભૂમિનું નામ પણ સાંભળ્યું નહોતું તેમણે શહેરના રક્ષણ ખાતર વીરભદ્રનું રૂપ ધાર્યું.

## સ્ત્રીઓનાં લીલામ !

હવે સરદાર નોયરકારમમ્સ શહેર તરફ આગળ વધવા લાગ્યો. કૂચમાં વચ્ચે આવતાં ગામડાંઓનો સર્વનાશ કરતો તે ચાલ્યો. એને ડર હતો કે વખતે એ ગામડાંવાસીઓ શહેરીઓને મદદ કરે. બિચારા ગામડીઆઓને લૂંટી લેવામાં આવ્યા. ઠંડીથી સમસમતા દિવસોમાં બિચારાં ગરીબ બાળકો પરનાં ચીંથરાં પણ ઉતારી લેવાયાં. બાળકો કંપવા લાગ્યાં. સ્ત્રીઓને ને કુમારિકાઓને ભરબજારે લીલામ કરવામાં આવી ! બીમાર અને ઘાયલોને ધારે ધારે બાળીને–રીબાવી રીબાવીને સૈનિકોએ પોતાનું મનરંજન કર્યું. આ બધા અત્યાચાર ખુદાના અને ધર્મના નામ પર થઇ રહ્યા હતા.

લોકોને આ બધું સહેવું પડતું. એનું કારણ માત્ર એક જ હતું. રોમના ધર્મગુરૂને નહિ માનતાં પોતાના રિવાજ મુજબ તેઓ ઇશ્વરોપાસના કરતા તેજ. તે વખતે નીકળતી પત્રિકાઓમાં પણ કાંઇ દમ નહોતો. એવી ઉટંગ લાખ્ખો પત્રિકાઓ જનતામાં વહેંચાતી હતી. વળી બ્રેડરોડ તરફથી પ્રગટ થતી સરકારની હાંસી કરતી પત્રિકાઓનો લોકોમાં ખૂબ ઉપાડ હતો. પત્રિકાઓની અસર પણ જનતા પર ભારે થતી. બ્રેડરોડની પાછળ છૂપી પોલિસનાં માણસો હંમેશા ભટક્યા જ કરતાં પરંતુ તેને પકડવાની સરકારની હિમ્મત નહોતી.

તેણે ખૂબ તૈયારીઓ કરી છે એમ સરકાર માનતી હતી. ઠકરાણી પરમાએ તો બ્રેડરોડને શાંત કરવાના કાર્યમાં સહાય કરવા શાહજાદા ઓરેંજને વિનવ્યું પરંતુ તેણે આ વખતે કંઇજ કોઠું ન આપ્યું. હવે તો એને સરકાર પ્રતિ ખૂબ તિરસ્કાર ઉપજ્યો હતો. એંટવર્પમાં શાન્તિ સ્થાપવાને એણે બનતું કર્યું હતું. ત્યાંથી અવકાશ મળતાં તે હોલાંડ, ઝીલાંડ ને યૂટ્રેક્ટમાં શાન્તિ સ્થાપવા ચાલ્યો ગયો હતો. તે પ્રાંતોનાં નગરોમાં પણ એણે લોકો સાથે એંટવર્પની જેમ સમજૂતિ કરાવી લીધી. એથી સુધારકોને જે સ્થાન પર તેઓ પ્રાર્થના કરતા ત્યાં કરવાની પરવાનગી સિવાય વધારે કંઇ મળ્યું નહોતું. સનાતનીઓએ કાંઇ ગુમાવ્યું નહોતું. એમની જાગીરો અને મઠો જેમનાં તેમ રહ્યાં હતાં.

## છચોક વિરોધ

ઠકરાણી પરમા જરૂર પડયે શાન્તિ સ્થાપવાના કાર્યમાં ઓરેંજની મદદ લેતી હતી પણ નોયર કારમસ્સના વિજયથી સરકારને કેફ ચઢયો હતો. ઓરેંજની પીઠ ફરતાં જ ઠકરાણીએ એક અઠવાડિયામાં શહેરો સાથે થયેલી સુલેહસમજૂતી પર પાણી ફેરવ્યું. કોઇ પણ શહેરની અંદર સુધારકો ઉપાસના નહિ કરી શકે તેવો હુકમ નીકળ્યો. અને શાહજાદા ઓરેંજને તો સરકારની એક નવી ચાલનો તો છચોક વિરોધ કરવો પડ્યો. સરકાર તરફથી એક પ્રતિજ્ઞાપત્ર બહાર પડ્યું. હતું. તેની ઉપર બધા અધિકારીઓની સહી માંગવામાં આવી હતી. સરકાર જે આજ્ઞા કરશે તે અમે પાળીશું એવો એ પ્રતિજ્ઞાપત્રમાં ઉલ્લેખ હતો. સરદાર મેન્સફીલ્ડે તો ઉત્સાહભેર સહી કરી. એયરશોટ, મેઘમ, ને બર્લમોન્ટ ને કેટલીક રકઝક પછી એગમોન્ટે પણ સહી આપી. પણ ઓરેંજે તો એવી પ્રતિજ્ઞા હું નહિ લઇ શકું એમ સાફ સાફ સંભળાવી દીધું. એવી આંધળી પ્રતિજ્ઞા લેવાને એણે સ્પષ્ટ ના સંભળાવી કેઃ રાજાની મર્યાદાની વિરૂદ્ધ, જનતાને માટે નુકસાનકારક, ને મારે પોતાને માટે અપમાનજનક પ્રતિજ્ઞા હું કદાપિ

લેનાર નથી. એને અધિકારપદેથી ખસી જવું પડયું પણ સ્વમાનસાટે અધિકારનો મોહ રાખવાનું એને ન રૂચ્યું. એણે સ્વેચ્છાએ અમલદારી તજી દીધી. પણ હકરાણી પરમાએ એના રાજીનામાનો અસ્વીકાર કર્યો—નામંજૂર કર્યું. તેની મદદ વગર દેશમાં શાંતિ સ્થાપવી અશક્ય છે એ વાત હકરાણી સારી રીતે સમજતી હતી. એ એને રાજીનામું પાછું ખેંચી લેવાને સમજાવવા લાગીઃ તારે તો બ્રેડરોડનો ઉત્પાત શમાવી દેવાના પ્રયત્નો કરવા જોઈએ, ત્યાં આ શું કરી રહ્યો છે? તેં તો એને મદદ કરવાને હથિયાર પણ મોકલી આપ્યાં છે એવું મેં સાંભળ્યું છે ને? શું એ ખરી વાત છે? આમ ગંમે તેમ તે એને શીશામાં ઉતારવાના પ્રયાસ કરવા લાગી.

ઓરેંજે સ્પષ્ટ જણાવી દીધું કેઃ હવે તો નજીવામાં નજીવી બાબત પરે ખૂબ જ ધ્યાન અપાય છે ને કંઇ? મેં ઘણા દિવસથી બ્રેડરોડને ત્રણ બંદુકો મોકલવાનો વાયદો કર્યો હતો અને તે પ્રમાણે મેં એને ત્રણ બંદુકો આપી છે પણ ખરી. ભગવાનની કૃપાથી મિત્રોને આપસઆપસમાં ભેટ લેવા દેવાનો અધિકાર આ દેશમાં હજુ અધિકાર રહ્યો છે. એટલે એમાં મેં કાંઇ ખોટું કર્યું નથી. બ્રેડરોડ હુમલાના ડરથી સ્વરક્ષણની તૈયારીઓ કરી રહ્યો છે. એમાં ખોટું પણ શું છે? આત્મરક્ષણ કરવાનો એને અધિકાર છે જ.

## ઠકરાણીનો મરડાટ!

બ્રેડરોડ જેવા બાંકા માણસને પોતાનો મિત્ર જણાવી એનો બચાવ કરે એ ઓરેંજને માટે નવાઈ જ હતી. પણ જ્યાં સરકાર પર બિલકુલ શ્રદ્ધા ન રહી હોય ત્યાં બીજો રસ્તો શો? તેને સરકારના અન્યાય ને અત્યાચારથી નિરાશા મળી હતી. બ્રેડરોડ ગમે તેવો હતો પણ અત્યાચારનો વિરોધ તો કરતો હતો. એટલે તેના માર્ગમાં આડા નહિ આવવાનું જ એણે દુરસ્ત ધાર્યું. સરકાર જ્યારે પોતાનું ધાર્યું કર્યે જતી હોય ત્યારે એ સિવાય બીજો માર્ગ પણ શો?

ફેબ્રુઆરીની શરૂઆતમાં બ્રેડરોડ, હુગ્સટ્રેટન અને હોર્ન વગેરે સરદારો ઓરેંજને મળવા માટે બ્રેડા આવ્યા. અને ત્યાં બ્રેડરોડે કોઇક નવી હિલચાલ સંબંધમાં શાહજાદાની સલાહ માંગી. પણ તેણે તો તેનો ઉત્સાહ ભાંગી નાખ્યો. તોયે બ્રેડરોડ નિરાશ ન થયો. તેણે એકલાએ ઠકરાણી પાસે જઈ બીજું નિવેદન આપ્યું: સુધારકોને શહેરોમાં પ્રચાર કાર્ય કરવાનો અધિકાર છે. અને આપના ઓગસ્ટના જાહેરનામાં પ્રમાણે તેમાં ડખળ ન થવી જોઇએ.

"જાઓ, જાઓ, તમારા પ્રાંતની વ્યવસ્થા જાળવો. અને સરકારી કામમાં માથું મારતા ગમે ત્યાં ન ભટકો. નહિ તો પછી પરિણામ સારૂં નહિ આવે" ઠકરાણીએ મરડાટમાં જણાવ્યું. આ ઉત્તર મળતાંજ તે ત્યાંથી ચાલ્યો ગયો અને તેણે એંટવર્પમાં જઇને સૈન્યમાં ભરતી કરવા માંડી. હવે સ્પેન હુમલો કર્યા વિના નથી રહેવાનું એવી તેને ખાત્રી થઈ ગઇ. ઝટપટ યુદ્ધની તૈયારી કરીને વાલકેન ટાપુનો કબજો લેવો જોઇએ. હુમલામાંથી બચવાનો એજ એક માર્ગ હતો. ઓરેંજ ગયા પછી એંટવર્પ હુગ્સટ્રેટનના હાથમાં સોંપવામાં આવ્યું હતું. તે ધાર્મિક સ્વાતંત્ર્યનો પક્ષપાતી અને ઓરેંજનો મિત્ર હતો, પણ બળવાવાદીઓને ખૂબ જ રંજાડતો. ઓરેંજ જેવી સૌમ્ય પ્રકૃતિ એની ન હતી. કેટલાય બળવાવાદીઓને એણે પકડી પકડીને વગર તપાસે ફાંસીએ લટકાવી દીધા હતા. હવે ઓરેંજ પણ એંટવર્પમાં પાછો ફર્યો હતો. પણ અત્યારે તે સરકારી અમલદાર ન હતો. એંટવર્પ તો એની બાપીકી જાગીર હતી. એટલે એ જાગીરની તજવીજ કરવાને તે આવેલો. લશ્કર એકઠું કરતા બ્રેડરોડને તેણે જરાયે ન અટકાવ્યો. પરંતુ ઠકરાણી પરમા તરફથી વારંવાર એ સંબંધમાં સંદેશા આવતાં તેણે સરદાર બ્રેડરોડનાં માણસોને શહેર છોડી જવાનો હુકમ કર્યો. વળી પોતાની પરવાનગી વગર જાગીરનાં શહેરોમાં સરકારી લશ્કરને પણ ન પેસવા દેવામાં આવે એવી આજ્ઞા ફરમાવી.

## માર્નિકસના હાલહવાલ

એ દરમ્યાન બ્રસેલ્સમાં કાંઈ નવો જ ઝઘડો જામ્યો. વીર માર્નિકસ, એલ્ડગોન્ડેનો નાનો ભાઇ હતો. દેશપ્રેમની ભારે ધગશવાળો હતો. દેશનો પ્રશ્ન સળગતો હોય ત્યારે કેળવણી ગૌણ બને છે. એણે કોલેજનો ત્યાગ કર્યો હતો અને રાજ્યથી અસંતુષ્ટ થએલા લોકોનું નાનકડું લશ્કર જમાવી બ્રસેલ્સ નજીક આમથી તેમ ઘૂમી રહ્યો હતો. એક દિવસ એ ટોળકી નાવડાંમાં બેસી એંટવર્પથી એક માઇલ દૂર શેલ્ડ નદીને કિનારે આવેલા આસ્ટ્રેવેઈલ ગામમાં પહોંચી અને ત્યાં ખાઇઓ ખોદી યુદ્ધની તૈયારીઓ કરવા માંડી. એટલે ચોમેરથી માણસો આવી એમની સાથે ભળી જવા લાગ્યા. ઠકરાણી પરમાએ સરદાર ડેબીવીયરની સરદારી નીચે આ લોકોનો સામનો કરવાને એક લશ્કર મોકલ્યું. ચુનંદા આઠસો સૈનિકો હતા. માર્નિકસની ટુકડીવાળા તો લશ્કરને એકાએક આવી પહોંચેલું જોઇને ત્યાંથી ભાંગવા જ માંડ્યા. ડેબીવીયરને તો યુદ્ધ જ કરવાનું ન રહ્યું. એણે નાસતા લોકોની પૂંઠ પકડી તેમની પર મારો ચલાવ્યો. થોડીવારમાં તો સેંકડો લાસ મેદાનમાં સબડવા લાગી. કેટલા યે તો શેલ્ડ પાર કરીને જીંદગી બચાવી લીધી અને લગભગ સાતસો આઠસો માણસોનું ટોળું એક ખંડિયેરમાં જઈ ભરાયું. ડેબીવીયરે ખંડિયેરને આગ લગાડી સઘળાને અંદર અંદર સળગાવી મૂક્યા. માર્નિક્સના તો ટુકડે ટુકડા કરી નાંખ્યા. સૂરજ ઉગતાં યુદ્ધ ચાલ્યું તે ત્રણ ચાર કલાકમાં તો પતી ગયું.

એંટવર્પમાં લગભગ ૪૦ હજાર સુધારકો હતા. કિલ્લાની દિવાલો પર ચઢીને હજારો માણસો સ્વાતંત્ર્યરૂપી લોહીની ઈમારતના પાયામાં થતાં સિંચનનું આ દશ્ય નિહાળી રહ્યા હતા. માર્નિકસની વીર પત્ની, સરકારી સૈન્ય પર હલ્લો લઇ જવા પ્રજાને ઉશ્કેરી રહી હતી. લોકહૃદય અશાંતિથી અકળાઈ ઉઠયું. વેરનો બદલો લેવાને

પ્રજા તલસી રહી. થોડીવારમાં તો દશ હજાર માણસો કુહાડી, ફરસી, હથોડા, તીરકામઠાં જે હાથમાં આવ્યું તે લઇ શહેરના દરવાજા આગળ એકઠાં થઇ ગયાં અને શહેર બહાર મેદાનમાં સરકારી ફોજનો સામનો કરવાને કટિબદ્ધ થવા લાગ્યાં.

## પ્રજાસેવાનું પારિતોષિક !

શાહજાદા ઓરેંજને ફીલિપનો તાજ બચાવવાની હવે કશી તમા નહોતી. તાજરક્ષણનો ભાર રાતદિવસ પ્રજાનું લોહી ચૂસી રહેલા ભાડુતી સૈનિકો પર જ હતો; પરંતુ રક્ષણનો જુમ્મો ઓરેંજે પોતાને માથે લીધો હતો. તેને આ ઉશ્કેરણીભર્યા વાતાવરણની ખબર મળતાં જ તે વેરની આગમાં બળી રહેલા પ્રચંડ માનવસમુદાય આગળ ગયો અને પ્રજાને શાંત કરવાના પ્રયત્ન કરવા લાગ્યો. પણ ત્યાં એનું સાંભળે જ કોણ ? ઉલટા લોકો તો એને ગમે તેમ ચોપડવા લાગ્યા. 'જુઓ, આ પોપનો ગુલામ આવ્યો!' એક જણે મજાકમાં કહ્યું. બીજાએ તો વળી મગજનું સમતોલપણું ગુમાવી એના પર નિશાન જ તાકયું: "બદમાશ, તારે જ લીધે આ ભયાનક ખૂનરેજી ચાલી છે—અમારા હજારો ભાઇઓનાં શબ આજે મેદાનમાં રખડે છે તે પણ તારો જ પ્રતાપ. જા, જા, તું પણ એમની સાથે જા અને મૃત્યુની મોજ માણી લે." સારૂં થયું કે કામઠામાંથી તીર છૂટે તે પહેલાં જ કોઇએ પેલા તીરંદાજના હાથમાંથી ધનુષ છીનવી લીધું; નહિ તો ઓરેંજ ત્યાંજ ખતમ થાત.

## પાંચસોની પ્રતિજ્ઞા (!)

પ્રજા લાગણીનાં ધસમસતાં પૂર સામે ઓરેંજે મૌન સેવ્યું. એણે વખત વિચારી લીધો. એના મૌનની લોકહૃદય પર જાદુઇ અસર અસર થઇ. લોકો કંઇક શાંત થયા. તેણે લોકોને સાંથી વેરાઇ જવાને સમજાવ્યું કે: ગમે તેટલા પ્રયાસો છતાં જેમણે મેદાનમાં દેશને કાજે

કાયા હોમી છે તેઓ હવે પાછા વળનાર જ નથી અને અત્યારે બહાર જઈ ઘેટાંની જેમ રેંસાઈ જવાથી લાભ પણ શો? શાહજાદાનું બોલવું ઘણાને યોગ્ય લાગ્યું અને તેઓ ત્યાંથી પાછા વળવા લાગ્યા. પરંતુ દશહજારમાંથી પાંચસો તો ત્યાંજ આગળ રહ્યા. તેમના હૈયામાં ભડભડતી આગ શાંત નહોતી થઈ. તેમણે ઓરેંજને ન ગણકાર્યો અને બદલો લેવાનો નિશ્ચય કરી તેઓ મયદાને પડયા.

સરકારી ફોજનો અફસર–ડેબીવીયર પણ શહેરના આ કોલાહલથી ચોંક્યો અને બ્યુગલ ફૂંક્યું. જોતજોતામાં એના આઠસો સૈનિકો રણક્ષેત્રમાં આવી ઉભા. તરત જ તેણે પકડાયલાઓને ત્યાં હાજર કરવાને ફરમાવ્યું. લગભગ ત્રણસો કેદીઓને તેની રૂબરૂ લાવ્યા. તેણે–એ પત્થર હૈયાનાએ તેમને કતલ કરવાનો હુકમ આપી દીધો. કતલ થયા પછી ડેબીવીયર રીસે બળ્યો સૈનિકો સાથે શહેર તરફ દોડ્યો. લશ્કર જોતાં જ ઓરેંજને અવગણીને નીકળેલા બહાદુર નરવીરો (!) નાં પૂંઠીયાં ફાટ્યાં અને જેવા નીકળેલા તેવા જ તેઓ શહેરમાં પેસી ગયા! લશ્કર ઠેઠ દરવાજા સુધી આવ્યું, પણ અંદરથી ચલીયુંય શાનું ફરકે? આખરે કોઈ લઢવા બહાર ન પડયું તેથી ડેબીવીયર ફોજ સાથે પાછો ફર્યો.

## ટોળાનાં તોફાન!

હવે શહેરની અંદર તોફાન વધવા લાગ્યું. રાજમાર્ગ પર કાલવિનિસ્ટો ઉભરાવા લાગ્યા. હથિયારખાના પર દરોડો પાડી હથિયારો લીધાં તેમજ જેલખાના તોડીને કેદીઓને પણ મુક્ત કર્યા. કેદીઓ પણ પછી તો હથિયાર લઇ લઇને ટોળામાં આવી મળવા લાગ્યા. હવે માત્ર કાલવિનિસ્ટો જ ટોળામાં નહોતા. ચોર, લૂંટારા ને ખૂનીઓ પણ તેમાં આવી મળ્યા હતા. આમ એક જબરદસ્ત સૈન્ય શહેરમાં ઉભું થઈ ગયું. પછી તો એમણે શહેરમાં જેટલી ગાડીઓ અને નાવડીઓ હતી તેટલી ત્યાં ઘસડી આણી અને

પોતાની ચારે બાજુ તે વડે કોટ ખડક્યો.

હવે વારો આવ્યો સનાતની ધનવાનોનો અને દહેરાંઓનો. ધનવાનોને લૂંટી લેવાની ને દહેરાંઓનો નાશ કરવાની ધમકીઓ અપાવા લાગી. શહેરનું બધું વાતાવરણ ભયગ્રસ્ત બની ગયું. ડરનાં માર્યાં સ્ત્રી બાળકોની ચીસો જ્યાં ત્યાં સંભળાવા લાગી. ૨૦થી ૨૫ હજાર તોફાનીઓનું આ ટોળું પણ ત્રણ દિવસ ને ત્રણ રાત ગાડીઓને નાવડીઓના કોટ વચ્ચે જ પડી રહ્યું.

## પરમાની પાગલતા

આ સમયે મોતને હાથમાં રાખીને ઓરેંજે ઉશ્કેરાયલા ટોળાને શાંત કરવાના પ્રયત્ન કરવા માંડ્યા. સુધારકો પોતાને ત્યાં પ્રાર્થના કરી શકશે અને સરકારી સૈન્ય એંટવર્પમાં દાખલ નહિ થાય એ શરતોએ પ્રજાને સમજૂતિ પર આણતાં એને નવનેજાં થયાં. પરંતુ ઠકરાણી પરમાને હવે હાંસ માતી ન હતી. ઓરેંજે કરેલી સંધિની શરતો એણે અમાન્ય રાખી. શું કરે બિચારી ?! શાહજાદાનું શાંતિપ્રિય હૃદય સમજી શકવા જેટલી એનામાં અક્કલ જ ક્યાં હતી ? આજે તો એ અરેંબર્ગ, મેઘમા, નોયર કારમમ્સ ને ડેબીવીયરની મોરલીએ નાચતી હતી. તેઓ તેને શાંતિને નહિ પણ યુદ્ધને માર્ગે દોરી રહ્યા હતા. યુદ્ધમાં જ જેનો સ્વાર્થ હોય તેને શાંતિ ગમે પણ શાની ? એમને તો દેશની અશાંતિનો લાભ લઇને પોતાનાં ખીસ્સાં તર કરવાં હતાં. માર્નિક્સને ઠેકાણે કર્યાના બદલામાં એના ભાઇની જાગીર પોતાને જ મળે તે માટે ડેબીવીયરે ક્યારનું ય ઠકરાણી પરમાને લખી દીધું હતું. અને મેઘમા ને અરેંબર્ગ પોતપોતાનાં લશ્કર લઇ દેશમાં ફાવે ત્યાં મારફાડ ને લૂંટનો દોર જમાવી રહ્યા હતા.



# અત્યાચારની પરાકાષ્ઠા

## તોપ ગોળે ઉડાવી દ્યો

વેલેંશિસનું ભાગ્ય પણ દેશની સાથેજ સંકળાયલું હતું. માર્નિં-ક્સના પરાજય પછી સરકારની આંખ વેલેંશિસ પર ઠરી. ત્યાંના રહીશોને નમાવવા માટે એગ્મોન્ટ ને એયરશોટની સરદારી નીચે લશ્કર મોકલાયું. ત્યાંના શહેરીઓને, સરકારી ફોજ રાખવાને તેઓ તૈયાર હોય અને સનાતન ધર્મ સિવાય બીજો ધર્મ નહિ માનવાને કબૂલ થતા હોય તો ગઈ ગુજરી ભૂલી જઈ તેમના અપરાધ ક્ષમા કરવામાં આવશે એવું સરકાર તરફથી કહેવાયું—છેલ્લી વારની તાકીદ અપાઇ. પણ શહેરીઓએ એ હુકમ અમાન્ય કર્યો એટલે એગ્મોન્ટે તેમને ગોળીબારથી ઉડાવી દેવાની લશ્કરને આજ્ઞા આપી અને પોતે બ્રસેલ્સ ચાલ્યો ગયો. ત્યાં ગયા પછી ઠકરાણી પરમાને બધી વાતથી વાકેફ કરી અને રાજા ફીલિપને પણ એક વફાદારીભર્યો કાગળ લખી નાંખ્યો. વેલેંશિસના બદમાશોને તોપને ગોળે ઉડાવી દેવાની પોતે આજ્ઞા આપી છે, એમ લખી એણે વફાદારી દર્શાવી!

## કકડભુસ !

ધડુડુ ધૂમ ધડુડુ ધૂમ તોપો ધડધડવા લાગી ને બંદુકની ગોળી-ઓમાંથી અગ્નિ વરસવા લાગ્યો નોયર કારમમ્સે વેલેંશિસ પર મારો શરૂ કર્યો. દિવાલો સાથે ગોળાઓ અફળાવા લાગતાં જ શહેરીઓ ગભરાયા અને હાર કબૂલી લીધી. અત્યાર સુધીના સંકટસહન પર

તેમણે પાણી ફેરવ્યું અને નગરવાસીઓના પ્રાણ નહિ લેવાય, એટલી જ શરત કરી તેમણે શહેરના દરવાજા ખોલી નાખ્યા. પણ સરકારી ફોજ અંદર પેઠી કે શરતની કોની પડી હોય ? કત્લેઆમ તો ન ચાલી પરંતુ ખાનદાન ખમીરની બરાબર ખબર લેવાઈ. બે વર્ષ સુધી દર અઠવાડિયે આઠ-દશ આઠ-દશને નસીબે ફાંસીનો માંચડો ડોકાઈ જ જવા લાગ્યો.

## ચોમેર નિરાશા

વેલેંશિસના સુધારકો આમ પૃથ્વી પર પગ માંડતાં માંડતામાં તો ઠેકાણે પડી ગયા– તેમની આશાની ઇમારતો તૂટી પડી. પછી તો એક પછી એક બધાં શહેરોએ સરકારી લશ્કર રાખવાનું કબૂલ્યું. આમ લોકોનો જુસ્સો ઓસરી ગયો અને તોફાન શમ્યું. અને દેશભરમાં ચોમેર નિરાશાનું વાતાવરણ પ્રસરી ગયું. ઓરેંજની પીઠ ફરતાં એંટવર્પ પણ નમ્યું. તેણે સરકારની બધી શરતો કબૂલ રાખી. મેન્સફીલ્ડ અગિયાર હજાર સરકારી સિપાઇઓ સાથે એંટવર્પમાં દાખલ થયો. પાછળથી ઠકરાણી પરમા પણ આવી પહોંચી. અને નાગરિકોએ એનું સ્વાગત કરવામાં મણા ન રાખી. દશ્ય એવું હતું, કે દેશમાં બળવો ફાટી નીકળ્યો હશે એવું કોઈ માનીજ ન શકે. પ્રજા જાણે સુધારક પંથની વાતજ ભૂલી ગઈ !

આ વેળા એલ્વાના ઠાકોરે લશ્કર લઇને નેધરલાંડ જવું એવો સ્પેનમાં નિશ્ચય થયો. ઠકરાણીને આ સમાચાર મળતાં જ ઘણું દુઃખ થયું. પોતે બળવો તો શમાવી દીધો છે ત્યારે એલ્વાના ઠાકોરને માત્ર જશ ખાટી જવાને જ મોકલવામાં આવે છે કે શું, એમ તેને લાગ્યું. આથી એણે તે સંબંધમાં રાજા ફીલિપને લખીને પોતાનું દુઃખ વ્યક્ત કર્યું. પણ જશને માથે જુતીયાં એ કહેતી પ્રમાણે એણે તો ઠકરાણીને ઝાટકી જ નાંખી. જુલમની આગમાં નેધરલાંડને હોમી દેવાનો ફીલિપ નિશ્ચય કરી ચૂક્યો હતો !

## ઑરેંજની મક્કમતા

ઑરેંજનું કાર્ય હવે પૂરું થયું. દેશમાં શાન્તિ સ્થાપવાને, પ્રજાને ધાર્મિક સ્વતંત્રતા અપાવવાને અને અત્યાચારમાંથી તેમને બચાવી લેવાને તેમજ દેશની પ્રાચીન સ્વતંત્રતાનું રક્ષણ કરતાં કરતાંય ફીલિપની સેવા કરવાને, એણે અત્યાર સુધી સાચા દિલથી બનતા પ્રયત્નો કર્યાં હતા. સ્પેનથી નવા આવેલા પ્રતિજ્ઞાપત્ર પર પોતાનાં કાંડાં કાપી આપી સરકારના જુલમનું હથિયાર બનવાને એ તૈયાર ન હતો. એણે પોતાના સર્વ અધિકારોનું રાજીનામું આપ્યું હતું. પરંતુ ઠકરાણી પરમા અને રાજા ફીલિપ એનું રાજીનામું મંજુર નહોતાં કરતાં. એગ્મોન્ટ અને બીજા સરદારોની જેમ એને પણ એ બંને પોતાના સિતમનું હથિયાર બનાવવા માંગતાં હતાં. પણ ઑરેંજ ખુબ ચાલાક હતો: એમની જાળમાંથી એ આબાદ છટકી જતો. વારંવાર તે તેમને પોતાનું રાજીનામું મંજુર કરવાને લખતો.

## બાંઠે બિચારો શું કરે?

ઠકરાણી પરમાને ઑરેંજનું રાજીનામું નાપસંદ હતું એટલે એણે પોતાના કારભારી બર્ટિને તેને સમજાવવા સારૂ મોકલ્યો. તેણે મીઠું મરચું ભભરાવીને ઑરેંજને રાજીનામું પાછું ખેંચી લેવાને ખૂબ આગ્રહ કર્યો: જાણે કોઈ ભાષણકાર ભાષણ ન કાઢી રહ્યો હોય, તેમ! ક્યાં સુધી એ ભાષણ ઑરેંજે સાંભળ્યા કર્યું. પણ પછી તો એનાથી ન રહેવાયું. તેણે સાફ સાફ સંભળાવી દીધું કે: "આમાં આપની મતલબ શી છે એજ હું સમજી શકતો નથી. અત્યારે રાજીનામું પાછું ખેંચીને મારી પાછલી પ્રતિજ્ઞાઓ પર હું પાણી ફેરવીશ એમ તમે માનો છો? શું હું ખૂની કાનૂનોને માનવાની પ્રતિજ્ઞા લઉં? અને જલ્લાદ બનું? મારી પત્ની સુધારકપંથી હોય તેટલા કારણે મારે એનો યે જાન લેવો પડે એવી હું પ્રતિજ્ઞા લઉં? શું ઑરેંજ ફીલિપના પ્રતિનિધિને શિરતાજ માની લેશે? શું એ લોહીના તરસ્યા

હુકમ ઉઠાવશે ?" છેલ્લું વાક્ય તિરસ્કારમાં બોલતાં બોલતાં તો ગુસ્સામાં એ અટકી ગયો–આગળ બોલી ન શક્યો. આ ગુસ્સો જોઈને બર્ટિ તો બિચારો સડક જ થઈ ગયો. ત્યાંથી રૂખસદ લેવાનું જ તેણે યોગ્ય ધાર્યું. જતાં જતાં તેણે સરદાર એગ્મોન્ટ, એયરશોટ ને મેન્સફીલ્ડને મળવાની ઓરેંજને, વિનંતિ કરી. પછી ત્યાં–એ પ્રતાપી વ્યક્તિત્વ સામે ઉભા રહેવાની તેની હિમ્મત નહોતી. એ ચાલ્યો ગયો.

## લાલ દીવો !

એંટવર્પ ને બ્રસેલ્સની વચ્ચે ઓરેંજ અને એગ્મોન્ટની છેલ્લી મુલાકાત થઈ. મેન્સફીલ્ડ પણ એગ્મોન્ટની સાથે હતો. એયરશોટ આવી શક્યો નહોતો. બને સરદારોએ ઓરેંજને સમજાવી લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો પરંતુ તેણે દાદ જ ન દીધી. તેણે તો ચોકખું ને ચટ સંભળાવી દીધું કે: મેં તો મારા અધિકારોનું રાજીનામું આપી દીધું છે અને હવે હું જર્મની જાઉં છું. જતાં જતાં પોતાનો મિત્ર એગ્મોન્ટ ભાવિ સંકટમાંથી બચી જાય તે માટે તેને ચેતવી દેવાનું એણે દુરસ્ત માન્યું. તેણે ગળગળા સ્વરે કહ્યું: "ભાઈ એગ્મોન્ટ ! ભાવિનો ભયાનક અંધકાર તને ક્યારે ઘેરી વળશે તે હું નથી કહી શકતો. પરંતુ જે રાજનાં તું યશોગાન ગાઈ રહ્યો છે તેણે તો આ પૃથ્વી પરથી તારી જડ ઉખેડી નાખવાનો નિર્ણય કર્યો છે. ભગવાન કરે ને તારૂં કાંઈ અશુભ ન થાય. પરંતુ સ્પેનવાળા લુચ્ચા છે. તને તેઓ હથિયાર બનાવશે અને કામ પતે તારૂં શિર સલામત નથી એ મને સ્પષ્ટ જણાય છે. માટે અત્યારે દેશત્યાગ કરી, જીંદગી બચાવી લઈ સમયની રાહ જોવી એ જ જરૂરનું છે." આટલું બોલીને એણે વ્હાલથી એગ્મોન્ટને હૃદયસરસો ચાંપ્યો: તેની આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં. બને મિત્રોની આ અંતિમ ભેટ જ ન હોય એવું કરુણ દૃશ્ય હતું. એગ્મોન્ટની આંખમાંથી પણ

આંસુ વહેવા લાગ્યાં. છતાં પણ ઓરેંજની ચેતવણી તેના હૃદયમાં ન ઉતરી–ભાવિ સંકટના ભયાનક ઓળા એ ન જોઈ શકયો. રાજા ફીલિપ ઉપર એને પૂર્ણ શ્રદ્ધા હતી.

ઓરેંજનું માન્યું હોત તો નાહક પ્રાણ ગુમાવવાનો વખત તેને ન આવત. અને કદાચ તેને મરવું પડયું હોત તો દેશને કાજે ઝૂઝતાં, રણક્ષેત્રમાં નામના કરી તે વીરગતિને પામત. સિતમગર રાજાનું હથિયાર ન બનતાં તેણે દેશની મુક્તિને કાજે શસ્ત્ર સજ્યાં હોત તો દેશવાસીઓનો હૃદયનાથ બન્યો હોત અને તેનું નામ દેશના ઇતિહાસની અમૃતાક્ષરીમાં નોંધાયું હોત.

## ઓરેંજ હિજરતી બને છે

ઓરેંજે કેટલાક દિવસ પછી રાજા ફીલિપને ફરીથી એક પત્ર લખી જણાવ્યું કેઃ મેં મારા સઘળા અધિકારનું રાજીનામું આપી દીધું છે અને હવે હું જર્મની જાઉં છું. દેશનો સીમાડો છોડતાં પહેલાં તેણે પોતાના પ્રિય મિત્રો એગ્મોન્ટ અને હોર્નને પણ એક એક પત્ર લખી વિદાય માંગી. હોર્નને લખતાં એણે જણાવ્યું કેઃ પ્રજામતની અને મારા આત્માની વિરૂદ્ધ થતા અત્યાચારો હવે હું સહન કરી શકું એમ નથી, એટલે હું દેશ છોડીને જાઉં છું. દેશ-ત્યાગનાં દુઃખો હું સહન કરી શકીશ પરંતુ જેને હું દેશમાં પ્રવર્તી રહેલા જુલમો માટે અપરાધી માનું છું તેના જુલમનું હથિયાર હું નહિ જ બનું.

એગ્મોન્ટને એણે લખ્યું કેઃ હું દેશત્યાગ ન કરૂં તે માટે તું મને વારંવાર લખે છે. પરંતુ તેમ બનવું અશક્ય છે. દેશ છોડી જવાનો મેં લાંબા સમયથી નિશ્ચય કર્યો છે. તે સંબંધમાં મેં ઘણા સમયથી મિત્રોને જણાવ્યું પણ હતું. સરકારના નવા પ્રતિજ્ઞાપત્ર પર હું કોઈ પણ હિસાબે મારાં કાંડાં કાપી આપવા તૈયાર નથી. પછી હું એકલો જ બળવાખોર બની શા માટે દેશમાં રહું ? હું દેશમાં રહેવા

માંગતો નથી. કારણ કે સૌ કોઈ મારી તરફ જ મીટ માંડી રહ્યું છે. દેશત્યાગને અંગે આવી પડતાં દુઃખો હું ખુશીથી સહન કરીશ પણ જનની જન્મભૂમિની સ્વતંત્રતા વેચી તથા મારા આત્માના અવાજને અવગણીને બીજાની ખુશામદ કરવાને હું તૈયાર નથી. એગ્મોન્ટ ! આ સર્વ ધ્યાનમાં લીધા પછી દેશત્યાગ કરવાનું મારૂં આચરણ ગેરવ્યાજબી છે એમ તું નહિ જ કહી શકે. બાકી તો પડશે એવા દેવાશેઃ જેવી ખુદાની મરજી. એગ્મોન્ટ ! મારા હૃદયમાં તો તારે માટે અગાધ પ્રેમ છે અને તું પણ તારા હૃદયમાં મારે માટે એકાદ ખૂણો ખાલી રાખશે જ."

## અક્કલહીણો !

૧૩ મી એપ્રીલે ઉપરનો પત્ર લખીને ૨૨મી એપ્રીલે તો ઓરેંજ, જર્મનીમાં આવેલા પોતાના પૂર્વજોના રહેઠાણમાં—ડિલનબર્ગ ચાલ્યો ગયો. ખુદ ઓરેંજ એગ્મોન્ટને મળ્યો ત્યારે તેના પર બિલકુલ અસર થયેલી નહિ, તો પછી આ પત્રથી તો શું જ વળનાર હતું ? એને માથે યમના દૂત ભમતા હતા—એનું મૃત્યુ પોકારી રહ્યું હતું. છતાં એગ્મોન્ટના દિલમાં કાંઈ નહોતું. નોયર કારમન્સ, ઠકરાણી પરમા ને ખુદ ફીલિપ પણ પોતાના પર રાજી છે એમ એને લાગતું. તેના કાર્યની પ્રશંસા કરતો ફીલિપનો પત્ર તો હમણાંજ તેના પર આવ્યો હતો. પણ રાજાની લુચ્ચાઈનો પાર નહોતો. જે હાથે એણે એગ્મોન્ટનાં કાર્યની પ્રશંસા કરી હતી તે જ હાથે ક્યારની ય એગ્મોન્ટને દેહાંતદંડની સજા ફરમાઈ ચૂકી હતી; અને તે હુકમ લઈને ઓલવાનો હાકાર નેધરલાંડ તરફ ઉપડી ચૂક્યો હતો.

## ઓરેંજની ધરપકડ ?

હોર્ન તો સ્પેનથી આવનારા શિકારીઓની રાહ જોતો ન હોય તેમ જ આળસુની જેમ પોતાના રહેઠાણમાં પડ્યો રહ્યો. ઓરેંજ

જર્મની પહોંચ્યો કે તરત જ તેને તેના જાસુસનો પત્ર મળ્યો. ખુદ ફીલિપનો મંત્રી જ ઓરેંજનો જાસુસ હતો. તેણે જણાવ્યું હતું કેઃ મેં રાજા ફીલિપે એલવાના ઠાકોરને લખેલા બધા પત્ર વાંચ્યા છે. એમાં બનતી તાકીદે તમારી ધરપકડ કરવાની તેને સલાહ અપાઇ છે અને ૨૪ કલાકમાં જ મુકર્દમાનો ફેંસલો આપવાની ફરમાશ થઈ છે.

## મારો દંડા !

માર્નિકસની ટોળીને બ્રેડરોડે જ મોકલેલી. તેનો નાશ થઈ ગયો એટલે તે વિયાન અને એમ્સટરડમમાં રહેવા લાગ્યો. અમલદારો, સનાતનીઓ ને સુધારકોમાં એ અસંતોષ ફેલાવતો ફરતો. એ મહેનત તો તનતોડ કરતો પણ લોકોને તેના પર ઝાઝી શ્રદ્ધા ન હતી. દેશના ડાહ્યા ગણાતા માણસો એને સાથ ન આપતા. જાગીરો ખોઇ બેઠેલા સરદારો, દેવાળીયા વ્યાપારીઓ અને ભાગતા ફરતા ગુન્હેગારોનાં જૂથનાં જૂથ એની આસપાસ ઝામતાં. 'ભિખારીઓ'ના જયધ્વનિ સાથે શરાબ પાણી પણ ઉડયે જ જતાં હતાં. ઠકરાણી પરમાએ એને શહેર બહાર કરવાનો હુકમ પોતાના કારભારીને ફરમાવી દીધો હતો. અને તે ન માને તો સરદાર મેન્સફીલ્ડને તેને દંડા મારીને હાંકી કાઢવાનું જણાવવા આજ્ઞા આપી હતી.

## ગોંધી રાખ્યો

ઠકરાણી પરમાના કારભારીને બ્રેડરોડ સારી રીતે પિછાનતો. બ્રેડરોડ પાસે જતાં બિચારા કારભારીને તો સુડી વચ્ચે સોપારી જેવું થઇ પડયું. હુકમમાં બ્રેડરોડ ન માને તો છેવટે દંડા મરાવીને પણ કાઢવાનું હોવાથી તેની સ્થિતિ કફોડી થઇ. બ્રેડરોડે લેખિત હુકમ જોવાને માગ્યો પણ પેલો કારભારી કેમ કરીને આપે ? તેનાથી હુકમ ન બતાવી શકાયો એટલે બ્રેડરોડનો પિત્તો ઉછળ્યો. તેણે તો સાફ સાફ પેલાને જણાવ્યું કેઃ જા, જા, તને ઓળખે છે જ કોણ ?

પરમાનો હુકમ લઈ પોતે આવ્યો છે એમ કહી જાણે બનાવવા આવ્યો હોય, તેમ! વાહ, વાહ, તું ય ખરો હોં! આટલું પેલાને કહી એણે તો ઠકરાણી પરમાને ય ગાળો ચોપડવામાં મણા ન રાખી—એને પણ ખૂબ જ ગાળો ચોપડી અને કારભારીને તો કેદ કરીને કબજે કર્યો. બે ત્રણ દિવસ સુધી પેલા બિચારાને એમ ગોંધાઈ રહેવું પડ્યું.

## નિરાશ દેશભક્ત!

ઓરેંજ ફ્રીટવર્ષમાં બળવો શમાવવાના પ્રયત્ન કરતો હતો તે વખતની આ વાત છે. પછીથી તો આખો દેશ સરકારને નમી પડ્યો એટલે બ્રેડરોડે પણ સરકાર સાથે સમાધાની કરાવી આપવાને એગ્મોન્ટને લખ્યું, અને પોતાને સરકારની બધી શરતો કબૂલ છે એમ જણાવ્યું. પરંતુ ઠકરાણી પરમાએ કાંઇ કોરૂં ન આપવાથી ભાઈ રાતોરાત ચૂપકીથી જર્મની ભાગ્યા. ત્યાં એ ભાઇ હાર્ડનબર્ગના કિલ્લામાં નિરાશ બનીને રહેવા લાગ્યા. આશ્વાસનમાં માત્ર શરાબ હતો. કોઇ કોઇ વખત ક્રોધમાં આવી જતા ત્યારે દેશને કાજે મરી મટવાની તમન્ના થઇ આવતી. પરંતુ તે મનની મનમાં જ રહી. એક વરસમાં તો જગત એમને અકારૂં થઇ પડ્યું—એણે હંમેશની વિદાય લીધી.

## બિચારો દેશ!

બ્રેડરોડ દેશમાંથી ચાલ્યો ગયો કે તરત જ એના ફક્કડ સાથીદારો પણ વેરવિખેર થઇ ગયા. સરદારોનો સંઘ તૂટી ગયો. જે સરદારો પ્રત્યે પ્રજા આશાની મીટ માંડી રહી હતી તેમાંના કેટલાક સરકારના સોડમાં ભરાયા હતા, કેટલાક દેશ છોડી ગયા હતા અને કેટલાક જેલમાં સબડતા હતા. બર્ધન ને એગ્મોન્ટની સ્પેનથી પાછા જ નહોતા ફર્યા. બર્ધનને માથે તો મોતનું ચક્કર ફરી વળ્યું હતું, પણ મોન્ટની પોતાની નવવધુ અને નાનકડા બાળકને મળવાની આશામાં

સ્પેનમાં તલસી રહ્યો હતો—તેને સ્પેન છોડવાનો હુકમ ન હતો.

ઓરેંજે દેશવટો લીધો ત્યારથી જ દેશની ભાગ્યદેવી રૂઠી. દેશની ઉપર ભયનાં વાદળ ઝઝૂમી રહ્યાં. દેશ કેવળ નિરાધાર હતો. લોકોનાં હૃદય ભયથી કાંપતાં હતાં. જેમણે બળવામાં ભાગ લીધો હતો અને જેમના ઉપર અમલદારોને શક હતો તે દેશ છોડી છોડીને ચાલ્યા જતા હતા. લશ્કરમાંથી નાસી જનારા સિપાઇઓના, પકડી પકડીને હાલ હવાલ કરવામાં આવતા—અરે, તેમને ખૂંદી ખૂંદીને નદીઓમાં કૂતરાની જેમ ડૂબાવી દેવામાં આવતા. કારીગર, કલાકાર ને વેપારી દેશ છોડવા લાગ્યા હતા. સારો યે દેશ ઉજ્જડ વેરાન સમો બની ગયો હતો. સુધારકો બિચારા દેશ ન છોડી શકયા તે આમ તેમ છૂપાવા લાગ્યા. કોઇ પણ શહેરમાં સુધારકોનું નામ કે નિશાન પણ ન જણાતું. નવા પંથના પ્રચારકો ને આગેવાનોને પકડી પકડીને ફાંસીને માંચડે લટકાવી દીધેલા.

## ભિખારીઃ ખોટા નહિ પણ ખરા !

એમના અનુયાયીઓને લોઢાની છડીઓથી ટીપી ટીપીને મારી નાંખવામાં આવ્યા હતા. જેઓ ફાંસીને માંચડે ચઢતાં બચી ગયા હતા તેમની માલમિલકત જપ્ત કરીને જેલમાં ઠાંસી દેવામાં આવ્યા હતા. ધર્મના નામ પર અસંખ્ય માણસોનાં બલિદાન લેવાયાં હતાં. દેશમાં ભાગ્યે કોઈ ગામ કે શહેર એવું રહી ગયું હશે જ્યાં બસો ત્રણસો માણસો ધાર્મિક જુલમના ભોગ નહિ બન્યા હોય. ખંડિયેર થઈ ગયેલાં દહેરાંઓમાં લાકડાંનો ફાંસીનો માંચડો તૈયાર થતો. જે જગ્યાએ બેસીને સુધારકો પ્રાર્થના કરતા તે જ સ્થળે તેમના પ્રાણ લેવાતા. જેમણે મજાકમાં પોતાનું 'ભિખારી' નામ રાખ્યું હતું તેમને ખરેખરા ભિખારી બનાવી દીધા. તેમની સ્થિતિ ચીંથરેહાલ થઇ પડી હતી. જેમને ધર્મ કરતાં માલમિલકત વધુ પ્યારી હતી તેઓ કટ્ટા સનાતની બની જઈ સાંજ સવાર દહેરામાં જવા લાગ્યા હતા.

## ફાંસી જ ફાંસી !

૨૪ મી મે એ હકુમતી પરમાએ ખૂની કાનૂનો સંબંધમાં નવું જાહેરનામું પ્રગટ કર્યું:

'જેઓ સુધારક પંથમાં ભળ્યા છે તેમને ફાંસી દેવાશે. જેમનાં બાળકોએ અને નોકરોએ નવા પંથની સભાઓમાં ભાગ લીધો હશે તેમને પણ ફાંસી જ મળશે. જેમણે પોતાનાં સંબંધીઓના મરણ વખતે ધર્મગુરૂને ન બોલાવતાં પોતાની મેળે પ્રાર્થના કરી હોય, નાનાં બાળકોના નામકરણ સંસ્કાર પણ પોતાની મેળે જ કર્યાં હોય કે તેમ કરવામાં કોઇને મદદ કરી હોય તેમજ ધાર્મિક પુસ્તકો વેચ્યાં હોય કે ખરીદ્યાં હોય તેમને માટે પણ ફાંસીનો માંચડો તૈયાર છે. વળી સનાતની ધર્મગુરૂઓની જેમણે ઠઠ્ઠા મશ્કરી કીધી હશે તેમની પણ માલમિલકત જપ્ત કરી તેમને દેહાંત દંડની સજા અપાશે.'

આ જાહેરનામું પ્રગટ થતાં જ લોકો પ્રાણ બચાવવાને દેશ છોડી છોડીને ભાગવા લાગ્યા. પરંતુ નાસી જતા લોકોને મદદ કરનાર વહાણવટીઓને પણ ફાંસીની સજા કરવાનો હુકમ થઇ ચૂક્યો હતો !

## એટલે શું વળે?

આટલું અમાનુષી જાહેરનામું પ્રગટ થયું છતાં રાજા ફીલિપને સંતોષ ન થયો. તેણે હકુમતી પરમાની નબળાઇને ઝાટકી નાંખતાં લખ્યું કે: "ઇશ્વર અને કેથોલીક ધર્મ પ્રત્યેનો તિરસ્કાર હું નથી સહન કરી શકતો. ભગવાન ઇસુના ધર્મ વિરૂદ્ધ તેં આ તે શું જાહેરનામું પ્રગટ કર્યું ? જે ગુન્હેગારોને જીવતા બાળી મૂકવા જોઇએ તેને માત્ર ફાંસીનીજ સજા કરી છે ! વળી એ જાહેરનામામાં એટલી છૂટાબારીઓ છે કે લોકો સારી પેઠે દેશમાંથી પ્રાણ બચાવી નાસી છૂટે એમ છે."

દેશમાં શરૂ થનાર જુલમનું હજુ તો આ પ્રથમ પ્રકરણ હતું. પ્રજા પર ભયનાં વાદળાં ઝઝૂમી રહ્યાં હતાં અને સંકટોના વરસાદની સાથે જે અમાનુષી અત્યાચારો પ્રજા પર ઉતરવાના હતા તેની કલ્પના માત્રથી યે હૃદય હલમલી ઉઠે છે. જગતના ઇતિહાસને પાને, લોહીના અક્ષરે લખાયલાં એવાં પ્રકરણો ભાગ્યેજ નજરે પડશે.



# પાશવતા, પાશવતા ને પાશવતા

## ચઢાઈ આવી

હવે એક જ વસ્તુની ખામી હતી: નેધરલાંડ પર સ્પેનના લશ્કરે ચઢાઈ લાવવાની. રાજા ફીલિપે એ વાતનો નિશ્ચય તો ઘણા વખત પહેલાં કર્યો હતો; પરંતુ ધીમે ધીમે જ કોઈ પણ કાર્ય કરવાનું એ પસંદ કરતો, એટલે તે માર્ગ પર ફક્ત તેણે પગરણ માંડવા માંડયાં હતાં. આખરે ફર્ડિનાન્ડ અલ્વરેજ, ડાટોલેડો ને અલવાના ઠાકોરને સ્પેનના સામ્રાજ્યના દશ હજાર ચુનંદા સિપાઇઓ સાથે નેધરલાંડ પર તેણે મોકલ્યા.

## અલવાની ઓળખ

અલવાનો ઠાકોર એ જમાનાનો પ્રખ્યાત ઠાકોર ગણાતો. એ ચાર વર્ષનો હતો ત્યારે રણભૂમિમાં ઝૂઝતાં એના બાપનું મૃત્યુ થએલું. એના દાદાએ એને ઉછેરીને મોટો કર્યો હતો. નાનપણથી જ એને અસ્ત્રશસ્ત્ર ચલાવતાં શીખવેલું. સમજમાં આવતાં જ બાપનું વેર લેવાને એ તલસી રહ્યો હતો. સોળ વરસની ઉમ્મરે તો એણે ફોન્ટારેબિયાના યુદ્ધમાં એવું પાણી બતાવ્યું કે દુશ્મનો પણ પોંચા કરડવા લાગ્યા. સને ૧૫૩૦માં રાજા ચાર્લ્સની સરદારી નીચે તુર્કો સામે એ એવી વીરતાથી ઝૂઝયો કે ખુદ બાદશાહે પણ વાહ વાહ પોકારી. સને ૧૫૩૫માં ટ્યુનિસના યુદ્ધમાં પણ એણે આગેવાનીભર્યો ભાગ લીધો. વળી ૧૫૪૬-૪૭માં તો ચાર્લ્સની સેના એની જ સરદારી નીચે

સમલકાલ્ડિયન સંઘની સામે ઉતરી અને એણે પોતાનું વીરત્વ ઝળકાવ્યું. આમ એટએટલાં યુદ્ધ એ લડયો હતો કે તે સમયે યુરોપનો કોઇ પણ સેનાપતિ એની બરોબરીનો તો શું પણ એનો અડધિયો પણ ન હતો. એની બહાદુરીનો એકજ દાખલો બસ થશે. તેને યુદ્ધને કારણે ઓસ્ટ્રીયાની રણભૂમિમાં જવું પડેલું. ત્યાં એને પોતાની નવવધુને મળવાની ઈચ્છા થઈ. ભાઇ સાહેબ એકલા ત્યાંથી મારતે ઘોડે ઉપડયા તે ૧૭ દિવસમાં તો સ્પેન જઇને પાછા રણભૂમિમાં આવી યે પહોંચ્યા !

અત્યારે આ યુદ્ધવિશારદ વીરને ધોળાં આવ્યાં હતાં. તેની ઉમ્મર ૬૦ વર્ષની થઇ હતી. શરીરે તે લાંબો, પાતળો ને સીધી સોટી જેવો હતો. તેના ગાલ પર ખાડા પડી ગયા હતા. અને તેનું નાનકડું માથું અભિમાનમાં ટટાર રહેતું હતું. તેની નાનકડી કાળી આંખો ચમક ચમક થતી. છાતી પર પથરાયલી લાંબી સફેદ દાઢી તેના પ્રતિભાપૂર્ણ વ્યક્તિત્વમાં વધારો કરતી.

## અદેખાઈની આગ

સને ૧૫૫૪માં એ રાજા ફીલિપની સાથે ઈંગ્લાંડ ગયો હતો. પછી તેને ઇટાલીનો વાઇસરોય બનાવવામાં આવ્યો હતો. પરંતુ સેંટ ક્વિન્ટેનની લડાઇ પછી એગ્મોન્ટની વીરતા પણ બહાર પડી અને એલવાનો હાકેમ ઇર્ષાની આગમાં બળવા લાગ્યો.

રાજા ફીલિપે પણ નેધરલાંડરૂપી સોનાની ચલ્લીનો શિકાર કરવાનું કાર્ય એલવાના હાકેમને જ સોંપ્યું. તેને બાળપણથી જ ધર્મ વિરોધીઓ પ્રત્યે ઘૃણા હતી. વળી નેધરલાંડના ધર્મવિરોધીઓને કપરામાં કપરી સજા કરવામાં આવે તો ત્યાંથી સ્પેનમાં સુવર્ણનો વરસાદ વરસે એવી એને શ્રદ્ધા હતી. પોતાનો આ ઇરાદો અમલમાં મૂકવાને ભગીરથ પ્રયત્ન કરવાનો નિશ્ચય કરીને જ હાકેમે સ્પેન છોડયું હતું. એગ્મોન્ટ પર એ ખૂબ રીસે બળતો એટલે એને નમા-

વવાનો આ ઠીક અવસર પ્રાપ્ત થયો છે એમ સમજીને તો એને ગલગલીયાં થવા લાગ્યાં.

## રાવણીયું સૈન્ય

ડાકોરે દશ હજાર ચુનંદા સૈનિકો સાથે સ્પેન છોડયું. એનો સુવર્ણકવચધારી દરેક સૈનિક સરદાર શો લાગતો. યુરોપમાં 'મસ્કેટ' બંદુકોનો ઉપયોગ એ સૈનિકોએ જ પહેલપ્રથમ કરવા માંડયો હતો. સિપાઇઓ રણભૂમિમાં જ એ બંદુકો પોતાની પાસે રાખતા. બાકી એને સંભાળવાને ખાસ નોકરો રખાતા. લશ્કરની સાથે બેહજાર નાચનારી ને વેશ્યાઓ પણ હતી. આમ રાવણસૈન્યનાં પૂરેપૂરાં લક્ષણ એ લશ્કરમાં હતાં.

પર્વતની કારમી કરાડો ઓળંગતી અને કઠણ માર્ગ પસાર કરતી એ સેના દડમંજલ કૂચ કરતી નેધરલાંડ પહોંચી. નેધરલાંડવાસીઓ ખરેખરા બળવાખોર હોત, એગ્મોન્ટ પણ સાચેસાચ વિદ્રોહી હોત તો કોઇ પણ સ્થળે આ સેનાનો સામનો એમણે કર્યો જ હોત; અને તેને છિન્નભિન્ન કરી નાખી હોત. ફીલિપને એ યુદ્ધના અહેવાલ સંભળાવવાને ય ભાગ્યે કોઇ સૈનિક બચ્યો હોત. પણ વાત એવી ન હતી.

## મીણનાં પૂતળાં

અૅલવાનો ડાકોર લશ્કર લઈ નેધરલાંડ પર ચઢી આવે એ ઠકરાણી પરમાને પસંદ નહોતું. અૅલવા દેશમાં પ્રવેશ કરતાં જ લોકો તેનું સન્માન કરવા લાગ્યા. ગઇ ગુજરી એ ભૂલી જાય એટલા ખાતર જ લોકો એને સત્કારતા હતા. પરંતુ એને આ ખુશામદખોરોની તમા ન હતી. એ તો એના માણસોને કહ્યાજ કરતો કે: "લોકો સ્વાગત કરે કે ન કરે પરંતુ આ અૅલવા નેધરલાંડમાં છે એ વાત નક્કી છે. અરે! મેં તો લોખંડી માણસોને ય નાકલીંટીઓ તણાવી

છે. તો આ બિચારાં મીણનાં પૂતળાંનો શો હિસાબ ?"

બર્લેમોન્ટ ને નોયર કારમમ્સે તેનું સરકાર તરફથી સ્વાગત કર્યું. ટિરલામોન્ટ આગળ એગ્મોન્ટ પણ એને મળવા ગયો. સાથે સાથે તેને ભેટ આપવાને કેટલાક સુંદર ઘોડાઓ એણે લીધેલા. એના આવવાની ખબર સાંભળીને ડાકોરે મોટા અવાજે પોતાના માણસોને કહ્યું કેઃ આ આવે છે તે અધર્મીઓના સરદારને જરા જોજો તો ખરા. આટલું વ્યંગમાં કહીને એ ખડખડાટ હસી પડયો.

## અપમાન

આ મજાક ને આ હાંસીભર્યું હસવું એગ્મોન્ટે પણ સાંભળ્યાં. પાસે આવતાં ઉંચે દિલે અલવા તેને મળ્યો. એ મિલનમાં પ્રેમ ન હોતો–હૃદય નહોતું. પરંતુ એગ્મોન્ટ એવો સીધો સાદો હતો કે તેને કંઈજ સંદેહ ન થયો. અલવા ઠકરાણી પરમાને મળવા ગયો. પરમા પોતાની ઘૃણા ન છૂપાવી શકી. એગ્મોન્ટ, બર્લેમોન્ટ ને એયરશોટની રૂબરૂ જ એણે એના તરફ કઠોરતા બતાવી. બેસવાનું પ ન કહ્યું. ઉભાં ઉભાં અરધો કલાક સુધી વાતચિત કરી.

## સરમુખત્યારી

ઠકરાણી પરમાની સંમતિ વિના ગમે તે શહેરમાં ગમે તેટલું લશ્કર મૂકવાને અલવાના ડાકોરને રાજાની પરવાનગી હતી. અને એ સંબંધમાં પોતાના જ હુકમને અમલમાં મૂકવાનાં રાજા ફીલિપનાં અમલદારો ઉપરનાં ફરમાનો તે પોતાની સાથે લાવ્યો હતો. પોતાને મળેલા અધિકારોની સૂચના આપતો એક પત્ર પણ એણે ઠકરાણી પરમાને મોકલી આપ્યો હતો, તથા અમલદારોને મોકલી આપવાના હુકમો પર તેની મહોરછાપ લઇ લીધી હતી. અમલદારોને આપવાનાં ફરમાનો મોકલી આપ્યા પછી તેણે દેશનાં મુખ્ય મુખ્ય શહેરોમાં પોતાનું લશ્કર ફાવે તેમ વહેંચી નાંખ્યું.

## જલ્લાદોની જાળ

'ઈનક્વિઝિશન'ના વિરોધીઓનું કેમ કાસળ કાઢવું તેનો એક નકશો ગ્રેનવિલ ને રિપનોઝાએ સ્પેનમાં તૈયાર કર્યો હતો. દેશની પ્રજાને કચડી કચડીને ગુલામ બનાવવાની તેમજ ઓરેંજ, એગ્મોન્ટ, હોર્ન, બ્રુસ્ટ્રેટન વગેરે સરદારોને પકડીપકડીને ફાંસીને માંચડે ચઢાવવાની એમાં જાળ બિછાવવામાં આવી હતી. આ કામ એટલું શાંતિથી થવાનું હતું કે લોકોને એની ગંધ પણ ન આવી શકે. અને લોકો પ્રાણ બચાવવા નાસી છૂટવાનો વિચાર કરે તો તેમ પણ ન કરી શકે તેવી જાતની સર્વ ગોઠવણ થઇ ચૂકી હતી. ગ્રેનવિલના ખરડા પ્રમાણે જ કાર્ય કરવાનો નિશ્ચય કરીને આલ્બવાનો ઠાકોર નેધરલાંડ આવ્યો હતો. અને શહેરોમાં લશ્કર વહેંચી દેવાનું કાર્ય આ ભયાનક યોજનાના શ્રીગણેશ સમું હતું.

## ડેબિલ્લી

ઓરેંજે એગ્મોન્ટને ચેતાવી દેવાને ખૂબ ખૂબ કીધું પણ કાંઇ જ ન વળ્યું. એ તો નિરાંતજીવે બેસી જ રહ્યો. પોર્ટુગીઝ સરદાર ડેબિલ્લી સરકારી કામે સ્પેન ગયો હતો. ત્યાંથી પાછો ફરીને બ્રસેલ્સ આવ્યો કે તુરત જ એગ્મોન્ટને મળ્યો અને કહ્યું: એગ્મોન્ટ, આલ્બવાના ઠાકોરના આવતા પહેલાં તમે દેશ છોડીને ચાલ્યા જાઓ, નહિ તો તમારો જાન લેવાને ભયંકર કાવતરાં ઘડાઈ રહ્યાં છે. પણ એગ્મોન્ટ તો આ સાંભળીને ખડખડાટ હસી જ પડ્યો; ડેબિલ્લીએ જાણે મ્હોં માથા વગરની વાત સંભળાવી હોય તેમ.

આ જ ડેબિલ્લીએ હૉર્નને ફસાવવાને માટે ખુબ ખુબ પ્રયત્ન કર્યાં હતા પરંતુ એગ્મોન્ટ પર એને ભાઈચારાનો સ્નેહ હોવાથી જ તેણે તેને ચેતવી દીધો હતો. પરંતુ એગ્મોન્ટ ડેબિલ્લીની ચેતવણીની કાંઈ પરવા ન કરતાં ઊલટો આલ્બવાનું સ્વાગત કરવાને પ ગયો હતો. ત્યાં જે લૂખું વર્તન દીઠું તેથી પણ તેની આંખ ન ઉઘડી. એને

માથે એનું કાળ ચોઘડીયું ભમતું હતું.

## મુખમેં રામ—

પાછીથી એલવાનો ઠાકોર અને તેનો દિકરો ફર્ડિનાન્ડ એગ્મોન્ટની સાથે ખુબ ભાઈચારો બતાવવા લાગ્યા. (ફર્ડિનાન્ડ એલવાની સાથે આવેલા લશ્કરની એક ટુકડીનો સેનાપતિ હતો.) જ્યાં જાય ત્યાં એલવા ને એગ્મોન્ટ સાથે ને સાથે જ હોય. ઉજાણી પર ઉજાણીઓ ઉડવા લાગી. સ્પેન ને ફ્રાન્સથી એલવા પર આવતાં ફળનાં પારસલોમાંથી કેટલાંક તો બારોબાર એગ્મોન્ટને ત્યાં જ મોકલાતાં. ડૉન ફર્ડિનાન્ડ તો તેને સાચ્ચા દિલથી ચાહતો, પણ ખુદ ઠાકોરના હૈયામાં તો જૂદું હતું. તે એગ્મોન્ટનો ઘાટ ઘડવાની વેતરણમાં જ હતો. માત્ર તેની પર ઉપલકિયા સ્નેહ બતાવ્યા કરતો. એગ્મોન્ટને એલવા પર સંદેહ લાવવાનું કંઈ કારણ નહોતું. હોર્નને પણ આ જ પ્રમાણે એલવા હાથમાં રમાડતો હતો.

એગ્મોન્ટને વળી પાછી ફરી ચેતવણી મળી. ૮મી સપ્ટેંબરની ઘોર અંધારી રાતે એક સ્પેનીશ અમલદાર તેને ત્યાં ચોરીછૂપકીથી આવ્યો અને તેને જણાવ્યું: સવાર થતાં પહેલાં તો તમારે અહિંથી નાસી છૂટવું જોઇએ. હું કહું છું એ કાંઇ હસવાની વાત નથી. એમ કરવામાં જ આપણું કલ્યાણ છે.

## મૂરખ એગ્મોન્ટ

બીજે દિવસે ફર્ડિનાન્ડે એગ્મોન્ટ ને હોર્નને એક ઉજાણી આપી. એ મિજબાનીમાં નોયરકારમર્સ ને વાયકાઉંટ ગ્રેંટ વગેરે પણ હતા. ૩ વાગે એલવાના ઠાકોરનો સંદેશ આવ્યો કે ઉજાણી પૂરી થતાં મહેમાનો મારે ત્યાં કૃપા કરીને પધારે. કારણ કે મારે તેમની એક જરૂરના કાર્યમાં સલાહ લેવાની છે. આ વખતે ફર્ડિનાન્ડે એગ્મોન્ટના કાનમાં ધીમેથી કહ્યું: ભાઇ, તેજમાં તેજ ઘોડા પર

સ્વાર થઇ તમે અત્યારે નાસી છૂટા, નહિ તો તમે બચી શકનાર નથી એવું મને લાગે છે માટે જાઓ. જલ્દી કરો.

એગ્મોન્ટ આ સાંભળતાંજ બેબાકળો બની ગયો. તેને દિલમાં થઇ આવ્યું કે ઓહો ! મેં કેટલી ચેતવણીઓ સાંભળી ન સાંભળી કરી. તે એકદમ ખાણાના ટેબલ પરથી ઉઠયો ને બાજુના ઓરડામાં ચાલ્યો ગયો.

એગ્મોન્ટને ગભરાયલો જોતાં જ નોયરકારમસ્સને વહેમ પડયો કે જરૂર કાંઇક દાળમાં કાળું છે. એટલે તે પણ તેની પાછળ પાછળ ગયો ને તેને પૂછ્યું: કેમ શું થયું ? આટલા બધા ગભરાયલા કેમ છો ?

## ભોળીયા રાજા

એગમોન્ટ તો બિચારો ભોળો હતો. સાફ દિલનો હતો. કૂડ-કપટમાં કાંઇ સમજતો જ નહિ, ભોળપણમાં એણે બધી વાત તેને કહી, એટલે નોયરકારમસ્સ તેને ઊંધાં ભણાવવા માંડયાં: અરે એગ્મોન્ટ ! પરદેશીની વાતનો તે ઇતબાર શો ? એ તો તારૂં કાસળ કાઢવાની પેતરણમાં જ છે. તારી નાસભાગથી ઓલવા ને સારૂં સ્પેન તારે માટે શું ધારશે ? તું અપરાધી છે માટે ભાગી ગયો એમ નહિ સમજે ? આમ જાણી બુઝીને શા માટે બળવાખોર દેખાવા જેવું કરે છે ?

આ નીચ ને સ્વાર્થપટુ માણસની વાત સાંભળીને એગ્મોન્ટનો વિચાર બદલાયો. એણે નાસી છુટવાનું માંડી વાળ્યું. મિત્રનો જાન બચાવવા મોતને હથેલીમાં લેનાર એક પરદેશી ક્યાં અને પોતાના જ દેશના નરરત્નના પ્રાણ લેવાનું કાવતરૂં રચનાર સ્વાર્થપટુ ક્યાં ? દેશદ્રોહી ક્યાં ?

એગ્મોન્ટ ફરીથી ઉજાણીમાં જઇને બેઠો. અને ચાર વાગે હોર્ન, નોયરકારમસ્સ વગેરેની સાથે ઓલવાને ત્યાં ગયો. તેણે તેઓ આવી પહોંચતાં થોડી વાર સુધી આમથી તેમ ગપ્પાં માર્યાં અને પછી

એકદમ પોતાની તબિયત ખરાબ હોવાનું બહાનું કાઢી તે ઉઠી ગયો. સંધ્યાના ઓળા અવની પર ઉતરતાંની સાથે જ એગ્મોન્ટ ને હૉર્નના જીવન પર પણ ઉતર્યા.

## એગ્મોન્ટ કેદ પડયો

સાંજના સાતનો શુમાર થયો. સરદારો ઘેર જવાને તૈયાર થયા. એટલે એલ્વાના એક સરદારે એગ્મોન્ટને ત્યાં બેસવા વિનંતિ કરી. એગ્મોન્ટના દિલમાં પાપ નહોતું એટલે તે રોકાયો. પછી સરદારે થોડી વાર સુધી વાતોના તડાકા મારી એગ્મોન્ટને તલવાર નીચે મૂકી દેવાને જણાવ્યું. આ સાંભળતાં જ તે તો એકદમ ચમકી ઉઠયો. શું કરવું ને શું ન કરવું એ એને સૂઝયું જ નહિ. એ મુંઝાયો. પેલા અમલદારે ફરીથી તેને જણાવ્યું: તમને હું ગિરફતાર કરૂં છું, તલવાર મૂકી દો. હજુ આ સત્તાવાહી શબ્દો પૂરા નીકળી રહ્યા નથી ત્યાં તો બાજુના ઓરડાનું બારણું ખુલ્યું અને કેટલાય સિપાઇઓએ આવીને તેને ઘેરી લીધો. આમ ચારે કોરથી ઘેરાઈ જતાં તેણે દુ:ખી હૃદયે તલવાર નીચે મૂકતાં જણાવ્યું કે: આ તલવારે બાદશાહની ઘણીએ સેવા કરી છે. ત્યારબાદ તેને ગિરફતાર કરી એક ઓરડામાં કેદ કરવામાં આવ્યો. એ ઓરડાની ચારે બાજુ કાળા કાળા પડદા લટકાવી અંધારકોટડી બનાવવામાં આવી હતી. આવા એકાંતમાં ને મુંઝવી નાખનારા વાતાવરણમાં તેને ૮મી સપ્ટેંબરથી ૨૪મી સપ્ટેંબર સુધી રાખવામાં આવ્યો, અને તેને કોઇ પણ માણસ ન મળી શકે એવી રીતે કબજે કર્યો.

## ધરપકડો જ ધરપકડો

હૉર્ન પણ એજ પ્રમાણે ગિરફતાર થયો હતો. તેને એગ્મોન્ટની બાજુની અંધાર કોટડીમાં કેદ કર્યો હતો. સપ્ટેંબરની ૨૪મી તારીખે સિપાઇઓના રસાલા સાથે એ બન્ને કેદીઓને ગેંટના કિલ્લામાં

મોકલી આપ્યા—તેમને વફાદારીની આ બક્ષીસ મળી.

આ બંનેની ધરપકડ થઇ તે જ દિવસે એગ્મોન્ટના કારભારી બેકરઝીલની, હૉર્નના કારભારીની, એંટવર્પના એક અમીરની તેમજ એંટવર્પના કિલ્લેદાર વગેરેની પણ ધરપકડ કરવામાં આવી. વળી એગ્મોન્ટ ને હૉર્નને ત્યાં જપ્તી લઇ જવામાં આવી અને તેમના અગત્યના કાગળ પત્રો કબજે કર્યા.

ફીલિપને આ ધરપકડના સમાચાર મળતાં જ તેનું હૈયું હરખે થનગની ઉઠયું. પરંતુ ગ્રેનવિલ તથા ટિટલમેનને ઓરેંજ ન પકડાયો તેથી ઘણું દુઃખ થયું. ટિટલમેને તો કહી પણ દીધું કેઃ જ્યાંસુધી ઓરેંજ પકડાયો નથી ત્યાંસુધી આ આનંદ ક્ષણિકજ નીવડવાનો. જર્મનીમાં એ કાંઇક નવું જ તોફાન ઉભું કરશે એ નિઃસંદેહ સમજવું.

હુગ્સ્ટ્રેટનનું નસીબ પાધરૂં કે એ બચી ગયો. એને પણ પેલી ઉજાણીમાં બ્રસેલ્સ બોલાવેલો; પરંતુ એકાએક તેને પગ પર અકસ્માત થતાં તે આવી શક્યો નહોતો. તે તો આ ધરપકડના સમાચાર સાંભળીને દેશમાંથી ભાગ્યો જ. તેને લાગ્યું કેઃ પકડાયા તો હવે આવી બન્યું જ સમજો.

એગ્મોન્ટ રાજદ્રોહી છે એમ કબુલ કરાવવાને તેના મંત્રીને જેલમાં ખૂબ રીબાવ્યો. એ નિષ્ઠુરોએ એના પર એટલો જુલમ ગુજાર્યો કે પેલો બિચારો હેરાન પરેશાન થઇ ગયો. એગ્મોન્ટે જ્યાં રાજદ્રોહ કર્યો જ ન હોય ત્યાં એનાં પ્રમાણ તે વળી ક્યાંથી મળી શકે ?

## મુડદાં ઉઠે તોય—

બર્ગન ને મોન્ટનીના દુર્ભાગ્યનો પણ પાર નહોતો. બિચારા સ્પેનથી પાછા જ નહોતા ફરી શકતા. આલવાએ સ્પેન છોડયું ત્યારથી જ એમના ભાગ્ય પર સીલમહોર થઇ ગઇ હતી. બર્ગન તો બિચારો ત્યાં માંદો પડયો ને થોડા દિવસમાં પરલોકનો મહેમાન

બન્યો. નિરાશામાં એનું હૃદય ભાંગી જવાથી એમ થયું કે એને ઝેર દેવાયું તે તો ઇશ્વર માલૂમ. કબ્રસ્તાનમાંથી મુડદાં ઉઠે તો જ તે સમયની સ્પેનની હડહડતા નરક સમી જેલોનું આબેહુબ વર્ણન કરી શકે.

મૃત્યુ વેળા બર્ઘને રાજા ફીલિપના સલાહકાર પ્રિન્સ ઇબોલી સમક્ષ પોતાનું હૃદય ઠાલવેલું. એને તે પોતાનો મિત્ર માનતો હતો. તેને એણે સ્પષ્ટ જણાવ્યું હતું કે: "હું ફીલિપને મારો રાજા નહિ કહી શકું. હું હંમેશા એને વફાદાર રહ્યો છું છતાં મારા પર સંદેહ લાવીને એણે મારું અપમાન કર્યું છે. ઇશ્વર જરૂર તેનો બદલો આપશે. મારા મૃત્યુ પછી હું નિર્દોષ હતો એ વાત જગજાહેર થવાની જ છે. પરંતુ તે વેળા તેમ થાય કે ન થાય એ સરખું જ છે."

ઇબોલી ફીલિપનો મોકલ્યો જ બર્ઘન સમક્ષ—તેની આખરી વેળાએ મગરના આંસુ સારવાને આવ્યો હતો. બાકી બર્ઘને છેલ્લો શ્વાસ મૂક્યો તે પહેલાં જ ઠકરાણી પરમાને તેની જાગીર જપ્ત કરવાને લખી જણાવવામાં આવ્યું હતું અને તેના વંશવારસોની પણ રાજદ્રોહના આરોપસર ધરપકડ કરવાનું ફરમાન અપાઇ ચૂક્યું હતું.

## મોન્ટનીનું ભાગ્ય!

મોન્ટની પર પણ હવે વધુ કરડી નજર રખાતી હતી. એ કોઇ પણ પ્રકારે નાસી ન છૂટે તેને માટે પાકી તકેદારી રખાતી. મોન્ટની અને એના ભાઈ હૉર્ન બંનેનું દુર્ભાગ્ય ફરી વળ્યું હતું. બને એક બીજાની સ્થિતિનો વિચાર કરવામાં ભૂલાવો ખાતા. મોન્ટની સ્પેનમાં છે એટલે આ શિકારીઓની જાળમાંથી બચી જશે એમ હૉર્ન માનતો. મોન્ટનીના દિલમાં થતું કે હૉર્ન સ્પેન ન આવ્યો તે જ સારું થયું: દેશમાં રહ્યો એટલે તે બચી જવાનો.

## ખૂની કચેરી

હૉર્ન, એગ્મોન્ટ વગેરેની ધરપકડ સંબંધમાં આલવાએ ફીલિ-

પને જે પત્ર લખ્યો તેમાં તેણે, હું રાજદ્રોહીઓનો ન્યાય તોળવાને એક નવું ન્યાય મંદિર સ્થાપનાર છું એમ પણ જણાવ્યું. એ ન્યાયાલયનું નામ આલ્વા સંકટ નિવારક કાર્યાલય રાખ્યું. પરંતુ દેશના ઇતિહાસમાં 'ખૂની કચેરી'ના નામે એ પંકાયું.

આ ન્યાયમંદિર સ્થાપવા આલ્વાને ફીલિપનો કાંઈ હુકમ નહોતો મળ્યો. આ એની ઘરગથ્થુ મનસ્વી અદાલત હતી. એ જાતેજ એ કચેરીનો સરમુખત્યાર હતો. બર્લમોન્ટ, નોયર કારમમ્સ વગેરે આ કચેરીના સભ્યો તો ઘણા હતા પરંતુ મત આપવાનો અધિકાર તો ફક્ત બે સ્પેનવાસીઓનો જ હતો. સ્પેનવાસીઓને માત્ર એમની ક્રૂરતાને કારણે જ કચેરીના સભ્યો બનાવેલા.

## સેતાનને શરમાવનાર

તેમાંનો એક તો સ્વભાવે પૂરો રાક્ખસ હતો. નાની વયમાં એણે પોતાના એક આશ્રિત બાળકનો પ્રાણ ગળું દબાવી લીધેલો. મોટો થતાં પણ ખુન ખૂન ને ખૂનની જ વાત. બીજું કાંઇ એને ગોઠે જ નહિ, એવો એ પરાક્રમી હતો. માણસનું ખુન પીવું એ તો એને મન રમત વાત. આલ્વાના ખૂની કામોમાં એ એના જમણા હાથ સમો હતો. એની નિર્દયતા–ક્રૂરતા સેતાનને પણ શરમાવે એવી હતી.

દેશમાં રાત દહાડો નિર્દોષોનાં લોહી છાંટણાં છંટાયાજ જતાં હતાં. નિરાધારોના આર્તનાદો વડે આસમાન ફાટી જતું હતું. પરંતું પેલા રાક્ષસને મન કાંઇ જ હિસાબ નહોતો. એ તો બધું મશ્કરીમાંજ ઉડાવ્યા કરતો. આ બને સ્પેનવાસી સેતાનોનો અભિ-પ્રાય લેવાતો ખરો, પણ અપરાધીઓને સજા તો આલ્વા મનસ્વીપણે જ કરતો. કચેરીના એક દેશી સભ્ય ઉપર એ ભારે રાજી રહેતો. તેમને બિચારાને આખોયે દિવસ ઉંઘવા સિવાય–ઝોકાં ખાવા સિવાય બીજું કાંઇ જ કામ કચેરીમાં નહોતું. કોઇ અપરાધીને સજા કરવા વિષે તેમની સંમતિ પૂછવામાં આવતાં જ તેઓ આંખ મીંચીને

બોલી ઉઠતા કે ફાંસીએ ચઢાવી દો; બીજું કાંઈ જ નહિ. એ માન-વંતા સભ્યનું નામ હેસલ્સ. એ ફ્લેમિંગ્સનો વતની–એક દિવસ તો એની સ્ત્રી પણ એની ક્રૂરતાથી ગભરાઇ ઉઠી. તેણે ગભરાટમાં ને ગભરાટમાં કહ્યું, કેઃ બસ, સૂતાં ને જાગતાં તમને ફાંસીના જ વિચાર! જોજો, કોઇક દિવસ આપની લાડકવાઇ ફાંસીદેવી આપના પર જ પ્રસન્ન ન થઈ જાય!

## ડાયરનો ભાઈબંધ!

આખરે બાઇનો એ ભય સાચો જ પડયો. ખૂની કચેરી ભારે વિચિત્ર અદાલત હતી. દેશના કાયદાઓની વિરૂદ્ધ દેશના હક્કોને ઠોકરે મારીને ત્યાં મનસ્વીપણે ફેંસલા અપાતા. કાયદા ત્યાંજ બનતા. તેના અર્થ પણ કચેરી પોતાને ફાવતા જ કરતી અને પછી સજા ફરમાવી દેતી. એલવાએ આ કચેરીની જરૂરીયાત સંબંધમાં ફીલિપને લખતાં જણાવેલું કેઃ સાધારણ કચેરીઓ તો જે અપરાધીઓના અપરાધ સાબીત થઇ શકે તેનો ન્યાય તોળવા માટે છેઃ આ કચેરી તો જે ગુન્હેગારોના ગુન્હા સાબીત ન થઈ શકે તેને પણ સજા કરી શકે છે. એ તેની વિશિષ્ટતા છે. સાધારણ કચેરીઓ પર કાંઇ સામ્રાજ્યની ઇમારત સાબૂત નથી રહી શકતી. એનો પાયો મજબૂત કરવાને તો આવી વિશિષ્ટ અદાલતની જ જરૂર છે. જનરલ ડાયરના સગ્ગા ભાઇ જેવો એ એલવા હતો. જગતભરનો સામ્રાજ્યવાદ–શાહીવાદ પશુબળ ઉપરજ નિર્ભર છે.

## જખ્મીના ઝપેટા!

૨૦મી સપ્ટેંબરે એલવાને ત્યાં ખુની કચેરીની પહેલી બેઠક મળી. પછી તો રોજ ને રોજ એલવા સાત સાત કલાક સુધી એ કચેરીમાં બેસી નિર્દોષોનાં લોહીની નદીઓ વહાવવા લાગ્યો. જેવી ગેરકાયદેસર કચેરી હતી તેવી જ તેની કાર્યપદ્ધતિ હતી. દરેક સભ્યે

દરેક વાત ગુપ્ત રાખવાના સોગંદ લીધેલા. આખા દેશને માટે આવી આ એકજ કચેરી હતી. હજારો જાસુસો દેશમાં આમતેમ ઘૂમી રહ્યા હતા. અને મન વચન કે કાયાથી સનાતન ધર્મનો વિરોધી હોય તેની ભાળ લાવવાને આદુ ખાઇને મંડયા રહેતા. ધનવાન હોવું એ મોટામાં મોટું પાપ હતું. એલવા તેવાને વીણીવીણીને કોઇ પણ બહાને સકંજામાં લેતો. એ નેધરલાંડમાં ફક્ત જુલમની ઝડીઓ જ વરસાવવાને આવ્યો ન હતો. એને તો ત્યાંની સુવર્ણગંગા સ્પેનમાં વહાવવી હતી. લોકોને ત્યાં જપ્તીના ઝપેટા ચાલુ કરવાથી શાહી ખજાનામાં વાર્ષિક પાંચ લાખ રૂપિયાની આવક વધી જશે એવી તેણે રાજા ફીલિપને ખાતરી આપી હતી.

## બીજી સજા તે હોયજ શી?

રાઉલેટ એકટના મશિયાઇ ભાઇ જેવો એ કચેરીનો કાયદો હતો. કોઇ પણ માણસને કોઇ પણ સમયે પકડીને સજા કરી શકાતી. દેશમાં કોઇ પણ માણસનું શિર સલામત નહોતું. દરેકને માથે કાયદાની તીખી ને તેજીલી તલવાર ઝઝૂમતી હતી. ધનવાનો માટે દેશ છોડીને ભાગી ગયા વગર બીજો માર્ગ નહોતો. પરંતુ તેઓ દેશ છોડી શકે એમ પણ ન હતું. સીમાડાઓ પર સખ્ત ચોકી પહેરા ગોઠવી દીધેલા હતા. નાસી છૂટનારને મદદ ન કરવાને ગાડી ઘોડાવાળાને પણ સખ્ત તાકીદ આપવામાં આવી હતી. નહિ તો તેઓ દેહાંત દંડની સજાને પાત્ર થશે એવું સ્પષ્ટ ફરમાન હતું.

કચેરીના કેટલાક સભ્યોને ઓરેંજ, લુઇ, બ્રેડરોડ, એગ્મોન્ટ, હૉર્ન, ક્યુલમ્બર્ગ, બર્ઘન ને મોન્ટની પર આરોપો ઘડી કાઢવાનું કામ ખાસ સોંપાયું હતું. સાધારણ મુકદ્દમાઓના આરોપો ઘડી કાઢવાનું કામ તો સામાન્ય સભ્યો જ કરતા; પરંતુ કોઇ અપરાધીને ફાંસીથી ઓછી સજા કરવાનો અભિપ્રાય દર્શાવતાં જ તેમને માથે પસ્તાળ પડતી. અપરાધીને ફાંસીથી ઓછી સજા કરવામાં આવે

એવું તો ભાગ્યેજ બનતું.

એલવાએ—એ નરરાક્ષસે રોજ ને રોજ એટલા નિર્દોષોનાં લોહી પીધાં હતાં કે કહેવાની વાત જ નહિ. કોઇ ભાગ્યશાળી (!) નો જ મુકર્દમો ચાલતો. બાકી તો મુકર્દમો ચલાવવા કરવાની કાંઇ વાત જ નહિઃ એને નસીબે સજા ઠોકાઇ જ જતી. અને કદાચ મુકર્દમો ચાલતો તો તેને નામે ન્યાયનું નાટક જ ભજવાતું. મોટે ભાગે ગુન્હેગારોને જીવતાંજીવત અગ્નિની સળગતી ભઠ્ઠીમાં હોમી દેવામાં આવતા.

## પાંચસો ખૂન !

એક વખત તહેવારનો દિવસ હતો. લોકો આનંદોત્સવ ઉજવવાને ભેગા મળ્યા હતા. સરકારી લશ્કરે એકદમ ત્યાં જઇને ભંગાણ પાડયું. લગભગ ૫૦૦ માણસોની ધરપકડ કરી. રંગમાં ભંગ પડ્યો. એ પાંચસોને તેજ દિવસે ફાંસીને માંચડે લટકાવી દીધા. પરદેશીઓના રાજ્યમાં તો તહેવાર કુરબાની કરીને જ ઉજવાયને! ગુલામોને આનંદ—ઉત્સવ શા ? ગુલામીમાં ફાગ ખેલવા એટલે હાંસીને પાત્ર થવું, બીજું શું ? જે ભૂમિ પર એ નિર્દોષોનાં લોહી રેડાયલાં તે આજે સ્વતંત્ર છે. અને ગુલામીમાં સબડતા લોકોને એનો સ્વાતંત્ર્યધ્વજ મુક્તિના લોહીયાળા માર્ગની યાદ આપી આગેકદમ બઢવા આહ્વાન કરી રહ્યો છે.

## ફરમાન પહેલાં જ ફાંસી !

ખુની કચેરીમાં ચાલતા મુકર્દમાઓનો આધાર પોલિસ રિપોર્ટ પર જ રહેતો. અપરાધીને ફાંસીની સજા ઠોકી દેવામાં આવતી. તેની દાદ કે ફરિયાદ સાંભળવાની કોઇને ફુરસદ નહોતી. જલ્લાદો આરોપીઓ પર છૂરી ચલાવવાને એટલા આતુર રહેતા કે કેટલીક વખત તો હુકમ મળતા પહેલાં આરોપીને ફાંસી દેવાઇ જતી ! એ વખતના એક વર્તમાનપત્રમાં એક વીગત આવેલી. આરોપીનો મુકર્દમો હજુ

તો ચાલવાનો હતો. એક પછી એક એમ ઘણા કેસોનો નિકાલ થયા પછી પેલા આરોપીનો કેસ અદાલત સમક્ષ આવ્યો. પણ આરોપી ન મળે. તે સંબંધમાં તપાસ ચાલી. એટલે તેને કેસ ચલાવ્યા વગર જ ફાંસી દઇ દીધી હતી એમ તપાસને અંતે જણાયું. તે નિર્દોષ આરોપી સામેનો કેસ એટલો લૂલો હતો કે તે ખૂની કાયદાની ચુંગાલમાં પણ નહોતો આવી શકતો. આ સમયે એલવાના જાલિમ જલ્લાદે તે નિર્દોષની હાંસી કરતાં કહ્યું: નિર્દોષ હોય તો શું થઇ ગયું ? ઇશ્વરના દરબારમાં એને ઓછું દુઃખ સહેવું પડશે.

## મુડદાનું ખૂન !

બીજા એક માણસને તો સરકારી અફસરોને બળવાખોરોના હાથમાંથી બચાવી લેવા માટે ફાંસી દેવાઇ હતી. બળવાખોરોનો મળતિયો હોવાનો આરોપ તેના પર મૂકવામાં આવ્યો હતો. એક બાઇને મૂર્તિનું અપમાન કરવાને કારણે ફાંસી દેવાઇ હતી અને બીજી બાઇને તે મૂર્તિનું અપમાન થતું જોઇ રહી તે માટે ફાંસીની સજા થઇ હતી. એક કેદી તો બિચારો ફાંસીને માંચડે ચડતા પહેલાં જ જેલમાં સ્વધામ પહોંચી ગયો હતો. આથી બિચારા હકીમને માથે આફત આવી પડી. એણે એવી કેવી દવા કરી કે આરોપી ફાંસીને માંચડે લટકતાં પહેલાં જ મરી ગયો ? પછી તો એ મુડદાને ખુરશી પર ગોઠવવામાં આવ્યું અને તલવારને એક ઝાટકે તેનું માથું ધડથી જુદું કર્યું. હકીમ સાહેબનું નસીબ પાધરું કે કાકલૂદીઓ કરવાથી બચી ગયા. નહિ તો એમની યે રેવડી દાણાદાણ જ થઇ જવાની હતી !

## શેરીએ શેરીએ શૂળી !

જીંદગીની કશી કિંમત જ ન મળે. દેશભરમાં નિર્દોષોનાં લોહી રેડવાનો રોગ જ ફેલાયો હતો. અત્યાચારની અવધિ હતી. મુલક હાડકાં ને મુડદાંનો ભંડાર બની ગયો હતો. ફાંસીની સજામાંથી બચી

ગયું હોય તેવું કોઇ કુટુંબ બાકી નહોતું. દરેક કુટુંબમાંથી કોઇને કોઈ ફાંસીને માંચડે લટકયું જ હતું. દેશ મુરદ્દારસ્તાન બન્યો હતો. એલવાને કાળપગલે તેની પશુતાએ સારો દેશ ત્રાહિત્રાહિ કરી રહ્યો હતો. દેશને આ પરિસ્થિતિમાંથી ઉદ્ધારી શકે તેવા હતા તેમને દેહાંત દંડની, જેલની કે દેશવટાની સજા થઈ ચૂકી હતી. ભયથી બચી જવાને નમી પડતાં યે છૂટકો ન થતો. નાસી છૂટવાની બારીઓ પણ તમામ બંધ હતી.

સિતમગરના દૂતો ચારે કોર શિકારની શોધમાં જ ફરતા હતા. ગલીએ ગલીએ ને સડક પર શૂળીઓ રોપી દેવામાં આવી હતી. ચોરે ને ચૌટે લોકોનાં મકાનોનાં બારણે બાળી નાંખેલી બેડોળ લાશો લટકી રહી હતી. બાગનાં ઝાડો પર જાણે શબરૂપી ફળ ન આવ્યાં હોય એવું હૃદયદ્રાવક ને કરૂણ દૃશ્ય હતું. જુલમની મરકીનો ચેપ એટલો ઝામી ગયો હતો કે માનવમેદનીથી ગીચ રહેતાં બજારો આજે સુમસામ પડયાં હતાં. સડકો પર ઘાસ ઉગી નીકળ્યું હતું. છતાં ચાંપલા વિલ્યિમની ચાંપલાશનો કાંઇ પાર નહોતો. એ તો એલવાની બુદ્ધિ ને દયાશીલતાની પ્રશંસા જ કરતો. એટલેથી અટકતો હોય તો તો ઠીક; પરંતુ પ્રજા પણ એનાથી સંતુષ્ટ છે એમ પોતાની મિત્ર મંડળીને મનાવવા પ્રયત્ન કરતો. એવા કાગળો પણ એણે પોતાના મિત્રોને લખેલા.

## પરમાબાઈ રીસાયાં

એલવા નેધરલાંડ આવ્યો તેથી ઠકરાણી પરમાના અધિકારો પર તરાપ પડી હતી એટલે એ તો એના પર ખૂબ નારાજ હતી. કોઈ પણ જાતના અધિકાર વગર રહેવામાં એને અપમાન લાગ્યું. એટલે એણે તરત જ રાજીનામું આપી દીધું. રાજા ફીલિપને એનું કાંઇ દુઃખ નહોતું. એટલે રાજીનામું મંજુર પણ થઈ ગયું. અને ઠકરાણી પરમાને આઠ હજારનો માસિક દરમાયો મળતો હતો તેની

જગ્યાએ ૧૪ હજારનુ સાલીયાણું બાંધી આપવામાં આવ્યું. નેધરલાંડની નવાબી ઍલવાને સોંપાઇ.

નેધરલાંડનું તંત્ર ઍલવાના હાથમાં આવતાં જ તેણે સ્વરક્ષણના ઉપાય યોજવા માંડ્યા. ઍંટવર્પની આજુબાજુ કિલ્લા કોટ બાંધવાનું કાર્ય એણે ઇટાલીના બે ઇજનેરોને સોંપ્યું. વળી તેમાં મોટા પ્રમાણમાં દારૂગોળાનો જથ્થો તેમજ લશ્કર રહી શકે તેવી ગોઠવણ કરવા માટે સૂચના કરી. આ કિલ્લાના પાંચ ભાગ પાડવામાં આવ્યા હતા. ચાર ભાગનાં નામ ઍલવાએ પોતાનાં નામ પર રાખ્યાં હતાં: ડ્યૂક, ફર્ડિનાન્ડ, ટોલેડો ને ઍલવા. પાંચમા ભાગનું નામ 'પચેકો' ઇજનેરના નામ પરથી રખાયું હતું. મુખદ્વાર પર ઍલવાની વિશાળ પ્રતિમા ગોઠવી હતી. ઑક્ટોબર માસમાં તો આ કિલ્લો તૈયાર થઇ ગયો. ઍલવાએ એમાં પ્રવેશ પણ કર્યો.

## ઑરેંજ પરના આરોપો

ઑરેંજ, લુઇ, કાઉંટ વાંડેનબર્ગ, હુગ્સટ્રેટન, કયૂલમબર્ગ ને મોન્ટની વગેરેને ઍલવા સમક્ષ હાજર થવાને સમન્સ મોકલ્યા હતા. ઑરેંજ ઉપર તો દસ આરોપ મૂકેલા. તેને તો બળવાખોરોનો સરદાર ગણવામાં આવ્યો હતો. "નેધરલાંડમાંથી રાજા પાછો ફર્યો ત્યારથી આખા દેશમાં પોતાનો અધિકાર જમાવી દઇને, કદાચ રાજા આવે તો તેને હાંકી કાઢવાના પ્રયત્ન કરવાનો" આરોપ ઑરેંજ પર ધડાયો હતો. આ સિવાય પણ લોકોને ઉશ્કેરવાનો, સરદારોને ફૂટવી મૂકવાનો તેમજ ઍંટવર્પના બળવા સમયે લોકોને ધાર્મિક સ્વતંત્રતા આપીને અધર્મ ફેલાવવાનો વગેરે કેટલાય અપરાધો માટે એના પર સમન્સ બજ્યો હતો.

કેવો સરસ ન્યાય ?! દિવસ રાત લોકોનું લોહી ચૂસનાર ઇનાક્વિઝિશનનું નામ લેવામાં ય પ્રજાની ઉશ્કેરણી ? ઠકરાણી પરમાની સંમતિથી થયેલી સંધિ અનુસાર પ્રજાને ધાર્મિક સ્વાતંત્ર્ય બક્ષવામાં ય

એ અપરાધી? પણ ત્યાં ન્યાય અન્યાયની કોને પડી હતી?

## રોકડો જવાબ!

ઠકરાણી પરમાને તો હવે આઠ હજારના દરમાયાને બદલે ૧૪ હજારનું સાલીયાણું મળતું એટલે એને સરદારોને મોકલેલા સમન્સ સાથે કાંઇ લાગતું વળગતું ન હતું. સરદારોએ પણ સમન્સ મળતાં એલવાને કોઠું ન આપ્યું. જાણી બુઝીને મોતના મ્હોંમાં કોણ પગ મૂકે?! ઓરેંજે તો સાફ સાફ લખી નાખ્યું કે: "હું જર્મન સામ્રાજ્યનો સભ્ય છું, ફ્રાન્સમાં હું યુવરાજના જેટલા જ અધિકારવાળો છું, અને વળી 'ગોલ્ડન ફ્લીઝ' સંસ્થાનો સભ્ય છું. નેધરલાંડનો સ્વતંત્ર નાગરિક છું. એલવાને કે એની મનસ્વી કચેરીને મારી પર સમન્સ બજાવવાનો અધિકાર નથી. જર્મનીના શહેનશાહ અગર તો એની રાજસભા કે 'ગોલ્ડન ફ્લીઝ' મારો ન્યાય તોળવાને તૈયાર હોય તો હું તેમની સમક્ષ મારો કેસ રજુ કરવાને તત્પર છું."

## વેર વાળ્યું!

અત્યાર સુધી ઓરેંજ ફીલિપની સામે હથિયાર બાંધવાને તૈયાર નહોતો એ તરતજ જણાઇ આવે છે. બુદ્ધિએ તેજસ્વી હોય એવા માણસો કાંઈ ભૂલ કરતા નથી એમ નથી. ઓરેંજ ભારે બુદ્ધિશાળી હતો પણ એણેય ભૂલ કરી હતી. પોતે તો દેશ છોડીને ચાલ્યો ગયો હતો પણ પોતાના ૧૩ વર્ષના મોટા દિકરાને લોવેન વિદ્યાલયમાં જ રાખી મૂકયો હતો. ફીલિપ આવી તક ચૂકે એવો ન હતો. તેણે તરતજ ઓરેંજના દિકરાને સ્પેન પકડી મંગાવ્યો. ત્યાં તેને સમ્રાટની ખાસ દેખરેખ નીચે શિક્ષણ આપવાનું છે કહી ભોળવી નાંખ્યો. રાજાના કૃત્રિમ સ્નેહમાં એ બેસમજ છોકરો બધું જ ભૂલી ગયો—કેવળ એશઆરામી બની ગયો અને મોઝમઝા ઉડાવવા લાગ્યો. ૨૦ વર્ષનો થયો ત્યાં સુધી ફીલિપે એને સ્પેનમાં રાખ્યો. દેશમાં પાછા

ફરતી વખતે એનો સ્વભાવ એટલો પલટાઇ ગયો હતો કે એ ઓરેંજનો દિકરો હશે એમ કોઇ ભાગ્યેજ માને. એની આકૃતિ જ એવી ક્રૂર ને ભયંકર દેખાતી હતી. જે વંશમાં ઓરેંજ ને લુઇ જેવા નરવીરો નીપજે તેજ વંશમાં ક્રૂરતાની મૂર્તિ પ્રકટે એ કેમ મનાય ?

સારો દેશ અત્યાચારની આંધીએ ચઢ્યો હતો. નેધરલાંડના રહીશોનાં માથાં એક જ ધડ ઉપર હોત તો ઘણું સારૂં એમ રોમનો જલ્લાદ પોપ વિચારતો. એના મનમાં, કે તેમ હોત તો સરળતાથી બધાં માથાં એક જ ઝાટકે ઉતારી લેવાત.

## ભયંકર ફરમાન

સને ૧૫૬૮ની ૧૩મી ફેબ્રુઆરીએ પાપી પોપનું નિર્દય ફરમાન નીકળ્યું—સારા નેધરલાંડનાં અધર્મીઓને દેહાંતદંડની સજા ફરમાવવામાં આવી. બીજે દિવસે રાજા ફીલિપે પણ 'ઇનક્વિઝશન'ના આ હુકમના સમર્થનમાં એક બીજો હુકમ ફરમાવ્યો; તથા ત્રણ કરોડ સ્ત્રી પુરુષ તથા બાળકને હારદોર ફાંસીને માંચડે લટકાવવાનું ફરમાન કર્યું. અને ધર્મગુરૂ પોપની આજ્ઞાને તાકીદે અમલમાં મૂકવા અમલદારોને તાકીદ કરી. વળી તેમ કરવામાં જાતિ, ઉમ્મર કે પ્રતિષ્ઠા ઉપર બીલકુલ ધ્યાન ન રાખવું એવી પણ તેમને ફરમાશ થઇ.

બ્રહ્માએ સૃષ્ટિ સરજી ત્યારથી માંડીને તે અત્યાર સુધીમાં આવું કરપીણ ફરમાન કાઢનાર શહેનશાહ કે બાદશાહ નથી જ જન્મ્યો. આ જુલમી હુકમ સાંભળતાં જ સૌ કોઇના હાંશકોશ ઉડી ગયા. આખા દેશમાં ખળભળાટ મચ્યો.

ખરૂં જોતાં એટલા બધા માણસોને એક સામટી ફાંસી દઇ શકાય એમ હતું જ નહિ. દેવા ધારે તો દઇ શકાય પણ નહિ. પરંતુ આવો હુકમ કાઢવામાં પ્રજા પર જુલ્મજહાંગીરી વરસાવવાનો જ હેતુ હતો. વળી આ હુકમ પ્રમાણે ગમે તેને ગમે ત્યારે પકડીને ગમે ત્યાં ફાંસીને માંચડે લટકાવી દેવાનું સુગમ બન્યું.

અમલદારોના સ્વચ્છંદનો તો હવે પાર રહ્યો નહિ. આ હુકમથી તો ન્યાયને નામે નાટક ભજવવાની ડખલ નાબૂદ થઈ. પરંતુ ફાંસીએ ચઢનાર વ્યક્તિ માલદાર છે કે કેમ એ સંબંધી ઘણી જ તપાસ થતી. આમ નેધરલાંડવાસીઓનો માલઅસબાબ લૂંટીને–જપ્ત કરીને સરકાર સ્પેનમાં સુવર્ણગંગા રેલાવશે એવી જુલમી અમલદારોને શ્રદ્ધા હતી. નેધરલાંડને લૂંટીને તેમને સ્પેનની તિજોરી તર કરવી હતી.

પછી તો ઘણા માલદાર શહેરીને 'અક્ષમ્ય' પાપના આરોપ સર પકડવામાં આવ્યા. પહેલાં તો એમના હાથ પીઠે બાંધી દેતા. પછી તેમને દોડતા ઘોડાની સાથે બાંધીને ઘસડવામાં આવતા અને તેઓ ટીચાઇ ટીચાઇને અધમુઆ થઈ જાય ત્યારે તેમને માટે ફાંસીનો માંચડો તૈયાર જ રહેતો. સિતમના સ્વામીઓએ આવી ને આવી જ રીતે ગિરફતાર થયેલા સર્વનાં કરપીણ મોત નીપજાવ્યાં.

## જીભના લોચા !

આવો જુલમ માત્ર પૈસાદારો પર જ ન હતો. ગરીબ અને મજૂર પણ એના સકંજામાંથી છૂટી નહોતા શકતા. ફાંસીએ ચઢતાં લોકો પોતાના હૈયાની હાયવરાળ કાઢતા તેથી પ્રજામાં ખૂબ જ ખળભળાટ મચી જતો. આમાંથી કોઇ વખત મામલો વિફરે તો ભારે થઈ પડે એમ સમજીને ફાંસીએ ચઢનારની જબાન જ બંધ કરી દેતા. આરોપીઓની જીભ બહાર ખેંચી કાઢી તેની પર ધગધગતા લોઢાના સળીયા ચાંપી દેતા. લોહી માંસના એ લોચા જમીન પર આવી પડતા ! ધરતી માતા જાલિમોના આ અસહ્ય જુલમથી ભારે મરતી હતી. ઇશ્વર પણ આ જુલમો કેમ સાંખી શકે ?

## જંગલી ભિખારી

સારૂં હતું કે દેશના લોકો હજુ સંગઠિત ન હોતા; નહિ તો સ્પેનવાસીઓને નેધરલાંડમાંથી ગાંસડા પોટલાં બાંધીને ક્યારનું યે

રવાના થવું પડયું હોત. આખરે પણ તેઓ માણસ જ હતા. આવા કરપીણ અત્યાચારો મુંગે મોંઢે ક્યાં સુધી સહન કરી શકે? કેટલાક લોકોના હૃદયમાં તો આગના ભડકા ઉઠતા હતા. એમાંથી મારવું કે મરવું એવી ભાવનાવાળો એક સમુહ પેદા થયો. તે મરણિયાઓએ પોતાનું નામ 'જંગલી ભિખારી' રાખ્યું. કેથોલીક ધનવાનો તથા ધર્મગુરૂઓને વીણી વીણીને દબડાવવાનો તેમનો ધંધો થઈ પડ્યો. તેમણે તો બસ લૂંટફાટ ને મારફાડ જ કરવા માંડી. સરકારી ખજાનો પણ લૂંટ્યો. કેથોલીક ધર્મગુરૂઓનાં નાક કાન કાપી લેવાં એ તો એમને મન રમત હતી. વળી ઘોડાને પૂંછડે બાંધીને તેમને એવા ઘસડતા કે એમનો જીવ જવો જ બાકી રહેતો. એલવાનો ઠાકોર મહા પ્રયાસે એક મોટું લશ્કર મોકલી આ મરણિયાઓને કાબુમાં લાવી શક્યો.

## બિચારો એગ્મોન્ટ

હૉર્ન ને એગ્મોન્ટ આજ કેટલાય મહિના થયાં સરકારી સેનીટેરીયમની હવા ખાતા હતા—જેલમાં સબડતા હતા. કોઇ વકીલને મળવાની પણ એમને પરવાનગી ન હતી. એમના પર શો આરોપ છે તે પણ કોઈ કહેતું નહોતું. એગ્મોન્ટના કેસનો ફેંસલો આવે તે પહેલાં તો તેની જાગીર જપ્ત થઇ હતી. તેની પત્ની ને નાનાં મોટાં અગિયાર બાળકો રાજવંશી ઠાઠમાઠમાં ફરનારાં—તેમને આજ ધાનપાણીના ય સાંસા હતા. પાપી પેટનો ખાડો પૂરવાને બિચારાંએ એક દેવળનો આશરો લીધો. દુઃખનું જેણે સ્વપ્નમાં પણ નામનિશાન નહોતું જોયું તેને માથે હવે દુઃખનાં ઝાડ ઉગવાનાંજ બાકી રહ્યાં! છતાં પણ એમણે ધિરજ ન ખોઈ.

એગ્મોન્ટની પત્નીએ બિચારીએ પોતાના પતિનો ખટલો કોઇ નિષ્પક્ષ અદાલતમાં ચાલે તે માટે રાજા ફીલિપને, એલવાના ઠાકોરને જર્મનીના શહેનશાહને, પોતાના બાઈ પેલેન્ટાઈનને તેમજ 'ગોલ્ડન ફ્લીઝ'ના સભ્યોને કેટલાય પત્રો લખ્યા. 'ગોલ્ડન ફ્લીઝ'ના સભ્યોએ

પણ એગ્મોન્ટનો મુકદ્દમો 'ગોલ્ડન ફ્લીઝ' સમક્ષ ચાલવો જોઇએ એમ લખ્યું. કેમકે એગ્મોન્ટ તે સંસ્થાનો સભ્ય હતો. અને એ સંસ્થાના નિયમ પ્રમાણે તેનો કેસ બીજે કોઇ સ્થળે ચાલી જ ન શકે. પણ ધારાધોરણને કોણુ પૂછતું હતું ? 'હમ કરે સો કાયદા'નો એ જમાનો હતો. કાયદા કાનૂનો ટોલ્સે ચઢેલા. પ્રજાકીય કાર્યકર્તાઓના મુકદ્દમા-ઓમાં ન્યાયાન્યાયની કોઈને પડી નહોતી.

## જાલિમની અડગતા

ફીલિપની નેધરલાંડ વિષેની નીતિ જગજાહેર હતી, અને ઍલવા કાંઇ જાય તેવો ન હતો. એ તો એગ્મોન્ટ ને હૉર્નને ફાંસીને માંચડે લટકાવવાના હુકમ પર ફીલિપની સીલમહોર કરાવીને જ આવ્યો હતો. એના દિલમાં તો વરૂ ને બકરી બચ્ચાની વાત જેવું હતું. તેં નહિ તો તારા બાપે, નહિ તો તારા દાદાએ, પણ મને ગાળ ભાંડેલી એટલે તને તો હું ખાઇ જ જઇશ એવો વરૂન્યાય ઍલવાનો હતો. કેસ ચલાવવાની તૈયારી તો કેવળ ઢોંગ હતો.

જર્મનીના સમ્રાટને આ બંને સરદારોના કેસ સંબંધમાં રાજા ફીલિપે પ્રત્યુત્તરમાં જણાવ્યું હતું કેઃ નેધરલાંડ મારા હાથમાંથી કાલે જતું હોય તો આજે ચાલ્યું જાય, આકાશ પાતાળ એક થઈ જાય પણ હું મારા નિશ્ચયથી ચળનાર નથી. પાછળથી દુનિયા મારા કાર્યની જરૂર કદર કરશે એવી મને શ્રદ્ધા છે.

ઍલવા પણ ઢીલથી અકળાઇ ગયો હતો. તેણે ફીલિપને લખ્યું કેઃ ચારે કોરથી હૉર્ન તથા એગ્મોન્ટને છોડી મૂકવાને અરજીઓ આવ્યે જ જાય છેઃ કામ ખતમ કરવાને શા માટે વિલંબ થાય છે તે જ સમજાતું નથી !

હૉર્નની ઘરડી મા પોતાના દિકરાને છોડાવવા ખૂબ પ્રયત્ન કરતી હતી—સૌના કાલાવાલા કરતી હતી. એગ્મોન્ટના નાગરિક તરીકેના હક્કની તો સરકારને કંઈ નહોતી પડી; પરંતુ 'ખૂની કચેરી'માં

એનો કેસ ચલાવવામાં 'ગોલ્ડન ફ્લીઝ'નાં ધારાધોરણ આડે આવતાં હતાં. હૉર્નને માટે પણ તેમજ હતું.

ડૉક્ટર વિગ્લિયસ કોઇ અજબ ધાતુનું ઘડેલું પુતળું હતું. તેણે તરત જ સરકારની મુંઝવણનો અંત આણ્યો. 'ગોલ્ડન ફ્લીઝ'ના નિયમો આ કેસમાં લાગુ પાડી શકાય જ નહિ એમ એણે છાતી ઠોકીને કહ્યું. લોકો પરસ્પર ગળાં રેંસવા તૈયાર થઇ જાય એનું નામ જ ગુલામી. વિગ્લિયસના આ અભિપ્રાયે સરકારની ચિન્તા દૂર થઇ. અને એ કેસ ખુની કચેરીમાં ચાલ્યો. સારાયે નેધરલાંડમાં મચેલા ઉત્પાતનો આરોપ હૉર્ન ને એગ્મોન્ટ પર મૂકવામાં આવ્યો. એ બિચારાઓએ તો અમે નિર્દોષ છીએ અને જીંદગી સુધી રાજ્યને વફાદાર રહ્યા છીએ તેવો ખુલાસો કર્યો; પણ સાંભળે કોણ ? એટલામાં કેટલીક એવા ઘટનાઓ બની કે જેથી સરકારને હૉર્ન તથા એગ્મોન્ટનું કાસળ જલદી કાઢવાની જરૂર પડી.



# બળવાનો ઝુંડો

## ઓરેંજ માથું ઉંચકે છે

આખરે ઓરેંજ એ અપાર જુલમોથી કંટાળ્યો. તેનાં રોમે રોમ સળગી ઉઠ્યાં. અને એ ક્રાન્તિનો ઝંડાધારી બન્યો. એને બળવાખોર માનીને સરકારે ક્યારની યે એની જાગીર જપ્ત કરી લીધી હતી. એના દિકરાને પણ કેદ કરી સકંજામાં લીધો હતો. ઓરેંજને હવે લૂંટાયા પછી ભય શો? શા માટે એ બળવાખોર ન બને? સરકારની જુલમજહાંગીરી જોઈ એનું હૃદય ફાટી જતું હતું. જર્મનીના લોકો સાથે મળી જઈને નેધરલાંડમાંથી નાસી છૂટેલાંઓની સહાયથી પછી તો એ લશ્કર ને દ્રવ્ય એકઠું કરવા લાગ્યો. ગ્રીસનો ડેમોસ્થિનીઝ તો રાજા વિરૂદ્ધ ભાષણો કરી લોકસમુહ ઉશ્કેરી મૂકતો; ઓરેંજે તો વળી લુઇને એક અધિકારપત્ર લખી આપીને સ્પેનના લશ્કરને નેધરલાંડમાંથી હાંકી કાઢવાનો હુકમ કર્યો હતો. વાન્ડેનબર્ગ તેમજ હુગ્સટ્રેટનને પણ એવા જ અધિકાર અપાયલા. ઓરેંજ દેશની ક્રાન્તિનું હૃદય હતો તો એનો નાનો ભાઇ લુઇ જમણો હાથ હતો.

## ભામાશા, ભામાશા!

દેશના ઉદ્ધારની તૈયારી માટે બે લાખ રૂપિયાની જરૂર હતી એમ ઓરેંજ માનતો. એક લાખ રૂપિયા તો અત્યારસુધીમાં નેધરલાંડમાંથી મળી ગયા હતા. બાકીની રકમ સરદારોએ માંહોમાંહે ફાળે પડતી ઉઘરાવી લીધી. ઓરેંજે પોતાનો સરસામાન વેચીને દેશોદ્ધારક ફંડમાં ૫૦ હજાર રૂપિયા ભર્યા. હુગ્સટ્રેટને પણ ૩૦૦૦૦ રૂપિયા

આપ્યા. આ સિવાય લુઇએ દસ હજાર, ક્યૂલમબર્ગે ૩૦૦૦૦, વાન્ડેનબર્ગે ત્રીસ હજાર અને ઓરેંજની માતાએ પણ દસ હજાર રૂપિયા જનની જન્મભૂમિના ઉદ્ધારને અર્થે અર્પણ કર્યા.

ઓરેંજની આ રમત જુગારીના છેલ્લા દાવ જેવી નહોતી. એ કુશળ રાજનીતિજ્ઞ ઠંડે કલેજે દેશની પરિસ્થિતિનો વિચાર કરી આગળ પગલાં માંડી રહ્યો હતો. બ્રસેલ્સ પર ઓચિંતો છાપો મારી શહેરને કબજે કરવાનો તેમજ ઍલવાને ચૂપચાપ ઉઠાવી લાવવાનો ઓરેંજનો ઉત્સાહી પ્રયત્ન હમણાં જ નિષ્ફળ ગયો હતો. તેનો ઈરાદો નેધરલાંડ પર ચારે બાજુથી હુમલો કરવાનો હતો. તે પોતે પણ હુમલો લઇ જવાને ઇરાદે ક્લીવ્ઝ જઇ પહોંચ્યો.

## વિલર્સનો વિશ્વાસઘાત

દેશોદ્ધારક સૈન્યનો એક વિભાગ ફ્રાન્સના સીમાડાની નજીક એટ્રાયઝ તરફથી દાખલ થવાનો હતો. બીજો વિભાગ હ્યુગ્સટ્રેટનની સરદારી નીચે મ્યૂઝ ને રાઈન નદી વચ્ચેના પ્રદેશમાં લડનાર હતો. અને ત્રીજો વિભાગ લુઇની આગેવાની નીચે ફ્રીઝલૅંડમાં ઝંડો ઉઠાવવાનો હતો. પરંતુ પહેલા બે વિભાગનાં લશ્કરોને ઘણી જ નામોશીભરી હાર ખાવી પડી.

૧૮ મી જુલાઇએ ૨૫૦૦ દેશભક્તોએ એટ્રાયઝ તરફથી હુમલો કર્યો પણ તેઓ ન ફાવ્યા. લગભગ સૌ કામ આવી ગયા. ભાગ્યે બસો ત્રણસો, જીવ બચાવી નાસી છૂટ્યા હશે. બીજો વિભાગ હ્યુગ્સટ્રેટનને બદલે વિલર્સને સોંપાયો હતો. તે તો ૩૦૦૦ લડવૈયા સાથે કદીંગ ધીમ કદીંગ ધીમ કરતો રૈયરમોન્ડે પહોંચ્યો અને તે શહેરનો કબજો લઇ લેવાનો પ્રયત્ન પણ કર્યો, પરંતુ શહેરના લોકો ક્રાન્તિને માટે તૈયાર નહોતા. એમણે તો ટપોટપ કિલ્લાનાં બારણાં દઈ દીધાં તથા લશ્કરને અંદર ન પેસવા દીધું. પછી તો સ્પેનના લશ્કરનાં બ્યુગલ વાગ્યાં ને ઘોડાઓના હણહણાટ સંભળાયા. વિલર્સ

સરકારી ફોજનો સામનો કરવાને તૈયાર તો થઇ ગયો. પણ આખરે તેનું કાંઈ ન વળ્યું. તેના લશ્કરનો એકેએક સૈનિક રણભૂમિમાં ખપી ગયો અને પોતે કેદ પકડાયો. એનામાં આત્મબળની ઉણપ હતી. ફાંસીના ભયે તેનું હૈયું કંપી ઉઠયું. અને જીવ બચાવવાના લોભે નીચમાં નીચ કામ કરવાને તે તૈયાર થયો. તેણે ઓરેંજની રમત ખુલ્લી પાડી દીધી. જે જાન બચાવવાને તેણે વિશ્વાસઘાતનું હિચકારૂં કૃત્ય કર્યું તે જાન પણ તે આખરે ન જ બચાવી શકયો. તેનો ઘડો લાડવો થઇ ગયો.

લુઈ [illegible]વ્યો

લુઈ પોતાના નાના ભાઇ એડોલ્ફસની સાથે લશ્કર લઇને સ્વાતંત્ર્યનો ઝંડો ઉડાવતો ઉડાવતો ફ્રીઝલેંડમાં ઘૂસ્યો. સ્વદેશ–સ્વધર્મને ખાતર કુરબાન થઇ જવાનો સંદેશ પાઠવતો એ આગળને આગળ વધતો જ ચાલ્યો. એ પ્રાંતના સુબેદાર એરેમ્બર્ગના કિલ્લા પર ઓચિંતો છાપો મારી તેણે કોટકિલ્લો કબજે કર્યો. જોતજોતામાં ડેમ અને સ્લોચટેરેન પર પણ લુઇનો ઝુંડો ફરફરવા લાગ્યો. ચારેબાજુથી લોકો આવી આવીને તેના ઝુંડા નીચે એકઠા થવા લાગ્યા. વળી ગ્રોનિંજન શહેરના લોકો પાસેથી તેણે કેટલાક રૂપિયા પણ લીધા અને પોતાના લશ્કરનો ખર્ચ નિભાવવા લાગ્યો.

આ સમયે એલવાનો ઠાકોર કાંઈ સૂઇ નહોતો રહ્યો. એને બધી વાતની ખબર હતી. અરેમ્બર્ગ ફ્રાન્સથી પાછો ફર્યો કે તરત જ તેને લશ્કર આપીને તેણે રવાના કર્યો. ચાર હજાર ચુનંદા જુવાનિયાઓનું સૈન્ય ધમધમ ધરણી ધ્રૂજાવતું લુઇને શિકસ્ત આપવાને ઠડમંજલ કૂચ કરતું ચાલ્યું. સરદાર મેઘમા પણ આ સૈન્યને આગળ ઉપર મળી જવાનો હતો.

ડેમની નજીક હીલીગરલી નામનું એક દેવળ હતું. એ દેવળ ટેકરા પર આવેલું હતું. તેની આસપાસ ઘાસ વગરનાં સૂકાં ખેતરો

આવી રહેલાં હતાં. બાળવાના ઉપયોગમાં લેવાને ઘાસ ખોદી ખોદીને લઇ લીધેલું એટલે એમાં ઉંડા ઉંડા ખાડા પડી ગયા હતા. અને એ ખાડાઓમાં પાણી ભરાઈ રહેતું હતું. પાણીની ઉપરની લીલી જમીનમાંથી હરિયાળી વસુંધરા કલકલ કરી રહી હતી. કેટલીક જગ્યાએ તો આવી વસુંધરાથી ખાડાઓ ઢંકાઈ ગયા હતા. તેથી લોકો ભૂલાવો ખાઇ એ ખાડાઓમાં પડે તોયે નવાઈ જેવું નહોતું. લુઇએ આ સ્થળે જ યુદ્ધનો મોરચો માંડવાનું નક્કી કર્યું. પોતે તો સૈન્ય સાથે એક ટેકરા પર રહ્યો અને ખાડાઓથી ભર્યું મેદાન તેણે દુશ્મનોને માટે રાખી મૂક્યું.

## અરેમ્બર્ગ આવ્યો

અરેમ્બર્ગ લશ્કર સાથે ત્યાં આવી પહોંચતાં જ ખમચ્યો. એ પોતે નેધરલાંડનો વતની હતો અને વળી આ પ્રાંતનોજ સૂબેદાર હતો. એટલે આ સ્થળનો એ ખૂબ પરિચિત હતો; ખૂણે ખૂણો જાણતો. સરદાર મેધમા એ ત્રણ દિવસમાં આવી પહોંચે તેમ હતું એટલે એણે ત્રણ ચાર દિવસ સુધી તેની વાટ જોવાનું દુરસ્ત ધાર્યું. પરંતુ સ્પેનના સિપાઇઓ વિજયના નશામાં ચકચૂર હતા. તેમને તો તરત જ શત્રુઓ પર હુમલો કરી ઘાસની માફક કાપી નાંખવા હતા એટલે એ તો આવેશમાં ગાંડાતુર બન્યા. અરેમ્બર્ગ પર ફિટકાર વરસવા લાગ્યો: 'એ તો કાયર છે,' 'નામર્દ છે,' 'આગળ વધતાં ગભરાય છે.' એવા એવા અવાજો ચારે બાજુથી આવવા લાગ્યા.

આ મેદાનમાં કૂદી પડવું એટલે જાણીબુઝીને મોતને નોંતરવું એ વાત અરેમ્બર્ગ સારી રીતે જાણતો. પણ એ વીર હતો. પોતાને ગાંઠનું દર્દ હતું તોય બીમારીને ખાટલેથી ઉઠીને યુદ્ધના મેદાનમાં આવ્યો હતો. તેનાથી સ્પેનીશ લશ્કરનાં આ મહેણાં ન સહન થઈ શક્યાં. એનું સ્વમાન એને ઘવાતું લાગ્યું. સ્પેનના સિપાઇઓજ મોતના ડાચામાં કૂદી પડવા તલસી રહ્યા હોય તો નેધરલાંડના

સેનાપતિને તેમને દોરવામાં વાંધો ન જ હોય એમ એણે વિચાર્યું.

## પડયા ખાડામાં

લુઇ તો ઠંડે કલેજે મોકો જોઇ રહ્યો હતો. એક દિવસ પહેલાં જ એના સિપાઇઓમાં પગાર સંબંધી અસંતોષ ફેલાતાં બળવો ફાટી નીકળવાનો હતો પણ એ મુશ્કેલીમાંથી પાર ઉતરતાં કુનેહબાજ લુઇને વાર ન લાગી. અને આજે તો તેનો એકે એક સૈનિક એના બોલ પર પ્રાણ પાથરવા તૈયાર હતો.

અરેમ્બર્ગની ફોજ હોંશમાં ને હોંશમાં લુઇના લશ્કર પર ગોળીઓ વરસાવતી આગળ વધી. તેને વિલંબ પસંદ ન હતો. સરકારી સૈન્ય આગળ વધ્યું એટલે તેમને ભૂલાવામાં નાખવાને લુઇનું લશ્કર આમથી તેમ ભાગવા માંડયું. દુશ્મનોના સૈન્યને આમ નાસતું જોઇને સરકારી ફોજ શિસ્ત ચૂકી ગઇ. તેણે ફાવે તેમ દુશ્મનો પાછળ દોટ દીધી. બસ, પછી તો પૂછવું જ શું ! લુઇએ ધાર્યું હતું તે જ પરિણામ આવ્યું. આખું સરકારી સૈન્ય ખાડાઓમાં ફસાઇ પડયું !

## વીર અરેમ્બર્ગ

તેમણે ખાડામાંથી નીકળવાનો પ્રયત્ન કરવા માંડયો કે તરતજ લુઇના લશ્કરે ટેકરા પરથી બંદુકની જામગરીઓ ચેતાવી અને તેમને ટપોટપ વીંધવા માંડયા. જેઓ ખાડામાંથી બચીને ભાગવા લાગ્યા તેમનો લુઇની બીજી ટુકડીએ ખુરદો કર્યો. સ્પેનનું સૈન્ય બીધેલાં કૂતરાંની જેમ પૂંછડી પટપટાવતું નાઠું પણ લુઇના હાથમાંથી ન બચી શકયું. જોતજોતામાં તો સરકારની આખીયે ફોજ ફનાફાતીયા થઇ ગઇ. યુદ્ધક્ષેત્રમાં અરેમ્બર્ગ ને એડોલ્ફસ સામસામા આવી ગયા હતા. એડોલ્ફસ રોષમાં આવી જઇને અરેમ્બર્ગ ને વીંધી નાંખવા આગળ વધ્યો—તેણે ગોળી છોડી ને અરેમ્બર્ગની છાતી વીંધાઇ ગઇ.

તે પણુ જાય તેવો ન હતો. ઘવાયલો ઘવાયલો તોય તેણે પણુ અચૂક એડોલ્ફસને વીંધી નાંખ્યો. અને મરતાં સુધી મહાભારતના વીર યોદ્ધાઓની જેમ એ રણુભૂમિમાં ઝૂઝયો.

સ્પેનના જે કર્નલે અરેમ્બર્ગને કાયર કહ્યો હતો તેણે જ રણક્ષેત્રમાં પહેલી પૂંઠ બતાવી હતી. સરદાર મેઘમા યુદ્ધસ્થળની સાવ નજીક આવી પહોંચ્યો હતો. પણુ તેનું આવવું હવે ઘણું જ મોડું હતું. અરેમ્બર્ગના સર્વનાશની ખબર મળતાં તેના ટાંટીયા પણુ ઢીલા થયા અને તે ગ્રોનિંજન પાછો ફર્યો.

## મોંઘી જીત

ગ્રોનિંજન યુદ્ધની દૃષ્ટિએ પ્રાન્તની ચાવી સમું હતું. દેશભક્ત લુઇએ વિજય તો મેળવ્યો પણુ એ વિજય એને ભારે પડયો હતો. તાનાજી જેવા સિંહને ગુમાવીને સિંહગઢ પર વિજય મેળવતાં છત્રપતિ શિવાજીને આનંદ નહોતો ઉપજ્યો. વીર એડોલ્ફસની આહુતિ આપીને લુઇ અને ઓરેંજ હીલીગરલીના વિજય પર શી રીતે આનંદી શકે ? પણુ હૃદયનું દુઃખ હૃદયમાં શમાવીને જ લુઇએ શત્રુનો પીછો પકડયો. ગ્રોનિંજનની નજીક પહોંચીને તેણે ખાઇઓ ખોદાવી ડેરા તંબુ ઠોકી દીધા.

સ્પેનના લશ્કર પર જીત મેળવાય જ નહિ એવો એક પ્રકારનો ભય પ્રજાના મનમાં હતો તે હીલીગરલીના યુદ્ધ પછી નીકળી ગયો. એટલી અસર તો યુદ્ધની એ દેશ પર થઇ જ. અને સ્વાતંત્ર્ય યુદ્ધનાં મંડાણુ થયાં હોય તે વેળા દેશમાં આવી અસર થાય એ કાંઇ જેવી તેવી જીત ન ગણુાય. પરદેશી રાજ્યના પાયા સત્તા ને બળ પર નિર્ભર છે. પરતંત્ર પ્રજામાંથી શાસકાના બળનો ભય નાશ પામતાં જ તે ગુલામી ફેંકવાને માથું ઉંચકે છે. જ્યાં સુધી આ ભય ન નીકળે ત્યાં સુધી જ એ ગુલામીને પત કરે છે. આ સર્જનજૂનું સત્ય છે. હીલીગરલીના વિજયે આમ નેધરલાંડમાં નવું જેમ પ્રગટાવ્યું.

ઍલવાને આ પરાજયના સમાચાર મળ્યા ત્યારે તેના ક્રોધની સીમા ન રહી. એણે જાતે લુઇને દબડાવવાનો નિશ્ચય કર્યો.

## ઍલવા ખીજ્યો

બ્રસેલ્સ છોડતા પહેલાં ઍલવાને ઘણાં ઘણાં કામ કરી લેવાં હતાં. તે એક પછી એક ક્રૂર હુકમો કાઢયે જતો હતો. ૨૮મી મેએ એણે ઓરેંજ, લુઈ લુઝ્સ્ટ્રેટન, વાન્ડેનબર્ગ વગેરે સરદારોની જાગીરો જપ્ત કરી તેમને દેશનિકાલીનો હુકમ કર્યો. ક્યૂલમ્બર્ગના કિલ્લાને મીટ્ટીમાં મીલાવી દઇ તેની પર મિનારો બાંધવામાં આવ્યો. ઓરેંજ વગેરે જ્યાં આગળ બેસીને કાવતરૂં રચતા હતા તે સ્થળની અવદશા લોકો જોઇ શકે એટલા માટે જ એ નીચ કૃત્ય અમલમાં મૂકાયું. ૧ લી જુને દેશના ૧૮ આગેવાનોને ફાંસી દેવાઈ. ૩જી જુને એગ્મોન્ટ ને હોર્નને ઝેંટના કિલ્લામાંથી બંધ ગાડીમાં બ્રસેલ્સ લાવવામાં આવ્યા. અને ૪થી જુને તો ઍલવાએ એ બને સરદારોનાં માથાં ઉરાડી દેવાનો હુકમ પણ ફરમાવી દીધો.

## ઍરસ અકળાયો

એગ્મોન્ટને દેહાંતદંડ માટે તૈયાર રાખવાનું કામ ઍલવાના ઠાકોરે ઍરસના ધર્મગુરૂને સોંપ્યું. મૃત્યુને આલિંગવા બીજે દિવસે તેને તૈયાર રાખવો એવો હુકમ નીકળી ચૂકયો. આ ફરમાન સાંભળતાં જ બિચારા ધર્મગુરૂના તો હોશકોશ ઉડી ગયા. એણે તો લખા લખાને એગ્મોન્ટનો જીવ બચાવવાને આજીજીઓ કરવા માંડી. પણ પત્થરહૃદયના ઍલવા પર એની શી અસર ! તેણે તો સાફ સાફ કહી દીધું કે: સરકારી કામમાં વાઇસરોયને સલાહ આપવાનું કામ તમારૂં નથી. માત્ર આરોપીના મૃત્યુ માટે તૈયારી કરવી એ જ તમારૂં કામ છે. જાઓ હું બીજું કાંઇ જ સાંભળવા માંગતો નથી. બિચારા ધર્મગુરૂનું શું ગજું ? એ તો આ સાંભળતાં ડઘાઈ જ ગયો.

## બિચારી—

ખૂદ એગ્મોન્ટની પત્નીને પણ આવી સજાની સ્વપ્નેય આશા નહોતી. અરેમ્બર્ગ રણભૂમિમાં પડયો એ સમાચાર મળતાં તે બિચારી તેની પત્નીને દિલાસો દેવા તેને ઘેર ગઇ હતી. ત્યાં તેણે આ દુઃખદ સમાચાર સાંભળ્યા: જાણે વજ્ર ન તૂટી પડયું હોય તેમ એ બેફામ બની ગઇ. સ્તબ્ધ દશામાં જ તેણે ત્યાંથી વાઈસરૉયને ત્યાં દોટ દીધી.

શહેનશાહી ખાનદાનનું એ ફરજંદ પતિપ્રેમમાં કુટુંબની માનમર્યાદા સુદ્ધાં ભૂલ્યું. આલ્વાને પગે પડી પડીને પોતાના પતિનો જીવ બચાવવા માટે એણે કાકલૂદીઓ કરવા માંડી. બિચારીનો જીવ જતો હતો અને પેલા રાક્ષસને હસવું રહ્યું હતું. કાલે તમારા પતિનો જરૂર છૂટકારો થઇ જ જવાનો એમ તેણે કટાક્ષમાં જણાવી દીધું. એ બિચારી આલ્વાનું કટાક્ષ ન સમજી શકી. એના દિલમાં તો થયું કે: મારા પતિ આવતી કાલે નક્કી છૂટી જશે. એટલે એ તો આલ્વા પર આશીર્વાદ વરસાવતી પાછી ફરી. બીજે દિવસે જ પેલા રાક્ષસનાં વચનોનું હાર્દ સમજાયું. માણસજાત કેટલી નીચ બને છે! દુઃખમાં ડૂબેલાંની પણ એ હાંસી કરી શકે છે!

## મોતનું વૉરંટ

કાજળકાળી રાત હતી. કેદખાનાની કોટડીમાં પણ અંધકારના ઓળા ઉતરી પડ્યા હતા. બરોબર આ સમયે—મધ્યરાત્રિએ એગ્મોન્ટનો કાળદૂત એની કોટડીનાં દ્વાર ખખડાવતો ઉભો. એ બાપડો નિરાંતજીવે ઉંઘતો હતો. અૅરસના ધર્મગુરૂએ એને સૂતો ઉઠાડયો અને એના હાથમાં મોતનું વૉરંટ મૂક્યું. એગ્મોન્ટ જરા યે ભયભીત ન બન્યો પરંતુ આમ એકાએક વૉરંટ મળતાં એ ચોંકી ઉઠયો. જે મુકદ્દમાની પાછળ મહિનાના મહિના નીકળી ગયા હતા તેનો ફેંસલો આટલો જલદી મળશે એવો એને સ્વપ્ને યે ખ્યાલ નહોતો. અને ફેંસલો

તે વળી કેવો ? ફાંસીની સજા ! ! !

એગ્મોન્ટે ઍરસને પૂછ્યું: આ મોતમાંથી બચી શકું એવી કાંઈ આશા જ નથી ? થોડા દિવસને માટે ય ફાંસી મોકુફ નહિ રહે ? આ સાંભળતાં જ તેણે ઍલવાની સાથે થયેલી વાતચિત જણાવી. એગ્મોન્ટ નિરાશ થઈ ગયો. તેને લાગ્યું કે હવે મૃત્યુ વિના કાંઈ આરો નથી. આમ વિચારમાં ને વિચારમાં તે એકદમ આવેશમાં આવી ગયો. તેના હૈયાની વરાળ હોઠે આવવા લાગી: "આવી કઠોર સજા ! કેવળ અન્યાય ! હું હંમેશા રાજ્યને વફાદાર રહ્યો છું. એ ફરજ હું જીવનભર ચૂક્યો નથી, છતાં તેમ બન્યું હોય તો પરમાત્મા ! મારા મૃત્યુથી મારું એ કલંક ધોઈ નાંખજે. મારી જાગીર જપ્ત થવાથી અને મારા મૃત્યુથી મારાં નિર્દોષ સ્ત્રીબાળકો જરૂર દુઃખી થશે પરંતુ કલંકને કારણે નીચું જોવા વારો એમને નહિ રહે, હું સંભારણામાં કાળીટીલી મૂકીને નથી જતો."

## છેલ્લી ગોઠડી

એગ્મોન્ટના બળતા હૃદયની હાય સાંભળી ઍરસનું હૃદય પણ બેસી ગયું. ગળગળો થઈ ગયો. એગ્મોન્ટને કહ્યું: "ભાઈ, હવે શોક શા માટે ? જીવનની છેલ્લી ઘડીએ જગતની વસ્તુઓનો મોહ શો ? એ ઘડી પરમાત્માનું નામ લઈ લો. એના પરમ સ્વરૂપમાં જ જઈને તમારે ભળવાનું છે. બાળ–બચ્ચાંની ફિકર મૂકી દો."

એગ્મોન્ટે નિસાસા મૂકતાં કહ્યું: હાય ! માનવસ્વભાવ કેટલો નિર્બળ છે ! જે વેળા પરમાત્માનું નામ લેવું જોઈએ તે સમયે બાળબચ્ચાંની યાદ હૃદયમાંથી નથી ભૂલાતી. ઓ પ્રભુ, કેટલી નિર્બળ મનોદશા !" આમ હૃદયની આહ વરસાવતો મહા પ્રયાસે મગજનું સમતોલપણું જાળવી એ પત્ર લખવા બેઠો: એક ફીલિપ ઉપર અને બીજો ઍલવા પર એમ બે પત્ર લખી કાઢ્યાં. ફીલિપના પત્રમાં તેણે લખ્યું:

" મહારાજશ્રી,

આપ શ્રીમાને મને જે સજા કરવાનો નિશ્ચય કર્યો છે તે મેં આજે જ જાણ્યું. આપની કે કેથોલીક ધર્મની વિરૂદ્ધ મેં સ્વપ્નમાં પ કાંઈ કર્યું હોય તેવું મને સાંભરતું નથી. છતાં મને જે સજા મળી છે તે હું શાન્તિથી સહન કરવા તૈયાર છું: જેવી ઇશ્વરેચ્છા. કદાચ આપની વિરૂદ્ધનું કહી શકાય એવું કોઈ કાર્ય મારાથી થયું હોય તો તે ઇશ્વરની અને આપની સેવા કરવાના વિચારથી જ થયું હશે. આથી આપ મને તે માટે ક્ષમા કરશો. મારાં સ્ત્રી બાળકો અને નોકરો પર મારી પાછલી સેવાઓ ધ્યાનમાં લઇ આપશ્રી જરૂર દયા બતાવજો.

૫. ૭. ૧૫૬૮ } લિ. મહારાજશ્રીનો ગરીબ, સ્વામીભક્ત ગુલામ ને સેવક
બ્રસેલ્સ } લેમોરેલ ડી એગ્મોન્ટ "

## ફાંસીની તૈયારી

ફીલિપ પાસે પત્ર લખી દયા માંગવાના આ પ્રયત્નનો કાંઇ અર્થ જ નહોતો. જે જાલીમ હાથ તેનું ખૂન રેડવા ઉત્સુક હતો તેને જ તે ચૂમી રહ્યો હતો. પછી તો આખી રાત તેણે સવારની તૈયારી માટે ગાળી. પોતાના ખમીસનો કોલર સુદ્ધાં એણે જાતે ફાડી નાંખ્યો જેથી જલ્લાદને બિચારાને તસ્દી જ ન લેવી પડે. આખો વખત–સવાર સુધી એણે પ્રભુ પ્રાર્થના કરી. ફાંસીને માંચડે ચઢતી વખતે દેશવાસીઓને બે બોલ કહી લેવાનો એને વિચાર થયો પણ એરસે એને કહ્યું: "ભાઇ, એ સઘળું વ્યર્થ જ જવાનું. તે વેળા લોકો તો ઘણે દૂર ઉભા હશે. પાસે તો સ્પેનીશ સિપાઇઓ જ હશે. તેઓ તો તમારૂં બોલ્યું કાંઇ જ નહિ સમજે. એના કરતાં તો શાન્તિથી પરમાત્માનું નામ લેતાં લેતાં ફાંસીને માંચડે લટકી જવું

એ જ બહેતર છે." એગ્મોન્ટને પણ એ વાત રૂચી. તેણે ઑરસનું કહ્યું માની લીધું. એગ્મોન્ટની સાથે સાથે જ હૉર્નને પણ ફાંસીને માંચડે લટકવાનું હતું.

## ફાંસીનો માંચડો

બ્રસેલ્સના મશહૂર ચોકમાં ફાંસીનો માંચડો ઉભો કરવામાં આવ્યો હતો. સારી રાત ત્યાં ફાંસી માટેની તૈયારીઓ જ થઇ રહી હતી. આ જ ચોકમાં અત્યાર સુધીમાં કેટલાય દેશભક્તો ફાંસીને માંચડે ચઢી ચૂક્યા હતા. પ્રાતઃકાળ થતાંથતાંમાં તો બે મખમલની ખુરસીઓ ફાંસીના ચબૂતરા પર ગોઠવવામાં આવી. ચબૂતરાની ચારે કોર ત્રણ હજાર સશસ્ત્ર સૈનિકોનો પહેરો ગોઠવાઇ ગયો. પછી એગ્મોન્ટને ત્યાં હાજર કર્યો. છેક છેવટની ઘડી સુધી પણ એણે વફાદારી ન છોડી. એ આવ્યો પણ સારે રસ્તે ફીલિપના શ્રેય માટે પ્રાર્થના કરતો કરતો. ચબૂતરા પર ચઢીને તે આમ તેમ ટહેલવા લાગ્યો.

"મને ક્ષમા નહિ જ મળે ?" તેણે સરદાર રોમેરોને પૂછયું–

"ના, કદિ નહિ." રોમેરોએ શાન્તિથી જવાબ દીધો.

જવાબ મળતાં જ એણે ક્રોધમાં હોઠ પીસ્યા. પ્રાર્થના કરી રહ્યા પછી જેવો એ ખુરસીમાં બેઠો કે તરત જ જલ્લાદે તલવારથી એનું માથું ઉડાવી દીધું. સારી જનતા ખળભળી ઉઠી. સ્પેનના નિષ્ઠુર સિપાઇઓની આંખમાં પણ આંસુ આવી ગયાં. વીર એગ્મોન્ટને સૌ કોઇ સાચ્ચા દિલથી ચાહતું. ફ્રાન્સના રાજદૂતથી તો બોલાઈ ગયું કેઃ જે વીરના ભયે ફ્રાન્સ બે વખત કંપી ઉઠયું હતું તેનું કેવું દીન મૃત્યુ ! ઍલવા પણ એક મકાનમાં છૂપાઇને આ કરપીણ દશ્ય જોઈ રહ્યો હતો, તેની આંખમાંથી પણ આંસુ વહી રહ્યાં હતાં.

હૉર્ન પ–:—

પછી તો એગ્મોન્ટની લાશ પર કાળું કપડું ઓઢાડી દેવામાં

આવ્યું. થોડીવારમાં જ હૉર્નને પણ ત્યાં લાવ્યા. તે પોતાનાં સ્નેહી સંબંધીઓને પ્રણામ કરતો કરતો ચબૂતરા પર ચઢ્યો.

"આ કાળા કપડા નીચે એગ્મોન્ટની લાશ છે કે ?" તેણે પૂછ્યું.

"હા, એ એગ્મોન્ટની લાશ છે" તેને જવાબ મળ્યો.

આ જવાબ મળતાં જ હૉર્ન સ્પેનીશ ભાષામાં કાંઇક બોલ્યો પણ કોઇ સમજી શક્યું નહિ. પછીથી એ પ્રાર્થના કરી રહ્યો કે તરત જ એગ્મોન્ટની જેમ એનું માથું પણ ઉડાવી દેવાયું.

## હાય ક્રૂરતા !

લોહીમાં તરબોળ થયેલાં તેમનાં મસ્તકો ભાલાની અણીએ પરોવી દીધાં અને બે કલાક સુધી પ્રજા પર ધાક બેસાડવા લોકોની સામે રખાયાં. લાશો ચબૂતરા પર પડી રહી. ચારે કોર લશ્કર ખડું હતું પણ લોકો ઝાલ્યા ન રહ્યા. તેઓ ચબૂતરાની નજીક જઇ જઇને સ્પેનના નરરાક્ષસો પર ફીટકાર વરસાવવા લાગ્યા. કેટલાકે પોતાના રૂમાલ એ વીરોના લોહીમાં ભિંજવી બદલો લેવાની પ્રતિજ્ઞા લીધી. છેવટે બંને લાશો લાગતાં વળગતાંઓને સોંપાઇ. હજારો વીરો આંસુ વરસાવતા એમની સ્મશાનયાત્રામાં ગયા. એગ્મોન્ટની પત્નીએ પોતાના પતિનાં ઢાલ તલવાર ને નિશાન પોતાને બારણે લટકાવી દીધાં. પરંતુ આલવાના હુકમથી એ તુરત જ ઉતારી લેવાયાં. એગ્મોન્ટ ને હૉર્નનાં મસ્તકો બે કલાક સુધી ભાલાની અણી પર રાખવામાં આવ્યાં. પછી બે કલાક સુધી તેમને બળતી મશાલોની વચ્ચે રાખ્યાં. પછીથી એક પેટીમાં બંધ કરીને તે બને માથાં ફીલિપને સ્પેન મોકલ્યાં. આ પ્રમાણે નેધરલાંડના બે પ્રખ્યાત વીરોનો કરૂણ અંત આવ્યો. એગ્મોન્ટ ખૂબ લોકપ્રિય હતો એટલે તેની આકૃતિની જ્વાળામાં હોર્નની આકૃતિનો પ્રકાશ ઝાંખો પડ્યો.

એગ્મોન્ટ એક મહાન ઐતિહાસિક વ્યક્તિ હતી એ વાત નક્કી. પરંતુ એને મહાન પુરૂષ ન કહી શકાય. પોતાની નબળાઇને લીધેજ

એ શિકારીની જાળનો શિકાર બન્યો હતો. કોઈ પણ લોકપ્રિય નેતામાં હોવા જોઈતા ગુણો એનામાં નહોતા. લોકો તરફ એને ખાસ સહાનુભૂતિ કે પ્રેમ નહોતાં. કેટલીયેવાર 'ખૂની કાનૂનો'નો પક્ષ કરીને એણે પ્રજા પર જુલમ ગુજારેલા. સ્વાભિમાન અને ક્ષત્રિય વટનું ખમીર એની રગેરગમાં હતું. એનું એ ગૌરવ ઘવાતાં જ એ ઉકળી ઉઠતો. ઓરેંજના વ્યક્તિત્વની કાંઈક અસર એના પર હતી પણ તેણે દેશ છોડ્યા પછી એ છાપ ન રહી.

## સસ્તી શહીદી

એગ્મોન્ટે ફીલિપને લખેલું કેઃ મારે યોગ્ય સેવા હશે તો હું કરવા તૈયાર છું. ઍલવાને મળતી વખતે તેણે અપમાન સાંખી લીધું તે આપણા હૃદયમાં તેને માટે તિરસ્કાર ઉપજાવવાને બસ છેઃ જો તેનામાં વીરતા આદિ બીજા ગુણ ન હોત તો એગ્મોન્ટનો જાન લેવાથી કાંઈ ફાયદો થવાનો નથી એ વાત ગ્રેનવિલ સારી રીતે સમજતો. ફીલિપ ધારત તો એગ્મોન્ટને જુલમનું હથિયાર બનાવી શકત. પરંતુ તેણે તો તેનું ખૂન રેડી તેને શહીદ બનાવી દીધો. દેશને માટે મરી મટવાની તમન્ના પ્રગટાવનાર જ્વલંત કવિતાનો એ નાયક બન્યો—દેશના નવજુવાનો માટે એની શહીદી આદર્શ ગણાય. હૉર્ન તો બિલકુલ સાધારણ માણસ હતો. પરંતુ એની પદવીને લીધે દેશના ઈતિહાસમાં એનું વિશેષ સ્થાન છે. એને પણ પ્રજા કે સનાતન ધર્મ કશા પર ખાસ પ્રેમ નહોતો. ચાર્લ્સ અને ફીલિપે એની બરોબર કદર કરી નહોતી એજ માત્ર એને દુઃખ હતું. પરંતુ ટૂર્નિના બળવા વખતે એણે સરકારની ખફગીની જરાયે પરવા નહોતી કરી અને એગ્મોન્ટની જેમ પ્રજાના લોહીએ એણે હાથ નહોતા ખરડ્યા.

હૉર્ન ને એગ્મોન્ટના જાન લીધા પછીયે ઍલવાનો ક્રોધ દિવસે દિવસે વધતો જ ગયો. બિચારી એગ્મોન્ટની પત્ની પોતાના અગિયાર

બાળકો સાથે દેવળમાં જઇ વસી હતી, અને પતિના કલ્યાણ માટે પ્રાર્થના કરતી ફરતી. ઍલવાએ ફીલિપને લખ્યું કે: "એગ્મોન્ટની પત્નીને આજે અન્ન ને દાંતને વેર થયું છે: પૂરૂં એક ટંક ખાવાના ય સાંસા છે. સ્પેનના એકાદ દેવળમાં તેને રહેવાનો પ્રબંધ કરી આપવામાં આવે તો ઠીક. વળી આથી અહિંના લોકસમૂહ પર સારી અસર થશે."

## લુઈ જોર મારે છે

લુઇને હંફાવવાને ખૂદ ઍલવા જાતે જ લશ્કર લઇને સામનો કરવા તૈયાર હતો; પરંતુ હૉર્ન અને એગ્મોન્ટને જેલમાં જ છોડીને તે જાય તો રાજધાનીમાં દંગલ મચવાનો ભય હતો. હૉર્ન તથા એગ્મોન્ટના રક્ષણ માટે પણ પૂરતું સૈન્ય રાખવું પડે તેમ હતું. આથી જ ઍલવાએ તે બંનેનું કામ ખતમ કરી નાંખવાનું ઉચિત માન્યું.

લુઈ ગ્રોનિંજનની સામે જ લશ્કર લઇને પડયો હતો. પરંતુ નાણાંની તંગીને લીધે તે કાંઈ પણ કામ હાથમાં લઇ શકતો નહોતો. સૈનિકો પગાર માટે બળવો કરવાને તલસી રહ્યા હતા. શહેરના લોકોને ડરાવી ધમકાવીને થોડાંક નાણાં કઢાવવાં પડતાં અને મહા પ્રયાસે સમજાવીને સૈનિકોને શાંત રાખવા પડતા. ઍલવાના ડરથી નાગરિકો લુઇને નાણાં આપી શકતા નહિ. અને લુઈ તો ધમકીઓ પર ધમકીઓ આપ્યે જ જતો હતો. તેણે તો શહેરવાસીઓને સાફ સાફ સંભળાવી દીધું હતું કે: વિદેશીઓને હાંકી કાઢવાના કાર્યમાં મને મદદ નહિ કરો તો હું તમારાં ઘરબાર ફૂંકી મૂકીશ. બિચારા લોકોને સુડી વચ્ચે સોપારી જેવું હતું.

ઍલવા, સરદાર મેધમા, નોયર કારમમ્સ ને ડયૂક બ્રેન્સવિક સાથે લશ્કર લઇને લુઈની નજીક આવવા લાગ્યો. એટલે લુઇ સૈન્ય સાથે કિલ્લામાં જઇ ભરાયો. લુઇની પાસે દસ બાર હજાર સૈનિકોનું

લશ્કર હતું. કિલ્લાની ચારે બાજુ ખાઇ ખોદવામાં આવી હતી. ખાઇની આગળ નદી હતી. શહેરના જવરઅવર માટે ઉપર બે લાકડાના પૂલ મૂકવામાં આવ્યા હતા. આ બંને પૂલ પર લુઇએ પોતાના સૈનિકોનો પહેરો ગોઠવી દીધો હતો. અને જરૂર પડયે એ પૂલો સળગાવી દેવાની યે તેણે તેમને આજ્ઞા આપી દીધી હતી. ગ્રોનિંજનના એક મકાનની ટોચ પર ચઢીને ઍલવાએ જોયું તો શત્રુ બહુ સુરક્ષિત સ્થાનમાં છે એમ તેને લાગ્યું.

## અધીરાઇનું ફળ

આથી તેણે પાંચસો ચુનંદા સૈનિકોને આગળ વધવા હુકમ આપ્યો. તેનો હેતુ શત્રુંપક્ષને લલચાવીને ખાઇની બહાર કાઢવાનો હતો. પરંતુ લુઇની ફોજે ખાઇમાંથી બહાર પડી સામનો ન જ કર્યો. સૈનિકો ખાઇમાં જ પડ્યા રહ્યા. ઍલવાએ બીજા એક હજાર સિપાઇઓ મોકલ્યા. લુઇને પોતાના લશ્કર ઉપર વિશ્વાસ નહોતો કારણ કે આગલે દિવસે જ તે ફોજ બળવાખોર બની હતી. એટલે એ તો જેમ બને તેમ પાછળ હઠવાની તક શોધતો. ઍલવાએ મોકલેલા નવા લશ્કરનો પણ તેણે સામનો ન કર્યો. આખો દિવસ આમને આમ વીતી ગયો. સાંજે લુઇના સૈનિકો કંટાળ્યા. તેમનાથી ન રહેવાયું. માથા પર ગાજતા શત્રુની સામે મોરચા માંડવા તેઓ ખાઇમાંથી બહાર પડ્યા અને સ્પેનીશ લશ્કર પર એકદમ ધસારો કર્યો. થોડીક મિનિટોમાં જ તેમની રેવડી દાણાદાણ થઈ ગઈ. લુઈના સૈનિકો યુદ્ધનું મેદાન છોડી ખાઇ તરફ ભાગવા લાગ્યા. એમની નાસભાગ જોઇ સારૂં સૈન્ય નાસભાગ કરી ઉઠયું. પરંતુ નાસતાં નાસતાં તેમણે લાકડાના પૂલ સળગાવી મૂકયા. તેઓ પૂલ પરથી ખસ્યા એટલે સ્પેનનું લશ્કર ભૂખ્યા વરૂની જેમ ઉલટયું અને બળતા પૂલની ભયાનક જ્વાળાઓમાં થઇને આગળ વધવા લાગ્યું. વૈશ્વાનર ઉગ્ર બન્યો હતો પણ એની ઉગ્રતાની પરવા ન કરતાં સ્પેનના મરણિયા સૈનિકો

દે માર, દે માર કરતાં આગળ વધ્યા. એટલામાં બળતા પૂલ કકડ-ભૂસ થયા. સૈનિકો નદીમાં કૂદી પડયા અને તરીને સામે કિનારે જવા લાગ્યા. કેટલાકે ઘોડા સાથે નદીમાં ઝંપલાવ્યું. કેટલાક ઘોડાનાં પૂંછડાં પકડી પકડીને તેમને ભાલાથી હાંકતા હાંકતા નદી પાર ઉતર્યા. મેદાનમાં પહોંચતાં પહોંચતાં તો સ્પેનના સિપાઇઓએ ૩૦૦ રાષ્ટ્રીય સૈનિકોને રેંસી નાંખ્યા. અને લગભગ બીજા એટલા જ ખાઇમાં ડબકડોઇયાં કરતા કરતા સ્વધામ પહોંચ્યા. પછી તો રાત પડી અને નાસભાગ કરતા રાષ્ટ્રીય સૈન્યને નાસી છૂટવા તક મળી.

## એક જ ભૂલ

પાંચ દિવસ પછી ઍલવા એમ્સ નદીને કિનારે આવેલા રીડન નામના ગામડામાં આવી પહોંચ્યો. લુઇ ત્યાં જ હશે તેવી તેને ખાત્રી હતી. આ સ્થળ યુદ્ધને માટે ખાસ અગત્યનું હતું. આ ગામડાની નજીક એમ્સ નદી પર એક પૂલ પણ હતો. એ પૂલની પેલે પાર જર્મનીની સરહદ આવી જતી. લુઇએ સ્પેનીશ લશ્કરનો સામનો આ સ્થળે કર્યો હોત તો એ ખૂબ નિર્ભય રહીને શત્રુઓને હંફાવી શકત. ને કદાચ નાસભાગ કરવાનો વખત આવ્યો હોત તો ય એ તરત જ જર્મનીના સીમાડામાં પ્રવેશ કરી નિર્ભય બની શકત.

ઓરેંજ સ્ટ્રાસબર્ગમાં બેઠાં બેઠાં નેધરલાંડની વચ્ચોવચ્ચ ઘૂસી પડવાના પ્રયત્ન કરી રહ્યો હતો. એટલે લુઇનું સૈન્ય ત્યાં આવી મળતાં એના પણ પગ મજબૂત થાત. પરંતુ લુઇએ ગંભીર ભૂલ કરીઃ એણે રીડનને બદલે જેમિંજન જવું યોગ્ય ધાર્યું. ત્યાં જતાં જ બિચારો એક ખૂણામાં ફસાઈ પડયો. ઍલવા શિકાર સપડાતાં ખુશ ખુશ થઈ ગયો.

## સોનાની લાલચ

લુઇના લશ્કરમાં દશ હજાર લડવૈયા હતા, પરંતુ એ સૈનિકોને

ઘણા વખતથી પગાર નહોતો મળતો એટલે તેઓ બળવો કરવાની ધમકી આપી રહ્યા હતા. એટલામાં તેમને ખબર પડી કે લુઇની પાસે ક્યાંકથી સોનું આવ્યું છે. આ સાંભળતાં જ તેઓ તળે ઉપર થઈ ગયા અને તે સોનું લશ્કરમાં વહેંચી દેવામાં આવે તે સારૂ તગાદો કરવા લાગ્યા.

મૂળમાં લુઇની પાસે સોનું જ નહોતું. ત્યાં એ સૈનિકોને ક્યાંથી લાવીને આપે ? લુઇએ તિજોરીનું તળીયું સાફ બતાવતાં સ્પષ્ટ જણાવ્યું કેઃ એ બધા તો ગપગોળા છે. પરંતુ કુતરાને મોતે ન મરવું હોય તો સ્પેનીશ લશ્કરની સામે મોતના મયદાનમાં ઝઝૂમવા તૈયાર બનોઃ નહિ તો યાદ રાખો, તમારામાંથી એક પણ જીવતો નહિ રહે.

આમ ખૂબ મુશ્કેલીથી લુઈ લશ્કરને યુદ્ધના મેદાનમાં ઉતરવા ઉત્સાહિત કરી શક્યો. જે રસ્તે સ્પેનનું લશ્કર આવવાનું હોય તે માર્ગ આગળનો સમુદ્રનો બંધ છોડીને પાણી છુટું મૂકી દેવામાં આવે તો માર્ગ જ બંધ થઇ જાય એવો તેને ઘણા વિચારને અંતે ખ્યાલ આવ્યો. અને એ વિચાર તેણે અમલમાં પણ મૂકી દીધો. સેંકડો માણસો હુકમ મળતાં સમુદ્રનો બંધ તોડી નાંખવાને ધસ્યા. પોતે જાતે પણ પાવડો લઇને પુસ્તા નજીક જઈ પહોંચ્યો. માણસો બંધ તોડવાના કાર્યમાં કામે લગાડીને તે પાછો ફર્યો અને લશ્કર યુદ્ધને માટે તૈયાર કરવા લાગ્યો. બંધનો થોડોક ભાગ તૂટતાંજ કમર સુધી પાણી ભરાઇ ગયું. એટલામાં સ્પેનીશ લશ્કર ધસમસતું ત્યાં આવી પહોંચ્યું અને બંધનો કબજો લઇ લીધો. બંધ તોડનારા સૈનિકો ત્યાંથી નાસી છૂટયા. શત્રુના હાથમાં બંધનો કબજો જવાથી લુઈ ખૂબજ દુઃખી થયો. આખું લશ્કર લઈ બંધનો કબજો લેવાને તે ધસ્યો. બંધનો કબજો લઇ પોતાનું ધાર્યું કરવાની તેની ઇચ્છા હતી. પરંતુ સ્પેનીશ લશ્કર ખડકની જેમ નિશ્ચલ ખડું હતું. બંધનો તૂટેલો ભાગ તેમણે દુરસ્ત કરાવી લીધો હતો આખરે લુઇને નિરાશ

થઇને પાછા ફરવું પડયું.

## પીંખી નાંખ્યા

એલવા રીડનમાં કુચકદમ આગળ વધતો હતો. એણે દેશભક્તિનું નામનિશાન મીટાવી દેવાનો નિશ્ચય કર્યો હતો. રીડનના પૂલ અને રસ્તાઓ પર ઠેરઠેર એણે પોતાનાં માણસો ગોઠવી દીધાં હતાં. કોઈ સ્થળેથી રાષ્ટ્રીય સૈન્ય ભાગી છૂટે એમ ન હતું. એલવાની જાળમાં ફરીથી રાષ્ટ્રીય સૈન્ય સપડાઇ જવાની અણી પર હતું. સ્પેનીશ લશ્કર પર ધસી જવા રાષ્ટ્રીય સૈનિકો ખાઇઓમાંથી ધસી બહાર પડયા ત્યાં તો ખાઈ પરના સ્પેનીશ લશ્કરે એક ક્ષણભરમાં ૭૦૦ દેશભક્તોને પીંખી નાંખ્યા. તેમનાં શબ રણભૂમિમાં રઝળતાં થયાં. સ્પેનીશ લશ્કરમાંથી ભાગ્યે સાત સૈનિકો કામ આવ્યા હશે. બાકીનું સૈન્ય આથી શિસ્ત ન જાળવી શક્યું અને લુઇના લશ્કરમાં નાસભાગ થઇ રહી. સૈનિકો હથિયાર મૂકી મૂકીને ભાગવા લાગ્યા. લુઇએ તેમને યુદ્ધને માટે ઉત્સાહિત કરવાને ખૂબ ખૂબ પ્રયત્ન કર્યો પણ બધું નિષ્ફળ—કાયરને પાણી ચઢે એમ નહોતું. પછી તો એ બિચારો એકલો પડયો. તેણે એકલે હાથે સ્પેનીશ લશ્કર સામે ઝૂઝવાનો નિશ્ચય કર્યો અને તોપોમાંથી અગ્નિના ગોળા વરસાવવા માંડ્યા. પણ એક માણસનું ક્યાં સુધી ચાલે ? હવે એને વિજયની આશા ન રહી. પોતાના રહ્યા સહ્યા સાથીઓ સાથે તે એમ્સમાં કૂદી પડયો. અને નદી પાર ઉતરી જર્મનીમાં ઘૂસી ગયો. બે દિવસ સુધી સ્પેનીશ સૈનિકોએ લુઇના છૂપાયલા સૈનિકોને શોધી શોધીને ઠેકાણે કરવાનું કાર્ય કર્યું. કંઈક ખાઇઓમાં છૂપાયા હતા, કંઈક ઝાડીઓમાં ભરાઇ રહ્યા હતા—એ બધાનો ઘાણ નીકળી ગયો, તેમને જીવતા બાળી મૂકવામાં આવ્યા.

## મારે તેની તલવાર

તે સંબંધે એક લેખક લખે છે કે: સ્પેનના લશ્કરમાં એવું

કોઇ બાકી નહોતું જેણે એકાદ રાષ્ટ્રીય સૈનિકને ઠેકાણે ન કર્યો હોય. ઍલવા આમ વિજયધ્વજ ફરફરાવતો ગ્રોનિંજન પાછો ફર્યો. સારે રસ્તે એના વિજયમત્ત સૈનિકોએ કેટલીયે યુવતીઓની લાજ લૂંટી, ડોસીઓની કતલ કરી ને ગરીબ ખેડુતોનાં ઝૂંપડાં સળગાવી મૂક્યાં. જનતા અનાથ અને નિરાધાર હતી. સૈનિકોના હાથમાં હથિયાર હતાં. એટલે એમને મન તો મારે તેની તલવાર જેવું હતું. મનસ્વીપણે તેઓ જુલમ વરસાવ્યે જ જતા હતા. જુલમ એટલો બધો વધી પડયો કે ખૂદ ઍલવાને કેટલાક સૈનિકોને ફાંસીએ ચઢાવવાનો હુકમ આપવો પડયો. ત્યાર પછી જ સ્પેનીશ લશ્કર ઠેકાણે આવ્યું.

ગ્રોનિંજન પહોંચતાં જ ઍલવાએ પંચાયતની બેઠક બોલાવી અને રાજ્યને વફાદાર રહેવાનો ઉપદેશ દઈ ઉધમાત મૂકી દેવાની લોકોને સલાહ આપી. ગ્રોનિંજનમાં લઢાઇ ને યોગ્ય કિલ્લો બાંધવાનો હુકમ આપી તે ઍમ્સટર્ડમ થઈ યૂટ્રેકટ ગયો. ત્યાં એનો પુત્ર લશ્કર લઈ આવી મળ્યો. ઍલ્વાએ ૩૦૦૦૦ પેદલ અને ૮૦૦૦ સવારો કમી કર્યા. આખા પ્રાંત પર વિજય મળવાથી હવે એટલા લશ્કરની જરૂર નહોતી. અત્યારે એને લશ્કર કરતાં પૈસાની વધારે જરૂર હતી. એટલે ઍલવાએ યૂટરેકટની એક ખાનદાન વિધવાને ધર્મ વિરૂદ્ધ આચરણ કરવાના આરોપસર ફાંસીને માંચડે લટકાવી દીધી. અને તેની બધી માલ મિલકત જપ્ત કરીને સરકારી ખજાનામાં રાખી લીધી.

તે બ્રસેલ્સ પાછો ફર્યો કે તરત જ લોકોના જાન લેવાનું અને તેમને જીવતા બાળી દેવાનું કાર્ય હાથમાં લીધું. ઉત્તરમાં આવેલા ફ્રીઝલેન્ડ પ્રાન્તને દબાવી દેવાથી તેનો હર્ષ નહોતો માતો. એગ્મોન્ટનો મંત્રી બકરઝીલ, હૉર્નનો મંત્રી લાલૂ તથા ઍંટવર્પનો બર્ગોમાસ્ટર વગેરે હજુ જેલની જંજીરોમાં જકડાયલા હતા. તેમને રીબાવી રીબાવીને અધમૂઆ કરી મૂકયા હતા. છેવટે એક ખુરસી પર બાંધીને નિર્દયતાથી તેમનાં મસ્તક ઉડાવી દેવામાં આવ્યાં.

## ખૂની દંડો

ધુએન્ટનો કોટવાળ પ્રજા પર એટલો સિતમ વરસાવતો કે લોકો એને 'ખૂની દંડા'ને નામે ઓળખતા. પરંતુ ઐલવાએ એની પર અપરાધીઓ પાસેથી લાંચ લેવાનો આરોપ મૂક્યો ને તેને ફાંસીને માંચડે ચઢાવી દીધો. બિચારા કોટવાળને કોઇ દિવસ એવો વિચાર સરખો ય નહિ આવ્યો હોય કે જે ફાંસી પર હું નિર્દોષોનાં લોહી રેઢી રહ્યો છું તે ફાંસી કોઇ દિવસ મારો ભોગ લેશે!

દેશભક્તોએ જ્યાં જ્યાં સરકારનો સામનો કરવાનો પ્રયત્ન કર્યો ત્યાં ત્યાં માત્ર હીલીગરલી સિવાય બધે જ તેમનો નામોશીભર્યો પરાજય થયો. પરંતુ ઓરેંજ આથી જરા પણ ગભરાયો નહિઃ એને દુઃખ તો થયું જ. લુઇએ ફ્રીઝલેન્ડમાં ઓરેંજની સૂચનાને નેવે મૂકીને જ યુદ્ધ કર્યું હતું. છતાં પણ ઓરેંજે લુઇ પર જરી યે રોષ ન બતાવ્યો. ઉલટું સાંત્વન આપતાં નિરાશ ન થવા જણાવ્યું. ભલે ઇશ્વરેચ્છા, એમ કહી તેણે દિલાસો આપ્યો.

## ઓરેંજ પલટાયો

આ વખતથી જ ઓરેંજના હૃદયપરિવર્તનની શરૂઆત થઇ. અત્યાર સુધી તેને કેથોલીક ધર્મ પર ખૂબ શ્રદ્ધા હતી. પ્રોટેસ્ટન્ટ વગેરે ધર્માવલંબીઓ પર જુલમ ગુજારવાની નીતિ સામે તેનો પ્રખર વિરોધ હતો. પરંતુ હવે તો સનાતન ધર્મ ઉપરથી એનું દિલ જ ઉતરી ગયું. અત્યાર સુધી તે સંસાર–વ્યાવહારિક કાર્યમાં જ રચ્યો પચ્યો રહેતો હતો; હવે તેનું દિલ ઇશ્વરોપાસના તરફ પણ ઢળ્યું. 'જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં વિપત્તિ, ના કશું!' એવી એની દશા હતી છતાં 'ધાર્યું ધરણીધરનું થાય' એ કહેતી પર એને અજબ શ્રદ્ધા હતી. એ સહેજ પણ ન ગભરાયો. એની શ્રદ્ધા જુવાનીમાં જ જીંદગીથી કંટાળી જનાર અકર્મણ્યતાના પૂજારી જેવી નહોતી. એ

તો ભગવાનને ભરોંસે ડંકા નિશાન ગડગડાવતો માથે પડી તે સહી લેનાર નરવીર હતો. વિજય અને પરાજય તો કુદરતના હાથમાં છે એવી એની માન્યતા હતી. એ સમયે પોતાની પત્ની પર લખેલા એના પત્રમાંથી એની મનોદશાનો આબેહૂબ ખ્યાલ આવી શકે છે. લખે છે કે:

"હું કાલે જ ચાલ્યો જઈશ. ક્યારે પાછો ફરીશ અને તારૂં મ્હોં જોઈશ તેનું ઠેકાણું નથી. મેં તો મારૂં સર્વસ્વ ભગવાનને ચરણે સોંપી દીધું છે. મારી જીવનનૌકાનો એ સુકાની છે. જ્યાં એની ઇચ્છા હોય ત્યાં એ મને લઈ જાય. મારૂં આ જીવન જહેમત વેઠવામાં અને કષ્ટ સહન કરવામાં જ વ્યતીત થવાનું છે એવું મને સ્પષ્ટ લાગ્યાં કરે છે. પરંતુ તે વાતનો મને હર્ષ શોક નથી. જેવી ભગવાનની ઈચ્છા. મેં જીંદગી સુધી ઘોર પાપ કર્યું છે. તેની મને જેટલી સજા મળે તેટલી થોડી છે. પરમાત્મા દયા કરીને એ સંકટ સહન કરવાની મને શક્તિ આપે એટલી જ મારી પ્રાર્થના છે."

## ઓરેંજની ધીરજ

લુઇને જેમિંજનમાં પરાજય મળતાં જ ઓરેંજનું જર્મનીમાંનું મિત્રમંડળ ઢીલું પડ્યું. તેમણે તેને ચૂપચાપ બેસી રહેવાની સલાહ આપી. વળી નેધરલાંડના ઉદ્ધારનું કાર્ય તારી શક્તિ બહારનું છે એમ પણ કહ્યું. જર્મનીના સમ્રાટે ફીલિપને નેધરલાંડ ને ઓરેંજના સંબંધમાં એક પત્ર લખ્યો હતોઃ જ્યાં સુધી તેનો જવાબ ન મળે ત્યાં સુધી ઓરેંજે શાન્ત રહેવું એવો સૌનો અભિપ્રાય હતો. જે લોકો ઓરેંજની સાથે રહી સ્પેનીશ લશ્કરનો સામનો કરવાને તૈયાર હતા તેઓ પણ લુઇના પરાજય વડે ઉત્સાહ ભંગ થયા. તો પણ ઓરેંજે ધીરજ ન છોડી. પોતાના કાર્યની સિદ્ધિ અર્થે તે તૈયારીઓ કરતો જ રહ્યો.

સને ૧૫૬૮ના મે માસમાં જર્મન સમ્રાટે ઓરેંજને સાફ સાફ લખ્યું કેઃ જર્મન સામ્રાજ્યમાં રહીને મારા ભાઈ ફીલિપની વિરુદ્ધ

સૈન્ય ઉભું કરશો અગર તો યુદ્ધને માટેની સામગ્રી એકઠી કરશો તો તમારી જાગીર, પદાધિકાર વગેરે જપ્ત કરવામાં આવશે અને તમને જર્મનીમાંથી દેશનિકાલીની સજા થશે." ઓરેંજે આ ધમકીને જરી યે ન ગણકારી. તેણે તો પોતાનું કાર્ય ધપાવ્યે જ રાખ્યું.

## કારસ્થાન કોનાં ?

જે દેશનું રક્ષણ કરવાનું બીડું એણે ઝડપ્યું હતું—ને તે કાર્યને જીવનધ્યેય માન્યું હતું, ત્યાંની પ્રજા અત્યાચારના અગ્નિમાં સીઝાઇ રહી હતી અને ત્રાહિ ત્રાહિ પોકારતી હતી. તો પછી ઓરેંજ જેવો દેશભક્ત હાથ જોડીને કેવી રીતે બેસી રહે ? એણે જર્મન સમ્રાટને પ્રત્યુત્તર વાળતાં લખ્યું કે: "હું ફીલિપ સાથે યુદ્ધ કરવાની તૈયારીઓ નથી કરતો. તેના જેવો દયાળુ રાજા આવાં ક્રૂર ફરમાનો ન જ કાઢી શકે. નેધરલાંડમાં જે અત્યાચાર પ્રવર્તી રહ્યા છે તે બધાં ઐલ્વાનાં કારસ્થાન છે. તેમાંથી અનાથ પ્રજાને બચાવી લેવાને હું પ્રયત્ન કરી રહ્યો છું. મેં 'ઉત્તર' નામની એક પત્રિકા છપાવી લોકોમાં વહેંચાવી છે. તેમાં અમારા વિરોધનાં જે કારણ બતાવ્યાં છે તે વાંચીને શ્રીમાનને ખાતરી થશે કે મેં ધર્મ અને શાન્તિને માટે જ હથિયાર ઉઠાવ્યાં છે. આવા પુણ્ય કાર્યમાં આપ જરૂર મુશ્કેલી નહિ જ ઉભી કરો અને મને તે કામમાં મદદ કરશો એવી મને આશા છે."

આ જ સમયે ઓરેંજે ઐલ્વા સાથે યુદ્ધ જાહેર કર્યું અને તેવાં જાહેરનામાં પણ પ્રજામાં વહેંચ્યાં. આવા કટોકટીના સમયે ઓરેંજ ન હોત તો નેધરલાંડ ગુલામીની બેડીમાં સબડ્યા જ કરત. અને નેધરલાંડવાસીઓનાં દિલમાં સ્વાતંત્ર્યની તમન્ના ન જાગી હોત તો ઓરેંજના સઘળા પ્રયત્નો પણ વ્યર્થ જાત એ પણ સાચું હતું. ઓરેંજ પોતાના દેશવાસીઓનાં હૃદય સારી રીતે ઓળખતો હતો. દેશવાસીઓની પણ તેની પર અટલ શ્રદ્ધા હતી. તે એક નાનકડા પ્રાન્તનો સૂબેદાર હતો છતાં તેણે યુરોપના એક મહાન શક્તિશાળી

સામ્રાજ્ય સામે સ્વદેશના રક્ષણ માટે નિર્ભયતાથી માથું ઉંચક્યું હતું. પોતાના પદરના ખર્ચે એણે સૈનિકોનું લશ્કર ઉભું કર્યું હતું.

## ઓરેંજનું જાહેરનામું

જગતભર અને સારાયે દેશવાસીઓની જાણ માટે ઓરેંજે પોતાનો ઉદ્દેશ વ્યક્ત કરતું જાહેરનામું પ્રગટ કર્યું હતું. તેમજ તેણે પ્રજાકીય કાર્ય માટે નાણાંની જરૂરતની અપીલ કરી હતી. ધનવાનોએ પોતાની થેલીઓનાં મ્હોં છૂટાં મૂકીને ગરીબોની ઝોળીઓ ઉભરાવી દેવી જોઇએ એવું તેણે અપીલમાં સાફ જણાવ્યું હતું. પરંતુ એ અપીલની કાંઇ ઝાઝી અસર ન થઇ. દેશના સરદારો તેમજ વ્યાપારીઓ પાસેથી ૩ લાખ રૂપિયાનાં વચન મળ્યાં હતાં પણ મહા મુશ્કેલીએ ૧ લાખ રૂપિયા મળી શકયા. એક ગરીબ ધર્મગુરૂ કેટલાક દેશનિકાલ થયેલા નિર્ધનો પાસેથી થોડુંક દ્રવ્ય એકઠું કરીને જાનને પણ જોખમે ઓરેંજની પાસે ગયો. આ બનાવે દેશભક્ત ઓરેંજના હૃદય પર સારી છાપ પાડી. તેણે કહ્યું: "ગરીબોએ મોકલેલો પૈસો અમૂલ્ય છે. ત્યાં રકમ જોવાની નથી પણ તેમનો ભાવ જોવાનો છે. ગરીબોના પેટ બાળીને મોકલેલા પૈસા ધનવાનોએ કચવાતે મને આપેલા લાખ્ખો રૂપિયા કરતાં હજાર દરજ્જે ઉત્તમ છે."

સપ્ટેંબર માસમાં ઓરેંજે પોતાનું લશ્કર ટ્રેવ્સ પ્રાન્તમાં એકઠું કર્યું. તેના ત્રીસ હજારના લશ્કરમાં નવ હજાર તો ઘોડેસ્વાર હતા. કાઉન્ટ ડેલામાર્ક પણ પોતાના ચુનંદા નવજુવાન લડવૈયાઓ સાથે ઓરેંજને આવી મળ્યો હતો. સરદાર લૂમી ( કાઉન્ટ ડેલામાર્ક) એગ્મોન્ટનો કુટુંબી હતો. તેણે જ્યાં સુધી દેશ સ્વતંત્ર ન થાય અને એગ્મોન્ટનું વેર ન લેવાય ત્યાં સુધી દાઢી મૂછ ન બોડાવવાની પ્રતિજ્ઞા લીધી હતી. આ હુમલામાં દેશભકતોના ભાગ્યમાં કઠણાઇઓ જ લખેલી હતી. ઓરેંજ પોતાની જાગીરના સેન્ટવીટ ગામ આગળથી રાઇન નદી પાર કરીને કિનારે કિનારે કોલોન સુધી વધ્યો. જૂલિયર્સ

અને લિમ્બર્ગની આસપાસ કોઇ પણ જાતના ઉદ્દેશ વગર રખડી રખડીને તેણે એક દિવસ ચાંદની રાતમાં સૈન્ય સહિત સ્ટૌચેમ આગળ મ્યૂઝ નદી પાર કરી. નદી પાર કરવામાં ખૂબ હુશિયારીથી કામ લેવાયું હતું. બે બાજુ ઘોડેસ્વારોને હારદોર ગોઠવીને બધું પાયદળ સૈન્ય નદીની પેલે પાર ઉતારવામાં આવ્યું હતું. જગતના પ્રખ્યાત મહારથી જૂલિયસ સીઝરે પણ આવી રીતે કેટલીયે વાર નદીઓ પાર કરી હતી. મ્યૂઝમાં આ સમયે પાણી થોડું હતું: તો પણ સૈનિકોનાં ગળાં સુધી તો આવતું જ. ત્રીસ હજાર સૈનિકોનું આવડું મોટું લશ્કર આ રીતે નદી પાર કરે એ જેવી તેવી વાત ન હતી. એ ભારે બહાદુરીનું કાર્ય હતું. પછી તો દેશભરમાં આ વાત વાએ ચાલી.

## કોરડાનો માર

સ્પેનીશ લોકો હંમેશા ઓરેંજનું નામ આવતાં મ્હોં મચકોડતા; પરંતુ આ ખબર સાંભળતાં જ તેમનાં હૃદય સળગી ઉઠયાં. સરકારે તો એ વાત જુઠી છે એવું જાહેરનામું પ્રગટ કર્યું. અને એમ્સટર્ડમના એક માણુસને તેવી ખબર ફેલાવવા માટે કોરડાના જોરબંધ મારની સજા કરી. આલ્વાએ એ વાત સાંભળી ત્યારે એને તે ગપગોળા સમી લાગી. એને થયું કે ઓરેંજના સૈનિકો માણુસ છે કે બતકો! મ્યૂઝ જેવી નદી એ કયાંથી પાર થઇ શકે?

ગમે તેમ, પણ ઓરેંજે નદી પાર કરી હતી એ તો ચોકકસ વાત હતી. શાહજાદા ઓરેંજને દેશનિકાલીનો હુકમ હતો છતાં એ તો કડીંગ ધીમ કડીંગ ધીમ ત્રીસ હજારનું સૈન્ય લઇ દડમંજલ કૂચ કરતો બ્રુએન્ટની સરહદ પર આવી પહોંચ્યો. અને આલ્વાને ભીડાવવાનો મોકો જોવા લાગ્યો. જેનિંજનની ભયંકર હારનું કલંક એને ધોઇ નાંખવું હતું. એણે વિચાર્યું કે: "આટલું સૈન્ય લઇને હું દેશમાં ઘૂસી જઇશ તો ચારે કોરથી દેશના હજારો માણુસો આવી આવીને મને મદદ કરશે. અને જુલમીઓને એકાદ યુદ્ધમાં ડબાવી

દેવાશે તો દેશનું નાનકડું બચ્ચું પણ પડખે ઉભું રહેશે.” આથી એણે કોઇ વિજયી સેનાપતિની સીફતે વાજતે ગાજતે બ્રુએન્ટમાં પ્રવેશ કર્યો હતો. પછી તો એણે ઍલ્વાની છાવણીથી એક જ માઇલ દૂર પોતાના ડેરા તંબુ ઠોક્યા. શત્રુને જ યુદ્ધને માટે લલચાવવાની એની ઇચ્છા હતી.

## એકરંગિયો ઍલ્વા

ઍલ્વાની છાવણી કાસસ્સ્લેઝા આગળ હતી. એની પાછળ મેસટ્રિષ્ટ શહેર આવેલું હતું. ત્યાંથી ઍલ્વાના સૈન્ય માટે ઘાસચારો ને ખોરાકી પાણીની વ્યવસ્થા થતી. યુદ્ધના કેદીઓને કત્લ ન કરવામાં આવતાં તેનો અદલો બદલો કરવામાં આવે તેવો સંદેશો લઇને ઓરેંજે ઍલ્વાની છાવણીમાં એક દૂત મોકલ્યો. જેવો આ દૂત ઘોડેથી ઉતરી તેની પાસે પહોંચ્યો કે તરત જ તેને શૂળીએ ચઢાવી દીધો. તેને ન કાંઇ પૂછયું ગાછયું કે ન કાંઇ તપાસ કરી. આમ ઓરેંજના સંદેશનો તેણે અમાનુષીપણે ઉત્તર વાળ્યો. ઍલ્વામાં ઝાઝી અક્કલ નહોતી. એ ફક્ત યુદ્ધ જ કરી જાણતો. એકરંગિયો હતો. યુદ્ધ પહેલાં કદિ એ વિદ્રોહીઓ સાથે વાત પણ ન કરતો. અને વિજય મળ્યા પછી યુદ્ધના કેદીઓ પર દયા તો એ દર્શાવતો જ નહિ. મારપીટ, કત્લેઆમ ને અગ્નિકુંડ એ એનાં પ્રખર શસ્ત્રો હતાં. ઓરેંજની જેમ લોકોના જાન બચાવવાની એને પરવા નહોતી. માનવજીવનનાં મૂલ્ય એની દૃષ્ટિએ કોડીનાં પણ નહોતાં !

## છેલ્લી આશા

યુદ્ધને માટે ગમે તેટલી લાલચ મળે છતાં પોતે હુમલો ન કરવાનો જ ઍલ્વાએ નિશ્ચય કર્યો હતો. વગર લઢયે જ વિજય મળવાની એને ખાતરી હતી. ફ્રીઝલેંડની વાત જૂદી હતી કારણ કે ત્યાં તો એને લુઇના વિજયી સૈન્ય સાથે લઢવાનું હતું. અને લુઇનો વિજય થતાં દેશભરમાં ઉત્સાહનાં પૂર ફરી વળી તેને ચારે કોરથી મદદ મળી

રહી હતી. એટલે ઉત્સાહ મીટાવી દેવાને યુદ્ધની ખાસ જરૂર હતી. અહિંયાં તો લઢવાની તેને આવશ્યતા જ ન જણાતી. ગયા યુદ્ધમાં પરાજય મળવાથી દેશ નિરૂત્સાહી બન્યો હતો. કોઇ પણ સ્થળેથી ઓરેંજને સહાય મળવાની આશા નહોતી. ફ્રીઝલેંડમાં લોકોએ લુઇને, ઓરેંજ યુદ્ધની તૈયારી કરી રહ્યો છે એટલા ખાતર જ મદદ કરી હતી. તેમને ખાતરી હતી કે લુઇ અને ઓરેંજનાં લશ્કર ભેગાં મળતાં એક જબરદસ્ત શક્તિ ઉભી થશે એટલે કાયરો પણ લુઇના લશ્કરને મદદ કરવાને ઉત્સુક થયા હતા. અત્યારે લુઇને પરાજય મળ્યા પછી કોઇ પણ ઠેકાણેથી ઓરેંજને મદદ મળવાની આશા નહોતી. ઓરેંજ એકલો જ ભાગ્યદેવી પર આધાર રાખી ઍલવા સામે મયદાને જંગમાં ઉતર્યો હતો. દેશભક્તોની એ છેલ્લી આશા હતી.

ફ્રીઝલેંડમાં સરકારની હાર થાય તો કાંઇ ઝાઝું નુકશાન નહોતું એમ ઍલવા માનતો. દેશનો એકાદ ખૂણો સરકારના હાથમાં રહ્યો તોય શું ને ન રહ્યો તોય શું ? બ્રુએન્ટ તો નેધરલાંડના કેન્દ્ર સમું હતું. ત્યાં સરકારને પરાજય મળે તો આખા દેશમાં બળવાનો ચેપ ફરી વળે તેમ હતું. ઍલવા બેયોનેટની અણીએ રાજ્ય કરતો. ઓરેંજ નેધરલાંડનો હૃદયનાથ હતોઃ આજે હિંદમાં મહાત્માજી છે તેમ. આ સ્થળે ઍલવા હારે તો તેને દેશમાં ઉભા રહેવાનું યે ઠેકાણું નહોતું. તેને ઉભી પૂંછડીયે ભાગવુંજ પડે. ઓરેંજને વિજય મળતાં સારી યે પ્રજા પોતાના બળ પર મુસ્તાક બનત. ઓરેંજના સૈન્ય પર હુમલો કરીને પોતે તેને હરાવી શકે એમ ઍલવાને લાગતું; પરંતુ ઓરેંજની પાસે પૂરતું લશ્કર હોવાથી તે જોખમ ખેડતાં તેનું દિલ અચકાતું. સરકારી ફોજમાં માત્ર ૧૫થી ૧૬ હજાર પાયદળ સૈનિકો અને ૫૫૦૦ ઘોડેસ્વાર હતા.

**ન કરે નારાયણ—**

શિયાળાની સમસમતી ઠંડીના દિવસો હતા. ઍલવાના દિલમાં

થતું કે આ ગજબનાક ઠંડીને લીધે જ ઓરેંજનું સૈન્ય નાસભાગ કરવાનું; વળી તેની પાસે લશ્કરનો પગાર ચૂકાવવાને પણ પૈસા નથી. અને લૂંટફાટની આશા નથી એટલે એકાદ અઠવાડિયામાં તો આખ્ખું સૈન્ય નિરાશ થઇ ઓરેંજનો સાથ છોડી જશે. શત્રુ સૈન્ય એની મેળે જ આમ ખાખા વીખી થઈ જતું હોય તો યુદ્ધમાં ઉતરીને શા માટે એને વિજયની તક આપવી ? એટલે ઐલવાએ મૌન જ સેવ્યું. તેવી તક આપવામાં તેને મૂર્ખતા લાગી. ન કરે નારાયણ ને ઓરેંજનાં મૂળ ઉંડાં ગયાં તો ફીલિપનું સામ્રાજ્ય હતું ન હતું થઈ જાય એવી એને બ્હીક હતી.

ઐલવાએ ઓરેંજને યુદ્ધનો મોકો જ ન આપ્યો. તેવી તક ન આપવાનો તેણે દૃઢ સંકલ્પ જ કરી લીધો. તેણે લુઇને ભીડાવ્યો. તે વખતના કરતાંયે વધુ યુદ્ધકૌશલ્ય આ સમયે બતાવ્યું. લગભગ એક મહિના સુધી બંને લશ્કરો ડાચાં ફાડી યુદ્ધની વાટ જોઇ રહ્યાં. આખરે ઓરેંજ કંટાળ્યો. એણે પોતાની છાવણી ત્યાંથી ઉપાડી બીજે ડેરાતંબુ ઠોક્યા. આમ જ્યાં જ્યાં એ છાવણીનાં સ્થળ બદલતો ત્યાં ત્યાં ઐલવાની ફોજ સામે આવીને જ પડાવ નાંખતી.

## ભૂતના ઓળા

પ્રજા ઐલવાના ભયે ઓરેંજને મદદ કરવાને સાફ ના સંભળાવતી. અને ઐલવા આમ એકલું સૈન્ય લઇને જ બેસી નહોતો રહ્યો. બને ત્યાં સુધી એ ઓરેંજને હેરાન કરવા માંગતો. એટલે એણે પ્રાંતની તમામ લોટ દળવાની ઘંટીઓ તોડી ફોડી નકામી બનાવી દીધી હતી. જ્યાં લોટ દળવાનું સાધન જ નહિ ત્યાં લોટ ક્યાંથી મળે ? ઓરેંજનું લશ્કર ખૂબ ખૂબ અકળાઇ ગયું હતું. બેસી બેસીને કંટાળી ગયું હતું. તેમાંયે સૈનિકોને પગાર ન મળ્યો અને લૂંટફાટની તક જ ન રહી એટલે તેઓ બળવાખોર બન્યા. અને એકવાર તેવા કેટલાક સિપાઇઓએ ખૂદ ઓરેંજની તલવાર પણ

છીનવી લીધી. પરંતુ તેણે ધીરજ ન છોડી અને મહા પ્રયાસે બળવો શમાવ્યો. ઐલવાની હિલચાલથી આમ ઓરેંજનું લશ્કર ભડકી ઉઠયું હતું. ઘડીમાં તેનું લશ્કર લઢાઇને માટે તૈયાર જણાતું તો ઘડીમાં ઓરેંજનું લશ્કર યુદ્ધને માટે તત્પર થતાં જ તે ભૂતના ઓળાની જેમ અદૃશ્ય થઈ જતું.

## ગીટા નદીમાં

ભલભલાના મોતીયા મરી જાય એવી ઠંડી હતી. તે કહે મારૂં જ કામ. સરદાર જેનલિસ ફ્રાન્સના સૈન્ય સાથે ઓરેંજને મળી જવાને વેવરન આગળ તેની રાહ જોઇ રહ્યો હતો. એના ને ઓરેંજના લશ્કર વચ્ચે ગીટા નદીનો અંતરાય હતો. ઓરેંજે તે સૈન્ય સાથે મળી જવાને પોતાનું લશ્કર ગીટા નદીમાં ઉતાર્યું. અને પાછળથી વખતે હુમલો થાય તો બચાવ સારૂ તેણે સરદાર લુગ્સટ્રેટનની સરદારી નીચે ત્રણ હજાર ચુનંદા સૈનિકોને એક ટેકરી પર મોકલ્યા. એટલે ઐલવાએ પોતાના દિકરા ડૉન ફ્રેડરિકને ત્રણ હજાર ઘોડેસ્વાર અને ચાર હજાર પાયદળ સૈન્ય આપી લુગ્સટ્રેટનને ભીડાવવાનો હુકમ કર્યો. એણે થોડીવારમાં જ તે લશ્કરનો નાશ કરી પોતાના બાપને સંદેશો મોકલ્યો કેઃ મેં મારૂં કામ બજાવ્યું છે. હવે તમે લશ્કર સાથે આગળ વધી શત્રુની રહી સહી ફોજપર આક્રમણ કરી તેનો નાશ કરી નાંખો.

ડોનના દૂતને જોતાં જ ઐલવાનો મિજાજ ગયો. તેણે તેને કહ્યું કેઃ લશ્કરનો સેનાપતિ ડોન છે કે હું. જરા એને પૂછજે. શત્રુના લશ્કરનું એક પણ માણસ નદી પાર કરવા ન પામે એની તકેદારી રાખો. આ વખતે તો જવા દઉં છું પણ હવે તેના તરફથી બીજો દૂત આવશે તો હું તેનું માથુંજ ઉડાવી દઇશ. આ સાંભળીને દૂતના બિચારાના ચહેરા ઉપરથી તો નૂર જ ઉડી ગયું. એણે ગભરાતાં ગભરાતાં ઐલવાની છાવણીમાંથી રૂખસદ લીધી અને ડોનને જઇ

બધી વાત જણાવી.

## આગ લગાડી

હુગસટ્રેટનનું સૈન્ય ખાખાવીખી થઇ ગયા પછી ભાગ્યે તેમાંના સો બસો સૈનિકો બચ્યા હશે. આ બિચારા જાન બચાવવાને રણ-ભૂમિમાંથી પલાયન થયા ને એક મકાનમાં છૂપાયા. સ્પેનીશ લશ્કરને તો આટલું જ જોઇતું હતું. તેઓ પેલા મકાન તરફ ભૂખ્યા વરૂની જેમ દોડયા અને સારૂં યે મકાન સળગાવી મૂકયું. એટલેથી જ અટકયા નહિઃ સળગતા મકાનની આસપાસ તેઓ ભાલા લઈ લઇને ઉભા. વખતે કોઈ સળગતા મકાનમાંથી ભાગી છુટવાનો પ્રયત્ન કરતો તો ભાલાની અણીએ વીંધાઇ જ જતો. કેટલાક બિચારા જીવતા બળી મૂઆ. કેટલાક સ્પેનીશ સૈનિકોના ભાલાના ભોગ થઇ પડયા. કેટલાકોએ તો આગમાં બળી મરવા કરતાં ને શત્રુના હાથે બકરાની જેમ રેંસાઇ જવા કરતાં આપસ આપસમાં કપાઇ મરવાનું યોગ્ય ધાર્યું.

શત્રુ સૈનિકોને બળી મરતા જોઇ સ્પેનીશ ફોજના આનંદનો પાર નહોતો. તે બસ તેમની ઠઠ્ઠા મજાક ઉડાવ્યેજ જતી હતી. જાણે નાટકમાં વિદુષકનો અભિનય જોઇને પેટ પકડીને ન હસતા હોય તેવી તેમની દશા હતી. આમ ત્રણ હજાર દેશભક્તોએ મૃત્યુને આલિંગન કર્યું. વીર હુગસટ્રેટન પણ પોતાને સોંપેલું કામ વીરતા પૂર્વક બજાવતાં વીરગતિને પામ્યો. દેશભક્તોને એના મૃત્યુથી કાંઈ જેવી તેવી ખોટ ન હતી.

વિજયદેવીએ પ્રસન્ન થઈ વરમાળ તો ઓલવાની ડોકમાં પહે-રાવી છતાં તે બનતા સુધી યુદ્ધની તક જ ન આપતો. એનું આખું લશ્કર લઢવા માટે તાલમેલ કરી રહ્યું હતું; એટલે સુધી કે એક સરદારે ઓલવાની સામે પોતાની પિસ્તોલ પટકતાં ગુસ્સામાં જણાવ્યું હતું કેઃ તમે કોઇ દિવસ લઢવા જ નથી દેવાના. ઓલવાએ તે

સરદારના ઉત્સાહની કદર કરતાં કહ્યું: સૈનિકોનું કામ ફક્ત લઢવાનું છે. વિજય મેળવવાનું કામ સૈન્યના સેનાપતિનું છે. જ્યાં સુધી રક્તપાત થયા વગર વિજય મળતો હોય ત્યાં સુધી નાહક શા માટે ખૂન રેડવાં ?

## કુંભકરણી નિદ્રા

ઓરેંજને યુદ્ધ તો ઘણું યે કરવું હતું પણ ઍલવાએ તેને મોકો જ ન આપ્યો. આટઆટલી ચેતન ચીણગારીઓ પ્રજ્જવલિત છતાં દેશ કુંભકર્ણીય નિદ્રામાં ઘોરતો હતો; તેથી યે ઓરેંજને ઘણી નિરાશા ઉપજી. દેશવાસીઓએ કોઇ પણ સ્થળે તેને સાથ ન આપ્યો. કોઇ પણ શહેરે એને દ્વાર ખોલી આવકારો ન આપ્યો. આમ ચ રે કોર લોકો સરકારને ભયે ભયવ્યાકુળ બની દિલની ગમે તેટલી ઇચ્છા છતાં ય લમણે હાથ દઇ બેસી રહ્યા હતા. ઓરેંજના સૈનિકો કંટાળી ગયા હતા. તેમણે ઉશ્કેરાઈ જઇ બળવાખોર બનવા માંડયું. ઍલવાની ધારણા સફળ થતી લાગી.

ફ્રાન્સમાં આ સમયે સુધારક પંથીઓએ પોતાના સનાતન ધર્મી રાજા નવમા ચાર્લ્સ સામે ઝુંબેશ ઉઠાવી હતી. એમણે ઓરેંજની મદદ માગી હતી. પરંતુ ઓરેંજના સૈનિકો ઍલવા સાથે જ લડવાને ઉત્સુક હતા: ચાર્લ્સ સાથે નહિ. એટલે તેઓ તો જર્મની પાછા ફરવાને તલપાપડ થઈ રહ્યા. સ્ટ્રાસબર્ગમાં પહોંચ્યા પછી તેણે બધું લશ્કર વીખેરી નાંખ્યું. પોતાનો માલ અસબાબ, વાસણકુસણ, ટેબલ ખુરસી વગેરે ગીરવી મૂકીને જેટલા રૂપિયા એને મળ્યા એ બધા એણે સૈનિકોને વહેંચી દીધા. અને બાકીના માટે પોતાને જાગીર પાછી મળે ત્યારે આપવાનો વાયદો કર્યો. એણે કહ્યું: ફ્રાન્સથી પાછા ફર્યાં પછી પણ હું તમારાં નાણાં ન ચૂકાવી શકું તો મારૂં શરીર હું તમને સોંપી દઇશ. તમારી ઇચ્છામાં આવે તેવો એનો ઉપયોગ કરજો.

**ધારેલું ધૂળ**

આમ ઓરેંજની બાજી ધૂળ મળી અને ઍલવા ચાલબાજીમાં ફાવ્યો. જે લશ્કર પર સારો દેશ મીટ માંડી રહ્યો હતો તે સરકારી ફોજ સાથે યુદ્ધ કર્યા વગર જ વીખરાઇ ગયું. આઠ હજાર લઢવૈયા લુઈએ માંડેલા જંગમાં ખપી ગયા હતા. ત્રીસ હજાર ભગ્નહૃદયી બની વેરવીખેર થઇ ગયા. જેટલાં નાણાં મળી શક્યાં તેટલાં ઓરેંજે એકઠાં કર્યાં હતાં. મેળવેલાં નાણાં ખરચાઇ ગયાં અને કરવા ધારેલું ધૂળમાં મળ્યું. નેધરલાંડના ઉદ્ધારની આશા નિરાશામાં ફેરવાઇ ગઇ.

ફ્રાન્સમાં સ્વાતંત્ર્ય જંગનાં મંડાણ મંડાઇ ચૂક્યાં હતાં. ઓરેંજે પોતાના બે ભાઈ, લુઇ અને જેની મુછનો હજુ દોરો યે નહોતો ફૂટયો તેવા ૧૮ વર્ષના દિકરા હેત્રી સાથે એ જંગમાં ઝૂકાવ્યું હતું. હેત્રી તો કોલેજ છોડી આ આઝાદીના જંગમાં ભળ્યો હતો. એણે યે પોતાના ભાઇઓની જેમ પોતાના કુટુંબનું પાણી બતાવી આપ્યું.

**વિજયોત્સવ !**

ઓરેંજને નિષ્ફળતા મળ્યાથી ઍલવાના આનંદનો પાર જ ન રહ્યો. બ્રસેલ્સ જઈને એણે તે પાર્ટીઓ પર પાર્ટીઓ ઉડાવવા માંડી. નાગરિકોને વિજયોત્સવ માણવાનો હુકમ કર્યો. ઘેરેઘેર ફૂલપાનના શણગાર સજવાની, આંગણે આંગણે સાથિયા પૂરવાની અને રોશની કરવાની આજ્ઞા ફરમાવવામાં આવી. બેંડમાંથી આનંદના સરોદો વાગવા લાગ્યા. અને ઍલવાએ તો પોતાની એક મોટી પ્રતિમા ઘડાવી ઍંટવર્પના કિલ્લામાં સ્થાપિત કરી દીધી. ગમે તેમ હો ભલે નેધરલાંડ શોકાતુર હોય પરંતુ દેશભરમાં આનંદોત્સવ ઉજવાઈ રહ્યા! પરંતુ આ બધી ધામધૂમ થોડા સમયને માટે હતી. જે દરવાજા પર માનવની લાશો લટકતી ત્યાં અત્યારે ફૂલમાળાઓ ફરફરવા લાગી. ઓરેંજ ફાવ્યો નહિ એટલે એના જર્મનીના મિત્રો ઠંડા પડી ગયા. જર્મનીનો શહેનશાહ પણ ફીલિપના પક્ષમાં ભળ્યો. કારણ કે તેને જમાઇ

બનાવવાની શહેનશાહને ઇચ્છા હતી. થોડા સમય પર જ ફીલિપની પત્ની ગુજરી ગઇ હતી એટલે સ્વાર્થને અંગે જર્મનીનો શહેનશાહ પણ તેની સોઅમાં ભરાયો હતો.

## બિચારો ઐલવા

બ્રસેલ્સ પાછા ફર્યાને કેટલાક દિવસ થયા પછી ઐલવા અને ઇંગ્લાંડની મહારાણી વચ્ચે ચકમક ઝરી. એક દિવસ સ્પેનથી ઐલવા માટે ખજાનો આવી રહ્યો હતો. આ વાતની મહારાણીને ખબર પડી. એટલે એણે તો ગમે તે બહાનું કાઢીને એ જપ્ત કર્યો. આથી ઐલવાએ પોતાનાં બે માણસોને મહારાણી સાથે તે સંબંધમાં વાતચિત કરવાને મોકલ્યાં. મહારાણીએ તો એ માણસોનું અપમાન કર્યું. એમને મળી પણ નહિ. ઉલટું તેણે ક્રોધમાં ને ક્રોધમાં જણાવ્યું કે: ઐલવા તે તખ્તનશીન બાદશાહ છે કે મારી સાથે વાતચિત કરવાને આમ માણસો મોકલે છે?!

આ સાંભળીને ઐલવાને તો પગથી તે માથા સુધી ઝાળ લાગી. એણે પણ નેધરલાંડમાં વસવાટ કરતા સઘળા અંગ્રેજોનો માલઅસબાબ જપ્ત કરવાનો હુકમ ફરમાવી દીધો. એના પ્રત્યુત્તર રૂપે ઇંગ્લાંડની મહારાણીએ પણ ઇંગ્લાંડમાં વસતા નેધરલાંડવાસીઓને ત્યાં જપ્તીના જંગ માંડવા શરૂ કર્યા. આમ ઐલવા ને ઇલિઝાબેથના ઝગડાથી નેધરલાંડના વ્યાપારને ખૂબ નુકશાન થયું—વ્યાપાર પર ફટકો પડ્યો.

## એ રામ એના એ

આ ઝગડા સમયે પણ ઐલવા પોતાનું મુખ્ય કાર્ય નહોતો ભૂલ્યો. સનાતન ધર્મના વિરોધીઓને અગ્નિકુંડમાં હોમવાનું અને શૂળીએ ચઢાવવાનું રાક્ષસી કામ હજુ ચાલુ જ હતું. સનાતનધર્મી હોય તે જ દાઇ દાયણનો ધંધો કરી શકતી: તેવો સરકારનો હુકમ હતો. આથી બાળક પેદા થતાં જ સરકારને તરત ખબર મળે અને

તેને સનાતનધર્મી બનાવી લેવાનું સુગમ થઇ પડે એ એનો હેતુ હતો.

મૃત્યુ સમયે સનાતનધર્મ પ્રમાણે પ્રાર્થના ના કરે તેનાં ઘરબાર જપ્ત થતાં અને લાશ બજારમાં રઝળતી. આ કાર્ય માટે અસંખ્ય જાસૂસો રોકવામાં આવેલા. તેઓ રાતદિવસ શિકારની શોધમાં જ રહેતા. એલવાની આ સર્વ ધાર્મિક સેવાઓ અને તેણે ઓરેંજ પર મેળવેલા વિજયથી પ્રસન્ન થઇ, રોમના પોપ મહારાજે તેને રત્નજડિત તલવાર અને ટોપની નવાજેસ કરી. સાથે સાથે આશીર્વાદ પણ પાઠવ્યા કે: ધર્મ અને ઈશ્વરના હાથ તમારા મસ્તકે છે. આ ટોપ એની નિશાની છે, અને એ તાજ સ્વર્ગમાં પણ તમારા મસ્તકે મૂકાશે. ભગવાન ઇસુના જમણા હાથ સમા પોપજીનાં આશીર્વચન સાંભળી એલવાનું હૈયું તો વેંત વેંત ઉછળવા લાગ્યું.

પ્રજાને જમીના દોરથી ચૂસીને સ્પેનમાં સુવર્ણગંગાનાં ઝરણાં વહાવી શકાશે, એવી એલ્વાને ખાતરી હતી. પરંતુ એની એ ધારણા ધૂળ મળી. નેધરલાંડમાંથી આવદાની વધવાને બદલે ઘટવા લાગી. તે જેટલો યુદ્ધવિશારદ હતો તેટલો જ અર્થવિશારદ પોતાને માનતો. એટલે સોનાનાં ઈંડાં માટે મરઘીનું પેટ ચીરવાનો એણે નિશ્ચય કર્યો.

## જહાંગીરી રમાન

નેધરલાંડમાં પરાપૂર્વના રિવાજ પ્રમાણેજ કર ઉઘરાવી શકાતો. રાજાને જેટલા કરની જરૂર હોય તેટલી માંગણી એ પંચાયત સમક્ષ રજૂ કરે અને પંચાયતનો પ્રતિનિધિ એ સંબંધમાં પ્રજાનો અભિપ્રાય લે. પ્રજા રાજાની માંગણી સ્વીકારે તો કર ભરાઇ જતો. નહિ તો રાજાને બીજા સુઅવસરની તે માટે રાહ જોવી પડતી. દેશના કાયદા પ્રમાણે કોઇને આ રિવાજમાં ડખલ કરવાનો અધિકાર નહોતો. કર સંબંધમાં નિર્ણય કરવાનું કાર્ય પ્રજાના હાથમાં હતું. પણ એલવાથી આ કેમ સહ્યું જાય? જે દેશના દરેક માણસને વિદ્રોહી

માનીને અપરાધી ઠરાવવામાં આવ્યો હતો; તે દેશની પ્રજાની એને શી પરવા ? એણે તો પંચાયતો બોલાવીને સાફ સાફ ફરમાવી દીધું કેઃ દરેક મિલકતદારે મિલકતના સેંકડે એક ટકા પ્રમાણે કર આપવો જ પડશે. એ કર હાલની જરૂરિયાત પૂરતો જ છે; સ્થાયી નથી. આગળ ઉપર સરકારને જરૂર પડશે તો જોયું જશે. એકની પાસેથી બીજાની પાસે કોઇ મિલકત જતાં તેના પર પાંચ ટકા કર લાગશે. આ કર હંમેશને માટે રહેશે. દરેક માલસામાનના વેચાણ પર પણ દશ ટકા કર લેવાશે; અને તે માલનું જેટલી વાર વેચાણ થશે તેટલી વાર. આ કર પણ સ્થાયી જ રહેવાનો.

## અગ્નિ ભભૂકયો

ઍલવાનું આ જહાંગીરી ફરમાન સાંભળતાંજ પંચાયતો તો સડક જ થઇ ગઈ. ધર્મ કે મોક્ષને માટે લોકો યુદ્ધ ન કરી શકે, કારણ કે બધાયના દિલમાં તેને માટે જોઇએ તેટલી લાગણી ન પણ હોય; પરંતુ પ્રજા પર જે તાત્કાલિક આઘાત થાય છે તે તેને અસહ્ય જ લાગે છે. નેધરલાંડવાસીઓએ કેટલીયે વાર પોતાના વ્યાપારના રક્ષણ કાજે ધર્મની પણ ચિન્તા નહોતી કરી. પરંતુ ઍલવાની એ જોહુકમીએ શું સનાતની કે સુધારક, ગરીબ કે અમીર સૌ કોઇના હૃદયમાં આગ સળગી ઉઠી.

ધારો કે એક મકાનનું વેચાણ થયું. મિલકતની ફેરબદલી પર સરકારનો પાંચ ટકાનો લાગો એટલે સરકારને ૨૦મા ભાગની રકમ કર તરીકે આપવી જ રહી. એક વરસમાં ૨૦ વખત એ મકાનનું વેચાણ થાય તો વીસે વખત સરકારને વેચાણ રકમનો ૨૦મો ભાગ કર તરીકે મળવો જ જોઇએ. ડૉક્ટર વિગ્લિયસને પણ આ ફરમાન વિચિત્ર લાગ્યું અને રાજસભામાં તેણે એનો વિરોધ કર્યો. એણે તો ઍલવાને સ્પષ્ટ જણાવી દીધું કેઃ નેધરલાંડમાં આવો કર

નાંખી શકાય જ નહિ; એ કેવળ અસંભવિત છે. ડોકટરનું આ કાર્ય જરૂર પ્રશંસનીય જ ગણાય. ખૂદ ફીલિપ પણ એલવાની આ નીતિ પસંદ નથી કરતો એ એને ખબર હતી. આથી એલવાનો વિરોધ કરવામાં એને કાંઈ ગેરલાભ જણાયો નહિ.

## સાંભળેજ કોણ ?

પંચાયતોએ એલવાને નારાજ ન કરવાના વિચારથી મિલકતદારોની મિલકત પર સેંકડે એક ટકા કરના પહેલા નિયમનો સ્વીકાર કર્યો. પરંતુ બીજા કર માટે તો તેમણે ચોકખો નન્નો જ ભણ્યો. દેશભરમાંથી એલવા પાસે અરજીઓ પર અરજીઓ થવા લાગી કેઃ આવા કરના બોજાથી દેશના વ્યાપારનો નાશ થશે. પણ એલવાએ એ બધું સાંભળ્યું, ન સાંભળ્યું કર્યું. કોઇને દાદ ન દીધી. એણે તો સૌની પાસે પોતાનો કક્કોજ ખરો કરાવવાનો નિશ્ચય કર્યો હતો.

યૂટરેક્ટ પ્રાંતે તો એકેએક કર નાકબૂલ કર્યો. એની પંચાયતે પહેલાં ૭૦૦૦૦ અને પાછળથી બે લાખ રૂપિયા આપવાનો વાયદો કર્યો. પણ કર આપવાનો તો ઈન્કાર જ કર્યો. એટલે એલવાએ એ પ્રાંતના એકેએક ઘર આગળ સ્પેનના સિપાઇઓ ગોઠવી દીધા. તેઓ રાત દિવસ કર માટે તગાદો કરવા લાગ્યા. પણ તેમનું કાંઇ જ ન વળ્યું. આથી ખીજવાઇને યૂટરેક્ટ પ્રાંતનો મુકદ્દમો તેણે 'ખૂની કચેરી'માં ચલાવ્યો અને સારો યે પ્રાંત બળવાખોર છે એમ જાહેર કર્યું. અને સરકારી ફરમાન બહાર પાડયું કેઃ યૂટેરક્ટ પ્રાંતના લોકોને કોઈ પણ પ્રકારનું સ્વાતંત્ર્ય નથી. સારાયે પ્રાન્તની મ્યુનિસિપાલિટીઓના કર, લોકોની જાગીરો તેમજ માલ સામાન—સર્વ જપ્ત કરવામાં આવ્યું છે.

## એલવાનું સ્વપ્ન

આથી પ્રાન્ત તરફથી બે પ્રતિનિધિઓને ફીલિપ પાસે અપીલ કરવાને મોકલ્યા. પણ ફીલિપ મહારાજ એમનું સાંભળે જ શાના ?

સિતારો પાથરો કે બિચારાઓનાં મસ્તક ધડ પર રહ્યાં. ફીલિપની એ આંધ જેવી તેવી કૃપા ગણાય ! દેશમાં આટલી ખૂનામરકી થયા પહેલાં કોઈ આમ અપીલ લઇને તેની પાંસે ગયું હોત તો જરૂર એ પાછું ન જ ફરત. ઍલવાએ તો ખુશખુશાલ થઇને બધી પ્રાન્ત પંચાયતોએ નવા કર આપવાનું સ્વીકાર્યું છે, એમ ફીલિપને લખી જણાવ્યું હતું. અને તેથી રાજકારોબારનું ખર્ચ બાદ કરતાં વાર્ષિક ૨૦ લાખ રૂપિયાની આવક થશે એવી તેણે ખાતરી આપી હતી. પરંતુ ઍલવાનું આ સ્વપ્ન સ્વપ્ન જ રહ્યું. એક પ્રાન્ત કર ન સ્વીકારે તો બીજા પ્રાન્તોએ પણ તેની પડખે ઉભા રહેવું, એવો ત્યાંની પ્રાન્ત પંચાયતોનો નિયમ હતો. યૂટ્રેકટે કર ન સ્વીકાર્યો એટલે બીજા પ્રાન્તોને પણ બહાનું મળી ગયું. બધાએ નવો કર આપવા માટે સાફ સાફ ના સંભળાવી દીધી. ઍલવા તો આ સાંભળીને રાતોપીળો થઇ ગયો પરંતુ એનું ધાર્યું બર ન આવ્યું, તે ન જ આવ્યું. મહામુશ્કેલીએ પંચાયતો બે વર્ષ સુધી—સને ૧૫૭૧ સુધી—વાર્ષિક વીસ લાખ રૂપિયાનું નજરાણું (!) સરકારને નવાજવા તૈયાર થઇ. આમ થોડા દિવસને માટે તો લોકોના જીવમાં જીવ આવ્યો.

### જુલમની હદ

જુલમની હદ આવી રહી હતી. એ હદ ઓળંગી જતાં ક્રાન્તિની આગ ભભૂકી ઉઠવાનો ડોકટર વિગ્લિયસને ભય હતો. અને તેમ બન્યું તો સ્પેનીશ લોકોને દેશમાંથી મ્હોં કાળું કરવાનો વખત આવી પહોંચે અને સરકારના ખાંધીયાઓનું પણ આવી બને એમ એના દિલમાં હરઘડી થયા કરતું. આથી ડોકટર પોતે લોકોના અપરાધો ક્ષમા કરવાની તરફેણમાં હતો. દેશભરમાં અત્યાર સુધીમાં એટલી ખૂનામરકી ચાલી હતી, કે ખૂદ ફીલિપને પણ વધારે ખૂન રેડવાનું દિલ નહોતું. ઍલવાના નવા કરથી નેધરલાંડનો વ્યાપાર ભાગી પડતાં

સરકારી આવદાનીમાં ઘટાડો થઈ જવાનો ય એને ડર હતો. રાજાની અમીદૃષ્ટિ પહેલાંની જેમ પોતાની પર નથી એમ એલ્વાને લાગતું–લાગ્યું હતું. તેમજ નેધરલાંડમાં હવે અત્યાચારની અવધિ આવી રહી છે, તે પણ એ સારી રીતે સમજતો હતો. એટલા માટે નેધરલાંડમાંથી પોતાની બદલી કરવા માટે પણ એણે કેટલીયે વાર રાજાને લખ્યું હતું. પોતાની કારકીર્દિની શેખી કરતાં એણે જણાવેલું કે: પ્રલયકાળ સુધી લોકોનો પત્તો ન ખાય એટલા મેં તેમને ડરાવી દીધા છે. અને એ બધું મેં રક્તપાત કર્યા વગર જ કર્યું છે. પોતે નાંખેલા નવા કરો સંબંધમાં એને એટલી ખાતરી હતી કે, તેણે, ફક્ત એક ટકાવાળા કરથી જ ઓછામાં ઓછી સરકારને ૫૦ લાખ રૂપિયાની આવક થશે એમ લખી નાંખ્યું હતું. રાજકારોબાર માટે આપને સ્પેનથી નાણાં નહિ મોકલવાં પડે ઉલટું આપ અહિંયાંથી નાણાં મંગાવી શકશો, એવી સ્થિતિ નેધરલાંડની થઇ જશે એમ લખવાનું એ નહોતો ચૂકયો.

નેધરલાંડના રાજકારોબાર સંબંધમાં ડોકટર વિગ્લિયસે ફીલિપને લખ્યું હતું કે: આજકાલ લોકો પર જેટલી દયા દર્શાવવામાં આવે છે, તેથી વધુ દયા દર્શાવ્યાના દાખલા ઇતિહાસમાંથી મળી રહે છે. એટલે અહિંની પ્રજા પર કાંઇક વધારે રહેમ નજર રાખવામાં આવે તો ઠીક. કેટલાક વર્ષ પહેલાં આ વાત ડોકટરના મ્હોંમાંથી બહાર પડી હોત તો આજની જાહોજલાલી તેમને ન હોત. તેમને ન હોત જાગીરદારી કે ન હોત ઇલ્કાબોનાં લાંબાંલચક પૂછડાં. ખેર, પણ આવાં આવાં કારણોને લીધે અને એલ્વાની પણ નેધરલાંડ છોડવાની ઇચ્છા હતી, એટલે ફીલિપ તેને પાછો બોલાવી લેવાના અને લોકોને ક્ષમા બક્ષવાના વિચાર પર આવ્યો. છેવટે ચાર ક્ષમાપત્ર તૈયાર કરીને એલ્વા પર મોકલી આપવામાં આવ્યાં. અને એલ્વાના કહ્યા પ્રમાણે તે ચારમાંથી સૌથી નરમ ક્ષમાપત્ર પસંદ કરવામાં આવ્યું.

**હાસ્યાસ્પદ જાહેરનામું**

પછીથી એક દબદબાભર્યો દરબાર ભરવામાં આવ્યો. ઍલવા પોપ મહારાજની પ્રસાદી તરીકે મળેલાં ટોપ, તલવાર ધારણ કરી સૌને આંજી નાંખતો સિંહાસને બેઠો. ડાબા જમણી તેના પગ આગળ એંટવર્પની બે અત્યંત સુંદરીઓ 'દયા' અને 'શાન્તિ'ની દેવીઓ બનીને બેઠી. અને ઍલવા તરફથી ક્ષમાપત્ર વાંચી સંભળાવવામાં આવ્યું. આ ક્ષમાપત્ર–નરમ ક્ષમાપત્ર પ્રમાણે કટ્ટા સનાતની ને બિલકુલ નિર્દોષ હતા, તેમને જ ક્ષમા બક્ષવામાં આવી હતી. અને તે પણ બે માસમાં તે લોકો આવીને પોતાના અપરાધ માટે ક્ષમા માંગે એ શરતે. આ સમયે લોકોએ ખૂબ ખૂબ આશાઓ બાંધી હતી, પરંતુ ક્ષમાપત્ર સાંભળતાં જ લોકોનાં હૈયાં બેસી ગયાં. ડોકટર વિગ્લિયસ જેવા સરકારના ખાંધીયાને પણ અસંતોષ ઉપજ્યો. છતાં ઍલવાએ ફીલિપને લખ્યું કેઃ આ ક્ષમાપત્રને સૌ કોઇએ સાચ્ચા દિલે વધાવ્યું છે. થોડાંજ માણસો–જેઓ જીંદગી સુધી સંતોષ પામવાનાં જ નથી તેઓ અસંતુષ્ટ થયાં છે. પરંતુ પાછળથી એને જ પોતાની ભૂલ સુધારતાં લખવું પડયું કેઃ મેં આશા રાખેલી તેટલો સંતોષ પ્રજાને થયો નથી. લોકો અસંતુષ્ટ રહ્યા એથી ફીલિપને ય નિરાશા ઉપજી.

આ સમયે ફીલિપની નવવધુ સ્પેન જતી હતી. તે નેધરલાંડમાં થઇને પસાર થતી હતી તે વખતે હૉર્નની અભાગણી માતાએ પોતાના નાના દિકરા મોન્ટનીને બચાવવા માટે તેની ખૂબ ખૂબ ખુશામત કરી. તેણે આજીજી કરી કરીને કહ્યું કેઃ કોઇ પણ ઉપાયે મારા દિકરાનો જાન બચાવો. આથી મહારાણીનું હૃદય પીગળ્યું અને તેણે મોન્ટનીનો જાન બચાવવા માટે વચન આપ્યું. મોન્ટનીની માતા બિચારી સમજી કે હવે મારા દિકરાનો છૂટકારો જ થઇ જવાનો. પરંતુ જેનો ઘડો લાડવો ઘડવાનો ફીલિપે નિશ્ચય કર્યો હોય તેને કોણ બચાવી શકે?

## વેશધારી વટેમાર્ગુઓ

જે સમયે એગ્મોન્ટને ને હોર્નને ગિરફતાર કર્યા તે સમયે મોન્ટનીને પણ સ્પેનમાં કેદ કરી કાળકોટડીમાં ગોંધી રાખવામાં આવ્યો હતો. એને બિચારાને ન મળતી ખબર કે અંતર. તહેવારનો દિવસ હતો. કેટલાક નેધરલાંડવાસીઓ ફ્લેમિશ ભાષામાં ગીત ગાતા ગાતા મોન્ટનીની જેલકોટડી આગળથી નીકળ્યા. તે બિચારો તો એ ગીતનો અર્થ સાંભળીને ચોંકી જ ઉઠયો. વટેમાર્ગુના વેશમાં એ લોકો પેલા ગીતદ્વારા એગ્મોન્ટ ને હૉર્નના મૃત્યુની ખબર આપી રહ્યા હતા. અને સાથે સાથે તેને પણ ભાગી જાઓ, નહિ તો તમારી પણ એજ દશા થશે એવી ચેતવણી આપી રહ્યા હતા. મોન્ટનીનાં તો આ સાંભળતાં જ રૂંવાડાં ઉભાં થઇ ગયાં પછી તો એણે એક પહેરેદારને ફોડયો અને પોતાના મિત્રમંડળ સાથે પત્રવ્યવહાર ચલાવી નાસી છૂટવાનો પ્રબંધ કર્યો. મેજર ડોમો નામનો એક અમલદાર મોન્ટનીનો જીવજાન દોસ્ત હતો. એ જ એને નસાડવાની ભૂમિકા તૈયાર કરી રહ્યો હતો. પણ વાંધો એટલો હતો કે એ બિરાદર એક પ્રેમદાની પ્રેમજાળમાં ફસેલા હતા; એટલે એમના જીવનું ઠેકાણું જ ન મળે. છેવટના પત્રમાં તેણે મોન્ટનીએ કેવી રીતે નાસી છૂટવું તે સંબંધમાં પત્ર લખી એક માણસ સાથે મોકલ્યો. કારણ કે ભાઈ સાહેબને તો પેલી મોહિનીરાણીને ત્યાં પહોંચવું હતું. પત્ર લઈ જનાર માણસ ચાલાક નહોતો એટલે બેદરકાર રહ્યો અને પરિણામે મોન્ટનીનું નાસી છૂટવાનું કાવતરૂં પકડાઇ ગયું. જે જે અમલદારો આ કાવતરામાં ભળેલા હતા, તેમને ફાંસીની કે કાળા પાણીની સજા થઇ. ડૉમો સાહેબને તો કાળા પાણીની સજા થઈ તો થઈ પણ બસો કોરડાનો જોરબંધ માર પડયો એ નફામાં. મોન્ટનીનો એકેએક મિત્ર પકડાઈ ગયો હતો. સ્પેનમાંથી નાસી છૂટવા માટે હવે તેને કોઇ આરો ન રહ્યો. અને

ફીલિપે મોન્ટનીનો મુકદ્દમો એલવાની 'ખૂની કચેરી'માં મોકલી આપ્યો. એલવાએ એને પણ એગ્મોન્ટ ને હોર્નને રસ્તે મોકલી આપવાની આજ્ઞા ફરમાવી. એને દેહાંતદંડની સજા કરી

## જગતની આંખોમાં ધૂળ

પ્રજાની નજર આગળ જ મોન્ટનીને ફાંસીને માંચડે લટકાવવાનું ફીલિપને યોગ્ય ન લાગ્યું. આથી તેણે તેને દૂરદૂરના એક પહાડી કિલ્લામાં કેદ કરી તે બિમાર છે, એવી અફવા ફેલાવી. કોઇ મૃત્યુને આરે ઉભેલો બિમારી જેવી રીતે પોતાના મિત્રને પત્ર લખે તેવી રીતનાં પત્ર લખવા માટે મોન્ટનીને ફરમાશ થઇ. અને એક હકીમને પણ દેખાવ પૂરતો એ કિલ્લામાં રાખવામાં આવ્યો. તે રોજ દવાઓનાં બંડલ લઈ લઇને મોન્ટનીની પાસે જતો. છેવટે ચૂપકીથી એક દિવસ મોન્ટનીનું કામ તમામ કરી નાંખવામાં આવ્યું, અને લોકોને કહેવામાં આવ્યું કે મોન્ટનીનું બિમારીને કારણે અવસાન થયું. જગતની આંખોમાં ધૂળ નાંખવા માટે એની અંત્યેષ્ટિ ક્રિયા સરકારે ખૂબ ધામધૂમથી કરી.

આ કરપીણ કાર્યની યોજના ઘડનાર ફીલિપનું ફળદ્રુપ ભેજું હતું. એલવા રણક્ષેત્રમાં લોકોને ઉંદરની જેમ પકડી પકડીને મારપીટ કરવામાં, ફાંસીએ ચઢાવવામાં ને જીવતા બાળી મૂકવામાં સિદ્ધહસ્ત હતો. જ્યારે એનો માલિક એનાથી ચાર ચંદરવા ચઢે એમ હતો. લોકોને ચુપચાપ ઝેર આપવામાં અને રીબાવી રીબાવીને મારી નાંખવામાં એ ઉસ્તાદ હતો. તેણે પોતાના પુત્રને પણ એજ પ્રકારે મારી નાંખ્યો હતો, એમ કહેવાય છે. મોન્ટનીનો જીવ લેતી વખતે બીજો વિચાર ન આવ્યો એ તો ઠીક પણ એ પોતાની બહેનનો જ મોકલેલો દૂત હતો, એ ય તેણે ન વિચાર્યું. રાજદૂતનો પ્રાણ લેવો એ કલંક છે; અને જગતમાં કોઈ સ્થળે રાજદૂતના પ્રાણ નથી જ

લેવાતાં. ઇતિહાસમાં-મહાન પુરુષોનાં કાર્ય અને મોટી મોટી લડાઇ-ઓનાં વર્ણનો ખૂબ ખૂબ વંચાય છે, પરંતુ આવા નાના નાના બનાવો અને કત્લાઓ ઉપરથી સ્વાતંત્ર્યને માટે કેટલી અજ્ઞાન અને ભયંકર આહુતિઓ આપવી પડે છે તેનો ખ્યાલ આવ્યા વગર નહિ રહે.

## સાગર માઝા મૂકે છે

વિપત્તિ આવે છે ત્યારે ચારે બાજુથી; જાણે તેનો વરસાદ વરસતો હોય તેમ. ૧૫૭૦ ની સાલ નેધરલાંડને માટે કાળરૂપ નીવડી. કુદરતના કોપનાં કાળાં વાદળ પણ તેની પર ચઢી આવ્યાં. સમુદ્રે માઝા મૂકી. સને ૧૯૨૯માં આસામ આંધીમાં સપડાયું હતું તેમ નેધરલાંડનાં ય ગામડાંનાં ગામડાં તણાઇ ગયાં. જે સ્થળે શહેર હતાં ત્યાં ત્યાં મોટાં મોટાં જહાજ ફરવા લાગ્યાં. ફક્ત ફ્રીઝલાંડમાં જ વીસ હજાર માણસોના જાન ગયા. સ્પેનીશ લોકો હસી હસીને કહેવા લાગ્યા કેઃ આ તો અધર્મીઓ પર દૈવી પ્રકોપ થયો. નેધરલાંડવાસીઓની વિધાતા વિપરીત બની હતી. પરંતુ આ સમયે જ એક ઘટના બની.

## વીર હરમેન

સોનેરી સંધ્યા જગત પરથી રૂસણાં લેતી હતી. બરોબર આ સમયે જ લોવેસ્ટીનના કિલ્લેદાર પાસે ચાર ભિખારી આવ્યા અને તેને પૂછ્યુંઃ આ કિલ્લો કોનો ફીલિપનો કે ઓરેંજનો? કિલ્લેદાર આ સાંભળતાં જ હસવા લાગ્યો અને તેણે કહ્યુંઃ ઓરેંજ નામનું કોઇ પ્રાણી છે કે કેમ એનીયે મને ખબર નથી. એને ઓળખે છે જ કોણ? હજુ તો આ શબ્દો પૂરા એના મ્હોંમાંથી ન નીકળ્યા, ત્યાં તો એક ભિખારીની પિસ્તોલમાંથી તડાતડ ગોળીઓ છૂટી ને પેલા કિલ્લેદારની છાતી વીંધાઇ ગઇ. પછી તો તેણે પોતાના ૧૫-૨૦ સાથીઓની મદદથી તે કિલ્લો સર કર્યો. એ નરવીરનું નામ હરમેન. જાતનો વણજારો હતો. અને ઓરેંજનો પરમ ભક્ત હતો. કેટલાક

દિવસ પછી સ્પેનનું લશ્કર લોવેસ્ટીન પર ચઢી આવ્યું અને કિલ્લાના કોટ કાંગરા તૂટ્યા. ઘણા સમય સુધી હરમૈન એકલે હાથે લઢ્યો અને તેણે અસંખ્ય શત્રુઓને રણમાં રોળ્યા. આખરે તે થાકી ગયો એટલે એક ઓરડામાં ભરાયો. સ્પેનના સિપાઇઓ પણ એને પકડવા માટે એની પાછળ તે ઓરડામાં ઘૂસ્યા. પરંતુ હરમૈને એ ઓરડામાં ખૂબ દારૂગોળો રાખ્યો હતો. એણે તરત જ એ દારૂગોળામાં બત્તી ચાંપી. આમ એ પોતે તો મર્યો જ પણ સાથે સાથે પોતાના શત્રુઓનું પણ કાસળ કાઢતો ગયો. સ્પેનના પાગલ સિપાઇઓએ એ તૂટેલી ઈમારત નીચેથી હરમૈનની લાશ શોધી કાઢી અને તેને શૂળીએ ચઢાવી ત્યારે જ એ હિંસક નરપશુઓના દિલને ટાઢક વળી. અને એટલું યે અધૂરું હોય તેમ તેમણે લોવેસ્ટીનના નાગરિકોને સતાવવામાં બાકી ન રાખી–મારપીટના મહોત્સવો ઉજવાઇ રહ્યા.

## હાલહવાલ ઓરેંજ

સને ૧૫૬૯ અને ૧૫૭૦માં નેધરલાંડની આ દશા હતી. શાહજાદા ઓરેંજે સર્વ ગુમાવ્યું હતું. પણ હજુ તેણે આશા ને હિંમત નહોતાં ગુમાવ્યાં. સ્ટ્રાસબર્ગમાં પોતાની ફોજ વીખેરી નાંખ્યા પછી તે પોતાના બે ભાઇઓ સાથે ડ્યૂક ઓફ ડ્યુક્સ પોન્ટ્સના લશ્કરને મળી ગયો. અને ફ્રાન્સમાં પ્રજાપક્ષે રહીને કોલગ્નીના ઝંડા નીચે યુદ્ધ કરવા લાગ્યો. પરંતુ તેને ત્યાંથી તરતજ જર્મની પાછા ફરવું પડ્યું. નેધરલાંડમાં કેટલીક એવી ઘટનાઓ બની અને મિત્રોએ તેને બોલાવ્યો; એટલે તે ખેડુતના વેશમાં પોતાના બે ચાર સાથીદારો સાથે જર્મની આવી પહોંચ્યો. ગરીબીને લીધે તે હાલહવાલ થઇ ગયો હતો. સૈનિકોનો બાકી રહેલો પગાર આપવાનાએ તેની પાસે પૈસા નહોતા. પછી નવું સૈન્ય તો ક્યાંથી જ ઉભું કરી શકે? એની સારી બાજી બગડી ગઈ હતી. જર્મનીમાં કોઈ એને મદદ

કરવાને આગળ જ ન પડતું. જર્મની ને નેધરલાંડના અમીર ઉમરાવો ને વેપારીઓ મદદનાં વચન આપી આપીને જાણે ભૂલી ન ગયા હોય તેમ વર્તતા હતા. ધનવાનો તો હંમેશા જ્યાં જીતનો સંભવ હોય તેજ પક્ષે ઉભા રહેવાના. અને હવે ઓરેંજને વિજય મળે તેવી આશા નહોતી. એટલે તેઓ દાદ જ શાના દે? તો પણ ત્યાંનો ગરીબ વર્ગ સ્વાતંત્ર્ય સિદ્ધિ અર્થે કાંઇ ને કાંઇ મદદ ઓરેંજને કર્યા જ કરતો. ફૂલ નહિ તો ફૂલની પાંખડી તેઓ દેશોદ્ધારને કાજે અર્પતા.

ઓરેંજે પોતાના ભાઇને લખ્યું હતું કેઃ કોઇ પણ પ્રકારે એક લાખ રૂપિયા એકઠા કર્યા વગર તો છૂટકો જ નથી. મારા ઘરના રાચરચીલામાંથી જે કાંઇ બચ્યું કર્યું હોય, તે થોડે થોડે મેળાઓમાં વેચી નાંખો. જથાબંધ વેચવા કરતાં એ માલના છૂટક વેચાણથી સારા પૈસા મળશે.

જે ઓરેંજની આસપાસ કેટલાયે સરદારો, નોકરચાકરો ને સંત્રીની ઠઠ જામતી, જે શહેનશાહોનો મિત્ર હતો, અને પોતે જાતે રાજકુટુંબમાં જન્મેલો હતો, જેને પોતાની જાગીરમાં યુવરાજના અધિકાર હતા અને અત્યંત એશઆરામી જીંદગી ગુજારતો હતો, તે ઓરેંજ આજે કચડાયલી પ્રજાનો ઉદ્ધાર કરવાની ધૂનમાં નાચીઝ નોકરથીયે નાલાયક કામ કરતો ફરતો. પોતાની પાસે તો કાંઈ નહોતું છતાંય મિત્રોની જરૂરિયાત સંબંધમાં એ બનતી મદદ કરતો.

આવી ગરિબીના સમયમાં ય તે પોતાના ભાઇને લખતો કેઃ ઓછામાં ઓછી સો રૂપિયાની કિંમતની કોઇ સુંદર વસ્તુ ડ્યુકને ભેટ મોકલાવજો. એક્રેસટીનને એક ઘોડાની ઘણી જ જરૂર છે, માટે એક સુંદર ઘોડાની તલાશ કરી તેનું મૂલ્ય મને લખી જણાવજો એટલે હું તેટલા રૂપિયા મોકલી આપીશ. તેણે આપણને મદદ કરવાનું વચન આપ્યું છે એટલે આપણે પણ તેને મદદ કરવીજ રહી.

## વિગ્લિયસનો વિરોધ

એલવા અને પંચાયતો વચ્ચે નવા કર સંબંધી થયેલી બે વર્ષ માટેની સમાધાનીની મુદ્દત પૂરી થવા આવી હતી. એટલે વળી તે ઝઘડો શરૂ થયો. નવા કરો લાદવા સંબંધમાં ફીલિપના કરતાં એલવાનું જ દબાણ છે એવી પંચાયતોને ખાતરી હતી. અને કદાચ તે કારણને લીધે તેને નેધરલાંડમાંથી બોલાવી લેવામાં પણ આવે, એટલે પંચાયતો દૃઢતાપૂર્વક એનો વિરોધ કરવા લાગી. રાજસભામાં પણ ચર્ચાનો મુખ્ય વિષય એજ હતો. ત્યાં ડોકટર વિગ્લિયસ એલવાનો ભયંકર વિરોધ કરી રહ્યો હતો. આથી એલવા ડોકટરને ફોડવા માટે કંઇ કંઇ ચાલબાજીઓ રમ્યો. પણ ડોકટરે ન માન્યું તે નજ માન્યું. એણે તો સાફ સાફ સંભળાવી દીધું કે: પ્રજા પર આવા કરનાં ભારણ લાદવાં એ પ્રવાહની સામે તરવા સમું છે. લોકો કોઈ દિવસ આવા અન્યાયી કરો સ્વીકારશે નહિ. અને લોકવાણી એ તો પ્રભુવાણી છે. આ સાંભળતાં જ એલવાને તો પગથી તે માથા સુધી ઝાળ લાગી. એક દિવસ ક્રોધમાં ને ક્રોધમાં તેણે કહ્યું કે: નવા કરના વિરોધીઓને તો બરાબર મઝા ચખાડવી પડશે.

એલવા ગમે એટલા ધમપછાડા કરે પણ હવે વિગ્લિયસ ગભરાય એમ નહોતો. એણે પણ તેટલી જ દૃઢતાથી ઉત્તર વાળ્યો કે: રાજસભાના સભ્યોને પોતાના અભિપ્રાય પ્રગટ કરવાનો હંમેશા હક્ક છે. આજ સુધી આવી ધમકી એમને કદિ આપવામાં નથી આવી. મેં પોતે પણ આવી જ નિર્ભયતાથી રાજા, મહારાજા ને મહારાણીઓ સામે મારા અભિપ્રાય વ્યક્ત કરતાં આંચકો નથી ખાધો. અને હવે ઘડપણમાં—જીંદગીના છેલ્લા દિવસોમાં હું તમારી ધમકીથી ડરી જઇશ ? છતાં મહારાજ ફીલિપ મને ફાંસીએ ચઢાવતા પહેલાં મારી

વાત જરૂર સાંભળશે એવી મને આશા છે.

## ઍલવાની આપખૂદી

ઍલવાએ જાણ્યું કે હવે વાત વણસી માટે પાઘડી ફેરવી તોળો. એણે તરત જ તે માટે ક્ષમા માંગી. છતાં દેશભરમાં વાત ઉડી કે વિગ્લિયસનો જાન જોખમમાં છે. એટલે પ્રજાની ખૂશાલીનો તો પાર જ ન રહ્યો. જે વિગ્લિયસ જીંદગી સુધી રાજાનો ખાંધીયો ગણાયો હતો તે આજે નિર્ભયતાથી પ્રજાપક્ષી બની ગયો. પરંતુ ઍલવાએ રાજ-સભાની સંમતિની પરવા જ ન કરી. અને તેણે કર વસુલ કરવાના હુકમ ફરમાવી દીધા. આથી દેશભરની પ્રાંત પંચાયતો મળી અને તેમણે ઍલવાના આ ફરમાન સામે સખ્ત વિરોધ પોકાર્યો. અને સારાયે દેશમાં સખ્ત હડતાળ પડી. લોકો તો એટલા ઉશ્કેરાઇ ગયા કે ઍલવાનું છચોક અપમાન કરવા લાગ્યા. સરકારના જાસુસ મંડળને એટએટલી રાજદ્રોહી બાબતો સાંભળવાની મળતી કે એનો રિપોર્ટ કરવાનું યે હવે અસંભવ બન્યું હતું. ગલીએ ગલીએ ને શેરીએ શેરીએ તેઓ રખડી રહ્યા હતા. લોકોની ચીઢનો પાર નહોતો. ઍલવા બહાર નીકળતો તો કોઇ એને સલામ સરખીયે ન કરતું. કર વસુલ કરવાનું કેવળ અસંભવિત બન્યું. છેવટે ઍલવાને નમવું પડયું. તેણે ખાણીપીણીની વસ્તુઓ ને કારીગરીના ઉપયોગમાં આવતા માલ પરની ૧૦ ટકા જકાત કાઢી નાંખી.

પછી ફીલિપને તેણે લખ્યું કેઃ આ દેશના લોકોમાંથી હજુ ક્ષાત્રવટનાં ખમીર નથી ઓસર્યાં. જુલિયસ સીઝર જેની પ્રશંસા કરતો એવી ઝળહળતી ને ઓજસ્વી ક્ષાત્રવટથી હજુ તેમનાં હૃદય સળગી રહ્યાં છે. પંચાયતો દેશના વ્યાપારના હિતને માટે કાંઇ કરનો વિરોધ નથી કરતીઃ પરંતુ નવા કાયદા રાજા તેની સંમતિ વગર ન ઘડી શકે તે હકકને માટે જ તેમનો વિરોધ છે.

## ફીલિપનું નવું કાવતરૂં

સ્પેને પણ એલવાના આ કૃત્ય પ્રત્યે સહાનુભૂતિ ન બતાવી. તેની આ કરયોજનાની મજાક તો સ્પેનની રાજસભાના સભ્યો ઉડાવ્યે જતા. ફીલિપનું કાળું હૃદય પણ કોઇ બીજું જ કાવતરૂં ઘડી રહ્યું હતું, એટલે હાલ તુરતને માટે તો એને જાણે નેધરલાંડની કાંઇ પડી જ નહોતી. તેનું લક્ષ તો અત્યારે ડ્યૂક ઓફ નાર્ફોકની મદદથી ઇંગ્લાંડની મહારાણી ઇલિઝાબેથનું કાસળ કાઢવા તરફ હતું. અને તેની જગ્યાએ સ્કોટલેંડની રાણી મેરીને કેદમાંથી છોડવીને ગોઠવી દેવાનો તેનો વિચાર હતો. આ બધું તેને સનાતન ધર્મની ઉન્નતિ અર્થે કરવું હતું. આ કાવતરૂં જ અત્યારે તો એના જીવનધ્યેય સમું થઇ પડ્યું હતું.

આ કાવતરામાં પોપ મહારાજ પણ સામેલ હતા. બીજી બાજુએ ફીલિપ અને તુર્ક વચ્ચે યુદ્ધની ચીણગારી પ્રગટી ચૂકી હતી. નેધરલાંડમાં ક્રાન્તિની આગ ન ભભૂકી ઉઠે તેને માટે ય સામ્રાજ્યના સારા સૈન્યની ત્યાં જરૂર હતી. પરંતુ ફીલિપે એલવાને લખી જણાવ્યું કે: ડ્યૂક નાર્ફોકની મદદમાં એકદમ દશ હજાર સૈનિકો મોકલી આપો. આવી દશામાં નેધરલાંડમાંથી સૈન્ય ઉઠાવી લેવાય અને દશ હજાર સૈનિકો ઇંગ્લાંડ મોકલાય એ ફીલિપની ધર્માંધ મનોદશા વગર બીજું બતાવે છે પણ શું ?

એટલે એલવાએ ઉત્તરમાં લખ્યું કે: હાલની પરિસ્થિતિમાં ઇંગ્લાંડમાં સૈન્ય મોકલી શકાય એમ છે જ નહિ. આથી જર્મની અને ફ્રાન્સ આપણાં વિરોધી બનશે. આ બન્ને દેશ વિરોધ ન કરે તો આવતા નવેંબર સુધીમાં હું આપને જરૂર ઇંગ્લાંડનો તાજ પહેરાવીશ. પરંતુ અત્યારની પરિસ્થિતિ તો ઘણી જ બારીક છે. નેધરલાંડમાંથી ઇંગ્લાંડ લશ્કર મોકલી શકાય એમ છે જ નહિં. આખરે ઇંગ્લાંડમાં

ડ્યૂક ઓફ નાર્ફોકનું કાવતરૂં પકડાઈ ગયું, અને તેને તેના સાથીઓ સાથે ગિરફતાર કરવામાં આવ્યો. છતાં યે ફીલિપ ઈંગ્લાંડની ગાદી પરથી ઇલિઝાબેથને ઉથલાવી નાખવાના વિચારમાં દૃઢ રહ્યો. ઍલ્વાની મદદથી એણે કેટલીયે વાર તેનું કાસળ કાઢવાને ગુપ્ત મારાઓ મોકલ્યા પણ હજુ સુધી તો એને એ પ્રયત્નોમાં નિષ્ફળતા જ મળી હતી.

પોતાનાં કળાકૌશલ્યથી જગતભરમાં સ્પેનનું નામ પ્રખ્યાત કરનાર ત્યાંના મુસલમાનો ફીલિપના અત્યાચારથી ઉશ્કેરાઇ કારીગરીનાં ઓજારો બાજુએ મૂકી હાથમાં હથિયારો લઇ તેની સામે મયદાને પડયા હતા. એમને ડબાવી દેવાનું કામ ઓસ્ટ્રીયાના ડૉન જ્હોનને સોંપાયું હતું. તે તે લોકોનાં ઘરડેરાં–બાળકો–સ્ત્રીઓ ને માંદગીને બિછાને પડેલાંની કત્લેઆમ ચલાવી રહ્યો હતો. આ સમયે તુર્કસ્તાનનો ખલીફો દ્રાક્ષાસવની લિજ્જતમાં ન ફસાતાં તે મુસ્લીમોની વહારે ધાયો. હોત તો, ઈંગ્લાંડની ગાદી પરથી ઇલિઝાબેથને પદભ્રષ્ટ કરવાના કોડીલા ફીલિપને જ સ્પેનના સિંહાસનેથી પદભ્રષ્ટ થવું પડયું હોત. ખેર, આ તો જરા વિષયાંતર થયું.

## વિરોધી વાતાવરણ

ત્યાર પછી ઍલ્વાને નેધરલાંડમાંથી પાછા બોલાવી લેવાની પ્રાર્થના મંજૂર કરવામાં આવી. અને ફીલિપે તેને પાછો બોલાવી લીધો. તેની જગ્યાએ ડૉન લુઇ ડે રેકુઇસેન્સ એન્ડ કયુનિગા–મિલાનના માજી ગવર્નરને ને કેસ્ટીલના ગ્રાન્ડ કમાન્ડરને નીમ્યો. પરંતુ થોડા દિવસ સુધી ઘરના કેટલાક ઝઘડાને લીધે તે પોતાનો ઓદ્ધો સંભાળી શકે એમ નહોતું, એટલે ઍલ્વાને નેધરલાંડમાં હજુ થોડા દિવસ વધુ રહેવું પડયું. તે બિચારો તો ખૂબ ખૂબ મુશ્કેલીમાં હતો. દેશભરમાંથી એના નામ પર પસ્તાળ પડવા માંડી હતી. ગઈ કાલ સુધી ધાર્મિક અત્યાચાર સંબંધમાં એની હાએ હા કરનાર વિગ્લિયસ,

બર્લમોન્ટ, નોમર ફારમમ્સ, એયરશોટ વગેરે આર્થિક અત્યાચારની શરૂઆત થતાં જ એના વિરોધી બન્યા હતા. લોકો જાણતા હતા કે હવે ઐલવાનાં માન ઉતર્યાં છે એટલે તેઓ હંમેશા નવા કર સામે પ્રચંડ વિરોધ બતાવી રહ્યા હતા. બ્રુએન્ટની પંચાયતે તો તેનો વિરોધ કરતી અરજીયે રાજસભાને કરી હતી. એ સાંભળતાં જ ઐલવાએ ક્રોધમાં આવી જઇને કહેલું કે: શું નેધરલાંડવાસીઓ એમ સમજે છે કે મને તેમના કરતાં નેધરલાંડના હિતની ઓછી ચિન્તા છે? નેધરલાંડનો બહારનાં આક્રમણોમાંથી સારી રીતે બચાવ થઈ શકે એટલા માટે જ આ નવા કર તેમની પર નાંખવામાં આવ્યા છે, તે તેઓ ન ભૂલે.



# પ્રજાતંત્રનાં મૂળ

સરકારની જડ કાઢવાને 'ભિખારી', 'જંગલી ભિખારી' સિવાય 'દરિયાઈ ભિખારી'નું પણ એક મંડળ ઉપસ્થિત થયું હતું. જેની જાગીરો ફના થઈ ગઈ હોય તેવા સરદારો, જેના ધંધારોજગારનો નાશ થઈ ગયો હોય તેવા વ્યાપારીઓ, લૂટારા ને બળવાખોરો એ મંડળના સભ્યો હતા. એ વિદ્રોહીઓનો આગેવાન હતો. સરદાર ડેલામાર્ક. ઉત્તરના દરિયામાં તો એમનો હાકોટો બોલતો. મનસ્વીપણે એ ચાંચીયાગીરી કરતા ને ગમે તેને લૂટતા. સરકારના અત્યાચારથી બચવાનો કોઇ આરો ન રહેતાં તેમણે આ રોજગાર શરૂ કર્યો હતો. સરદાર ડેલામાર્કે પણ પોતાની દિલની દાઝ અત્યાચારીઓ પર એટલી ઠાલવી કે ખૂદ ઑલવા ને એની 'ખૂની કચેરી'ના સભ્યો સુદ્ધાં પોંચા કરડી ગયા. એ ચાંચીયાઓ પર ઓરેંજ જેટલો દાબ રાખી શકે તેટલો રાખવાનો પ્રયત્ન કરતો. પછી તો નેધરલાંડના સરમુખત્યારની સીફતે એણે એ ચાંચીયાઓનું સંગઠિત સૈન્ય બનાવી સરદાર ડેલામાર્કને એનો સેનાપતિ નીમ્યો. અને ચાંચીયાગીરીને બની શકે ત્યાં સુધી નિયમિત બનાવવાને તેમજ સૈન્ય સંચાલન માટે કેટલાક નિયમો પણ બનાવ્યા. આમ સૈનિકોમાં શિસ્ત આણવાનો એણે પ્રયત્ન કર્યો હતો.

## સુવર્ણ અવસર

અત્યાચારીઓના હાથ હેઠા પાડવાનું કામ પ્રચંડ શક્તિ વિના બનવું અશક્ય હતું. એટલે 'દરિયાઇ ભિખારીઓ'ની આ શક્તિ

જેમ તેમ વેડફી નાંખવી પાલવે તેમ નહોતી. જ્યાં ત્યાં ઓરેંજે પોતાના દૂતો મોકલીને મદદની આશા હતી, ત્યાં ત્યાંથી મદદ મેળવવાના પ્રયત્ન કર્યાં હતા. ગરીબો પાસેથી દેશોદ્ધારના કાર્ય માટે આવતા દ્રવ્યને લીધે તેની પાસે ઠીક ઠીક દ્રવ્ય પણ એકઠું થયું હતું. એટલામાં દેશમાં નવા કરની વિરૂદ્ધ ઉગ્ર હિલચાલ જાગી. આ મોકો ઓરેંજ ચૂકે એમ નહોતું. પ્રજાની પાસેથી ધન અને મદદ મેળવવાનો એ સુવર્ણ અવસર હતો. વસ્તુના વેચાણ પર કર આપવો પડતો હોવાથી દેશભરમાં વસ્તુવેચાણ જ બંધ થયું હતું. ધોળે દિવસે બજારો સૂમસામ પડયાં રહેતાં: દુકાનદારો દુકાનો જ ન ખોલતા. જાણે ઘૂવડ ન રડી રહ્યાં હોય તેવું બજારનું દૃશ્ય હતું.

ઍલવાના તો ક્રોધનો પાર નહોતો. ઓરેંજ પર એને એટલી ચીઢ હતી કે એણે એની પ્રતિમા બનાવી શૂળીએ ચઢાવી દીધી. અને તે લાશને ઘોડા સાથે બાંધી બજારમાં ને જાહેર રસ્તાઓમાં ઢસરડી. આથી બીજું કશું તો નહિ પણ ઓરેંજ 'ને એના પરિવાર પ્રત્યે અપમાનની લાગણી તો દર્શાવાશે જ એમ તેણે માન્યું. ભવિષ્યમાં સારો યે નેધરલાંડ તેનું ને તેના પરિવારનું જે સ્વાગત કરનાર હતો તેની ઍલવાને ખબર હોત તો આવું હલકું કૃત્ય કરવાની એ બિચારાની હિંમત જ ન ચાલત. ગ્રેનવિલ ને ખૂદ ફીલિપનું પણ તેમ કરતાં હૈયું બેસી જાત.

ઓરંજનો તો વાળ વાંકો થઈ શકે એમ નહોતું એટલે ઍલવાએ બધો ઉકળાટ ત્યાંના પ્રખ્યાત વ્યાપારીઓ પર કાઢયો. ૧૮ વ્યાપારીઓને પકડીને એણે દરવાજા પર લટકાવી દેવાનો નિશ્ચય કર્યો. આ જુલમ કરવાનું કારણ દુકાનદારો પર કંપ બેસાડવાનું હતું. પરંતુ માણસ ધારે છે કંઇ ને ઇશ્વર કરે છે કંઈ.

## મ્હોંકાણના સમાચાર

કાજળકાળી અંધારી રાત હતી. ભયંકરતાનું સામ્રાજ્ય જગત

પર છાઇ ગયું હતું. આ સમયે અત્યાચારી ઍલ્લવા કાળું કૃત્ય કરવાને તૈયાર થયો. પેલા ૧૮ વ્યાપારીઓને ફાંસીને માંચડે લટકાવવાની સર્વ તૈયારીઓ થઇ ચૂકી હતી. જલ્લાદોએ ૧૮ ફાંસીના દોર દરવાજા પર લટકાવી દીધા હતા. એટલામાં જ મ્હોંકાણના સમાચાર આવ્યા ને એ કરપીણ કૃત્ય અટક્યું. બ્રિલ શહેર પરથી સરકારનો વાવટો ઉતર્યો એ વર્તમાને ઍલ્લવાને મુંઝવણમાં મૂક્યો. આવા સમયે લોકોને ફાંસીએ ચઢાવી જનતાને વધુ ઉશ્કેરણીનું કારણ મળે તેમ કરવાનું એણે અયોગ્ય ધાર્યું.

'દરિયાઈ ભિખારી' ધંધો લૂંટફાટનો કરતા પણ એમનો ઉદ્દેશ પવિત્ર હતો. છત્રપતિ શિવાજીની જેમ દેશને સ્વતંત્ર કરવાનો. ઇલિઝાબેથ ફીલિપનો સામનો કરી શકે તેમ નહોતું એટલે તેણે ઍલવાની શરતનો સ્વીકાર કરીને સરદાર ડેલામાર્કને ઇગ્લાંડનો દક્ષિણ કિનારો છોડી જવાનો હુકમ ફરમાવી દીધો. તે સમયે એ બિચારાઓ પાસે ખાવાનું યે ઠેકાણું નહોતું. એટલે તેમણે પોતાના ૨૪ જહાજો સાથે ત્યાંથી નીકળી હોલાંડના ઉત્તર કિનારા પર છાપો મારવાનો નિશ્ચય કર્યો. આમ ભૂખ્યા ને તરસ્યા તેઓ ત્યાંથી નીકળ્યા. રસ્તામાં બે વહાણ તેમને મળ્યાં. ભૂખ્યા વરૂની જેમ તેઓ તેની પર તૂટી પડ્યા ને એ વહાણો લૂંટી લીધાં. પછી ઝીલાંડ તરફ આગળ વધી તેઓ મ્યૂઝ નદીના મુખ આગળ થઈ બ્રિલ આવી પહોંચ્યા.

## ઓરેંજભક્ત કોપિલસ્ટોક

કોપિલસ્ટોક નામનો નાવિક મુસાફરોને લઇ બ્રિલ શહેરથી આગળ વધતો હતો. એ ઓરેંજનો ભક્ત હતો. એણે સામેનો કાફલો જોતાંજ મુસાફરોને કહ્યું કેઃ 'દરિયાઇ ભિખારી' આવી લાગ્યા! લોકો તો બિચારા આ સાંભળીને ગભરાઇ ઉઠ્યા. અને તેમનાં ધોતીયાં ઢીલાં થઇ ગયાં. ચાંચીયાઓનો કરપ વસમો હતો.

તેમણે તરત જ કોપિલસ્ટોકને નાવ પાછું વાળવા વિનવ્યો. નાવિકે તેમને કિનારે ઉતારી મૂક્યા ને પેલા કાફલા તરફ વળી પાછું તેણે હંકાર્યું. તેમની પાસે જઈ પહોંચતાં જ ચાંચીયાઓના એક સરદાર વિલિયમ ડેમ્લૅાયને 'તમે ક્યાં જવા ઇચ્છો છો' એમ તેણે પૂછ્યું.

વિલિયમ ડેમ્લૅાયનો બાપ પહેલાં બ્રિલનો ગવર્નર હતો. એ-ટલે બ્રિલના નાગરિકોને એ સારી રીતે ઓળખતો. કોપિલસ્ટોકને તો એણે તરત જ ઓળખ્યો. અને તેને સરદાર ડેલામાર્ક પાસે લઇ ગયો. તેનું ઓળખાણ આપતાં તેણે કહ્યું કેઃ આ નાવિક ઘણો જ વિશ્વાસપાત્ર માણસ છેઃ બ્રિલ શહેરમાં સંદેશો લઇ એને જ મોક-લીએ તો ઠીક.

## બ્રિલ પર રાષ્ટ્રીય વાવટો

જેવો કોપિલસ્ટોક ડેલામાર્કનો સંદેશ લઇને બ્રિલમાં પહોંચ્યો કે તરત જ લોકોનાં ટોળે ટોળાં એને ઘેરી વળ્યાં. અને ચારે કોરથી અવાજ આવવા લાગ્યો કેઃ ભાઇ, કેટલા 'ભિખારીઓ' છે એ તો કહેઃ આ સાંભળતાં જ એણે તો ગપગોળો ગબડાવ્યોઃ 'આશરે પાંચેક હજાર તો હશે જ.' હવે લોકોના ગભરાટનો તો પાર જ ન રહ્યો. એમણે શહેર છોડીને ભયના માર્યા જેમ નસાય તેમ નાસવા માંડ્યું. ભાગ્યે ૫૦ માણસો શહેરમાં રહ્યાં હશે. સરદાર ડેલામાર્ક ૨૫૦ સાથીદારો સાથે કિનારે ઉતર્યો અને તેણે બ્રિલ શહેરનો ક-બજો લીધો. વિલિયમ ઓરેંજના નામે તે જ સમયે હોલાંડ પ્રજાતંત્રનો સ્વાતંત્ર્ય ધ્વજ ફરફરી રહ્યો.

## પવિત્ર જામમાં શરાબ

આ પ્રમાણે એ દરિયાઇ ભિખારીઓને હાથે હોલાંડના ભાવિ પ્રજાતંત્રનું બ્રિલ શહેરમાં બીજારોપણ થયું. શહેરનો મોટો ભાગ ભયનો માર્યો પોતાનો માલ સામાન લઇ નાસી છૂટ્યો હતો. અને

જે કોઇ રહ્યાં સહ્યાં માણુસો હતાં તેના પર દરિયાઈ ભિખા-રીઓની આણુ ફરવા લાગી. ગભરાટમાં ને ભયમાં ૧૩ સનાતની ધર્મગુરૂઓ નાસી શકેલા નહિ. એમને ખૂબ હેરાન હેરાન કરવામાં આવ્યા. બધાને જ પકડી પકડીને જંજીરથી જકડ્યા ને જેલની લોખંડી દિવાલોમાં પૂરી દીધા. અને સનાતની દેવળો પણ લૂટી લેવાયાં. વિલિયમ ડેબ્લૉયે તો તે દિવસથી, દેવળમાં જે પ્યાલામાં ચરણામૃત રખાતાં તે ચાંદીના પ્યાલામાં જ શરાબ ઢીંચવા માંડયો. ઍલવાને આ સમાચાર મળતાં જ એ ચોંકી ઉઠયો. અને વ્યાપારી-ઓને ફાંસીને માંચડે લટકાવવાના એના કાર્યમાં વાંધો આવી પડયો. લોકો તો એથી ખૂબ જ ખૂશ થયા. સારા યે દેશમા એલવાની ઠેકડી થવા લાગી અને ઠેરઠેર જોડકણાં ગવાવા લાગ્યાં કેઃ

'પેહ્લા એપ્રીલને દિને ઍલવાના ચશ્મા ઉઠ ગયા' સાથે સાથે તે જ ભાવનાં કાર્ટૂનો ખૂબ ખૂબ વહેંચાયાં. ડેલામાર્ક ઍલવાના નાક પરનાં ચશ્માં ઉતારી રહ્યો હતો અને ઍલવા જાણે 'કાંઇ પરવા નહિ' 'કાંઇ પરવા નહિ' એમ ન બોલી રહ્યો હોય તેવું દૃશ્ય તેમાં હતું.

## વીર ડેબ્લૉય

બ્રિલ સ્પેનના સકંજામાંથી જાય એ ઍલવાને જરી યે ન રૂચ્યું. 'દરિયાઈ ભિખારીઓ'ના વિજયથી એ એટલો ચીઢાયો કે ન પૂછો વાત. એણે તરત જ સરદાર બોસ્સુને બ્રિલનો કબજો લેવાને મોકલ્યો. ઓરેંજે દેશવટો લીધા પછી હોલાંડ ને ઝીલાંડનો એને સૂબેદાર નીમવામાં આવ્યો હતો. જેઓ એ બ્રિલને ઉતર દરવાજે પ-હોંચ્યો કે તરત જ એક ઓરેંજભક્ત સૈનિકે છાનામાના બહાર નીકળી સમુદ્રનો બંધ તોડી નાંખ્યો. આથી બોસ્સૂ સાહેબની મનની મનમાં જ રહી. પણ એમ કાંઇ એ સાહેબ કંટાળી જાય તેમ નહોતું. એ તો ફેરાવો લઈ ચાલ્યા દક્ષિણ દરવાજે. દેશભક્તો તેમના સ્વાગત કાજે

તૈયાર જ હતા. બંદુકોમાંથી ધાણીની જેમ ગોળીઓ છૂટવા લાગી. ભયંકર અગ્નિવર્ષણ થઈ રહ્યું. વિલિયમ ડેમ્બ્લૉયે તો કમાલ જ કરી. કેવળ એક જ સાથીને લઇને તે સમુદ્રમાં કૂદી પડયો અને શત્રુપક્ષનાં વહાણો સળગાવી દીધાં.

ભયંકર અગ્નિવર્ષણથી અને વહાણોને આગ લાગવાથી સ્પેનીશ લશ્કર ગભરાઈ ગયું. અને વહાણોમાં બેસીને જેમ આવે તેમ નાસી છૂટવા લાગ્યું. આમ બ્રિલ શહેર પર દેશભકતોની પૂરેપૂરી આણ ફરી વળી. કેટલાક નાસી છૂટેલા શહેરીઓ પણ હવે શહેરમાં પાછા ફર્યા હતા. એ સૌને એકત્ર કરી ડેલામાર્કે સોગંદ લેવાડયા કેઃ આપણે બધા શાહજાદા ઓરેંજના મિત્રો છીએ. અને આજથી તે જ આ શહેરના સૂબેદાર છે.

ડેલામાર્કને આમ વિજય તો મળ્યો. પણ એથી ઓરેંજને જરીયે આનંદ ન થયો. કારણ કે યુદ્ધને માટે તૈયારી એ નહોતો કરી શકયો. બ્રિલ ઝાઝા દિવસ હાથમાં રહે એવી એને આશા નહોતી. અને ડેલામાર્ક પર એને પૂરતો વિશ્વાસ પણ નહોતો. થોડા દિવસ પછી જ ઓરેંજનો એ સંદેહ સાચો નીવડયો.

## લૂટારો ડેલામાર્ક !

ડેલામાર્કને મારફાડ ખૂબ ગમતી. લૂટારાના જેવો જ એનો સ્વભાવ. શાન્તિને વ્યવસ્થા એને ગમે જ નહિ. કોણ જાણે એકાએક એને શું ભૂત ભરાયું કે એ સારા યે બ્રિલ શહેરને આગથી તારા જ કરવા તૈયાર થઇ ગયો. મહા પ્રયાસે ડેમ્બ્લૉય તેને તેમ કરતાં રોકી શકયો. બ્રિલમાં સ્થાયી પ્રજાતંત્ર સ્થાપવાનું માન કોઇને હોય તો તે બહાદુર ડેમ્બ્લૉયને છે. નહિ તો ડેલામાર્ક તો તેને ઉજ્જડ વેરાન સમું બનાવી ત્યાંથી ચાલ્યો જ ગયો હોત.

બોસ્સુ સાહેબ પરાજીત થઇને નાઠા તો ખરા પણ એમના મગજમાં એક નવો તુક્કો ઉડી આવ્યો. રસ્તે આવતાં મુખ્ય મુખ્ય

શહેરો પર કબજો કરી લેવાનું એમણે દુરસ્ત ધાર્યું. ક્યાંક એ શહેરો દેશભક્તોને મળી જાય એવો એને ડર હતો. એટલે રાટર્ડમના શહેરીઓને દગો દઈને એ શહેરમાં ઘૂસ્યો. અને એણે ત્યાં મારપીટના મહોત્સવ માંડયા. સ્ત્રીઓનું અપમાન કરતાં ય એણે પાછું વાળીને ન જોયું.

## ફ્લેશિંગનો ફફડાટ

એટલામાં બાલચરેન નામના ટાપુ પર વસેલા ફ્લેશિંગ નગરે પણ કાન ફફડાવ્યા. ત્યાંના લોકોને ડે હાર્ટ નામના એક માણસે સરકાર સામે ખૂબ ઉશ્કેરી મૂકયા હતા. તેણે લોકોને કહ્યું કેઃ પાસા નંખાઈ ચૂકયા છેઃ બાજી જીતવાની જ વાર છે. ફ્લેશિંગ શેલ્ડ નદીના પશ્ચિમ કિનારા પર આવેલું મોક્કાનું શહેર હતું. ઘણા દિવસ થયાં ત્યાં આૅલવા એક કિલ્લો બંધાવી રહ્યો હતો. નગરમાં કેટલુંક લશ્કર પણ હતું. આ સૈન્યને મારી કાઢવાને માટે જ ડે હાર્ટ લોકોને ઉશ્કેરી રહ્યો હતો. દુર્ભાગ્યવશાત્ આ સમયે જ દુર્ગમાં રહેવા માટે આવનારું બાકીનું લશ્કર પણ વહાણમાં આવી પહોંચ્યું. નગરવાસીઓ આવતું લશ્કર જોઈ રહ્યા હતા. ત્યાં એક પાગલ જેવો જણાતો દારૂડીયો આવી લાગ્યો અને તેણે લોકોને કહ્યું કેઃ મને સોનૈયા આપવામાં આવે તો કિલ્લા પર ચઢી એ સારૂ યે સૈન્ય તોપને ગોળે ઉરાડી મૂકું. લોકોએ હકારમાં ઉત્તર આપ્યો એટલે પેલા પાગલે કિલ્લા પર ચઢીને ધડુડુ ધૂમ ધડુડુ ધૂમ તોપના ગોળા છોડવા માંડયા. સ્પેનીશ વહાણોના, તો તોપોના આ ગડગડાટ સાંભળીને જ છક્કા છૂટી ગયા. અને ફાવે તેમ નાસી છૂટયાં. આમ હાંસી મજાકમાં જ લોકોને વિજય મળ્યો. નગર લોકોના હાથમાં આવી ગયું. શહેરનો કોટવાળ ભાષણો ઝાડી ઝાડીને લોકોને પક્ષમાં લેવાના પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ એનું માને જ કોણ ? બિચારાને આખા શહેરમાં ટકાના ત્રણ શેરની જેમ ફેરવીને શહેર બહાર હાંકી કહાડયો.

ત્યાર પછી ડેલામાર્ક ને ઓરેંજ પર સહાય માટે સંદેશ પણ મોકલાયા. ડેલામાર્કની પાસે હવે પૂરતું લશ્કર હતું. તેણે વીર ડેર્બ્લોયની સરદારી નીચે ૨૦૦ નવજુવાનોને વહાણોમાં મોકલી આપ્યા. એ સૌ ઉત્સાહના આવેશમાં શહેર નજીક આવી પહોંચ્યા. ઉતરતાં વેંતજ તેમણે એલવાના ઇટાલિયન એંજીનીયર પચેકોની ખબર લઈ નાંખી. એને ગિરફ્તાર કરીને તુરત જ ફાંસીને માંચડે લટકાવી દેવામાં આવ્યો. કેટલાક દિવસ પછી જેરોમ નામનો એક વિશ્વાસપાત્ર માણસ બાલચરેન ટાપુનો સત્તાધિકારી નીમાયો. વળી ઈંગ્લાંડથી કેટલાક સ્વયંસેવકો આવી મળતાં દેશભક્તોની શક્તિ સારી પેઠે વધી પણ ખરી.



## સ્વાતંત્ર્યની ઉષા

બ્રિલ અને ફ્લેશિંગે સારા યે દેશને રસ્તો બતાવી દીધો. અને ૧૫૭૨ની શરૂઆતમાં તો હોલાંડ અને ઝીલાંડનાં બધાં જ મુખ્ય મુખ્ય શહેરોએ બળવો પોકારી ઓરેંજનો–સ્વાતંત્ર્યનો ઝંડો ફરફરાવવો શરૂ કરી દીધો. ફ્લેશિંગ હતું તો નાનકડું બંદર પણ ગ્રાન્તના નાક સમું હતું. ઘણા દિવસથી ઓરેંજની એની પર નજર હતી. આ શહેર અચાનક ઓરેંજના હાથમાં આવી પડયું કે તરત જ બાલ-ચરેન ટાપુના બીજા અડધા ભાગે પણ ઍલવાની ઝૂંસરી ફગાવી દીધી. ત્યાર પછી જ્યૂડરઝી ખાડીની કુંચી સમા એન્યુઇઝન નગર પર પણ ઓરેંજનો ઝંડો ફરફરી રહ્યો. એ શહેરમાં સરકારી દારૂ-ગોળો બનાવવાનું કારખાનું હતું અને દેશનાં મુખ્ય મુખ્ય વ્યાપા-રિક સ્થળોમાંનું તે એક ગણાતું હતું. એ પછી તો ઉડવાટર, ડૉર્ટ, હાર્લેમ, લીડન, ગૌરકમ, લોવેન્સ્ટીન, મેડોનબ્લિક હોર્ન, એલ્કમાર, ઇડામ, મૌની કેન્ડમ, પુરમેરેન્ડે અને વીયર વગેરે શહેરોએ પણ ઍલવાના અધિકારીઓને વિના રકતપાતે હાંકી કાઢયા અને રાજાના સૂબેદાર તરીકે શાહજાદા ઓરેંજને એ તંત્ર સંભાળી લેવાને આમં-ત્રણ કર્યું.

### જ્વાળામુખી ફાટયો

ક્રાન્તિનો આ દાવાનળ હોલાંડ ને ઝીલાંડના પણ સીમાડા વ-ટાવી ગયો. ગેલ્ડરલાંડ, ઓવરીસેલ, યૂટરેકટ અને ફ્રીઝલાંડમાં પણ ક્રાન્તિનો જ્વાળામુખી ફાટયો. પાતાળ ફોડીને સ્વાતંત્ર્યની ગંગા

ઉછાળા મારતી દેશભરમાં ચારેકોર વહેવા લાગી. નવપ્રભાતની એ અરૂણી ઉષાના પ્રકાશથી મૃતપ્રાય યૂરોપમાં સંજીવનીનો સંચાર થયો. લગભગ બધાં જ શહેરોમાં વિના રક્તપાતે આ બધું થયું એમ કહીએ તો ચાલે. બાલચરેન ટાપુમાં બે પક્ષ હતા. એટલે ત્યાં તો ભયંકર ખૂનરેજીનાં દશ્યો દેખા દીધા વિના ન જ રહ્યાં. બંને પક્ષ એક બીજાના કેદીઓને તુરત જ સ્વધામ પહોંચાડી દેતા. એક વખત તો કેદીઓ એટલા બધા વધી પડયા કે એને મારવાનું મુશ્કેલ થઇ પડયું. આથી બબ્બે જણને એકબીજાની પીઠે બાંધી તેમને સમુદ્રમાં ફેંકી દેવામાં આવ્યા. સ્પેનના માણસો લોકોની નજરમાં જાણે માણસો જ નહોતાઃ મળતાં વેંતજ લોકો તેમના રામ રમાડી દેતા.

## લોહીમાંસની ઉજાણી

એક ડોકટરે તો એટલું બધું ઘૃણાજનક કાર્ય કર્યું કે કાંઇ કહેવું જ નહિ. એણે એક સ્પેનીશ કેદીને કાપી નાંખી એનું હૃદય કાઢી લીધું અને તેને એક ખૂંટીએ લટકાવ્યું. પછી તેણે લોકોને બોલાવ્યા ને દાંતોથી તેના પર બટકાં ભરી ભરી ઉજાણી ઉડાવવા આમંત્રણ કર્યું. ઘણાય માણસોએ હિંસક પશુની જેમ આ બિભત્સ કાર્યમાં ભાગ લીધો. પરંતુ દેશના આવા એકાદ ભાગમાં લોકો સ્પેનીશો કરતાં ક્રૂરતામાં ચાર ચંદરવા ચઢયા એમાં દોષ કોનો ? સ્પેનવાસીઓએ જ લોકોને અત્યાચારની ભઠ્ઠીમાં તાવી તાવીને રીઢા કર્યાં હતા. ઘણાં સ્થળોએ તો જે અમલદારોએ પ્રજા પર અત્યાચાર ગુજાર્યા હતા તેમને લોકોએ છૂપાવી છૂપાવીને બચાવી લીધા હતા. સ્વતંત્ર થયેલાં શહેરોએ આલ્વાના અમલદારોની જગ્યાએ વરણી કરી પોતપોતાના અમલદારો નીમી દીધા હતા. આ નવા અમલદારોને સોગંદ લેવા પડતા કેઃ રાજા ફીલિપ અને એના સૂબેદાર શાહજાદા ઓરેંજ પર અમને વિશ્વાસ છે અને ડયૂક ઓફ આલ્વાના કરોનો અમે વિરોધ કરીશું. સ્વતંત્રતા અને દેશહિત માટે મરી ફીટશું.

અનાથ વિધવાઓ ને દીનદુઃખિયાંનું રક્ષણ કરશું અને સત્ય ને ન્યાયને રસ્તે જ ચાલશું.

## કામચલાઉ સરકાર

બીજી જુનને દિવસે ડિડિરિશ સોનોય ઑરેંજ તરફથી ઉત્તર હોલાંડનો ગવર્નર નીમાઇને આવ્યો. નેધરલાંડની પ્રજા ફીલિપ પ્રત્યે રાજભક્ત છે એમ દર્શાવવાને જ બળવાવાદીઓએ કામચલાઉ સરકારની રચના કરી હતી. ઍલવાની ક્રૂરતાને કારણે જ પ્રજા તેનો વિરોધ કરે છે અને તેનો અધિકાર નથી માનતી એ નવી સરકારની રચનાનો હેતુ હતો. આ સમયે લોકો કેવળ પોતાની પ્રાચીન સ્વતંત્રતા ને અધિકારજ માંગતા હતા. અને એ અધિકારનું રક્ષણ કરવાને તો રાજ્યારોહણ પ્રસંગે ખુદ ફીલિપે સોગંદ લીધેલા. પણ ઍલવાએ પોતાની અમલદારીનો દોર 'ખૂની કચેરી', 'ઇનક્વિઝિશન', અને 'માર્શલ લૉ'થી જ ચલાવ્યો હતો. દેશના પ્રાચીન હક્કો પર એણે તરાપ મારી હતી. માત્ર પ્રાચીન અધિકારોની પુનઃ પ્રાપ્તિ માટે ને ઍલવાના શાસનનો અંત આણવાને માટે જ લોકોની ને ઑરેંજની આ ઝૂંબેશ હતી. દરેક ધર્માવલંબીને પોતપોતાના ધર્મ પ્રમાણેની રહેણી કરણી રાખવાની ઑરેંજે છૂટ આપી હતી અને તેવું જ વર્તન રાખવાને તેણે નવા અમલદારો પાસે સોગંદ લેવરાવ્યા હતા. કોઇ પણ માણસ પર ધર્મને નામે અત્યાચાર ન ગુજરે તેને માટે સખ્ત તાકીદ દેવામાં આવી હતી.

## લુઈની વીરતા

ઑરેંજ તો જર્મનીમાં બેઠો બેઠો લશ્કર એકઠું કરી રહ્યો હતો. પરંતુ સાથે સાથે હોલાંડની કામચલાઉ સરકારના કારોબાર પર પણ નજર રાખતો હતો. આ સમયે વીર લુઇએ મહાન અદ્ભુત ને વીરતાભર્યું કામ કરી બતાવ્યું. તે ફ્રાન્સના

સરદારો ને રાજા પાસેથી નેધરલાંડ માટે મદદ મેળવવાના પ્રયત્ન કરી રહ્યો હતો. ફ્રાન્સમાં તે હતો એ તો જગપ્રસિદ્ધ વાત હતી. ત્યાં તો એકાએક ખબર આવી કે લુઇએ મૌન્સ પર સ્વાતંત્ર્ય ધ્વજ ફરકતો કર્યો છે. આ પ્રખ્યાત શહેર હેનાલ્ટ પ્રાંતની રાજધાનીનું શહેર હતું. અને તે ફ્રાન્સની સરહદ પર આવેલું હોવાથી બળવાવાદીઓ માટે ઘણું જ કામનું હતું.

એન્ટની ઓલીવર નામનો એક માણસ એલવાનો ખૂબ જ વિશ્વાસપાત્ર થઈ ગયો હતો અને તે મૌન્સનો વતની હતો; એલવાએ એને લુઇની પાછળ જાસુસી કરવાને ફ્રાન્સ મોકલ્યો હતો પરંતુ એન્ટની ઉસ્તાદ હતો. એ તો એલવાને ય થાપ આપતો હતો. અંદરખાનેથી તે ઓરેંજનો માણસ હતો: સઘળી બાતમી તેને જ આપતો. એની મદદ વડે જ લુઇએ એકાએક મૌન્સ કબજે કર્યું.

## ભેદુ એન્ટની

૨૩ મી મેનો દિવસ હતો. એન્ટની બે ત્રણ છકડાંમાં અનાજને બદલે હથિયાર ભરી મૌન્સમાં ધૂસ્યો. અંદર જતાં જ તેણે પોતાના મંડળને છૂપાવેલાં હથિયાર વહેંચી દીધાં. લુઇ પાંચસો ઘોડેસ્વાર ને એક હજાર પાયદળ સૈન્ય સાથે બાજુના જંગલમાં છૂપાઈ રહ્યો હતો. રાત્રિના અંધકાર ઉતરતાં જ લુઇ પચાસ ચુનંદા સ્વારો સાથે નગરને દરવાજે પહોંચ્યો અને દરવાનને કહ્યું કે: અમે શહેરમાં છાનામાના શરાબ લઇ જવા ઇચ્છીએ છીએ માટે અમને અંદર જવાદે. દરવાને જાણ્યું કે ચાલો ઘી કેળાં થયાં. એ બિચારાએ તો હરખભેર દરવાજો ઉઘાડયો ત્યાં તો કાળની જીભ સમી તલવાર તેની ગરદન પર ફરી વળી. તેનું માથું ફુટબોલની જેમ અથડાવા લાગ્યું. લુઇ સો સ્વારો સાથે ધસ્યોમસ્યો શહેરમાં આગળ વધ્યો. અને સારું યે શહેર 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' 'શાહજાદા ઓરેંજનો જય' 'એલવાનો ક્ષય' વગેરે અવાજોથી ગાજી રહ્યું. બસે હજારો સૈનિકો શહેરમાં ન

ઘૂસી ગયા હોય તેવી ધમાલ થઈ પડી.

આટલું થયું પણ શહેરના મિત્રો હથિયાર લઈને મદદે ન આવ્યા. શેરીઓ ને બજાર ખાલી હતાં. લુઇએ પચાસ માણસો સાથે હુમલો તો કર્યો હતો પણ એટલા સૈનિકોથી શહેરનો કબજો લેવાય એમ નહોતું. કાંઇ દગોફટકો તો નથી થયો એવી લુઇને શંકા પણ થઇ. જુસ્સામાં ને જુસ્સામાં એ પોતાના લશ્કરથી ઘણો આગળ વધી ગયો હતો. અત્યાર સુધી સૈન્ય ન આવી પહોંચ્યું એટલે એની ચિંતા વધી અને એણે તે સંબંધમાં ભાળ કાઢવા ઘોડા દપટાવ્યો. તપાસ કરતાં તેને લશ્કર જંગલમાં રસ્તો ભૂલ્યું જણાયું. તરત જ તેણે દરેક સ્વારને એક એક સૈનિક ઘોડા પર લઇ લેવા ફરમાવ્યું અને શહેર કબજે કરવાનો હુકમ આપ્યો.

<u>ફ્રેન્ચ સ્વારનું સાહસ</u>

લુઇ સૈનિકો સાથે શહેરને દરવાજે આવ્યો તો દરવાજા બંધ. શહેરવાસીઓએ દરવાજા દઇ દીધેલા. પરંતુ હજુ એક દરવાજો ખુલ્લો હતો. ખબર સાંભળી કે તરત જ લુઇ ત્યાં પહોંચ્યો. ત્યાં પણ એજ પરિસ્થિતિ હતી. દરવાજા બંધ થઇ રહ્યા હતા. ખાઇ ઉપરનો પૂલ પણ ઉઠાવી લેવાતો હતો. એ જોતાં જ એક સાહસિક ફ્રેન્ચ સ્વાર પુલ પર કૂદ્યો ને પૂલ પાછો યથાસ્થિત ગોઠવાઇ ગયો. પછી તો પૂછવું જ શું? લુઇના સૈનિકો એક પછી એક-સઘળા શહેરમાં ઘૂસી ગયા.

શહેરમાં જઇને લુઇએ નાગરિકોને, ધર્મગુરૂઓને ને અમલદારોને એકઠા કરીને જણાવ્યું કેઃ હું કેવળ ઐલવાનો વિરોધ કરવાને જ અહિં આવ્યો છું. રાજા પ્રત્યે અમને કાંઈ રોષ નથી. અમે તો તેમને વફાદાર છીએ. તેમજ કોઇ ગમે તે ધર્મ પાળે તે માટે પણ અમે વાંધો નથી. ધાર્મિક બાબતોમાં હું ડખલ કરવાનો જ નથી. તમારે સૌએ પણ ઐલવા સામે બળવો પોકારવો જ રહ્યો. અમલ-

દારોને ઐલવાનો ડર હતો એટલે તેમણે તો એ ન માન્યું પણ પ્રજા તો લુઇને મળી ગઇ. વેપારીઓએ રાષ્ટ્રીય લશ્કરને મદદ કરવાને નાણાં એકઠાં કરવા માંડયાં. અને નાગરિકોએ શહેરમાંથી અગિયાર સૈનિક ટુકડીઓ ઉભી કરી આપી. બીજા ત્રણ દિવસમાં તો બીજા બે હજાર ફ્રેંચ સૈનિકો પણ લુઇની મદદે આવી પહોંચ્યા. બીજા મહિનાની શરૂઆતમાં મૌન્ટગોમરી પે ૧૨૦૦ લડવૈયા સાથે તેને આવી મળ્યો.

## ઐલવા અકળાયો

ઐલવાએ જોયું કે દેશનું વાતાવરણ બળવાની આંધીએ ચઢયું છે. એક પછી એક શહેર રાષ્ટ્રીય લશ્કર કબજે કર્યે જાય છે. મૌન્સ લુઇના હાથે પડયું એ ખબર મળી ત્યારે ઐલવાએ પહેલાં તો સાચું જ ન માન્યું. તેણે કહ્યું: મને હજુ ગઇ કાલે તો ખબર મળી છે કે લુઈ પેરિસમાં ટેનીસના દડા ઉછાળી રહ્યો છે, ત્યાં એ મૌન્સમાં પહોંચ્યો જ ક્યાંથી? પરંતુ ખબર આપનારે તે વાતની ખાત્રી આપી ત્યારે તેના ઉકળાટનો પાર જ ન રહ્યો. તે માથાનું ટોપચું જમીન પર પછાડતાં બોલ્યો કેઃ આ સઘળાં કારસ્થાન ફ્રાન્સની બદમાશ મહારાણીનાં જ છે. તેને માટે તે જ જવાબદાર છે. હજુ હમણાં જ એણે મારી પર ફ્રાન્સથી કમળ મોકલેલાં: હું તો એને સ્પેનના કીડા જ ભેટ કરનાર છું.

આમ ચારેકોરથી ઐલવા પર મ્હોંકાણના સમાચાર જ આવવા લાગ્યા. તે એવો તો અકળાયો કે ન પૂછો વાત. ક્યાં લશ્કર મોકલવું ને ક્યાં ન મોકલવું એનો પણ નિશ્ચય ન કરી શક્યો. પરંતુ મૌન્સ પડતાં જ એને તો પાછું મેળવવું જ એક એણે નક્કી કર્યું અને તે શહેર પર ઘેરો ઘાલવાને પોતાના પુત્ર ડૉન ફ્રેડરિકને મોકલ્યો. ફ્રેડરિકનું લશ્કર તડીંગ ધીમ તડીંગ ધીમ કરતું બેન્થેલહમમાં પહોંચ્યું ને તે ગામડું કબજે કર્યું. પછી ચાર હજાર સૈનિકો સાથે તેણે ત્યાંથી કુચ કરી મૌન્સને ઘેરો ઘાલ્યો.

## નવો વાઈસરોય

એટલામાં તો નેધરલાંડનો નવો વાઈસરોય રેકુઈસેન્સ ડયૂક ઓફ મેડીના કોલી પોતાના રસાલા સાથે ફ્લેશિંગ નજીક આવી પહોંચ્યો. તે દેશના આધુનિક વાતાવરણથી તદ્દન અપરિચિત હતોઃ ફ્લેશિંગની પરિસ્થિતિની ગે તેને ખબર નહોતી. એ સાહેબે તો જાણેલું કે નેધરલાંડમાં પગ મૂકતાં જ પ્રજા આપણું ખૂબ ધામધૂમથી સ્વાગત કરશે. પરંતુ ફ્લેશિંગે કરેલું સ્વાગત તો એને જીંદગીભર સાંભરે એવું નીવડયું—એની આંખો તો ચકરાઇ જ ગઈ. મહામુશ્કેલીએ પોતાનાં બે વહાણો લઈ જીવ બચાવીને એ બ્રસેલ્સ ભાગ્યો.

બિસકેની ખાડીમાં રહેતું સરકારી નૌકાસૈન્ય જરઝવેરાત વગેરે ખૂબ કિંમતી સામાન સાથે મુસાફરી કરી રહ્યું હતું. જેવાં વહાણ કિનારે આવ્યાં કે તરત જ ક્રાન્તિકારીઓએ તે લૂંટી લીધાં. એક હજાર સ્પેનીશ સિપાઇઓને પણ કેદ કર્યા. આવી કિંમતી લૂંટ આજ સુધીમાં કોઇ દિવસ દેશભક્તોએ નહોતી કરી. એ લૂંટથી બે વર્ષ સુધી સરકાર સામે લઢી શકાશે એમ સૌ કોઇ કહેવા લાગ્યા.

આલ્વાની તિજોરીનું તળીયું આવી રહ્યું હતું. લોહીનો ઘૂંટ ગળી જઈને મહા પરાણે સેંકડે દશ ટકાવાળો કર રદ કરવા તે તૈયાર થયેલો. અને તેય નેધરલાંડની પંચાયતો દર સાલ ૨૦ લાખ રૂપિયાનું સાલીયાણું ભરે એ શરતે. એની આ શરતો પર વિચાર ચલાવવાને સરકારે ૧૫ મી જૂલાઇએ હોલાંડમાં પંચાયતોની બેઠક બોલાવી હતી. પણ હવે મામલો બગડી ચૂક્યો હતો. ૧૫ મી જૂલાઇએ એ બેઠક મળી તો ખરી પણ હેગમાં આલ્વાની સાથે વાતચિત કરવાને નહિ. એ બેઠક તો ઓરેંજે બોલાવી હતી અને ડોર્ટમાં મળી હતીઃ દેશભક્તોએ હવે આગળ કેમ કામ કરવું જોઇએ તેનો વિચાર કરવાને.

## ઓરેંજની અપીલ

ઓરેંજે જર્મનીમાં વળી પાછું પંદર હજાર પાયદળ સૈનિકોનું

ને સાત હજાર ઘોડેસ્વારોનું લશ્કર એકઠું કર્યું હતું. એ સૈન્યમાં નેધરલાંડના ત્રણ હજાર બેલૂન સિપાઇઓ પણ આવી મળ્યા હતા. પરંતુ યુદ્ધની શરૂઆત કરતા પહેલાં સૈનિકોને ઓછામાં ઓછા ત્રણેક માસનો પગાર તો મળશે જ તેવી તેમને ખાત્રી આપવાની જરૂર હતી. ઓરેંજની પાસે નાણું ન હતું. માત્ર શહેરોએ તેને મદદ કરવાનાં—નાણાં વિષયક મદદ કરવાનાં વચનો આપ્યાં હતાં એટલું જ. એણે દેશનાં બધાં શહેરોને અપીલ કરતાં જણાવ્યું કે: સૌ કોઇ પોતાના દેશના હિતનો વિચાર કરે. ભજકલદારમના ઘેલા ન બને. દ્રવ્યને માટે પોતાની પત્ની, બાળબચ્ચાં ને ભાવિ સંતાનનો ટોટો પીસવા તૈયાર ન બને. અમે જે લશ્કર એકઠું કર્યું છે તે તમારે જ માટે—આ પરદેશી ગીધડાંઓને દેશમાંથી હાંકી કાઢવાને જ સારૂ. તમે અમને મદદ કરશો તો જ અમે તમારૂં રક્ષણ કરી શકીશું. અને કદાચ તમે અમને મદદ નહિ કરો તો અમે દેશને કાજે મરી મટશું એનો બધોય દોષ તમારે માથે આવશે; અરે, એટલું જ નહિ પણ તમારી ગરદન પર પરદેશી રાક્ષસોની તલવાર ઝઝૂમતી જ રહેશે અને આખું જગત તમારી હાંસી કરશે તે તો વિશેષમાં.

ઓરેંજની આ અપીલને લીધે તેમજ તેના બોલાવવાથી ડોર્ટ શહેરમાં દેશના સરદારો, નગરના પ્રતિનિધિઓ વગેરે સૌ લોકો એકત્ર થયા હતા. જગતના ઇતિહાસમાં આ એ જમાનો હતો કે જે સમયે રાજા પૃથ્વી પરનો પ્રભુ મનાતો. ખુદાએજ ફીલિપને નેધરલાંડનો માલિક બનાવીને જગત પર મોકલ્યો હતો એમ દેશનો સાધારણ જન સમાજ તો માનતો. આથી તેના એ માલિકીપણાના હક્ક પર કુહાડો મારવાનો વિચાર સરખો ય એ બિચારા ન કરતા. એમ કરવામાં તે પાપ સમજતા. પરંતુ એ માલિકીમાં ઓરેંજને પણ તેઓ થોડા થોડા હિસ્સેદાર સમજતા: કારણ કે એનો જન્મ રાજકુળમાં થયો હતો. રાજાના વફાદાર સૂબેદાર—ઓરેંજનાં વચન

પર દેશના લોકો, રાજ્યહિતના વિચારથી ઐલવા સામે બળવો પોકારવાને તૈયાર હતા. આ વિચિત્ર સિદ્ધાંત પર વિચારણા ચલાવવાને હોલાંડની પંચાયતો ડોર્ટમાં એકઠી મળી હતી. એ સભામાં ઉપર્યુક્ત પ્રશ્નનો વિચાર ચલાવવાને ઓરેંજના લીડનનિવાસી મિત્ર પાલબુઇસની હોલાંડના વકીલ તરીકે વરણી થઈ. તે દિવસે ફક્ત એટલું જ કામ થયું. પછી સભા ૧૮ મી જૂલાઈ પર મુલતવી રહી.

## દેશ પહેલાં દ્રવ્ય પછી

સેન્ટ એલ્ડગોન્ડે ઓરેંજની ગેરહાજરીમાં સભાનું કામકાજ ચલાવી શકે તેવું તેની પાસેથી અધિકારપત્ર લઇને ૧૮ મી જૂલાઇએ ડોર્ટમાં આવ્યો. એણે પંચાયત સમક્ષ ખૂબ પ્રભાવશાળી વ્યાખ્યાન કરી શાહજાદા ઓરેંજના ત્યાગની પ્રશંસા કરતાં કહ્યું કેઃ સને ૧૫૬૫ માં જનની જન્મભૂમિની મુક્તિ અર્થે મોટું લશ્કર લઇ તે દેશમાં આવ્યો હતોઃ પરંતુ એ સમયે કોઇએ એને મદદ ન કરી. કોઇ પણ શહેરે એના આગમન વખતે દરવાજા ખોલી એને હૃદયપૂર્વક ન સન્માન્યો. આથી આખરે ઓરેંજને નિરાશ થઈ પાછા ફરવું પડ્યું. છતાં એ હિમ્મત ન હાર્યો તે ન જ હાર્યો. દેશનું દુઃખ જોઇ એના હૃદયમાં સળગતી જ્વાળાઓ ન બૂઝાણી. ઇશ્વર કૃપાથી આજે પ્રજાની આંખ આગળનાં પડળ ઉતરી ગયાં છે. ઘણાં શહેરોએ ઐલવાની જૂલ્મજહાંગીરી સામે મોરચા માંડી દીધા છે. આ સુઅવસરે, દેશનાં દીનદુઃખીયાંની અરજીઓ પર વિચાર કરીને, પાસે કોડી કફન ન હોવા છતાં ઓરેંજે વળી પાછું સૈન્ય એકઠું કર્યું છે. અને તે પ. પોતાના મિત્રોની મદદથી અને વગવસીલાથી. પ્યારા દેશબંધુઓ, ત્યારે આવો સુઅવસર શું એળે જવા દેશો ? ઉઠો, ઉઠો, સ્વાતંત્ર્ય યુદ્ધને માટે કોથળીનાં મોં છૂટાં મૂકી દો. દેશના પ્રશ્ન આગળ દ્રવ્ય વહાલું ન જ કરાય !

## સ્વાતંત્ર્ય ફાળો

આ અસરકારક ભાષણ શ્રોતાઓના હૈયા સોંસરવું ઉતરી ગયું. પ્રજાના પ્રતિનિધિઓએ એલ્ડગોન્ડેનું કહેવું માન્ય કરી લીધું—એમને ગળે એ વાત ઉતરી ગઇ. આખ્ખા દેશમાંથી 'તિલક સ્વરાજ્ય ફંડ'ની જેમ ઉઘરાણું થવા લાગ્યું. રૂપિયા–પૈસા, સોનું–ચાંદી, ઘરેણુ–ઝવેરાત જે જેનાથી બન્યું તે તેણે એ દેશમુક્તિના ફાળામાં ભર્યું. અમીર વર્ગે તો દેવું કરી કરીને પણ એ ઉઘરાણામાં ખૂબ નાણું ભર્યું. લોકો આલવાને કર આપવાને તૈયાર નહોતા પણ ઓરેંજ પર તો સર્વસ્વ ઓવારી નાંખવાને તૈયાર હતા એમ જરૂર પ્રતીત થતું. આલવાએ તો ફીલિપને લખ્યું કે: હજૂરને માટે રૂપિયા એકઠા કરતાં એટલી મુશ્કેલી નડે છે કે ન પૂછો વાત: પણ આ બળવાખોર પાછળ તો લોકો દિવાના બન્યા છે! એ આશ્ચર્ય નહિ તો બીજું શું? હોલાંડના સૂબેદાર બોસ્સુને પણ એ જાણીને ખૂબ તાજજૂબી થતી.

પંચાયતે પછી તો એકે મતે ઓરેંજને હોલાંડ, ઝીલાંડ, ફ્રીઝલાંડ ને યૂટરેકટનો સૂબેદાર માની લીધો. તેમજ આલવાને સ્થળે તેને જ સારા નેધરલાંડનો નવાબ માને એમ બીજા પ્રાન્તોને સમજાવવાનો પણ નિશ્ચય થયો. વળી રાષ્ટ્રીય સૈન્યનો સેનાપતિ નીમી દેવાને પણ પંચાયતે ઓરેંજને અરજ કરી. આ વસ્તુની જરૂર પણ હતી. એટલે નૌકાસૈન્યનું અધિપત્ય ડેલામાર્કને સોંપાયું. તેની મદદમાં થોડાક પંચાયતના પ્રતિનિધિઓની પણ નીમણુંક કરી દીધી. ડોર્ટ, લીડન ને એનખુઇઝેન ખાતેથી ખુશ્કી લશ્કર હલ્લો લઇ જાય તેવું ઠર્યું. જ્યાં સુધી નૌકાસૈન્ય ને ખુશ્કી લશ્કર સરકાર સાથે સંધિ કરવા સંબંધમાં એકમત ન થાય ત્યાં સુધી સંધિ પણ ન થઇ શકે. તેમજ કોઇ પણ જાતની ધાર્મિક બાબતોમાં વિક્ષેપ નાંખવામાં ન આવે તેમ નક્કી થયું. છતાં જે કોઇ એક બીજાના ધર્મ સંબંધમાં અંતરાય રૂપ થઈ પડે તેને માટે મોતની સજા પણ નિર્માણ થઇ. ન રોમન

કેથોલીક પ્રોટેસ્ટંટ ધર્મીઓને પીડી શકે કે ન પ્રોટેસ્ટંટ કોઈ રોમન કેથોલીકને પીડી શકે.

## ઓરેંજની સરમુખત્યારી

ડૉર્ટની આ મહાસભાએ શાહજાદા ઓરેંજને દેશનો સરમુખ્ત્યાર બનાવી દીધો હતો. પરંતુ ઓરેંજને મહત્તાની પરવા નહોતી એણે તો દેશને ખાતર--જનની જન્મભૂમિના ઉદ્ધારની ખાતર ફનાગીરી આદરી હતી. એને તો દેશમાંના પરદેશી સત્તાધીશોના રાક્ષસી જુલ્મનો અંત આણવો હતો. લોકોએ એને સરમુખ્ત્યાર તો બનાવ્યો પણ એણે પંચાયતોની સંમતિ સિવાય પોતે કાંઇ નહિ કરે એવું જાહેર કર્યું. એકહથ્થુ સત્તાનો એ ભૂખ્યો નહોતોઃ એના લોહીમાં જ એ વસ્તુ નહોતી. લશ્કર પર પણ સર્વોપરિ સત્તા પંચાયતની જ રહેશે એમ પણ એણે જણાવ્યું અને પંચાયતને જ વફાદાર રહેવાના સોગંદ તેણે લશ્કર પાસે લેવાડ્યા.

## લુઈની મુંઝવણ

મૌન્સમાં લુઇ ઘેરાઇ ગયો હતો. સરકારી લશ્કર એટલી તકેદારી રાખતું કે એક ચલીયું ય તેની મદદે ફરકી શકે એમ નહોતું. લુઈ આ પરિસ્થિતિથી મુંઝાઈ ગયો હતો. જ્યાં સુધી એને બહારથી મદદ ન મળે ત્યાં સુધી સ્પેનના લશ્કર પર વિજય મળવો પણ અસંભવ હતો. તેણે પોતાના જેનલિસ નામના એક મિત્રને ફ્રાન્સથી નવું લશ્કર કુમકે લઈ આવવાને મોકલ્યો હતો. અને ખૂબ હોંશિયારીથી આવવાની તેને સૂચના આપી હતી. વળી ઓરેંજના લશ્કરને તેણે મળી જવું એમ પણ સૂચવ્યું હતું. પરંતુ જેનલિસ બાંકોબહાદુર હતો. એને થયું કે ચાલને હું જ એકલો આ સ્પેનીશોનું કાસળ કાઢી નાંખું: આટલો સાધન સંપન્ન હોવા છતાં મારે તે વળી ઓરેંજને મળી જવાની થી જરૂર! એકલા જઇ ખાટી જવાને

ભાઇ વટમાં ને વટમાં ઓરેંજની મદદ મેળવ્યા વગર જ આગળ વધ્યા પણ રસ્તામાં જ એમના લશ્કરનું આવી બન્યું. ભૂખ્યા વરૂ સમા સ્પેનીશ સૈનિકોએ જેનલિસનું લશ્કર ખાખાવીખી કરી નાંખ્યું ને તેને એંટવર્પના કિલ્લામાં કેદ કર્યો. બરાબર સોળમે મહિને એ કિલ્લામાં જ એના રામ રમાડી દીધા. બહાર વાત ઉડી કે જેનલિસનું ગંભીર માંદગીને પરિણામે મૃત્યુ થયું. ફ્રાન્સથી આવી પહોંચનારી મદદનો આવો ફેસ્તો થયો એટલે લુઈની આશાના રંગ ફટકી ગયા.

## ગાંડાતૂર જર્મન સૈનિકો

ઓરેંજ પણ પોતાના લશ્કર સાથે નેધરલાંડ તરફ આગળ વધ્યે જતો હતો. ૨૩ મી જૂલાઇએ તેણે રોઅરમોન્ડે શહેર પર એકાએક છાપો મારી તેને કબજે કર્યું. વિજયના નશામાં મદમત્ત બનેલું સૈન્ય હવે તો ગાંડું બની ગયું અને ઓરેંજની ઇચ્છા વિરૂદ્ધ થઇને લશ્કરે શહેરમાં લૂંટફાટ શરૂ કરી. પોતાના દેશભાઇઓને લૂંટાતા જોઇને ઓરેંજનું હૈયું હલમલી ગયું. તેણે એકદમ હુકમ બહાર પડયો: જે કોઇ સૈનિક નગરમાં લૂંટફાટ કરતો માલૂમ પડશે તેને ગોળીથી વીંધી નાંખવામાં આવશે. પરંતુ લશ્કર તો ગાંડુતૂર બન્યું હતું. તેની ઉપરવટ થઇને પણ શહેરમાં લૂંટફાટ કરવા લાગ્યું. આખરે એનું સૈન્ય તો જર્મનોનું જ બનેલું ને: એને નેધરલાંડવાસીઓ તરફ લાગણી ક્યાંથી હોય !!

એ બધું ખરૂં પરંતુ આલવાની લૂંટમાં ને ઓરેંજના લશ્કરની લૂંટમાં પ્રકારભેદ તો હતો જ. વિજય મળ્યા પછી આલવા પોતાના સૈન્યને માતેલા સાંઢની જેમ છૂટું મૂકી દેતો જ્યારે ઓરેંજ પોતાનું લશ્કર લૂંટફાટ ન કરે તે માટે ખૂબ પ્રયત્નશીલ રહેતો: એટલે તેનું લશ્કર હદ ન ઓળંગતું. ઓરેંજે રોઅરમોન્ડે લીધું તો ખરૂં પણ એને ત્યાં બરાબર એક મહિના સુધી રહેવું પડયું. કારણ કે એની પાસે

લશ્કરનું ગાડું ગબડાવવાને પૈસા જ ન હતા. ૨૭ મી ઑગસ્ટે, તેને પૈસા મળશે એવો હોલાંડની પંચાયતે વાયદો કર્યાની તેને ખબર મળી એટલે તે મ્યૂઝ નદી પાર કરીને—ચક્કર લઇને ડાઈસ્ટ, ટિરલમોન્ટ, લુવેન અને મેચલિન થઇ આગળ વધવા લાગ્યો. ઘણાં ઘણાં શહેરો અને ગામડાંએ ઑરેંજનું આધિપત્ય સ્વીકારી લીધું. અને તેની ફોજને પોતપોતાના શહેર કે ગામડામાં રાખીને તેનું ખર્ચ ઉપાડી લેવા માંડયું. ફોજનું ખર્ચ ઉપાડી લેનારાં શહેરોમાં મેચલિન મુખ્ય હતું.

મેચલિન નગરે ઑરેંજનું આધિપત્ય સ્વીકાર્યાની ખબર મળતાં જ આલ્વાએ તે શહેરને દમદાટી આપવામાં બાકી ન રાખી. તેણે આવેશમાં કહી પણ નાંખ્યું કેઃ મેચલિનને તો હું જોઇ લઇશ. અને એની એવી મઝા આણીશ કે એને જીવનભર યાદ રહે.

## કૉલિગ્નીની કપાયો

ઑરેંજ આગળ તો વધતો હતો પરંતુ એનો સઘળો આધાર ફ્રાન્સથી આવનાર લશ્કર પર હતો. ફ્રાન્સના રાજાએ લુઇને લશ્કરની મદદ આપવાનો વાયદો કર્યો હતો. અને ત્યાંના સુધારક દલના પ્રખ્યાત સેનાપતિ કૉલિગ્નીની સરદારી નીચે ૧૨૦૦૦ પાયદળ અને ૩૦૦૦ ઘોડેસ્વાર નેધરલાંડના ઉદ્ધારને અર્થે મદદે આવનાર હતા. તેણે ઑરેંજને પોતે મદદે આવનાર છે તે સંબંધમાં પત્રે લખેલો. પરંતુ ફ્રાન્સના દગાખોર રાજાએ દગો દીધો. એણે એક દિવસ કૉલિગ્ની ને તેના એક હજાર સાથીઓને પોતાને ત્યાં બોલાવ્યા ને તેમની કતલ કરાવી નાંખી. ઑરેંજને આ ખબર મળતાં જ તેના હોશકોશ ઉડી ગયા. મૉન્સના બચાવની કે વિજયની હવે તેને આશા ન રહી.

ફ્રાન્સના રાજાને પોતાનો સાગરીત બનાવવાનું આજે વર્ષો થયાં ફીલિપને ને આલ્વાને મન હતું. તે માટે તેઓ ખુબ ખુબ પ્રયત્ન કરતા. પરંતુ અત્યાર સુધી તેણે દાદ નહિ દીધેલી. તે કહેતો કેઃ

પ્રજા સામે હથિયાર ઉઠાવવામાં મહા પાપ છે. એ જ ફ્રાન્સના રાજાને એની ધર્માંધ માતાએ પાગલ બનાવ્યો ને એણે બેવકુફી આચરવાનું બીડું ઝડપ્યું. સુધારક પંથીઓ પર ત્યારથી પસ્તાળ પડવા લાગી. હવે તો એણે દેશમાંથી સુધારકોનું નામ નિશાન મીટાવી દેવાનો નિરધાર કર્યો !

## પચ્ચીસ હજારની કતલ

સેન્ટ બાર્થેલ્મોના વધ પછી ફ્રાન્સમાં ઓછામાં ઓછા ૨૫૦૦૦ સુધારકોની કતલ કરવામાં આવી. કેટલાકો તો કહે છે કે તે સમયે એક લાખ સુધારકોનો ઘડો લાડવો કરી નાંખવામાં આવ્યો હતો. ખુદ રાજાએ પોતે મહેલને બારણેથી અગ્નિવર્ષણ કરી રસ્તે જનાર આવનારને જનાવરની જેમ ગોળીએ વીંધી નાંખ્યા હતા. એ રાજા ગઇ કાલ સુધી તો ઓરેંજ અને લુઇને મદદ કરવાના મતનો હતો.

પરંતુ હાથીના દાંત ચાવવાના ને બતાવવાના જૂદા હતાઃ એની પર વિશ્વાસ રાખવામાં ઓરેંજ અને લુઇ આ વખતે છક્કડ ખાઇ ગયા હતા. અત્યાર સુધી ફ્રાન્સના રાજાએ પોતાની પ્રજા પર ફીલિપની સલાહ માની ધર્મને નામે જુલમ નહોતો વરસાવ્યો. પરંતુ હવે તેની આવી ધર્મ તરફની વલણ જોઈને ફીલિપના આનંદનો તો પાર જ ન રહ્યો. તેણે તો દેવળમાં જઇને પરમાત્માની પ્રાર્થના કરી ને જૂહાના શુકાના ગુજાર્યા. પોપજી પણ અધર્મીઓની કતલની વાત જાણી ખુબ ખૂશી થયા. એણે પણ ફ્રાન્સના રાજાના એ સત્કાર્યની ખૂશાલીમાં દેવળમાં જઇ પ્રાર્થના કરી.

## જેનલિસનો વધ

ઓરેંજને હવે ફ્રાન્સની મદદની આશા ન રહી. ફીલિપ અને આલવા તો એવા ખૂશી થયા કે ન પૂછો વાત. કારણ કે અત્યાર

સુધી તેને ફ્રાન્સનો ઘણો ભય રહેતો. પણ હવે તો એ ભયે જતો રહ્યો. ફ્રાન્સનો રાજા ફીલિપનો મિત્ર બની ગયો. તેણે ફીલિપને લખ્યું કે: લુઇની મદદ માટે મોકલાયલા લશ્કરમાંથી જે સૈનિકો કેદ પકડાયા હોય અને આપની જેલમાં હોય તેમનું કામે તમામ કરી નાંખવામા આવે એમ હું ઇચ્છું છું. ફીલિપને તો એટલું જ જોઈતું હતું. તેણે તરત જ જેનલિસ વગેરે કેટલાય કેદીઓની કતલ કરાવી નાંખી.

ફ્રાન્સનો રાજા તે લોકોનું કાસળ કઢાવવા માંગતો હતો તેનું એક બીજું કારણે હતું. ન કરે નારાયણ ને જેનલિસ વગેરે ફ્રાન્સ પાછા ફરે તો ફ્રાન્સમાં ઉત્પાત થવાનો તેને ભય હતો. એટલે જ નવમો ચાર્લ્સ આમ ભેદી રમત રમતો હતો. બીજી બાજુ હજુ ઓરેંજને મદદ કરવાના જૂઠા વાયદા યે કરી રહ્યો હતો: તેને ઓરેંજનો ખુબ ડર લાગતો.

એ બલા ( ઓરેંજ ) નેધરલાંડમાં જ રહે તો ઠીક એવી એની ઉત્કટ ઇચ્છા હતી. ક્યાંક એ ફ્રાન્સમાં ઘૂસી જાય તો કૌલિગ્નીની કતલને માથે પાણી ફરી વળે તેમ હતું; એટલે તેને તો એ ફ્રાન્સથી દૂર જ રાખવા મથતો. મૌન્સની સામે પડેલી એલ્વાની છાવણીમાં ફ્રાન્સના સમાચાર મળતાં જ આનંદોત્સવ ઉજવાઇ રહ્યા અને જ્યાફતો પર જ્યાફતો ઉડવા માંડી. બધાના મનમાં થયું કે હવે મૌન્સ તો હાથવેંતમાં. એને કબજે કરતાં શી વાર લાગવાની છે ?

આ સમયે ઓરેંજે પેરોન જઇ પહોંચી બીન્ચે ને મૌન્સની સામે પડેલી એલ્વાની ફોજથી થોડે જ દૂર પડાવ નાંખ્યો. શત્રુ લશ્કરમાં મહારથીઓનો પાર નહોતો. ડોન ફેડરિક તો તેમાં હતો જ અને વધારામાં એલ્વા, મેડીનાકોલીનો ઠાકોર વગેરે તેને આવી મળ્યા હતા. ઓરેંજની સામે અત્યારે એક જ માર્ગ હતો: શત્રુઓને યુદ્ધ માટે લલચાવીને ખાઇઓમાંથી બહાર કાઢવાનો.

પરંતુ આલવા પણ એક હુંશિયાર સેનાપતિ હતો. તે ખાઈમાંથી નીકળીને જાણી જોઇને મોતના ડાચામાં જઈ પડે એવો ગાફેલ નહોતો.

## કપરા સંયોગો

મોન્સમાં લુઇ સાથેના ફ્રાન્સના સિપાઇઓ બળવો કરવાની તૈયારીમાં છે અને લુઇ માંદગીને બિછાને છે એવી વાત જ્યાં ત્યાં સંભળાતી હતી. ઓરેંજની સાથે જર્મનીથી આવેલું લશ્કર ત્રણ માસ માટે જ પગારદારીથી આવ્યું હતું. ફ્રાન્સમાંથી સહાય નહિ મળવાની ખાત્રી થતાં જ તે ઓરેંજને છોડીને ભાગી જાય એવો પૂરેપૂરો સંભવ હતો. સને ૧૫૩૮ માં જેમ આલવાની સાથે યુદ્ધ કર્યા વગર જ ઓરેંજને નાસી જવું પડેલું તેમજ આ વખતે પણ નાસી જવું પડે તેવા સંયોગો ઉપસ્થિત થયા હતા.

૧૧મી સપ્ટેંબરે ડોન ફ્રેડરિક ૪૦૦૦ ચુનંદા નવજુવાનો લઇને શહેરના હાવરે નામના દરવાજા આગળ સેંટ ફ્લોરિયન નામના ગામડે જઇ પહોંચ્યો. ઓરેંજ પણ ત્યાંથી થોડે દૂર હરમિગ આગળ રહીને મોન્સને મદદ કરવાના પ્રયત્ન કરી રહ્યો હતો. રાતની રાતમાં ફ્રેડરિકે ઓરેંજના લશ્કર પર એવો ઓચિંતો છાપો માર્યો કે એના આખ્ખા લશ્કરની રેવડી દાણાદાણ થઈ ગઇ અને ઓરેંજ પણ સકંજામાં સપડાતો માંડ માંડ બચ્યો.

## ઓચિંતો છાપો

છસો નવજુવાનો સાથે ડોનના સૈન્યનો નાયક જૂલિયન રોમેરો ઓરેંજની છાવણીમાં ઓચિંતો ઘુસ્યો. આ સમયે રાત્રિનો ગાઢ અંધકાર જગત પર છવાઇ ચૂક્યો હતો. છાવણીના સૈનિકો ઝોકાં ખાઈ રહ્યા હતા. તે બિચારા તો એકાએક હલ્લો થતાં જ ગભરાઈ ગયા. રોમેરો ને તેના સૈનિકો ઓરેંજના ઉંઘતા લશ્કરને ખાસની

જેમ કાપવા લાગ્યા. કાળની જીભ સમી તલવારોના ખણખણાટ ને ઘાયલોના આર્તનાદથી વાતાવરણ છવાઈ ગયું. બરાબર ત્રણ કલાક સુધી આ રણતાંડવ ચાલ્યું. એક તો ઓરેંજનું લશ્કર ઓચિંતા છાપાથી ગભરાયલું હતું તેમાં રાત્રિના અંધકારે ઉમેરો કર્યો એટલે કોઇ કોઇને ઓળખી શકતું જ નહિ. શત્રુ સૈન્ય કેટલું છે તેની યે સમજ ન પડી: એક ઘાએ બે ટુકડા કરતો રોમેરો આગળ વધતો જ ચાલ્યો તે ઓરેંજના તંબુ નજીક આવી પહોંચ્યો. ઓરેંજ ને તેના પહેરેગીરો થાક્યા પાક્યા સૂઇ રહ્યા હતા. જે મહાપુરૂષ નેધરલાંડના સ્વાતંત્ર્યની એક માત્ર આશા સમો હતો તે લગભગ શત્રુના સકંજામાં સપડાઈ ચૂકવાની અણી પર હતો. પરંતુ તેના વફાદાર કુતરાએ તેને બચાવી લીધો.

## કુતરાએ પ્રાણ બચાવ્યા

એ વફાદાર કુતરો હંમેશા ઓરેંજના બિછાના આગળ જ સૂતો. ઘોડાના ડાબડાનો ડબડક ડબડક અવાજ કાને પડતાં જ એણે ઓરેંજને સૂતો જગાડયો. શત્રુ આવી પહોંચે તે પહેલાં જ ઓરેંજનું નસીબ પાધરૂં કે કુતરાને તેને ઉઠાડવાની પ્રેરણા થઈ. પાસે ઘોડો તૈયાર હતો. તેણે વખત વિચારીને ઘોડા પર કૂદકો માર્યો ને તેને બેફાટ મારી મૂક્યો. શત્રુઓ તંબુમાં આવ્યા તો ખરા પણ ઓરેંજ હાથ ન લાગ્યો. પછી તો તેના નોકરો ને કારભારીઓને મારી મારીને તેમણે પોતાનો રોષ હળવો કર્યો.

ઉષાના અજવાળાં પૃથ્વી પર ઉતરતાં જ ઓરેંજના લશ્કરે જોયું તો શત્રુસૈન્ય બહુજ થોડું હતું: એટલે તેઓ સામનો કરવાને એકત્ર થવા લાગ્યા. ત્યાં તો જોતજોતામાં રોમેરો પોતાના નવજુવાનીયાઓને લઇને પોબારા ગણી ગયો. ઓરેંજના સેંકડો સૈનિકો રાત્રિયુદ્ધમાં ખપી ગયા ને સેંકડો ઉંઘતા સળગાવી દેવાયા જ્યારે રોમેરોના નવજુવાનોમાંથી ભાગ્યે ૬૦ નવજુવાન કામ આવ્યા હશે. જે કુતરાએ

ઓરેંજનો પ્રાણ બચાવ્યો હતો તે પેનિયર જાતનો હતો. ત્યાર પછીથી ઓરેંજ હંમેશા તે જાતના કુતરાને પોતાના બિછાના સમીપ સૂવાડવા લાગ્યો.

## હત્યારો હીસ્ટ

ઓરેંજને પરાજય તો મળ્યો પણ તે નિરાશ ન જ થયો. એની બાજી તો સેન્ટ બાર્થેલ્મોના વધે બગાડી મૂકી હતી. તે પાછો પેરોન પહોંચ્યો. તે સમયે હીસ્ટ નામનો એક જર્મન હત્યારો તેની પૂંઠે પડયો હતો. અગ્નવાએ એને નવાજી નાંખવાની લાલચ આપેલી એટલે ભાઇ લપટી પડેલા અને ઓરેંજનો ઘાટ ઘડવાની તક શોધતા. ઓરેંજ પેરોન પહોંચ્યો કે તરત જ લશ્કરે હજુ સુધી તેને પગાર ન મળ્યો હોવાથી લઢવાની સાફ ના ચોપડાવી દીધી. બિચારે દુ:ખી દિલે ને ભારે હૈયે પોતાની પરિસ્થિતિનો ખ્યાલ આપતાં લુઇને લખ્યું કે: તારો બચાવ કરવો એ હવે મારી શક્તિ ઉપરનું કામ છે. બને તો શત્રુ સાથે માનભરી સુલેહ કરવી એ અત્યારે હિતાવહ છે.

પછી ઓરેંજ ભગ્ન હૃદયે પોતાના વ્હાલા ભાઇને મૌન્સમાં ઘેરાયલો છોડીને મ્યૂઝ નદી પાર કરી રાઇન તરફ ચાલ્યો. એની પાસે સિપાઇઓનો પગાર ચૂકવવાને દેશનાં શહેરોના વાયદાપત્ર સિવાય બીજું કાંઈ નહોતું. સૌ કોઇએ પૈસાની મદદ કરવાને વાયદા કર્યા હતા પરંતુ ઓરેંજ પૈસાની ઝાંખી નહોતી કરી શકયો. આથી આખું લશ્કર બળવાખોર બની ગયું. કેટલાક અફસરોએ મહા પ્રયાસે ઓરેંજને બચાવી લીધો નહિ તો એનાં તો સોએ વર્ષ પૂરાં જ થયાં હોત. પછી તો રાઇન નદી પાર કર્યા બાદ ઓરેંજે આખું લશ્કર વેરી માર્યું અને પોતે રામભરોસે હોલાંડ તરફ ચાલી નીકળ્યો.

## ઓરેંજ હોલાંડ તરફ

ઓરેંજનું વ્યક્તિત્વ એવું જાજરમાન હતું કે આવા નિરાશાના

સમયે પણ એના મુખ પર વીરત્વની જ ઝાંખી થતી. કોઇ વિજયી સમ્રાટના ગૌરવે એનું નૂર ઓપી ઉઠતું. હોલાંડનો એ હૃદયનાથ હતો. સારૂં હોલાંડ એના બોલ પર પ્રાણ પાથરવા તૈયાર હતું. દેશના ઉદ્ધારને અર્થે લડતાં લડતાં મરી મટવું એ જ માત્ર ઓરેંજની આશા હતી. એણે એના ભાઇને લખ્યું પણ હતું કેઃ ભાઇ, હોલાંડમાં હું મારી કબર તૈયાર કરવાને જઇ રહ્યો છું. ગમે તેમ પણ એણે દેશોદ્ધારનું હાથમાં લીધેલું કાર્ય ન છોડયું તે ન જ છોડયું. તે પોતાના પ્રયત્નોમાં મંડયો જ રહ્યો.

એલ્વાને લુઇ પ્રત્યે એટલો તિરસ્કાર હતો કે કાંઇ બાકી જ નહિ. પરંતુ મૌન્સ એટલું મોક્કાનું નગર હતું અને સમય પણ એવો કટોકટીનો હતો કે તેણે લુઈ સાથે સંધિ કરી લેવાનું ઉચિત માન્યું. લુઈના સૈનિકોને તેમજ એના સહાયક નાગરિકોને શહેરમાંથી કોઇ પણ જાતની હાનિ હરકત વગર એણે નીકળી જવા દીધા. શહેર છોડતા પહેલાં લુઇ સ્પેનીશ લશ્કરમાં ગયો. ત્યાં તેનો મેડીનાકોલી, ડૉન ફ્રેડરિક વગેરે સરદારોએ સુંદર સત્કાર કર્યો.

## લુઈ મૌન્સ છોડે છે

લુઇ એમની વિદાય લઈ જ્યારે ત્યાંથી નીકળ્યો ત્યારે ફ્રેડરિક પોતાના તંબુની બહાર નીકળી વીસ વીસ યુદ્ધમાં ભાગ લેનાર એ વીરનરને નિહાળી રહ્યો. તેની પ્રતિમા જ્યાં સુધી દેખાઇ ત્યાં સુધી તે મીટ માંડી રહ્યો અને એ વીરનરના વીરત્વની પ્રશંસા કરવા લાગ્યો.

એલ્વા કૂટનીતિજ્ઞ હતો. અને લુઇને હેમખેમ જવા દેવામાં એ રાજનીતિની રમત રમ્યો હતો. લુઈ એને બરાબર ઓળખતો હતો. એલ્વા બાર્થેલ્મોના વધ-સંબંધમાં કહેતો કેઃ હું પહેલાં તો મારા હાથ કાપી નાંખું પરંતુ એવું ઘૃણિત કાર્ય તો કોઇ દિવસ ન કરૂં. જાણે અત્યાર સુધી એણે કરેલાં કાર્યો બધાં પવિત્ર જ ન હોય તેમ! લુઈના ચાલ્યા ગયા પછી નોયરકારમસ્સે શહેરમાં પ્રવેશ કર્યો. શહે-

સ્નો ત્યાગ કરવાવાળા લુઇના કેટલાક સહાયકો પોતાના સ્નેહી સંબંધીઓને મળી લેવા હજુ શહેરમાં રહ્યા હતા. તે નીકળી જવાની તૈયારીમાં જ હતા ત્યાં તો નોયરકારમસ્સે તેમને અટકમાં લીધા અને બધાયને રામશરણ પહોંચાડી દીધા. સુલેહની શરતો તો ક્યાંય ગળી જવાઇ !

## ફાંસીના માંચડા

આટલેથી જ એલવા અટક્યો નહિ. એણે બ્રસેલ્સની જેમ 'ખૂની કચેરી'ની ત્યાં સ્થાપના કરી લોકો પર અત્યાચાર શરૂ કર્યો. શુક્રવારને દિવસે માંસ ખાનારને, લુઇને મદદ કરનારને, સુધારક તરફ સહાનુભૂતિ બતાવનારને ને એવાં જ બીજાં નજીવાં બહાનાં કાઢી કાઢીને લોકોને દોષપાત્ર ઠરાવી કેટલાય ફાંસીના માંચડા તૈયાર કર્યા. તેમની જમીન જાગીરે જપ્ત કરવામાં આવી. અને એ જમીન જાગીર રાખનાર પણ કોણ ? નોયરકારમસ્સ–બંદા પોતે જ. લીલામમાં નજીવી કિંમતે પોતે જ તે રાખી લેતો. આમ પોતાનાં ખીસ્સાં તર કરવાનો વ્યાપાર તેણે આરંભી દીધો. આવી રીતે એક વર્ષ સુધી મૉન્સમાં નોયરકારમસ્સનું રાવણરાજ્ય ચાલ્યું. બીજે વર્ષે રેકુઇઝેન્સે અપરાધીઓને સરકાર તરફથી માફી બક્ષવામાં આવે છે એવું જાહેર કર્યું. આ સમયે પણ મૉન્સની જેલની લોખંડી દિવાલો વચ્ચે જીવન મરણને હિંડોળે હિંચતા ૭૫ કેદીઓ સબડી રહ્યા હતા. કોણ જાણે કેટલીય સદીઓ સુધી એ અત્યાચારોના બોલતા કાગળપત્રો પણ છૂપાવી રાખવામાં આવેલા અને એનો પત્તો પણ નહોતો. ૧૯મી સદીમાં ચેટાઉનાસમાં આવેલો એક પૂરાણો મિનાર ધરાશાયી થયો ત્યારે એનાં ખંડિયેરોમાંથી એ કાગળો મળી આવ્યા. અને ત્યારે જ ઇતિહાસનવેશોએ ફીલિપના ભયંકર અત્યાચારો સંબંધમાં અજવાળું પાડ્યું.

મૉન્સ દેશની કુંચી સમું હતું. એ સ્પેનીશોના હાથમાં આવતાંજ બીજાં સ્વતંત્ર થયેલાં શહેરો પણ તેમના હાથમાં આવી લાગ્યાં. ડોન

આગળ વધી જેવો મેચલિન પહોંચ્યો કે ત્યાંના કાયર સૈનિકોએ સ્પેનીશો પર તોપના બે ચાર ગોળા ગગડાવ્યા ને પછી ભાગી ગયા. બિચારા શહેરીઓ નિરાધાર બન્યા. લશ્કરની હુંફ હતી તે પણ જતી રહી. એલવાએ એ શહેર સ્વતંત્ર થયું ત્યારે જ તેને મઝા ચખાડવાનો નિશ્ચય કર્યો હતો. તેમાં વળી તોપના ગોળા છૂટયા એટલે અગ્નિમાં ઘી હોમાયું. સ્પેનીશોનો ક્રોધ ભભૂકી ઉઠયોઃ તરત જ ફ્રેડરિક ને નોયરકારમમ્સ સૈન્ય સાથે નીકળ્યા ને શહેર ઉપર ભયંકર જુલમ વરસી રહ્યો.

## અમાનુષી જુલમ

એ સમયના એક સનાતની લેખકે એ અમાનુષી જુલમ સંબંધમાં પોતાના એક મિત્રને પત્ર લખતાં લખ્યું હતું કેઃ મૌન્સમાં ચાલી રહેલા અમાનુષી જુલમનું વર્ણન કરતાં મારી કલમ કાંપી ઉઠે છે. શરીર રોમાંચ અનુભવે છે. માંદગીને બિછાને પડેલાઓને પણ ન જવા દીધા—તેમને પણ રેંસી નાંખ્યા. દેવળોમાં સ્ત્રીઓની લાજ પણ લૂંટાઇ. વળી ત્રણ ત્રણ દિવસ સુધી તો શહેરમાં એવા મારપીટના મહોત્સવ ઉજવાયા કે પત્થરહૃદયોનું હૈયું પણ દ્રવી જાય. સરકારી ફોજના સૈનિકો જ્યાં જુઓ ત્યાં ભૂખ્યા વરૂની જેમ શિકારની શોધમાં અહિંથી તહિં ભટકતા માલૂમ પડતા હતા. અને લૂંટ તે કેવી! ભૂખે મરતાં બાળકોના મ્હોંમાંથી ય રોટલીના ટુકડા છીનવી લેવાયા હતા.

બ્રુએન્ટ ને ફ્લેન્ડર્સ વળી પાછા ગુલામીની જંજીરમાં જકડાયા. ઝીલાંડમાં ઓરેંજની પરિસ્થિતિ પણ કાંઈ સારી નહોતી. બાલચરેન ટાપુ પર આવેલાં મિડલબર્ગ ને આર્નેમ્યુડ હજુ સુધી સરકારના જ હાથમાં હતાં. કેમ્પવીયર ને ફ્લેશિંગ ઓરેંજના આધિપત્યમાં હતાં. દક્ષિણે બીવલેંડ ટાપુ પર આવેલું ટરગોજ નામનું મોક્કાનું સ્થળ પણ હજુ સ્પેનીશોને જ કબજે હતું. સરકારી ફોજ બહાદુરીથી

એનું રક્ષણ કરી રહી હતી. એ સ્થળ એટલું મહત્વનું હતું કે સરકારના હાથમાંથી તે જતાં જ આખા બાલચરેન ટાપુ ઉપરથી જ સરકારને હાથ ધોઈ નાંખવા પડત.

ઓરેંજના રાષ્ટ્રીય સૈન્યમાં જેરૅામ નામનો એક વીર સરદાર હતો. તેણે મિડલબર્ગ વગેરે સ્થળો પર હુમલા કર્યા હતા પણ તેની ધારણા બર નહોતી આવી. આખરે તેણે નિરાશાના ધૂંધવાટમાં વિજયી બનવાનો કે મરી મટવાનો નિશ્ચય કર્યો. સાત હજારનું લશ્કર લઈ એણે ટરગોજને ઘેરો ઘાલ્યો. એટલે ઍલવાએ તરત જ ઍંટવર્પના કોટવાળ ડેએબિલાને તેની કુમકે મોકલ્યો. પરંતુ ટરગોજને મદદ ન મળી શકી. દેશભક્તોએ એલવાને તે પ્રયત્નોમાં ન ફાવવા દીધો. જળ ને સ્થળ—બંને માર્ગે દેશભક્તોનું લશ્કર વચ્ચે પડયું હતું. છેવટે સ્પેનીશોએ ટરગોજને મદદ કરવાને એક સરસ યુક્તિ શોધી કાઢી. જગતભરના યુદ્ધના ઇતિહાસમાં એ યુક્તિ અદ્વિતીય જ છે ને હંમેશા સ્પેનીશોની કીર્તિગાથા પ્રસારતી જ રહેશે.

## પ્લોમર્ટની યુક્તિ

ઍંટવર્પ શેલ્ડ નદીને કિનારે આવેલું હતું. અને તે નદી ફ્લુએન્ટ ને ફ્લેન્ડર્સની વચ્ચે થઇ સમુદ્રને મળતી હતી. તે બંને શહેરો તેને સામસામે કિનારે હતાં. શેલ્ડ ગ્રીલાંડની આજુબાજુ બે ધારાઓમાં વહેતી. તે પ્રાંતનો કેટલોક જમીનનો ભાગ સમુદ્રમાં ડૂબેલો હતો અને કેટલોક સપાટીથી ઉંચે હતો. ટરગોજ દક્ષિણ બીવલેંડનું મુખ્ય શહેર હતું. દક્ષિણ બીવલેંડ પહેલાં ટાપુ ન હતો. લગભગ ૫૦ વર્ષ પહેલાં સમુદ્રની ભરતી તેની પર ફરી વળી ને તેને ટાપુ બનાવી દીધો. એ ટાપુ નજીકની ખાડીમાં ઓટ સમયે ચારથી પાંચ ફૂટ પાણી રહેતુંઃ અને ભરતી સમયે લગભગ દસ ફૂટ જેટલું વધી જતું. સ્પેનીશ લશ્કરના કેપ્ટન પ્લોમર્ટે એ ખાડી નીચે છૂપાવવા માર્ગ વાટે ટરગોજની કુમકે જવાનું વિચાર્યું. પહેલાં તો એણે જાતે

જ બે ખેડુત ભોમીયાઓને સાથે લઇ એ દસ માઈલની લાંબી ખાડી બે વખત પાર કરી. ત્યાર પછી જ સેનાપતિ સમક્ષ એણે પોતાનો વિચાર જણાવ્યો. આ સાંભળીને તરત જ કર્નલ મૌન્ડ્રેગન પોતે લશ્કર લઇને ત્યાંથી જવા તૈયાર થયો. તેણે સ્પેનીશ, બેલૂન ને જર્મન સૈનિકોમાંથી એક એક હજાર સુનંદા નવજુવાનો ચૂંટીને બિસ્કુટ ને બંદુકના દારૂની એક એક બેગ તેમના હાથમાં પકડાવી તેમને કૂચ માટે તત્પર થવા જણાવ્યું. પણ તેઓને ક્યાં જવાનું છે એ વાતથી અ-ણવાકેફ જ રાખ્યા. મૌન્ડ્રેગન એ સૈનિકોને લઇને સાગર તટે પહોંચ્યો ત્યારે તેણે તેમને કહ્યું કેઃ આપણે કોઇ ભયંકર રસ્તે થઇને જવું પડશે. આમ કહેતાંની સાથે જ એણે ખાડીના પાણીમાં ઝંપલાવ્યું. માર્ગ વિકટ છે તે સાંભળીને સૈનિકોમાં પણ નવું જોમ પ્રગટયું હતું. ખાડીમાં પગ મૂકતાં જ મૌન્ડ્રેગને વળી સૈનિકોને ઉત્સાહિત કર્યા કેઃ વીરો, આ વીકટ માર્ગ વટાવીને આપણે વિજયી થઇશું તો જગતભરમાં આપણું નામ રહી જવાનું છે.

### સામે પાર

પછી તો સિપાઇઓના ઉત્સાહનો પાર ન રહ્યો. સૌ ઉત્સાહના આવેશમાં પાગલ બની ગયા અને જગતમાં અમર થઇ જવાની તેમને તમન્ના થઈ આવી. વીર મૌન્ડ્રેગન લશ્કરને મોખરે હતો અને તેની પાછળ સિપાઇઓની કતાર બાઝી હતી. સૌ ખાડી પાર કરતા હતા. ખાડીમાં છાતી સમું પાણી હતું દરેકને માથે બિસ્કુટ ને બંદુકના દારૂની બેગો હતી. જેમ તેઓ આગળ ધપતા તેમ તેમ કેટલીક જગ્યાએ તો ખાંધ બરાબર પણ પાણી આવી જતું. ઘોર અંધારી રાત્રિ હતી. ઓટનો સમય હતો. ભરતી વધવાને હજુ ૬ કલાકની વાર હતી. બરાબર તે સમય દરમ્યાન દસ માઇલની લાંબી ખાડી પાર કરવી હતી. નહિ તો ભરતીના જુવાળ સૌને ભરખી જવાની તૈયારીમાં હતા. કોઇ કોઇ ઠેકાણે તો સાગરની તળેટીની માટીમાં ખુબ ચીકાશ હતી. કેટલીક

જગ્યાએ નર્યો કીચડ જ ભરેલો હતો. ત્યાં આગળ બિચારા સૈનિકો પોતાના પગ પણ ટેકવી શકતા નહિ એટલે તરીને આગળ વધવા વિના છૂટકો નહોતો. પરંતુ સવાર થતા થતામાં તો એ વીર સૈનિકો ઉત્સાહભેર સામે પાર જઇ ઉભા. ત્રણ હજારમાંથી માત્ર નવ માણસો જ ડૂબી ગયા. ખાડી પાર કર્યા પછી મૉન્ડ્રેગને સેનાપતિને મશાલો ચેતાવી સફળતાની નિશાની આપી. ઘોર અંધારી રાતમાં આટલું સાહસ ખેડવું એ ખરેખર ગૌરવ લેવા સમું છે. કોઇ જાદુઈ બળે ઍલવાનું લશ્કર સામે પાર ન પહોંચ્યું હોય તેમ સાગર પાર કરીને મૉન્ડ્રેગન ત્યાં જઇ ચઢયો હતો. પછી તો આ વાત વાએ ચાલી. ટરગોઝમાં પણ એ ઉડતી વાત આવી અને દેશભક્તોના લશ્કરમાં ગભરાટ ફેલાયો—સૌ ભાગવા લાગ્યા. મૉન્ડ્રેગનને તો શહેર પર કબજો મેળવવામાં તકલીફ જ ન પડી અને પછી તે પોતાનું સૈન્ય લઇ ઝુએન્ટ તરફ આગળ વધ્યો.

## ઝુટફેનમાં કત્લેઆમ

મૉન્સ ને મેચલિન કબજે કર્યા પછી ઍલવા નીમવીજન તરફ ચાલ્યો ગયો હતો. ડૉન ફ્રેડરિકને એણે ઉત્તર અને પૂર્વ ભાગો પર કરપ બેસાડવાને મોકલ્યો હતો. જ્યાં જ્યાં ફ્રેડરિક ગયો ત્યાં ત્યાં દરેક શહેરે તરત જ તેની સત્તા કબૂલ રાખી. એક ઝુટફેન નગર જરા ઉધમાતીયું નીકળ્યું; એટલે ઍલવાની આજ્ઞા મુજબ ત્યાં કત્લેઆમ ચલાવાઈ. અને સ્ત્રીઓની લાજ પણ લૂટાઇ. જુલમનો એવો હાકોટો હતો કે એ અત્યાચાર સંબંધી કોઇની તપાસ કરવાની યે તાકાત નહોતી. તેની પાસેના એક બીજા શહેરના સરદારે પોતાના એક મિત્રને પત્ર લખતાં લખ્યું હતું કે: પાછલા રવિવારે ઝુટફેનમાં હાહાકાર વર્તી ગયો હતો; અને ભયંકર આર્ત્તનાદો સંભળાઇ રહ્યા હતા; જાણે કોઇ કરપીણ કત્લેઆમ ન ચાલી રહી હોય તેમ. પરંતુ ત્યાં શું બનતું હતું એની કાંઇ અમને ખબર પડી નહોતી.

ઓરેંજે ઝીલ્ડરલેંડ ને ઓવરીસેલ નગર પોતાના સાળા સરદાર વાન્ડેનબર્ગને સોંપી દીધાં હતાં. પરંતુ એ કાયરનો બચ્ચો પોતાની જાતિ પર કલંક લગાડી અનાથ પ્રજાને જુલમીઓના હાથમાં મૂકી ભયનો માર્યો ભાગી ગયો. પોતાની સગર્ભા પત્નીને પણ તે એક ખેડુતને ત્યાં મૂકી ગયો હતો. આમ વગર મહેનતે બંને શહેર ઍલવાના હાથમાં આવી પડયાં. ફ્રીઝલાંડ પણ નમી પડયું. છતાં હજુ હોલાંડે રાષ્ટ્રીય ઝંડો નીચો નમવા દીધો ન હતો. અને જયાં ઓરેંજ જાતે જ ત્યાં હોય પછી એ ઝંડો નમે પણ કેવી રીતે?

## નઆરડનની ના

બીજાં ત્રીજાં સ્થળોએ બળવાનો અગ્નિ શમાવીને ફ્રેડરિક પોતાની ધાક બેસાડતો હવે હોલાંડ તરફ ધપ્યો. રસ્તે નઆરડન નામનું નાનકડું શહેર આવતું હતું. તેણે ફ્રેડરિકનો અધિકાર સ્વીકારવાની ચોકખી ના ચોપડાવી હતી. દેશભક્તોનું લશ્કર લડવા માટે તૈયાર નહોતું પણ શહેરીઓનો ઉત્સાહ નહોતો સમાતો. એક પાગલે તો સ્પેનના લશ્કર પર ગોળા છોડવાનું ય શરૂ કરી દીધું. સરકારી ફોજ આવી પહોંચે તે પહેલાં શહેરીઓએ દેશભક્ત સેનાપતિ સોનોય પાસે મદદ માંગેલી પણ તે બિચારા પાસે પૂરતાં સાધનો નહોતાં એટલે મદદે ન જઇ શકયો. પરંતુ તેણે તેમને માનભરી સુલેહ કરી લેવાની સલાહ આપી. નાગરિકો પાસે હવે તે સિવાય અન્ય માર્ગ નહોતો એટલે તેમણે સુલેહના સંદેશા શરૂ કર્યા. ફ્રેડરિકે નગર પર હલ્લો લઇ જવાનો હુકમ કરી દીધો હતો એટલે તેણે પેલા બે સંદેશવાહકોને કહ્યું: તમે મારા લશ્કર સાથે જાવ. શહેરીઓને તેમના નગરના દરવાજા પર જ સુલેહ સંબંધી ઉત્તર આપવામાં આવશે. પેલા બિચારા તો ચાલ્યા પછી લશ્કરની સાથે. એ બેમાંનો એક તો ચેતી ગયો ને તક મળતાં ત્યાંથી નાસી છૂટયો. જતાં જતાં તેણે પોતાના સાથીદારને કહ્યું: ભાઇ, શહેરમાં જવામાં નવ્વાણું ટકાનું જોખમ મને

તો લાગે છે. પણ પેલા બિરાદર તો ન જ ચસ્યા. એમને પોતાનાં પત્ની ને બાળબચ્ચાંના દુઃખમાં સહભાગી થવાનું રૂચ્યું.

બંદુકની ગોળીએ –

ફ્રેડરિક પછી તો આવી પહોંચ્યો શહેર પાસે ને ડેરાતંબુ ઠોકી દીધા. તેણે શહેરમાં કહાવ્યું કે: સુલેહ કરવી હોય તો નઆરડને બીજા પણ કેટલાક પ્રતિનિધિઓ મોકલવા જોઇએ. આથી બીજે દિવસે સવારમાં શહેરના બીજા ચાર પ્રતિનિધિઓ પણ સુલેહની વાટાઘાટ માટે ફ્રેડરિકની છાવણીમાં આવ્યા. તે સમયે જૂલિયન રોમેરોએ આગળ આવીને કહ્યું કે: હું ફ્રેડરિક તરફથી સુલેહ કરવાને તૈયાર છું: મને શહેરની કુંચીઓ સોંપી દો. પછી એણે લોકોના જાનમાલના રક્ષણની તેમને ખાત્રી થાય તેટલા સારૂ પેલા પ્રતિનિધિઓ સાથે હસ્તધૂનન કર્યાં. રોમેરાના વચનમાં તેમણે તેને એક સાચ્ચો સિપાઇ જાણીને શ્રદ્ધા રાખી; ને તેને કુંચીઓ સોંપી દીધી. કુંચીઓ હાથમાં આવતાં જ તેણે નગર તરફ દોટ દીધી. તેની પાછળ છસો બંદુકધારી સૈનિકો પણ શહેરમાં ઘૂસ્યા. નાગરિકોએ સ્પેનીશોને ખૂશ કરવાને રોમેરોનું હાર્દિક સ્વાગત કર્યું ને સૌને જયાફત આપી. પાર્ટી પૂરી થતાં જ શહેરનો ઘંટ બજાવી રોમેરોએ નાગરિકોને દેવળમાં એકત્ર કર્યા. સૌ લોક સંધિની શરતો સાંભળવાને ઉત્સુક હતા. એટલામાં એક પાદરી ત્યાં આવ્યો અને બધાને મોતની સજા ફરમાવવામાં આવે છે એમ સંભળાવી દીધું. તરત જ સ્પેનીશ લશ્કર પછી તો ભૂખ્યા વાઘની જેમ દેવળનાં બારણાં ખોલી અંદર ધસ્યું. બંદુકની જામગરીઓ સળગી ને ફડાફડ ધડાકા થવા લાગ્યા. લોકો નાસભાગ કરવા લાગ્યા. તેમને વીંધીને ગોળીઓ આરપાર નીકળવા લાગી. લાશોનો તો મોટો ગંજ વાગ્યો. પછી તો દેવળમાં રહેલા જીવતા ને મૂએલા—સઘળાને અગ્નિને સ્વાધીન કર્યા—સારૂં દેવળ જ ફૂંકી મૂક્યું.

**લંકાદહનની પુનરાવૃત્તિ**

ત્યાંથી સૈનિકો દોડયા રસ્તા પર. જે એમના હાથમાં આવે એના બાર જ વાગતા. ભયંકર ખૂનરેજી ચાલી રહી. જેમનાં ઘર લૂંટયાં તેમના જ મસ્તકે તેમનો માલઅસબાબ ચઢાવી તેમને ફટકારતા ફટકારતા છાવણીએ લાવ્યા ને મજૂરીના ઇનામ તરીકે તેમનાં માથાં ધડથી છૂટાં કરવામાં આવ્યાં. આખ્ખું શહેર અગ્નિમાં ભડભડ બળતું હતું. કદાચ કોઇ નાગરિક છૂપાઈ રહ્યો હોય તો ય ન બચવા પામે તે ખાતર જ આ ભયંકર અત્યાચાર ગુજારાતો હતો. અગ્નિ-શિખાઓ ગગનને ભેટતી હતી. આગથી બચીને જેઓ નાસી છૂટતા હતા તેમનાં માથાં તલવારથી કે કુહાડીથી કાપી નંખાતાં ને સૈનિકો તેમને ભાલાથી ય વીંધી નાંખતા. અને જાણે આટલેથી અધૂરૂં રહ્યું હોય તેમ મુડદાંને લઇ લઇને તેઓ ભડભડાટ બળી રહેલી અગ્નિશિખામાં ફગાવી દેતા. સડસડાટ કરતી અગ્નિની ભયંકર જ્વાળાઓ તેમને પોતાના હૃદયમાં શમાવી દેતી. નાગરિકોના પ્રાણ જતા હતા અને સ્પેનીશોને મન તો એ રમત હતી. એમાંના કેટલાક સિપાઇઓ તો એટલા દિવાના બન્યા હતા કે તેઓ નાગરિકોના શરીરની નસેનસ કાપીને શરાબની જેમ તેમાંથી લોહી પી રહ્યા હતા. અમાનુષિતાની કેટલી હદ !

કેટલીય વહુબેટીઓની તેમનાં વડીલો સમક્ષ એ નરરાક્ષસોએ લાજ લૂંટી ને પછી તેમને સ્વધામ પહોંચાડી દીધેલી. એક વિદ્વાનને તેની તરફની પૂજ્ય બુદ્ધિથી જતો કરવામાં આવ્યો પરંતુ તેની સામે જ તેના પુત્રનું—વ્હાલા પુત્રનું કાળજું કાઢી લેવાયું. ક્રૂરતાના તાંડવ નૃત્યનું એ બિભત્સ દૃશ્ય હતું. કેટલાક બરફ પર થઇને જીવ બચાવવા નાસી છૂટયા. તેમને પણ પકડી પકડીને નગ્નદશામાં ઉંધા લટકાવી દીધા. બિચારા તરફડી તરફડીને બરફમાં ગળી જઇ મોતના ડાચામાં જઇ પડ્યા.

## લાશોના ગંજ વાળ્યા

ધનવાન વર્ગ પરે ગુજરવામાં બાકી ન રહી. તેમને તાળવે ભભૂકતા અંગારા મૂકી—રીબાવીને પહેલાં તો રૂપિયા વસુલ કર્યા ને પાછળથી તેમને પણ મૃત્યુના મુખમાં હોમી દીધા. નઆરડનમાં કાગવાસ થઇ ગયું. એક જીવ પણ ન બચ્યો. ત્રણ ત્રણ અઠવાડિયાં સુધી તો સડકો ઉપર લાશોના ગંજના ગંજ પડ્યા રહ્યા. ઝાડ પર કે દરવાજા પર, દિવાલો પર કે જ્યાં જુઓ ત્યાં હાડમાંસના લોચા લબડી રહ્યા હતા. સારૂં યે શહેર માટીમાં ન મળી ગયું હોય તેવી દશા થઇ રહી. નઆરડન નગર બીયાબાં સમું બની ગયું.

આ અત્યાચારનું વર્ણન કરતાં ય લેખિની થર થર કંપી જાય એવા એ અમાનુષી છે. છતાંએ હૃદયદ્રાવક ઘટનાઓનું વર્ણન કરવું એ સાહિત્ય નવેશોની ફરજ છેઃ પત્થરહૃદયી બનીને પણ. સત્ય ઉપર ઢાંકપીછોડો કરવો એ પાપ છે. અને સત્ય એ તો સત્ય જ છે. છૂપવ્યું છૂપે એમ નથી જ. ઘણા ઘણા લેખકો ક્રાન્તિના ઈતિહાસો લખી લખીને જુલમનાં રોદણાં રડ્યા છે. જુલમ તો જગત પર સૃષ્ટિના સર્જનકાળથી જન્મ્યો છેઃ તે સર્જનજૂનો છે છતાં ય નવો છે. કારણ કે કોઇને કોઈ સ્વરૂપે પણ એ હંમેશા દેખા દે છે જ.

ભગવાને ઍલવાના અમાનુષી જુલમો કેમ ચાલવા દીધા એ જ નથી સમજાતું! શું સ્વાતંત્ર્યને ખાતર ભાવિ પ્રજાને ખૂનની નદીઓ વહાવવાનું અનિવાર્ય હતું? વિલિયમ ઓરેંજનું વ્યક્તિત્વ જગતમાં વધુ ઉજ્જવળ બને એટલા માટે ઍલવાના અમાનુષી જુલમોની જરૂર હતી? શું રાવણ રાજ્ય ન હોત તો રામાવતાર ન થાત? અત્યાચારી ઍલવા જન્મ્યો જ ન હોત તો ઓરેંજનું વ્યક્તિત્વ ન ઝળકી ઉઠત?!

## હોલાડમાં ઓરેંજનો સત્કાર

મૉન્સમાં નિષ્ફળતા મળ્યા પછી ઓરેંજ હોલાંડ ચાલ્યો ગયો.

તે હોલાંડમાં પહોંચ્યો ત્યારે તેની પાસે ૨૦૦૦૦ સૈનિકોના ગંજાવર લશ્કરમાંથી ફક્ત સત્તર જ સૈનિકો બચ્યા હતા. એનખુઇજેનમાં પ્રવેશતાં જ કોઈ વિજયી સેનાપતિને સન્માને એમ લોકોએ તેનો સત્કાર કર્યો. જર્મનીમાંથી હવે ત્રીજી વાર લશ્કર એકઠું કરી શકાય એ કેવળ અસંભવિત વસ્તુ છે એની ઓરેંજને ખાત્રી હતી. એટલા માટે જ તે હોલાંડમાં ભાગ્ય અજમાવવાને પાછો ફર્યો હતો. તેણે પછી તો ગામેગામ ફરવા માંડયું ને લોકોને સમજાવી-સમજાવીને દેશને સુવ્યવસ્થિત રાખવાનો તે પ્રબંધ કરવા લાગ્યો. હારલેમમાં તેણે હોલાંડની પંચાયત બોલાવી ને તેની સમક્ષ પોતાના વિચારો રજૂ કરી દીધા. એ બેઠક બંધ બારણે ભરવામાં આવેલી.

હોલાંડમાં કેવળ એમ્સટર્ડમ જ હજુ સુધી આલવાના અધિકારમાં હતું. આલવા ને ફ્રેડરિક ત્યાં રહીને સારા હોલાંડને કબજે કરવાની તરકીબો રચી રહ્યા હતા. ઓરેંજ હોલાંડના દક્ષિણ ભાગમાં હતો અને એનો સેનાપતિ ડિડિરિશ સોનોય હતો ઉત્તર હોલાંડમાં. બંનેની વચ્ચે હારલેમ આવેલું હતું. તે આલવાના હાથમાં જાય તો દેશભક્તોનું સૈન્ય બે ભાગમાં વહેંચાઈ જાય ને પરસ્પર મદદ કરવાનું યે તેમને અશક્ય થઇ પડે તેવી હાલત બને. વળી હોલાંડના સરકારી ગવર્નર બોસ્સૂએ જાહેરનામું પ્રગટ કર્યું હતું કેઃ સરકારની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર શહેરની, જુટફેન ને નઆરડન જેવી જ દુર્દશા કરવામાં આવશે. આથી તો હારલેમવાસીઓ ઠંડા પડવાને બદલે ઉલટા ઉકળી ઉઠયા હતા. પરંતુ ત્યાંના કેટલાક કાયર અમલદારોના ટાંટીયા ઢીલા થઇ ગયા ને તેઓ પહોંચ્યા આલવાને માખણ લગાડવા. હારલેમ કેમ કબજે લેવું તે સંબંધમાં પછી તો ગુપ્ત મંત્રણાઓ થવા લાગી. એ ત્રણ અમલદારોમાંનો એક તો આલવા પાસે જ રહ્યો ને બાકીના બે શહેરમાં પાછા ફર્યા. જેવો એમણે શહેરમાં પ્રવેશ કર્યો કે તરત જ શહેરીઓએ તેમને પકડી ફાંસીનો માંચડો બતાવી દીધો.

અમલદાર વર્ગ આમ ઢચુપચુ હતો પણ ઓરેંજના લશ્કરનો વીર કેપ્ટન રિપેર્ડો લોકોને એકઠા કરી સ્વાતંત્ર્ય ખાતર આખર સુધી લડવા તૈયાર થઈ ગયો. હારલેમવાસીઓ શૂરે ચઢ્યા હતા. તેમના ઉત્સાહની અવધિ નહોતી. માત્ર અમલદારોનાં જ પોતીયાં ઢીલાં હતાં. એ વાત ઓરેંજના જાણવામાં આવતાં જ તેણે પેલા ડરપોક અમલદારોની જગ્યાએ શહેરનું સુકાન સંભાળવા એલ્ડગોન્ડેને મોકલ્યો.

## હારલેમનો ઘેરો

એમ્સટર્ડમ ને હારલેમ વચ્ચે એક મોટી ખાઇ આવેલી હતી. તેની ભેખડ ઉપર જ એક રાહદારી સડક હતી. તે બન્ને શહેરો વચ્ચે પૂલ સમી હતી. આ ખાઇની જ આજુબાજુ સંગ્રામનાં મંડાણ થવાનાં હતાં. ૧૦મી ડીસેમ્બરે ફ્રેડરિક સૈન્ય લઇ એમ્સટર્ડમથી નીકળ્યો. કૂચકદમ આગળ ધપતાં તેણે રસ્તે સ્પારેન્ડમ નામનું ગામડું કબજે કર્યું ને પછી હારલેમને ઘેરો ઘાલ્યો. બચાવ કરવો ઠીક થઈ પડે તે હેતુથી ઓરેંજે ખાઇની ભેખડે દિવાલો ઉભી કરી હતી. ફ્રેડરિકે પણ આવતાંની સાથે જ પોતાના પડાવની આગળ તેવી જ દિવાલો ઉભી કરી દીધી.

સ્પેનનું લશ્કર લગભગ ત્રીસ હજાર સૈનિકોનું હતું. તેમાં પંદર હજાર તો ઘોડેસ્વાર હતા. જ્યારે હારલેમની કુલ વસ્તી જ ત્રીસ હજારની હતી. અને સૈન્ય તો ભાગ્યે ચાર હજાર સૈનિકોનું હશે. હાં ! એ વસ્તુ સાચી છે કે પાછળથી ખાનદાન કુટુંબની ત્રણસો વીર બહેનોએ દેશભક્તોના સૈન્યને મદદ કરી હતી. જ્યારે નગરની સ્ત્રીશક્તિ રણચંડિકા બની મોતના મયદાનમાં ઝુકાવે ત્યારે મર્દ ઘરખૂણો સેવી શકે ? નામર્દને પણ પાનો ચઢાવવાને એ વસ્તુ બસ હતી.

ઋતુ એવી હતી કે દિવસે પણ ધૂમ્મસ વરસતું. સારૂં વાતાવરણ ધૂમ્મસથી જ છવાઈ રહેતું. એનો લાભ બન્ને પક્ષે ઉઠાવ્યો. આ બાજુ ફ્રેડરિક ધૂમ્મસના અંધારઘેર્યા વાતાવરણમાં પોતાના

સૈન્યના બચાવ ખાતર ખાઇઓ ઉપર દિવાલો ઉભી કરાવવાના કામે મંડી પડયો હતો અને બીજી બાજુ એ પરિસ્થિતિનો લાભ ઉઠાવી હારલેમવાસીઓ પડોશનાં શહેરોમાંથી અન્નસામગ્રી એકત્ર કરતા હતા ને યુદ્ધની તડામાર તૈયારીઓ કર્યે જતા.

ઓરેંજ પણ યુદ્ધની શેતરંજ પર કેમ દાવ ખેલવો એના જ વિચારમાં હતો. લીડનમાં એણે ત્રણ ચાર હજાર નવજુવાનોનું લશ્કર એકઠું કરી ડેલામાર્કની સરદારી નીચે હારલેમની મદદે મોકલી પણ આપ્યું હતું. પરંતુ શત્રુએ રસ્તામાં જ એ લશ્કરને ખાખાખીખી કરી નાંખ્યું. બાનટ્રાયર નામનો ડેલામાર્કનો એક સરદારે સરકારી ફોજના હાથમાં કેદ પકડાયો. એને છોડાવવાને ડેલામાર્ક ખૂબ ખૂબ પ્રયત્ન કરવા લાગ્યો. એના છૂટકારાના બદલામાં અનર્ગળ દ્રવ્ય આપવાનું એણે કબૂલ્યું: સ્પેનીશોના ૧૯ કેદીઓ પણ બદલામાં છોડી મૂકવાનું એણે કહેણ મોકલ્યું પરંતુ સ્પેનીશો એકના બે ન થયા. એમણે બાનટ્રાયરનો છૂટકારો ન કીધો તે ન જ કીધો: આખરે એ શયતાનોએ એને શૂળીએ ચઢાવી દીધો. ડેલામાર્ક એથી એવો ઉશ્કેરાઇ ગયો કે એણે તેમના ૧૯ કેદીઓને તરત જ ફાંસીને માંચડે લટકાવી દીધા. અહિંથી જ સંગ્રામના શ્રીગણેશ મંડાયા.

## હારલેમની વીરતા

ફ્રેડરિકે પછી તો હારલેમની દિવાલો પર તોપના અગ્નિઝરતા ગોળા વરસાવ્યા. ક્રાંસ ગેટ ને સેન્ટજોન ગેટ વચ્ચેની દિવાલો ચારણી જેવી થઇ પડી. પરંતુ જ્યાં જ્યાં દિવાલ તૂટેલી માલૂમ પડતી ત્યાં ત્યાં નગરનાં સ્ત્રી બાળબચ્ચાં પણ પહોંચી જઇ કામે લાગી જતાં ને દિવાલો ઉભી કરી દેતાં. ફ્રેડરિકે ધારેલું કે એકાદ અઠવાડિયામાં તો હું જરૂર હારલેમ કબજે કરીશ ને આગળ વધીશ. પરંતુ એની એ ધારણા લગભગ ધૂળ મળવા બરાબર થયું. તે અકળાયો. સરદાર રોમેરોને બોલાવી લશ્કર લઇ ખસી જવાની તેણે આજ્ઞા કરી. રોમે-

રોનું લશ્કર માર માર કરતું ધસ્યુંમસ્યું. શહેરની તૂટેલી દિવાલો નજીક આવી પહોંચ્યું. પણ હારલેમવાસીઓએ કમાલ કરી. જેના હાથમાં જે આવ્યું તે લઇને તેઓ સરકારી ફોજની સામે થયા. કેવળ હથિયારોથી નહિ પણ ધીકતું તેલ, બળબળતા અંગારા, ને બળતી મશાલો પણ શત્રુઓ પર ફેંકવામાં આવ્યાં. આ અસહ્ય મારા સામે લશ્કર ટક્કર ન ઝીલી શક્યું ને સૈનિકોએ પૂંઠ બતાવી. રોમેરોની બિચારાની તો એક આંખે ફૂટી ગઇ. કેટલાય અફસરો કામ આવ્યા ને ત્રણસો ચારસો સૈનિકો પણ ખપી ગયા. જ્યારે નાગરિકોમાંથી તો ભાગ્યે ત્રણ ચાર માણસ મર્યાં હશે. હવે જ ફ્રેડરિકને માલમ પડયું કે હારલેમ લેવું એ કાંઇ રમત નથીઃ ઘેરો ચાલી રાખ્યા વગર છૂટકો જ નથી.

ઓરેંજનું હૃદય દયાળુ હતું. ડેલામાર્કની ક્રૂરતા એ સાંખી ન શક્યું. એણે તરત જ તેને પદચ્યુત કર્યો ને તેની જગ્યાએ બેટનબર્ગની નીકણૂંક કરી. વળી તેની સરદારી નીચે ફરીથી તેણે ૨૦૦૦ લડવૈયાનું લશ્કર હારલેમની કુમકે મોકલ્યું. આ લશ્કર પાસે સાત તો તોપો હતી. પરંતુ જેવી દુર્દશા ડેલામાર્કના સૈન્યની થઇ હતી તેવી જ આ ફોજની પણ થઇ.

## ખૂનનો બદલો ખૂન

ધુમ્મસ વરસી રહ્યું હતું. બેટનબર્ગનું લશ્કર અંધકારમાં ભૂલું પડયું. સ્પેનીશો આવો સુઅવસર ચૂકે એમ નહોતા. અંધકારનો લાભ લઈ તેઓ ભૂલેલા સૈન્ય પર તૂટી પડયા ને તેની રેવડી દાણાદાણ કરી નાંખી. બેટનબર્ગ બિચારો ભાગી ગયો. પરંતુ એનો એક અફસર શત્રુઓના સકંજામાં સપડાયો. એનું નામ હતું ડેનિંગ. પછી તો બધો યે રોષ એની પર ઉતર્યો. એક જણે તો આવેશમાં આવી જઇ એનું મસ્તક જ ઉડાવી દીધું. અને એ માથા સાથે એક પત્ર બાંધી તેમણે હારલેમમાં ફેંક્યું.

એ પત્રમાં લખ્યું હતું કે આ છે શ્રીયુત કેપ્ટન ડેકોનિંગનું માથું. હારલેમની મદદે આવી રહ્યા હતા તે જ આ સજ્જન. હારલેમવાસીઓ પણ સ્પેનીશોથી જાય તેવા નહોતા. તેમણે પણ ક્રૂરતાનો ઉત્તર ક્રૂરતાથી જ વાળ્યો. તેમણે શત્રુદળના અગિયાર કેદી સૈનિકોનાં માથાં ઉડાવી દઇને એક પત્ર સાથે કોથળામાં આલવાને ભેટ મોકલ્યાં. પત્રમાં લખ્યું હતું કેઃ આલવાના સેંકડે દશ ટકાના કરની ભરપાઈ આ મસ્તકોથી કરવામાં આવે છે. એ કોથળો પછી ફ્રેડરિકની છાવણીમાં ફેંકી દીધો.

## મરણિયા નાગરિકો

દાંત કકડી ઉઠે એવી સમસમતી ટાઢ હતી. ઠંડી કહે કે મારૂં જ કામ. રોજ મારફાડ ચાલતી ને બંને પક્ષના સૈનિકો કેદ પકડાતા. બિચારાઓ માટે શૂળીઓ તૈયાર જ રહેતી. ફ્રેડરિક છેવટે કંટાળ્યો ત્યારે શહેરને સુરંગથી ઉડાવી દેવાનો ય એણે પ્રયત્ન કર્યો. પરંતુ હારલેમવાસીઓ પણ સુરંગો ખોદી ખોદીને શત્રુઓની સુરંગોમાં ઘૂસી ગયા; ને મશાલો સળગાવી એ અંધકારમાં ભયંકર ભૂતાવળની જેમ તેમણે શત્રુઓ સાથે યુદ્ધ કર્યું. સુરંગો ફાટતી ત્યારે જાણે ધીકતો જ્વાળામુખી ફાટતો ન હોય તેવું દૃશ્ય બની રહેતું. અંદરથી મનુષ્યના કપાયેલા હાથ પગ અને બીજાં અંગો છરાની જેમ ઉડી ઉડીને બહાર આવતાં હતાં. નાગરિકોએ એવું પાણી બતાવ્યું કે સ્પેનીશો ચોંકી ગયા. તેઓ શહેરમાં ઘૂસવાને ઘણું ઘણું મથ્યા પણ કરાળ કાળ સમા નગરવાસીઓએ તેમને એક ડગલું પણ આગળ ન ખસવા દીધા.

ઓરેંજ બહાર રહ્યે રહ્યે પણ કબૂતરો દ્વારા અભિનંદનના સંદેશ પાઠવી નાગરિકોનો ઉત્સાહ વધારી રહ્યો હતો. ૨૮ મી જાન્યુઆરીએ Sledge–સ્લેજ (બરફ પર ચાલનારી ગાડી)માં ભરી ભરીને રોટી ને બંદુકનો દારૂ તેણે નાગરિકોની મદદે મોકલ્યાં. એવી એવી

૧૭૦ સ્લેજો મોકલાવીઃ ચારસો નવજુવાનો પણ હારલેમવાસીઓની મદદે મોકલ્યાઃ શહેરના દરવાજા અગ્નિઝરતા ગોળાના વરસાદથી ચારણી સમા થઇ ગયા હતા. તે તૂટી પડશે કે શું એવો શહેર-વાસીઓને પણ ભય લાગ્યો. એ દરવાજા તૂટે તો શહેરનું રક્ષણ કરવું અશક્ય થઇ પડે એમ હતું. આથી નગરના વૃદ્ધજનોએ ને સ્ત્રી બાળકોએ છાનામાના દરવાજા પાછળ ખડકાઇ જઇ એક નવી દિવાલ ઉભી કરી દીધી.

## મધ્યરાતનો છાપો

૩૧ મી જાન્યુઆરીની મધ્ય રાત્રિ હતી. એકાએક ફ્રેડરિકની છાવણીમાંથી ધડુડુ ધૂમ ધડુડુ ધૂમ અવાજ આવવા લાગ્યા. તોપના અગ્નિ વરસાવતા ગોળા આવી આવીને શહેરની દિવાલો પર અથડાવા લાગ્યા. સ્પેનીશોએ ઓચિંતો છાપો માર્યો. દરવાજા પર કુલ ૪૦–૫૦ દરવાન પહેરા પર હતા. તેમણે આખર કરી. જબરૂં જુધ જામ્યું. નગરમાં ભયનો ઘંટ વાગવા લાગ્યો. નગરવાસીઓ હાથમાં જે આવ્યું તે લઇને નગર રક્ષણ માટે દોડવા લાગ્યા. આખી રાત ધમસાણ ચાલ્યું. બીજા દિવસનું પ્રભાત ફૂટયું છતાં લડાઈ બંધ ન થઇ.

પ્રાતઃકાળની પ્રાર્થનાથી પરવારી સ્પેનીશોએ હારલેમ પર જોસ-ભેર હુમલો કર્યો. ઉચ્ચ સરોદે બ્યુગલ વાગવા માંડયું. સૈનિકો ખૂબ ઉત્સાહમાં આવી ગયા ને દરવાજા પર ધાએકયા. પરંતુ દરવાજાનો કબજો લેવો સ્હેલી વાત નહોતી. તેનું રક્ષણ કરવાને તેની પાછળ એક જીવતી દિવાલ ઉભી હતી. જોત જોતામાં તો નાગરિકોની બંદુકો સામેથી મોત વરસાવવા લાગી. સ્પેનીશો બિચારા બચાવનો પ્રયત્ન કરવા લાગ્યા. ત્યાં તો જે દરવાજા પર તેઓ ઉભા હતા તે દારૂથી ઉડાવી દેવાયો. સ્પેનીશો ધડાકો થતાની સાથે આકાશમાં ઉડયા ને નીચે પડી પડીને ભૂરા કોળાની માફક ફસડાઇ પડવા લાગ્યા. પોતાના ત્રણસો બહાદુરોની લાશો પડી રહેવા દઇને સ્પેનીશોને ત્યાંથી ભાગવું

પડયું. શહેર પર હુમલો કરવાથી વિજય નહિ મળે તેવી ફ્રેડરિકને પછી તો ખાત્રી થઈ ગઇ. એણે હારલેમને ભૂખે મારીને કબજે કરવાનો નિશ્ચય કર્યો.

## ખાનપાણી ખૂટયાં

ટાઢ કહે મારૂં જ કામ. એવી ઠંડી હતી. ફ્રેડરિકના સિપાઇઓ બિચારા ઠુંઠવાઈ જવા લાગ્યા. એ ઘેરો ઉઠાવી લેવાના મતનો થયો પરંતુ એલવાએ નહિ માન્યું. શહેરવાસીઓ પાસે ખાવાપાણી ખૂટવા માંડયું હતું. સૌ કોઈને તોળી તોળીને અનાજ રોટી અપાતાં હતાં. તેઓ ભૂખના દુઃખે રીબાઇને મરી જવા કરતાં સ્વાતંત્ર્ય ખાતર મૃત્યેધારે ઝુઝી મરી મટવાનું દુરસ્ત ધારતા. ફ્રેડરિકને ચીઢવવા રાષ્ટ્રધ્વજ ફરફરાવતા ને ઢોલ બજાવતા તેઓ કિલ્લાની દિવાલો પર ફરતા. પૂજારીઓ ને મૂર્તિઓની ઠેકડી કરતા. પણ ફ્રેડરિક ન ચીઢાયો. તેણે જરા પણ નાગરિકોની હાંસી મજાકની પરવા ન કરી. ઘેરો ઘાલીને એ તો ચૂપચાપ પડયો જ રહ્યો.

શહેરની ગાયો રોજ બહાર મેદાનમાં ચરવા આવતી. તેમાંની એકાદ ગાય પર સ્પેનીશો હાથ ઉપાડતા તો આઠ દસ જણને જીંદગીથી હાથ ધોઇ જ નાંખવા પડતા. ફ્રેડરિકે નાગરિકોની વીરતાની કદર કરતાં એલવાને લખ્યું કેઃ હારલેમવાસીઓ ખરેખર કોઇ ચુનંદા લડવૈયાઓની જેમ ખાંડાના ખેલ ખેલે છે.

આમ કરતાં કરતાં ફેબ્રુઆરી માસ પૂરો થવા આવ્યો. ઠંડીના વખતે તો ખાઇનું પાણી જામી જઈ બરફ બની ગયું હતું અને માણસની અવરજવર થઈ શકે એવો માર્ગ જ બની ગયો હતો. પરંતુ હવે બરફ પીગળવા લાગ્યો. નાગરિકોને ચિંતા થઇ કે ઓરેંજ હવે મદદ નહિ કરી શકે. વળી ખાઇ પાર કરવા માટે તે નૌકાસૈન્ય લાવશે પણ ક્યાંથી ?

હોલાંડનો સરકારી ગવર્નર બોસ્સુ પણ હવે હારલેમ ભાંગવા

તૈયાર થયો. તેણે એમ્સટર્ડમમાં નૌકાસૈન્ય તૈયાર કર્યું ને હારલેમ તરફ વધ્યો. આ સમયે ઓરેંજ પણ કાંઈ માથે હાથ દઇ નહોતો બેસી રહ્યો. એણે પણ એક નાનકડું નૌકાસૈન્ય તૈયાર કરી હારલેમવાસીઓની મદદે મોકલી દીધું હતું.

બરફ પીગળવાથી જેટલું નુકસાન હારલેમને હતું તેટલું જ એમ્સટરડમને પણ હતું. સમુદ્રના બંધ તોડીને ઓરેંજ એમ્સટર્ડમમાં પણ ભૂખમરો ફેલાવી શકે એમ હતું: જેવી રીતે સ્પેનીશો હારલેમને ભૂખમરાથી દબડાવવા માંગતા હતા તેવી રીતે.

એલ્વાની ચિંતાનો પાર નહોતો. તેના મ્હોંમાંથી ય શબ્દો નીકળી પડયા કે: મારી આટલી જીંદગીમાં મને આવી ચિંતા કોઈ દિવસ નથી થઇ. ઓરેંજ બધી પરિસ્થિતિથી વાકેફ હતો પરંતુ સાધનને અભાવે કાંઇ જ ન કરી શકતો. એની પાસે નહોતું લશ્કર કે નહોતું નાણું. એણે પછી તો ઇગ્લાંડ, ફ્રાંસ ને જર્મનીમાંના પોતાના મિત્રોને મદદ માટે કહેણ મોકલ્યું. ને લુઇને પણ લખી નાંખ્યું કે: ભાઇ, અહિં જલદી આવ. જેટલું લશ્કર મળી શકે તેટલું લઇને આવ. લોકોને માત્ર તારી જ આશા છે.

## મરદ બચ્ચો

ઓરેંજનો પડાવ હારલેમની દક્ષિણે હતો ને સોનોયની છાવણી ઉત્તરે હતી. ઓરેંજે તેને એમ્સટર્ડમ નજીકનો બંધ તોડી નાંખવાનો સંદેશ મોકલ્યો ને તેની મદદે લશ્કર પણ મોકલ્યું. સ્પેનીશોએ હુમલો કર્યો તેની સાથે જ લશ્કર તો ઉભી પૂંછડીએ ભાગવા લાગ્યું. સોનોયે ભાગતા સૈન્યને રોકવા ઘણા ઘણા પ્રયત્ન કર્યા પણ સાફલ્ય ન મળ્યું. પરંતુ એ પાવૈયાગણમાંથી ય એક મર્દ તો નીકળ્યો. હાથ તલવાર લઇને તે સમુદ્રના બંધ પર ચઢી ગયો અને રસ્તો રોકતો ઉભો. તે જગ્યાએથી એક જ માણસ પસાર થઇ શકે તેમ હતું. ક્યાં સુધી તે એકલે હાથે ઝઝુમ્યો ને એક હજાર સ્પેનીશ

બહાદુરોને હંફાવ્યા. છતાં પણ સોનોયનું સૈન્ય એકત્ર ન થયું. સ્પેનીશોનો સામનો કરવાની એ હિચકારા સૈનિકોમાં હિમ્મત ન આવી.

પોતાનું લશ્કર સુરક્ષિત સ્થાનમાં પહોંચી ગયું છે એવું જાણતાં જ પેલા વીર સૈનિકે પોતે ઉભો હતો તે સ્થળેથી સમુદ્રમાં ભૂસકો માર્યો ને ઈટાલીના પ્રખ્યાત વીર હોરેશિયસની માફક સાગર તરી ગયો. રોમ કે ગ્રીસમાં એ વીર સૈનિકનો જન્મ થયો હોત તો એની વીરતાની યાદમાં જરૂર સ્મરણસ્તંભ રોપાત—સારૂં યે યૂરોપ એ વીર મૂર્ત્તિને હૈયાનાં હેતપુષ્પે વધાવત.

## નિર્દયતાની પરાકાષ્ટા

આ યુદ્ધમાં ઘણા દેશભક્તો કામ આવી ગયા ને ઘણા કેદ પકડાયા. જે કેદ થયા તેમને છાવણીમાં ઉંચી શળી રોપીને હારલેમવાસીઓને દેખાડી દેખાડીને રામશરણ કર્યા. નાગરિકો પણ સામો તેવો જ જવાબ વાળતા. જે સ્પેનીશ તેમના હાથમાં ઝડપાતો તેનું આવી જ બનતું. ફાંસીને માંચડે લટકયા વગર તેનો છૂટકો જ ન થતો. નાગરિકો દયાહિન નહોતા પણ સ્પેનીશો જ તેમને નિર્દય થવાની ફરજ પાડતા. મેચલિન, જુટફેન ને નઆરડનનું નિર્દોષ લોહી જમીનમાંથી પોકારી રહ્યું હતું. દેશભક્તો એનો બદલો ન લેતો એમને કાં દેવતા સમજવા કે કાં પશુ.

સહૃદયીનાં હૃદય આવા હત્યાકાંડથી ખૂબ જ દુઃખાર્દ્ર થતાં. તેને માટે આ એક જ દૃષ્ટાંત બસ છે. દેશભક્ત સૈન્યનો એક સરદાર માત્ર પ્રજાને સ્પેનીશોની જુલ્મજહાંગીરીમાંથી બચાવવાને જ લશ્કરમાં જોડાયો હતો. બાકી એને ખુનરેજી પ્રત્યે ઘણી ઘૃણા હતી. રાતના એ સરદાર સ્પેનીશો પર ઓચિંતો છાપો મારતો ને જેટલા શત્રુઓ હાથ આવે તેનો કચ્ચરઘાણ વાળતો. પરંતુ પાછા ફર્યા પછી કયાંય સુધી એ દુઃખી હૃદયે રડયા કરતો. આવો દયાળુ એનો સ્વભાવ હતો. વળી કેટલાક દિવસ વહી જતા ને સ્પેનીશોના

અત્યાચારની યાદ આવતાં જ તે ઓચિંતો દુશ્મનો પર તૂટી પડતો ને ખંગ વાળતો.

## નાગરિકોનાં કેસરીયાં

રાષ્ટ્રીય સૈન્ય માથું હથેળીમાં રાખીને જ ખાંડાના ખેલ ખેલતું. ૨૫ મી માર્ચની સવાર પડી. ત્યાં તો એક હજાર નાગરિકો ધસ્યા મસ્યા બહાર નીકળ્યા ને ફ્રેડરિકના સૈન્યમાં માર માર કરતા ઘૂસી ગયા. શત્રુપક્ષે ત્રીસ હજાર લડવૈયા છે એની યે એમણે પરવા ન કરી. ફ્રેડરિકની છાવણીમાં પેસતાં વેંત જ તેમણે ૩૦૦ તંબુઓને આગ લગાડી દીધી ને જોતજોતામાં ૮૦૦ સ્પેનીશોનો ફેંસલો કરી નાંખ્યો. પછી તો તરત જ પાછા ફર્યા. સાથે શત્રુપક્ષની ૯ તોપો ને ખાદ્ય-સામગ્રી લઈને. નાગરિકોની એ હિંમત અજબ હતી. કાળના કરાળ જડબામાં ધસી જઈને એ લડયા હતાઃ છતાં તેમનાં તો માત્ર ચાર કે પાંચ માણસો જ કામ આવ્યાં હતાં. આ વિજય કંઈ નાનોસૂનો નહોતો. નાગરિકોએ તે દિવસે ઉત્સવ ઉજવ્યો. એ ઉત્સવ તેમણે ઉજવ્યો તો ખરો પણ બહુ વિચિત્ર રીતે ઉજવ્યો. શહેરની દિવાલો પર તેમણે કબરના જેવો એક ચબૂતરો બાંધ્યો ને સ્પેનીશો પાસેથી છીનવી લીધેલી તોપો એની પર ગોઠવી. તેમજ એ કબર ઉપર મોટે અક્ષરે લખ્યું કેઃ હારલેમ એ સ્પેનીશોનું કબ્રસ્તાન છે.

ઍલ્વાએ ફીલિપને હારલેમના સંબંધમાં લખ્યું હતું કેઃ મારૂં આખ્ખું જીવન યુદ્ધના મેદાનોમાં જ વીત્યું છે પરંતુ છેલ્લાં ૬૦ વર્ષમાં હારલેમ જેવી વીરતા મેં જોઈ કે સાંભળી નથી.

## એલવાની કુમકે

એલવાની મદદે સ્પેનથી નવું લશ્કર આવી પહોચ્યું હતું. રાજા ફીલિપે નાણાં પણ મોકલી આપ્યાં હતાં. ઓરેંજે પણ ગમે તે પ્રકારે ૧૫૦ લડાયક નૌકાઓ તૈયાર કરી હતી. ખાઘ દેશભક્તોના

હાથમાં રહે તો જ તેમને સહાય મળી શકે એમ હતું. સ્પેનીશોના હાથમાં તે આવી જાય તો તેમને બહારની મદદ માટે હાથ ધોઈ જ નાખવા પડે. એ જ દુર્ભાગ્ય હારલેમને નસીબે આવી પડ્યું. ઓરેંજની લડાયક નૌકાઓ સ્પેનીશોએ છિન્નભિન્ન કરી નાંખી. નાગરિકો બિચારા ગભરાઈ ગયા. તેમણે ઓરેંજને સંદેશો મોકલ્યો કેઃ ખાદ્ય-સામગ્રી વગેરે મોકલી આપવાનો જલદી પ્રબંધ કરો નહિ તો અમે ત્રણ અઠવાડિયાંથી વધુ ટક્કર ઝીલી શકીએ એમ નથી. આ સમાચાર મળતાં જ તેણે કબૂતર સાથે જવાબ મોકલ્યો કેઃ થોડાક દિવસ માટે સંભાળી લ્યોઃ હું ખાદ્યસામગ્રી વગેરે શહેરમાં મોકલી આપું છું.

## ખાસડાંને બટકાં

મે વીત્યો ને જુન આવ્યો. શહેરમાં અનાજનો એક કણ પણ નહોતો. લોકોએ અળસી ને સરસવ ખાવાનું શરૂ કરી દીધું. અને તે ખલાસ થયું ત્યારે કુતરાં, બિલાડાં, ને ઉંદરની વારી આવી. છેવટે એ તિરસ્કારપાત્ર જનાવરે પતી ગયાં એટલે આવી પડયું ઘોડા ને બળદના ચામડા પર. અને ખાસડાંને ય તેમણે ન મૂક્યા. લોકો એને પણ બટકાં ભરવા લાગ્યા. છેવટે પાણી ને હવા ભરખી ભરખીને રહેવા લાગ્યા. ઓરેંજની મદદ મળે ત્યાં સુધી ટકી રહેવાને હારલેમ-વાસીઓ કીડી મંકોડાને ય ભોજન તરીકે લેવાનું નહોતા ચૂકયા. કેટકેટલાં સ્ત્રી, પુરુષ, બાળક શેરીઓમાં ભૂખના દુઃખે હેરાન થઇ મૃત્યુ પામ્યાં હતાં અને કેટકેટલી લાશો શહેરમાં આમતેમ સબડતી હતી.

એ મોતના ડાચામાંથી બચેલાની લાશોને દફનાવવા હિમ્મત નહોતી કે એને ઉઠાવવા તાકાત નહોતી. ઉલટા મૃત્યુ પામેલા વધુ સુખી હતા. એમની મુશ્કેલીઓનો અંત પરમાત્માએ આણી દીધો હતો—તેમને પોતાની ગોદમાં લઈ લીધા હતા. જે જીવતા હતા તેમની સામે પણ કરાળ કાળ પોતાનાં રાક્ષસી જડબાં ફાડી તેમનો કોળીયો કરી જવા તૈયાર ઉભો હતો.

## સંધિનું કહેણ

આમ કરતાં કરતાં જુન પણ ચાલ્યો. પહેલી જૂલાઇ આવી. નાગરિકો ખૂબ કંટાળી ગયા હતા. તેમણે સંધિ માટે કહેણ મોકલ્યું. પણ ફ્રેડરિકે સાફ સાફ ના સંભળાવી દીધી. ત્રીજી જૂલાઇએ તેણે નગર પર તોપોનો ભયંકર મારો ચલાવ્યો. જ્વાળામુખીમાંથી લાવા વરસતો હોય તેમ તોપના ગોળા અગ્નિ વરસાવવા લાગ્યા. કોટની દિવાલો ઠેર ઠેર તૂટી ગઇ. છતાં તેણે નગર પર લશ્કર તો નજ મોકલ્યું. એણે ધાર્યું કે હારલેમ એની મેળે ટાંટીયા ઘસતું શરણે આવશે. હુમલો કરીને શા માટે સૈનિકોને જાતના જોખમમાં ઉતારવા?

હારલેમવાસીઓએ પછી તો પોતાની પરિસ્થિતિ સંબંધમાં લોહીના અક્ષરે લખીને ઓરેંજને એક પત્ર મોકલ્યો: આખ્ખા શહેરમાં બે ચાર રોટલીના ટુકડા હોય તો ય ભાગ્ય. આખ્ખા નગરમાં નિરાશાનું વાતાવરણ છવાઇ ગયું. દેવળો પર કાળા ઝંડા ફરફરાવી દેવાયા. એટલામાં ઓરેંજનો ઉત્તર લઇને એક કબૂતર આવ્યું: પત્રમાં લખ્યું હતું: હવે બે જ દિવસ વધારે હિમ્મત રાખો: મદદ આવી પહોંચે છે.

ઓરેંજથી જેટલું થઇ શકે તેટલું એ હારલેમને મદદ કરવા કરતો. એણે લોકોને ડેલ્ફટમાં એકઠા કરીને કહ્યું: ક્યાંકથી લશ્કર મળી જાય તો હું જાતે હારલેમની મદદે જવા તૈયાર છું. સૈન્ય તો નહોતું પણ ડેલ્ફટ, રાટર્ડમ, ગુડા વગેરે શહેરોની હારલેમ તરફ પૂર્ણ સહાનુભૂતિ હતી. અનેક નાગરિકો હારલેમની મદદે જવાને સૈનિક બનવાને તૈયાર થઇ ગયા. એમાંના કેટલાક તો ઉચ્ચ ખાનદાનના નબીરા હતા. પરંતુ ઓરેંજને આ લશ્કર પર શ્રદ્ધા ન આવી. શત્રુઓ સામે અનુભવી ને કસાયલા સૈનિકો ઉનારાય તોજ ફાવી શકાય, નહિ તો નહિ એવી એને ખાત્રી હતી. છતાં આ સિવાય હારલેમને મદદ કરવાનો બીજો માર્ગ નહોતો એટલે ચાર હજાર સ્વયંસેવકો લઇને

હારલેમ જવા તૈયાર થયો. પાલણુઇસની પોતાની જગ્યાએ ગવર્નર તરીકે તેણે નીમણુંક કરી અને કદાચ પોતે યુદ્ધમાં ખપી જાય તો સારા દેશને સંભાળવાની તેને સૂચના આપી.

ઓરેંજ હારલેમની મદદે જવા આમ તૈયાર થયો પણ દેશભક્તોને તે જાનનું જોખમ ખેડે એ નાપસંદ પડ્યું. તેમણે તેના નિરધાર સામે સખત વિરોધ ઉઠાવ્યો. આખરે ઓરેંજને લાચાર થઈ તેમની માંગણીને તાબે થવું પડયું. ન કરે નારાયણ ને તેને રજાકજા થઇ તો પછી દેશનું શું ? એના વગર આખ્ખા દેશમાં બીજો કોણ સ્વાતંત્ર્યનો ઝંડો ફરકતો રાખી શકે ?

## હારલેમની મદદે

પછી ૮મી જૂલાઇએ સરદાર બેટનબર્ગની સરદારી નીચે સ્વયંસેવકોનું લશ્કર હારલેમની કુમકે મોકલાયું. આગળ જતાં દેશના ઇતિહાસમાં મશહૂર થનાર વીર ઓલ્ડેન બારનેવેલ્ડ પણ ખાંધે બંદુક મૂકીને આ સૈન્ય સાથે ચાલ્યો. હારલેમ તરફ મદદ જાય છે તે સંબંધી ખબર ઓરેંજનાં પકડાયલાં કબૂતરો પાસેથી સ્પેનીશોને મળી ચૂકી હતી. એટલે એમણે જે રસ્તે દેશભક્તો આવવાના હતા તે રસ્તે લીલી ડાંખળીઓ ને ઝાડનાં પાંદડાનો ધૂમાડો કરી વાતાવરણ ગોટમોટ કરી મૂક્યું. અને આજુ બાજુ સંતાઇ ગયા. જેવું રાષ્ટ્રીય લશ્કર પાસે આવ્યું તેવું જ સ્પેનીશોએ વેરણખેરણ કરી નાંખ્યું. બેટનબર્ગ બિચારો માર્યો ગયો. એક કેદીનાં નાક કાન કાપીને હારલેમ મોકલ્યો: હારલેમવાસીઓ પોતાની મદદે આવનાર લશ્કરનો શું હેજ થયો તે જાણી શકે તે વાસ્તે. આ વાતની ખબર પડતાં જ ઓરેંજનું હૈયું બેસી ગયું. એણે નિરાશ નાગરિકોને લખી દીધું કે: બને તો સંધિ કરી લો.

સંધિ શક્ય નહોતી. હારલેમવાસીઓ એ બરાબર જાણતા હતા. એટલે જેટલા લડી શકે એવા હતા તેટલા નાગરિકોએ તો ભૂખના

દુઃખે રીબાઇ રીબાઇને મરવા કરતાં શત્રુની ગોળીઓ ખાઇ સામી છાતીએ લડતાં લડતાં મરવાનો નિશ્ચય કર્યો. પરંતુ જેવા એ કેસરીયાં કરીને મોતના મયદાનમાં પડવા તૈયાર થયા કે નગરનાં ઘરડાંવરડાં ને સ્રી બાળબચ્ચાંએ એવું રૂદન માંડયું કે ભલાભલા પાષાણહૃદયીનાં પણ હૃદય પીગળી જાય. પછી તો તેમને નિરાધાર છોડી જવામાં એ વીરોને હિચકારાપણું લાગ્યું. અને એમણે એ વિચાર પડતો મૂક્યો.

## હારલેમવાસીઓનો નિરધાર

આખરે ખૂબ ખૂબ વિચારણાને અંતે તેમણે ઘરડાંવરડાં ને સ્રી બાળકોને વચ્ચે રાખી શત્રુસૈન્યને વીંધી બહાર નીકળી જવાનો નિર્ણય કર્યો. કયાં તો સૌ બચી જઈશું કયાં તો સાથે મરી મટશું, આ એ નિર્ણયનો હેતુ હતો. આ ખબર ફ્રેડરિકને પણ મળી. ખાલી શહેર હાથમાં આવ્યું તો જગતમાં હાંસી જ થવાની એવો એને ડર લાગ્યો. હારલેમવાસીઓ જે વિચારતા તે અમલમાં મૂકતા જ; ફ્રેડરિકનો સાત મહિના થયાં તેવો અનુભવ હતો. તેણે કપટ કરીને પોતાના લશ્કરના સેનાપતિ તરફથી શહેરમાં એક પત્ર મોકલ્યો. હારલેમવાસીઓ હથિયાર છોડી દે તો તેમને જવા દેવામાં આવશે એવું એમાં લખાણ હતું. વળી નાગરિકો જાતે જ જેમને અપરાધી ઠેરવશે તેમને જ સજા કરવામાં આવશે, એવી પણ વીગત એ પત્રમાં હતી.

નાગરિકોએ ફ્રેડરિક વીર છે એમ માનીને એના વચન પર વિશ્વાસ મૂક્યો. તેમણે ૧૨મી જૂલાઇએ શહેર સ્પેનીશોને સોંપી દીધું. સ્પેનીશો આ અવસરની જ વાટ જોતા હતા. શહેરના દરવાજા ખૂલતાં જ ફ્રેડરિક ને ઓરસ્યૂ ધસ્યામસ્યા શહેરમાં ધૂસ્યા. શહેરનું દસ્ય વજ્રનું હૈયું પણ હલમલાવી નાંખે એવું હતું.

## ફ્રેડરિકનો વિશ્વાસઘાત

ફ્રેડરિક કોઇ અજબ જ પૂતળું હતું. વચનની જાણે એને

કિંમત જ નહોતી. શહેરમાં પેસતાંવેંતજ એણે નઆરડન સરજાવ્યું. શહેર પર જુલ્મની ઝડીઓ વરસવી શરૂ થઈ. લગભગ ૨૩૦૦ માણુસો કત્લેઆમમાં ખપી ગયાં. ત્યાર પછી એણે ક્ષમાનું જાહેરનામું બહાર પાડયું. હવે એ જાહેરનામું પ્રગટ કરવાની જરૂર જ નહોતી. એ એક મશ્કરી સમું હતું. આમ ઇતિહાસ પ્રસિદ્ધ હારલેમના ઘેરાનો કરૂણ અંત આવ્યો. વિશ્વાસઘાતની રમત રમી સ્પેનીશોએ હારલેમ હાથ કર્યું. હોલાંડમાં પરદેશીઓ સાથેના દેશભક્તોના યુદ્ધનો પહેલો અધ્યાય આમ સમાપ્ત થયો. હારલેમ પર સાત મહિના ને બે દિવસ સુધી ઘેરો રહ્યો તે દરમિયાન સ્પેનીશોએ તોપોમાંથી ૧૦૨૫૬ ગોળા છોડ્યા હતા. અને તેમના લશ્કરમાંથી૧૨૦૦૦ સૈનિકો રણભૂમિમાં ચિરનિદ્રસ્થ થયા હતા. સંકટવર્ષણુ ને સંકટસહનની શક્તિનું હારલેમનો ઘેરો એ રોમાંચક, અદ્ભુત ચિત્ર છે.

## જીત ભારે પડી

હારલેમ પર જીત મળતાં સ્પેનીશોની ખૂશાલીનો તો પાર જ ન રહ્યો. યૂટરેકટમાં તો ઓરેંજનું પૂતળું બનાવીને તેને જંજીરમાં જકડયું ને પછી બળબળતી અગ્નિજ્વાળાઓમાં ઝોકાવી દીધું. હારલેમ પર સ્પેનીશોએ જીત મેળવી એમ કહેવાય છે પરંતુ સ્પેન જેવા મહાન સામ્રાજ્યની સામે તેણે જે ટક્કર ઝીલી તે તો જરૂર ગૌરવ સમી છે. એ દૃષ્ટિએ તો સ્પેનીશોની જ હાર થયેલી ગણાય. ખેર, ગમે તેમ હો પણ સ્પેનીશોને એ જીત ભારે જ પડી.

હોલાંડનું એક નાનકડું નગર જીતતાં જે સામ્રાજ્યને સાત માસ થયા અને ૩૦ હજાર સૈનિકોની જરૂર પડી એ સામ્રાજ્યને આખું હોલાંડ કબજે કરતાં કેટલા શેરનું થયું હોત. હારલેમ સામે ઉતરેલી ફોજમાં ત્રણ ટુકડીઓ તો એવી હતી કે જેને એલવા 'અખંડ' 'અમર' ને 'અજોડ' ને નામે ઓળખતો. છતાં પણ એ ૩૦૦૦૦ શૂરવીર લડવૈયામાંથી બાર હજાર તો કામ આવી ગયા હતા. સારા

હોલાંડને સકંજામાં લેવા જતાં કોણ જાણે કેટલાય સૈનિકોનો બલિ આપવો પડત.

નઆરડનના હત્યાકાંડથી જેવી રીતે પ્રજા ઉશ્કેરાઈ ગઇ હતી તેવી જ રીતે હારલેમના ઘેરાથી પણ પ્રજાનો રોષ સ્પેનીશ સામ્રાજ્ય પર ઉતર્યો. આખ્ખું હોલાંડ તળે ઉપર થઇ ગયું. અત્યાર સુધીમાં નેધરલાંડમાં લડાતાં યુદ્ધ માટે સ્પેને બે ક્રોડ ને પાંચ લાખ રૂપિયા ખરચી નાંખ્યા હતા. અમેરિકામાંથી ધસડી આણેલી દોલત, નેધરલાંડમાં કરેલી જપ્તીઓથી મળેલું નાણું ને કર વસુલાત—એ બધું જ ખરચાઈ ગયું હતુ. તિજોરીનું તળીયું આવી રહ્યું હતું. છતાં પણ હારલેમના વિજયે સ્પેનીશોનાં હ્રદય થોડા સમયને માટે તો આનંદી ઉઠયાં.

ફીલિપ માંદગીને બિછાને હતો. હારલેમના હત્યાકાંડની ખબરે એની પર અદ્દભુત અસર કરી. એ સાંભળતાં જ એનું દુઃખ ક્યાંય ચાલ્યું ગયું ને એકાએક એ તો સાજો સારો થઇને ફરવાહરવા લાગ્યો.

## ઓરેંજની અડગતા

ઓરેંજ હારલેમ પડ્યાથી ન ડર્યો કે ન નિરાશ થયો. એ કાર્ય કર્યે જતો પણ 'ધાર્યું ધરણીધરનું થાય' એ સૂત્રમાં માનતો એ-ટલે હતાશ તો કદિ થતો જ નહિ. દેશના ઉદ્ધારને માટે જીવતોડ મહેનત કરવામાં એ મંડયો જ રહેતો.

એણે પોતાના ભાઇ લુઇને લખ્યું કેઃ "તને શુભ સમાચાર સંભળાવવાની મને ઘણી જ ઇચ્છા હતી પરંતુ મનુષ્ય ધારે છે કંઇ ને ઇશ્વર કરે છે કંઈ. મારી એ ઇચ્છા ફળિભૂત ન થઇ શકી. હારલેમને બચાવી લેવા માટે પ્રયત્નો કરવામાં મેં મણા નથી રાખી તેનો ઇશ્વર સાક્ષી છે."

વળી થોડા દિવસ પછી એણે પોતાના ભાઇ લુઇને બીજો

પત્ર લખ્યોઃ " ઝીલાંડવાસીઓએ બાલચરેન ટાપુ પર આવેલો રો-મેકૂમ્સનો કિલ્લો હાથ કર્યો છે. આથી સ્પેનીશોનો આંકડો જરી નીચો નમશેઃ બહુ ઉત્સાહના આવેશમાં આવી ગયા છે તે. હારલેમ પર વિજય મેળવ્યા પછી એમને એમ લાગ્યું હશે કે દેશભક્તોનું નામનિશાન નીકળી જશે પરંતુ એમની એ ધારણા તો ધૂળજ મળવાની, એની મને ખાત્રી છે.



# ઐલવા ખૂદાના દરબારમાં

ઐલવા ને મેડીનાકોલી—બંનેનાં દિલ અસૂયાની આગે ઉંચાં થયાં. મેડીનાકોલી નેધરલાંડનો નવો વાઈસરૉય હતો. ઐલવા દેશમાં ચાલી રહેલા યુદ્ધનો યુદ્ધ સુકાની હતો. બંને પોતપોતાનું ધાર્યું કરવા મથતા. પણ એક મ્યાનમાં બે તલવાર સમાઇ સાંભળી છે કો દિ? બંને ફીલિપને પત્ર લખી લખી એક બીજા સામે બખાળા કરતા ને પોતપોતાનાં રોદણાં રડતા.

સ્પેનીશ સૈનિકોને આજ કેટલાય દિવસથી પગાર નહિ મળેલો એટલે તેઓ બળવાખોર બનવા માંડ્યા હતા. એટલે સુધી કે હારલેમના ઘેરા વખતે કેટલાક સૈનિકો છાનામાના ઓરેંજને મળવા ગયા હતા અને તેમણે કહ્યું હતું કેઃ અમે સ્પેનીશ, લશ્કરના પ્રતિનિધિ તરીકે તમારી પાસે આવ્યા છીએ. આપ અમને ચાળીશ હજાર રૂપિયા આપો તો અમે ઐલવાની વિરૂદ્ધ જઇને પણ હારલેમનો કબજો તમને સોંપીએ.

ઓરેંજે એમની શરત તો કબૂલ રાખી પણ ઠરાવેલે સમયે નાણાં એકઠાં ન કરી શક્યો. એટલે દુર્ભાગ્ય યોગે તેને સાંપડેલી સોનેરી તક ગુમાવી દેવી પડી. એમ્સટર્ડમના સૈનિકોએ પણ બળવો પોકાર્યો. ઐલવાની સ્થિતિ જોયા જેવી થઇ રહી. બિચારો જાતે જ થોડાક રૂપિયા લઇને નીકળ્યો ને સૈનિકોનાં મન મહા પ્રયાસે એણે ઠેકાણે આણ્યાં.

## નેધરલાંડવાસીઓ યાદ રાખે!

હારલેમ હાથ કર્યા પછી એણે રાજા ફીલિપ તરફથી ક્ષમાપત્ર પ્રગટ કર્યું કે: મહારાજા ફીલિપ પોતાની પ્રજાને પિતાનાં વાત્સલ્યે ચ્હાય છે. સૌ કોઇ કરેલા કાર્ય માટે પસ્તાવો કરી વિરોધ કરવો મૂકી દે તો તેઓ તેમના બધા અપરાધ માફ કરવા તૈયાર છે. પરંતુ તેમ નહિ કરવામાં આવે તો તેમણે નેધરલાંડનું એક ચકલીયું પણ જીવતું ન જવા દેવું એવો નિશ્ચય કર્યો છે. આખો દેશ ઉજ્જડ વેરાન જેવો બનાવી દઇ નેધરલાંડવાસીઓની જગ્યાએ બીજા દેશના લોકોને વસાવવામાં આવશે: પણ દેશના એક પણ માણસને જીવતો છોડવામાં આવશે નહિ એ નેધરલાંડવાસીઓ ખૂબ યાદ રાખે.

પરંતુ જનતા ઉપર આ જાહેરનામાની કાંઇ જ અસર ન થઇ. એટલે ઍલવાએ રાજા ફીલિપને લખ્યું: હારલેમના હત્યાકાંડથી જ લોકો માની જાય તેમ નથી. હજુ તો તેમને બરાબર સીધા કરવાની જરૂર છે. જેઓ—જે અમલદારો સ્પેનમાં બેઠે બેઠે આપને શાન્તિનો ઉપદેશ આપતા હોય તે સાંભળવા જેવો નથી: કારણ કે તેમને નેધરલાંડની ખરી પરિસ્થિતિનું ભાન નથી. શાન્તિ રાખ્યે કાંઇ શુક્કરવાર વળવાનો નથી. હાથ બનાવ્યા વગર કાંઇ મામલો સુધરે એમ નથી.

## સોનોય ગભરાયો

આવો પત્ર લખી દીધા પછી એણે અલ્કમઆર નગર પર ચઢાઈ કરી. સોનોય તો એથી ગભરાઈ જ ઉઠયો એણે ઓરેંજને લખી દીધું કે: બહારથી મદદ આવવાની હોય તો તરત જ તેવું જાહેરનામું પ્રગટ કરો જેથી શહેરો હિંમત ન ખૂએ. ઓરેંજે તેને પ્રેમથી દાટી આપતાં ઉત્તર આપ્યો: શું આટલી વારમાં જ હિંમત હારી ગયા? એક હારલેમ હાથમાંથી ગયું એટલે સારૂં હોલાંડે ગયું કે શું? એ વીર શહેરને મદદ કરવા મેં મારાથી બનતું કરેલું—બધું જ

કરેલું પણ ઈશ્વરની મરજી જુદી હતી. હશે, આપણે તો એની ઇચ્છા આગળ શિર ઝૂકાવવું જ રહ્યું. એ તો હજાર હાથનો ધણી છે. એના પર ભરોસો રાખનારને એ છેહ નથી જ દેતો. મેં દેશના સ્વાતંત્ર્યને કાજે હાથમાં તલવાર લીધી ત્યાર પહેલાં એ રાજાઓના રાજા સાથે મિત્રતા કરી દીધી છે. તે આપણી મદદે ગમે ત્યાંથી લશ્કર મોકલશે જ મોકલશે.

૧૨ કલાક સુધી અલ્કમઆર પર તોપનો ભયંકર મારો ચાલ્યો. પછી અલવાએ સ્પેનથી માર માર કરતી આવેલી નવી ફોજને શહેર પર હલ્લો કરવાને મોકલી. પણ એ કાંઇ બચ્ચાંના ખેલ નહોતા. સ્પેનીશો ધસ્યામસ્યા ગયા તો ખરા પણ સ્વાધીનતાના પૂજારીઓ તેમનું સ્વાગત કરવાને તૈયાર જ હતા. અલ્કમઆર બીજું હારલેમ બની ગયું. શહેરવાસીઓએ જે હાથમાં આવ્યું તે લઇને સ્પેનીશો પર અજમાવવા માંડયું. કડકડતું તેલ ને બળબળતા અંગારાનો સ્પેનીશો પર વરસાદ વરસ્યો. ઇંટ પત્થર ને લોખંડના ટુકડા પણ કાળો કેર કરવા લાગ્યા. આખરે સ્પેનીશો તેમની સામે ન ટકી શકયા. થાકયા હાર્યા પાછા ફર્યા. ગયા હતા ધસીને પણ પાછા આવ્યા હાથ ઘસીને જેવું એમને થયું.

## હતાશ સ્પેનીશો

સ્પેનીશ સૈનિકો એટલે સુધી હતાશ થઈ ગયા કે તેઓ અલવાના હલ્લો કરવાના હુકમનો પણ અનાદર કરવા લાગ્યા. બીજી બાજુ ઓરેંજે નગરવાસીઓની પીઠ થાબડી. તેણે સંદેશ મોકલ્યો કેઃ લશ્કર ન ઝીલાય તો મિનારા પરથી મશાલો સળગાવી નિશાની આપજો એટલે અમે સમુદ્રના બંધ તોડી નાંખીશું. ગામ અને ફસલ નાશ તો પામશે પણ સાથે સાથે શત્રુના સોળ હજાર સૈનિકોમાંનો એક પણ બચી શકશે નહિ. જે માણસ આ સંદેશ લઇને શહેરમાં જતો હતો તેની પાછળ શત્રુઓ પડ્યા. સંદેશનો કાગળ એક છડીમાં છૂપાવેલો

હતો. પેલો સંદેશવાહક થાપ આપીને શહેરમાં ઘૂસી ગયો પરંતુ તેની પાસેની પેલી છડી શત્રુઓના હાથમાં જઇ પડી.

ફ્રેડરિકના હાથમાં પેલો પત્ર આવતાં જ તેને ખાત્રી થઈ ગઇ કે સ્વાધીનતાના પૂજારી આ નાગરિકો ને એમનો નિર્ભય સરદાર જે ધારે તે કરી શકે એમ હતા. જ્યાં સૈનિકો હુમલો કરવાને જ તૈયાર નહોતા ત્યાં સમુદ્રમાં ડૂબી મરવાને કોણ તૈયાર હોય ? તેણે વિચાર્યું: આ નાનકડા નગરને કારણે સોળ હજાર જાન ગુમાવવા એ મૂર્ખાઇ છે. ઘેરો નાંખ્યાને ય ત્રણ અઠવાડિયાં થઇ ગયાં. સ્પેનીશ લડવૈયાઓએ પ્રયત્ન કરવામાં કે બહાદુરી બતાવવામાં પાછું વાળીને નથી જોયું: તો ય કાંઇ વળ્યું નથી: પછી શા માટે નાહક અવિચારી જોખમ ખેડવું ? આમ ખૂબ ખૂબ વિચારી લીધા પછી એણે નગર પરથી ઘેરો ઉઠાવી લીધો ને એમ્સટર્ડામ તરફ વળ્યો-બાપને જઇ મળ્યો.

લુઇ જેવો વીર સેનાપતિ હતો તેવો જ દક્ષ રાજનીતિજ્ઞ હતો. બાર્થેલ્મોના હત્યાકાંડ પછી ઓરેંજને ફ્રાન્સના રાજા ચાર્લ્સ પ્રત્યે ખૂબ જ ઘૃણા હતી પરંતુ લુઇ તો હજુ તેની પાસેથી કાંઇ ને કાંઇ મદદ મેળવવાના પ્રયત્ન કરી જ રહ્યો હતો. સેંટ બાર્થેલ્મોના હત્યાકાંડને લીધે જર્મની ને ઇંગ્લાંડના નવા મતાવલંબી રાજા, પ્રજા ને સરદારો-સૌ ફ્રાન્સના વિરોધી બની ગયા હતા. સ્પેન આ સળગેલી આગમાંથી ફાયદો શોધતું હતું.

## સામ્રાજ્યવૃદ્ધિની લીપ્સા !

જર્મનીનું સિંહાસન ખાલી પડવાનું હતું. એની પર રાજા ફીલિપનો ડોળો હતો. એટલે એણે જર્મનીના સુધારકપંથી સરદારોને હાથમાં લેવાના પ્રયત્ન કરવા માંડ્યા. તેઓ તેને એ સિંહાસન પર બેસાડવાને તૈયાર હોય તો નેધરલાંડની પ્રજાને-સુધારકપંથીઓને તે નહિ કનડે ને ઓરેંજને પણ તેની જમીનજાગીર પાછી આપશે

એવી તેણે ખાત્રી આપી.

ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથનો વિવાહ ફ્રાન્સના રાજવંશમાં–ડ્યૂક ડી એલેન્કૌન સાથે થઇ જાય તો ઠીક એમ ફ્રાન્સનો રાજા ચાર્લ્સ ને એની મા મેડિસી ઇચ્છતાં. સાથે સાથે એન્‌જૂફ્રાયલેંડનું ખાલી પડનાર સિંહાસન પણ ફ્રાન્સના રાજવંશમાં આવે તેવી ય તેમની ઇચ્છા ખરી. પરંતુ બાર્થેલ્મોના હત્યાકાંડથી ઇંગ્લાંડની મહારાણી અને જે સરદારના હાથમાં પોલાડનું તખ્ત હતું–તે બંને નારાજ હતાં. આથી ચાર્લ્સે જેને તેને કહેવા માંડયું કેઃ બાર્થેલ્મોના હત્યાકાંડ સંબંધમાં હું જરાય દોષિત નથીઃ બીજાઓની ભંભેરણીથી તેવું દુષ્ટ કૃત્ય મારાથી બનવા પામ્યું છે. એને માટે ખરેખર હું ઘણોજ દિલગીર છું. ભવિષ્યમાં મારા હાથે તેવું કાળું કૃત્ય નહિ બનવા પામે તેની હું ખાત્રી આપું છું.

## પ્રસંગપારખ લુઇ

ઇતિહાસ લેખકો આ રાજાઓનો તેઓ ધર્માંધ હોવાથી જ અત્યાચાર કરતા એવો બચાવ કરે છે. પરંતુ ધર્મની એમને કાંઇ પડી નહોતી એમને તો સામ્રાજ્ય વધારવાં હતાં. નવો દેશ ગડપ કરવાને મળતો હોય તો તેઓ 'અધર્મીઓ' સાથે પણ નાતો જોડવાને તૈયાર હતા. હોશિયાર લુઇએ જોઇ લીધું કેઃ આ મઝેની તક છે. એણે ચાર્લ્સને કહ્યુંઃ બાર્થલ્મોના હત્યાકાંડ પછી માત્ર આપનાં વચનો પર વિશ્વાસ ન રખાય. માટે તમારે સુધારકપંથીઓ પર થતા અત્યાચાર બંધ કરાવવા ને કેદીઓને મુક્તિ આપવી. આટલું કરો તો પ્રજાને કાંઇ આપના પર વિશ્વાસ આવે. બાકી ફીલિપ જર્મનીનું તખ્ત ખાટી ગયો તો એ એવો શક્તિશાળી બનશે કે તમને ય હડપ કરી જશે. ચાર્લ્સને લુઇનું કહેવું યોગ્ય લાગ્યું. અને લુઇ એની બાજીમાં ફાવ્યો. એણે ઓરેંજની સંમતિથી એની જોડે સંધિ કરી. શરતોમાં ક્યાં તો એ જાતે સ્પેનનો સામનો કરી નેધરલાંડને

મદદ કરે અગર સ્પેનીશો સાથે યુદ્ધ કરવાને ઓરેંજને નાણાં ને લશ્કરની મદદ આપે એમ ઠર્યું. નેધરલાંડમાં બધાજ મતાવલંબીઓને એકસરખી સ્વતંત્રતા રહે તો હોલાંડ ને ઝીલાંડ સિવાયના તેના બધા પ્રાન્તો હાથ કરવામાં ઓરેંજ ને લુઇ ચાર્લ્સને મદદ કરે એમ પણ નક્કી થયું. માત્ર હોલાંડ ને ઝીલાંડમાં ફીલિપને ઠેકાણે ચાર્લ્સનું નામનું રાજ્ય ગણાશે. એનું શાસન પ્રજાના પ્રતિનિધિઓને હસ્તક જ રહેવાનું અને પ્રાચીન રીતરિવાજ મુજબ પ્રજાની સંમતિથી જ જે કાંઈ કરવું હોય તે થઇ શકે: અન્યથા નહિ. ફ્રાન્સ જેટલી નાણાંની મદદ કરે તે હોલાંડ, ઝીલાંડ ને ઓરેંજ ભરપાઈ કરે. એન્જૂ ને પોલાંડનું તખ્ત અપાવવાના પણ પ્રયત્નો કરવામાં આવશે: આટ-આટલું નક્કી થયું.

## સિદ્ધાંતવાદી ઓરેંજ

પોલાંડનું તખ્ત જે સરદારોના હાથમાં હતું તેમાંનો એક પક્ષ ઓરેંજને સિંહાસને બેસાડવા પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ એ લાલચમાં ઓરેંજ ન લપટાયો. એ તો મુક્તિમંદિરનો પૂજારી હતો. એને દેશને સ્વતંત્ર કરવો હતો. પરદેશોની ધૂંસરીમાંથી નેધરલાંડ ક્યારે છૂટે, એ જ માત્ર એનો ઉદ્દેશ હતો. સિદ્ધાંતવાદીઓ સિદ્ધાંતની પાછળ ફનાગીરી આદરે છે. એણે કેવળ સિદ્ધાંતને ખાતર પોલાંડનું તખ્ત ઠોકરે ચડાવ્યું. સંધિમાં પણ એકજ ઠેકાણું એનું નામ હતું. અને તે ય કયે ઠેકાણે ? હોલાંડ ને ઝીલાંડ ફ્રાન્સનું દેવું ભરપાઈ ન કરે તો તેની બધી જુમ્મેદારી ઓરેંજને માથે. ઓરેંજ નામનો ભૂખ્યો નહોતો. કીર્તિદેવી તો એની પાછળ ગાંડી ફરતી પણ એની સામે એ દૃષ્ટિએ ન કરતો. એ તો આઝાદીનો આશક હતો—મુક્તિસંગ્રામનો મહારથી હતો.

હવે આગળ યુદ્ધ કેમ ચલાવવું તે સંબંધમાં વિચાર કરવાને ઓલવાએ બધી પંચાયતોને સપ્ટેંબર માસમાં બ્રસેલ્સમાં એકત્ર થવાને

સંદેશ પાઠવ્યા. ઓરેંજે આ તકનો લાભ લેવાનું વિચાર્યું. એણે હોલાંડ ને ઝીલાંડની પંચાયતો તરફથી તેમજ પોતાની તરફથી બધા પ્રાંતોનું ધ્યાન ખેંચવાને એક અપીલ બહાર પાડી. તે અપીલમાં તેણે પ્રાચીન કાળથી પ્રાંત પ્રાંત વચ્ચે ચાલતા આવેલા ભાઈચારાના સંબંધનું સ્મરણ કરાવ્યું ને બધાંને એકસંપીથી કાર્ય કરવા પ્રાર્થના કરી.

## કુહાડીના હાથા ન બનો

વળી એણે લખ્યું હતું કે: ફ્લેન્ડર્સ, બ્રુએન્ટ, બર્ગન્ડી ને હોલાંડ-એ પ્રાંતોમાં રાજા પ્રજાની સંમતિ વિના કર નહોતો નાંખી શકાતો. ન તો એની સંમતિ વિના ટંકશાળમાં સિક્કા પડાતા કે ન તો સંધિના કરારો પર સહીસિક્કો થઈ શકતાં: પછી આજે દેશ કેમ એલવાના અત્યાચાર સહન કરી રહ્યો છે ?

એમ્સટર્ડમ ને મિડલબર્ગ ટટાર રહ્યાં હોત તો આજે સ્પેનીશો ઉત્તરના પ્રાંતો પર નજરે ન નાંખી શકતા હોત પરંતુ દેશવાસીઓ જ દેશનું સત્યાનાશ વાળવા બેઠા છે. એલવા આટલો શક્તિસંપન્ન ને ઘમંડી કેમ છે, જાણો છો ? માત્ર નેધરલાંડનાં નગરોની હુંફે જ. એને વહાણ, રૂપિયા, સૈનિક, હથિયાર વગેરે ક્યાંથી મળે છે ? નેધર-લાંડમાંથી જ. દેશની પૂરાણી વીરતા—જેનાથી વિદેશીઓ થરથરી ઉઠતા તે—ક્યાં માટીમાં મળી ગઈ ? એક નાનકડો હોલાંડ પ્રાંત સ્પેન જેવા મહાન સાંમ્રાજ્યનો સામનો કરી શકે છે તો દેશના ફ્રીઝલેંડ, ફ્લેન્ડર્સ, બ્રુએન્ટ વગેરે પ્રાંતો એકસંપથી કેમ તેની સામે મોરચો ન માંડી શકે ? માટે ભાઈઓ આવો: આપણે માજપનાં ભાંડુની જેમ એકબીજાના હાથમાં હાથ રાખી સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝૂકાવીએ. આપણી પ્રાચીન માન—મર્યાદા અને અધિકારોનું રક્ષણ કરવા બ-હાર પડો.

**સરકારના આક્ષેપોઃ હડહડતું જુઠ્ઠાણું**

આ સમયે ઓરેંજે હોલાંડ ને ઝીલાંડની પંચાયતો તરફથી ફીલિપને એક પત્ર લખ્યો ને છપાવીને દેશભરમાં વહેંચ્યોઃ આ પત્રે સાસ યૂરોપમાં સનસનાટી ફેલાવી દીધી. એ પત્રમાં લખ્યું હતું કેઃ આ દેશની પ્રજા પર સરકાર તરફથી જે આક્ષેપો મૂકવામાં આવે છે તે કેવળ જૂઠ્ઠાણું છે. તેમાં વજૂદ હોય તો અમને ક્ષમાની ઇચ્છા નથીઃ અમને ક્ષમા મળવી પણ ન જોઇએ. ઇશ્વર સાક્ષીએ આ અમે કહીએ છીએ. અમારાં પાપી કૃત્યો માટે અમે કુતરાને મોતે મરવા પણ તૈયાર છીએઃ મ્હોંમાંથી એક હાય નહિ કાઢશું.

હે દયાળુ રાજા ! અમારા પર મૂકવામાં આવેલા આક્ષેપ સાબીત થાય તો અમારા ટુકડે ટુકડા કરી નાંખવામાં આવે તેની યે અમને ના નથી. પરંતુ અહિં તો વાત જૂદી છે. કેવળ બદલો લેવાની ખાતર દેશભરમાં જૂલમ વર્તી રહ્યો છે. અને દિલની એ હોંસ પૂરી કરવા સારૂ નિર્દોષ લોકોને ઝાડ પર લટકાવી લટકાવીને બેજાન કરવામાં આવે છે. દેશની જમીન ખૂનની નદીઓ વહાવી લોહીવર્ણી બનાવાઈ છે. અમે હથિયાર ઉઠાવ્યાં છે તે અમારાં કુટુંબીઓ ને ઘરોના રક્ષણ માટે—ઍલ્વાના ખૂની પંજામાંથી બચવા—બચાવવા માટે. નીચી મુંડીએ દેશને ગુલામી જંજીરોમાં જકડાવા દેવા કરતાં સ્વાતંત્ર્યને ખાતર ખપી જવું એ બહેતર છે એમ અમે માનીએ છીએ. આ બાબતમાં દેશનાં સર્વ શહેરો એકમત છે. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે અમે હસ્તેમુખે સર્વ દુઃખો સહન કરવા તૈયાર છીએ પણ હવે તો ગુલામી બરદાસ્ત નથી કરવાના તે નથી જ કરવાનાઃ પ્રાણાંતે પણ.

અલ્કમઆરની ઘટના બની ગયાને ત્રણ દિવસ થયા ત્યાં તો દેશભક્તોને વળી પાછી વિજયશ્રી વરી. જ્યૂડરજી આગળ દેશભક્તોના નૌકાસૈન્યે સરકારનાં ફોજી જહાજો પર કબજો મેળવ્યો ને સૂબેદાર બોસ્સૂને ગિરફતાર કર્યો. ઍલ્વાને આ ખબર મળતાં જ તેના દિલને

જબરો આઘાત પહોંચ્યો. એને થયું કે આ બીનઘડાયલી ફોજ સ્પેનીશોના કસાયલા લશ્કરને કેવી રીતે જેબ આપે છે તે જ સમજાતું નથી! પછી ઓરેંજે બોરસૂના બદલામાં સેન્ટ એલ્ડગોન્ડેને ઍલવાની જેલમાંથી છોડાવ્યો. આથી રાષ્ટ્રીય સૈન્યને ખૂબ લાભ થયો. ઍલવા તો પોંચા કરડતો જ રહ્યો.

## ઍલવા નેધરલાંડ છોડે છે

પાંચ છ વર્ષ થયાં દેશભરમાં પ્રવર્તી રહેલા અત્યાચારોથી લોકલાગણી ઍલવાની વિરૂદ્ધ હતી. વિગ્લિયસ, બર્લમોન્ટ અને એયરશોટ પણ એનું અપમાન કરવા લાગ્યા. ફીલિપ પણ પોતાના પર રીસે બળતો હતો તે ય ઍલવો જાણતો. સ્પેનના લોકોએ તેના સંબંધમાં ફીલિપના કાન ભંભેરવામાં બાકી નહોતી રાખી. એટલે દુઃખી હૃદયે એણે ૨૯મી નવેંબરના રોજ મેડીનાકોલીને નેધરલાંડનો શાસનભાર સોંપી દીધો. અને ૧૮મી ડીસેંબરે તો એણે નેધરલાંડ છોડયું.

છ વર્ષની એની કારકીર્દિ દરમિયાન ૧૮૬૦૦ માણસોને તો એણે માત્ર ફાંસીએ જ ચઢાવ્યા હતા. લઢાઇઓમાં, ઘેરામાં કે કત્લેઆમમાં જે માર્યા ગયા એની તો ગણતરી જ નથી. ત્યાંથી નીકળતાં નીકળતાં ય એનાથી સખના ન રહેવાયું. એણે ફીલિપને લખ્યું કે: અહિંની રાજસભામાંથી વિગ્લિયસ, બર્લમોન્ટ ને એયરશોટ વગેરે દેશી સરદારોને રૂખસદ આપી તેમની જગ્યાએ સ્પેનીશો ગોઠવી દેવા જોઇએ; કારણ કે તેઓ આ દેશના હોવાથી વારંવાર સરકારી બાબતોમાં હસ્તક્ષેપ કર્યા વગર નથી રહેતા. નેધરલાંડ સીધી રીતે માન્યા ન કરતું હોય તો તેને તો ખેદાનમેદાન કીધે જ છૂટકો

## કાળદૂતની દોસ્તી

દેશના ઘણા માણસો પાસેથી ઍલવાએ કરજે નાણાં લીધેલાં એટલે ત્યાંથી ચૂપચાપ નીકળી ગયો. ન કોઇનાં નાણાં આપ્યાં કે ન કાંઇ!

લેને તો સહી મગર દેને તો ગાંડુકા કામ જેવું એ બિરાદરે કર્યું. આ ખૂની જીવન પર વધું લખવું વ્યર્થ છે. તેને માટે નીચેનું એક જ દષ્ટાંત પૂરતું છે. ફ્રેડરિકના કુટુંબની એક બાઇને થાપ આપવા માટે એને ને એના દિકરાને–બંનેને ફીલિપે કેદ કરેલા. પછી પોર્ટુગલ સાથેના યુદ્ધમાં ફીલિપને જ્યારે એક અનુભવી સેનાપતિની જરૂર પડી ત્યારે જ એ ભાઈને બહાર કાઢયા. ઍલ્વા એ યુદ્ધમાં ગયો તો ખરો પણ પાછો ફર્યો ત્યારે તેને કાળદૂતની દોસ્તી થઇ ગઇ હતી. વિષમજ્વર તેની પૂંઠે પડયો. ઘણા ઘણા દિવસ સુધી પાસાં સેવ્યા પછી સને ૧૫૮૨ની ૧૨મી ડીસેંબરે એનું અવસાન થયું. મૃત્યુના છેવટના દિવસોમાં તો બિચારાથી ખોરાકે ન લેવાતો. માત્ર એક સ્રીના થાનનું દૂધ જ પીતો. જે નરરાક્ષસે સીત્તેર વરસની ઉંમર સુધી કેવળ માનવનું લોહી જ પીધું હતુ તેને અંત સમયે એક અસહાય બાળકની જેમ સ્રીના થાનનું દૂધ પીતાં પીતાં કરૂણ મોતે મરવું પડયું !



# મુક્તિને મોરચે

ગ્રાન્ડ કમાન્ડર ડયૂક ઓફ મેડીનાકોલી જન્મેલો તો સાધારણ કુટુંબમાં પણ સ્વપરાક્રમે આગળ વધેલો. પાન્ટોના યુદ્ધમાં એણે ખૂબ વીરતા બતાવેલી. નેધરલાંડવાસીઓ આવો સાધારણ માણસ વાઈસ-રૉય બનીને આવે તેથી નાખૂશ હતા. પરંતુ એલવાની કારકીર્દિથી લોકો એટલા કંટાળી ગયા હતા કે નવો વાઇસરૉય આવીને સખ્તાઇ કમી કરશે એવી તેમને આશા હતી. આવીને જોયું તો મેડીનાકોલીને તિજોરીનું તળીયું સાફ દેખાયું. એટલે તેણે કુનેહથી કામ લેવાનું યોગ્ય ધાર્યું. મારફાડની નીતિથી વાત વણસી જશે ને કર વસુલાત નહિ થઇ શકે એમ તેને લાગ્યું. એલવાની જેમ એ પણ ડંડાબાજીથી જ રાજ્ય ચલાવે તેવો હતો પણ તેને હમણાં પોત પ્રકાશવું અડીક જણાયું. એને થોડો સમય મામલો શાંત રાખી તિજોરી ભરી લેવી હતી. આથી તેણે લોકોને મીઠી મીઠી વાતોથી ભોળવવા માંડ્યા ને ક્ષમા આપવાનો ય ઢોંગ કરવાનું ન ચૂક્યો. લોકો સરકારની ક્ષમાને બરાબર ઓળખતા એટલે કોઇ સકંજામાં જ ન આવ્યું. છતાં પણ વખતે લોકો ભોળવાઇ જશે એવો ઓરેંજને ડર હતો. કારણ કે લોકો સંકટો વેઠી વેઠીને કંટાળી ગયા હતા. સેન્ટ એલ્ડગોન્ડે જેવો દેશભક્ત પણ જેલનાં સંકટોથી ગભરાઇ ઉઠયો હતો. સરકારના અત્યાચારનો સામનો કરનારને દયા લાવીને સરકાર માલઅસબાબ સાથે દેશ છો-ડીને જવાદે તેય પૂરતું હતું એમ તેને લાગતું.

સરકારી સેનાપતિ મૌન્ડ્રેગન મિડલબર્ગમાં ઘેરાઇ પડયો હતો.

એના બચાવ માટે મેડીનાકોલીએ રોમેરોની સરદારી નીચે એક મોટું નૌકાસૈન્ય મોકલ્યું હતું. પરંતુ રાષ્ટ્રીય ફોજી જહાજોએ એને ખાખાવીખી કરી નાંખ્યું. રોમેરો મહા મુશ્કેલીએ બચ્યો ને તરીને નાસી છૂટયો. સમુદ્રની સપાટી પર હોલાંડવાસીઓ સામે ઝુઝવું એ કાંઈ નાનીસૂની વાત નહોતી. આખરે ઓરેંજે મૌન્ડ્રેગનને સૈન્ય સહિત મિડલબર્ગમાંથી નીકળી જવા દીધો. મિડલબર્ગ પડયું. દેશભક્તોને હાથ આવ્યું. આથી સમુદ્રનો સારો ઉત્તર કિનારો વળી પાછો દેશ-વાસીઓના હાથમાં જઇ પડયો.

## લુઈની શહાદત

ડયુક ઓફ એંજુ પોલાંડના સિંહાસને બેસી ચૂકયો હતો. એની પાસેથી તેમજ ફ્રાન્સ ને જર્મનીના મિત્ર–સરદારો પાસેથી નાણાં મેળવીને લુઇએ વળી પાછું નાનકડું લશ્કર એકઠું કર્યું હતું. પછી તો એ સૈન્ય સાથે પોતાના બે ભાઇઓને લઇને એણે નેધરલાંડનો રસ્તો લીધો. બોમલ ટાપુ પર તે ઓરેંજને જઈ મળવાનો હતો. પણ મ્યુઝ પાર કરીને જેવો એ મુકગ્રામ આગળ નીકળ્યો તેવો જ સરકારી લશ્કર સાથે ભટકાઇ પડયો. ઓરેંજને જઈ મળવાની પ્રબળ ઇચ્છાથી એણે ભયંકર યુધ્ધ કર્યું. લુઈ અને એના બે ભાઇઓ મુક્તિના મૃત્યુઘાટે ઝૂઝયા અને રોળાયા. એમની લાશોનોય પત્તો ન રહ્યો. સ્વાતંત્ર્યના એ શહીદોએ–મુક્તિ મંદિરના એ પૂજારીઓએ–સ્વાધીન-તાની વેદિ પર કુરબાની કરી દીધી.

ઓરેંજ ઉત્સુકતાપૂર્વક પોતાના ભાઇઓની વાટ જોઇ રહ્યો હતો. એણે આ ભયંકર સમાચાર સાંભળ્યા ત્યારે એને એ વાત પર વિશ્વાસે ન આવ્યો. સ્પેનીશ સૈનિકોને ત્રણ વર્ષ થયાં પગાર નહોતો મળ્યો. એટલે તેમણે ઉધમાત મચાવી એંટવર્પ કબજે કરી લીધું. નાગરિકોના ઘરમાં ઘૂસી ઘૂસીને શરાબ, માંસ, મચ્છી, મિઠાઇ વગેરે જેને જે ફાવ્યું તેની માંગણી કરવા લાગ્યા. બરાબર આજ સમયે

જહાજોએ એંટવર્પનું સરકારી નૌકાસૈન્ય છિન્નભિન્ન કરી નાંખ્યું.

**મક્કમ લીડનવાસીઓ**

સને ૧૫૭૩ ની ૩૧મી અક્ટોબરે લીડન પર ઘેરો નાંખેલો. ૧૫૭૪ની ૨૧મી માર્ચે સીમાડા પર લુઇ સાથેના યુધ્ધમાં સૈનિકોની જરૂર પડી એટલે સરકારને એ ઘેરો ઉઠાવી લેવો પડયો. લુઇને પતાવી દીધા પછી વળી પાછો તે શહેર પર ઘેરો નાંખવાનો સરકારી લશ્કરનો નિશ્ચય હતો. એટલે ઓરેંજે નાગરિકોને તે દરમિયાન તૂટી ફૂટી દિવાલોનું સમારકામ કરાવી લેવાની સલાહ આપી. ખાદ્યસામગ્રી વગેરે પણ ભરી લેવાને જણાવ્યું. પરંતુ તેમને લુઇના કરતાંય લુઇની જીત પર વધુ વિશ્વાસ હતો. એટલે તેઓ નચિંત દિલે બેસી જ રહ્યા. ૨૬મી મેએ લુઇનો પરાજય થતાં જ વળી પાછું સરકારી લશ્કર લીડનની આસપાસ ઘેરો નાંખીને પડયું. રાઈન નદી પર આવેલા એ લીડન શહેરમાં નહેરો ઉપર દોઢસો તો પૂલ બાંધેલા હતા. સુંદર બાગ-બગીચાનો સુમાર નહોતો. સડકોની જગ્યાએ નહેરોથી જ બધો વ્યવહાર ચાલતો. એનું દૃશ્ય કાશ્મીરના સ્વર્ગ શ્રીનગરની યાદ આપતું.

એ સુંદર નગરને કેવળ ઇશ્વરનો, પોતાના બાહુબળનો ને વિલિયમ ઓરેંજનો ભરોસો હતો. એની પાસે સ્પેનીશોનો સામનો કરવા લશ્કર નહોતું. ઓરેંજે તો સાફ સાફ તેમને જણાવી દીધું હતું કે: નેધરલેંડની જીત અને હાર તમારા પર જ નિર્ભર છે. કોઇપણ ઉપાયે ત્રણ મહિના સુધી તો તેમની સામે ટક્કર ઝીલો. તે દરમિયાન હું ગમે ત્યાંથી મદદ મોકલવાના પ્રયત્ન કરીશ.

૬ટ્ઠી જુને સરકારે લીડનવાસીઓને ક્ષમા આપવામાં આવશે એવું જાહેરનામું બહાર પાડયું. કદાચ લડાઈથી કંટાળી ગયેલા નાગરિકો એ બાબતમાં લપટાઇને કયાંક ભેરવાઈ ન પડે એવો ઓરેંજને ડર લાગ્યો. પરંતુ લોકો તો મક્કમ જ રહ્યા. એમની પર એ જાહેરનામાની કાંઇ જ અસર ન થઇ.

સ્પેનીશોની ક્ષમા એટલે શું ? જે વસ્તુ માટે આટઆટલાં લોહી રેડાયાં એનો ત્યાગ; નેધરલાંડવાસીઓને સિધ્ધાંતભ્રષ્ટ કરનારી લપટામણ. એ લપટામણમાં સારાયે હોલાંડમાંથી બેજ જણ ફસ્યાં; એક લુહાર અને એક ચમાર.

## પરાધીનતા ના જોઈએ

ડેલ્ફ્ટ ને રોટર્ડમમાં ડેરાતંબુ ઠોકીને ઓરેંજ પડયો હતો. લીડન કાંઇ બંદર નહોતું એટલે સમુદ્રમાર્ગે મદદ પહોંચાડી શકાય એમ હતું જ નહિ. પણ હજુ એક રસ્તો હતો. સમુદ્રના બંધ તોડીને એનાં પાણી લીડનના બચાવ અર્થે રેલાવવાનો. આથી નુકસાન તો ઘણું જ હતું, પરંતુ એ વિના બીજો રસ્તો નહોતો. પોતાની નજર સામે ઘરબાર તણાઈ જાય એવી એ વાત હતી એટલે મહા મુશ્કેલીએ લોકો એ ઠરાવને અનુકૂળ થયા. સૌ કોઇ ચીઢમાં ને ચીઢમાં બંધ તોડવાને ઉપડયા. દેશને પરાજયની કાળી ટીલી ચોંઢવી એના કરતાં સમુદ્રશાયી બનાવવો એ બહેતર છે. ઓરેંજ જાતે બંધ તોડવાના કાર્ય પર દેખરેખ રાખવા લાગ્યો. ઠેર ઠેર ગામડે ગામડે નાવડાં તૈયાર રાખવાનો હુકમ ફરમાવ્યો. આ તૈયારીમાં લગભગ ત્રણ મહિના વીતી ગયા.

૨૧મી ઓગસ્ટે ઓરેંજને લીડનનો પત્ર મળ્યો. લીડનવાસી-ઓએ જણાવ્યું હતું કે: મહા પરાણે અમે પેટ બાળી બાળીને આ ત્રણ માસનો ગાળો પૂરો કર્યો છે. તમારી મદદનો વાયદો તો વીતી ગયો ને અહિં તો હવે આવી રહ્યું છે. ભાગ્યે ત્રણ ચાર દિવસ ચાલે એટલો ખોરાક હશે. તરતજ મદદ નહિ મળે તો ફક્કંફક્કા થવાના. ભૂખે મરી જવાના એ નક્કી.

## નાગરિકોની નિરાશા

ઓરેંજ રોટર્ડમમાં તાવની બીમારીથી પટકાઇ પડયો હતો.

લગભગ બેભાન અવસ્થામાં હતો. પણ પત્ર મળતાં જ તે હોશમાં આવી ગયો. તેણે ઉત્તર લખાવ્યો: બંધ તોડી નાખવામાં આવ્યો છે; મદદ આવી પહોંચશે. ધીરજ રાખો. આ પત્રમાં તેણે પોતાની બીમારી સંબંધમાં કાંઇ જ ન લખાવ્યું: વખતે નાગરિકો ગભરાઇ જાય તેથી. લીડનમાં એ ઉત્તર પહોંચતાંજ લોકો ખૂશ ખૂશ થઇ ગયા. સારાયે શહેરમાં ખુશાલીના વાજાં મીઠા સરોદે વાગવા લાગ્યાં. આ હર્ષનાદ સાંભળીને તો સ્પેનીશોના આશ્ચર્યની સીમા જ ન રહી. જ્યારે એમની ચારે બાજુ થોડું થોડું સમુદ્રનું પાણી આવવા લાગ્યું ત્યારે જ તેઓ નાગરિકોના ઉલ્લાસનું કારણ સમજી શક્યા. પરંતુ લીડન સુધી સાગરનાં પાણી ધસમસ્યાં આવે તે વાત પર કોઇને શ્રધ્ધા ન આવી. નાગરિકોને પણ અશ્રધ્ધા આવવા લાગી. તેઓ રોજ શહેરના મિનારા પર ચઢી ચઢીને જોતા પણ કોઇ દિશામાં પાણી જ નજરે ન ચઢતું. પાણીમાં ભરતી આવતી ન જણાતી.

શત્રુઓ આ વખતે બહારથી ચીઢવતા: જુઓ, જુઓ, મિનારા પર ચઢીને જુઓ. સમુદ્ર તમારી મદદે દોડતો આવી રહ્યો છે.

આખરે નાગરિકો નિરાશ થયા. તેમણે પ્રાંત પંચાયત પર એક ચિઠ્ઠી મોકલી: અમે ખૂબ મુશ્કેલીમાં છીએ અને તમને તો કાંઇ પડી જ નથી!

પંચાયતે તરત જ સ્નેહપૂર્ણ જવાબ વાળ્યો: ભાઇઓ, આમ નિરાશ ન થાઓ. તમારા બચાવને માટે અમે કુરબાન થઇ જઇશું! સારા દેશને સમુદ્રશાયી બનાવીશું! તમારા પર જ દેશના જય પરાજયનો આધાર છે.

## બીમાર ઓરેંજ

ઓરેંજને તાવ એટલો તો ચઢી વાગ્યો હતો કે બિચારો બેફામ તરફડતો પડયો રહેતો. પરંતુ નજર સામેથી લીડનની છબી નહોતી ખસતી. માત્ર લીડનની જ તેને ચિંતા નહોતી. સારા દેશને માટે

તે ચિંતાતુર હતોઃ રોગ વધવાનું કારણ આ ચિંતા જ હતી એમ વૈદોએ કહ્યું અને રોગમુક્ત થવું હોય તો એ કાળિકાનો સાથ છોડયે જ છૂટકો એમ પણ જણાવ્યું. પરંતુ આખા જગતના વૈદો મરી મરીને મથી જાય તોય ઓરેંજની એ ચિંતા દૂર થઇ શકે એમ નહોતું. પલંગમાં તરફડી રહ્યો હતો છતાં પણ ઓરેંજ લીડનવાસીઓને પત્ર લખાવી રહ્યો હતો. દેશભક્તોના નવા સૈન્યના સેનાપતિ બાયસોટને પણ હવે કેવી રીતે કામ લેવું તે સંબંધમાં હુકમ લખાવતો હતો. આમ એનું મગજ એ ગડમથલમાં જ ઘૂમ્યા કરતું.

ઓગસ્ટ મહિનો પૂરો થવા આવ્યો ત્યાં તો અફવા ઉડી કે લીડન પડયું. ઓરેંજને એ ખબર પર શ્રદ્ધા ન આવી. પરંતુ ચિંતામાં એને તાવ વધતો જ ચાલ્યો. આ વખતે એક અમલદાર એને મળવા આવેલો. ઓરેંજની દશા જોતાં જ એને નવાઇ ઉપજી. તે એકલો જ મકાનમાં હતો. નોકર ચાકર ત્યાં કોઇ નહોતું. ઓરેંજે એ બધાને લીડનની ખરી ખબર શું છે તે સંબંધમાં બાતમી કાઢવા મોકલી દીધેલા એમ એને પૂછતાં ખબર પડી. પછી એ અમલદારે લીડન હજુ પડયું નથી એવી ખાત્રી આપી. ત્યારેજ એને શાતા વળી.

## બાયસૅાટ લીડનની મદદે

સપ્ટેંબરમાં તો ઓરેંજનું શરીર સુધરી ગયું. એટલે બાયસૅાટ ચાલ્યો લીડન તરફ. પહેલાં લીડન સમુદ્રના બંધથી ૧૫ માઇલ દૂર હતું. આ બંધ તોડી નાખીને પાણી છોડી મૂકવામાં આવ્યું હતું. પરંતુ જ્યારે બાયસૅાટ લશ્કરી નૌકા લઇને લીડનથી પાંચ માઇલ દૂર આવેલા શીલ્ડિંગ શહેર પાસે આવી પહોંચ્યો ત્યારે તેને એક બીજો મજબૂત બંધ સામે જણાયો. શીલ્ડિંગ ને લીડનની વચ્ચે એવા કંઇક બંધ આવેલા હતા. તેના પર નાનાં નાનાં ગામ ને કિલ્લા પણ હતા. એ કિલ્લામાં સરકારી ફોજ રહેતી. દેશભક્તોએ ૧૧મી ને ૧૨

મીઓએ એકાએક શાલ્ડિંગ પર છાપો માર્યો. કિલ્લો ને બંધ કબજે કર્યા. પછી એ બંધ તોડીને તેઓ ત્યાંથી આગળ વધ્યા. પરંતુ સામેજ વળી પાછો બંધ નજરે પડયો. એ પર પણ ઓચિંતો હલ્લો લઇ જઈ એને કબજે કર્યો ને બંધ તોડીને આગળ ધસ્યા. ત્યાં તો વળી પાછો ત્રીજો બંધ જણાયો. આ બંધ પર સરકારી લશ્કર પણ વધારે પ્રમાણમાં હતું. એટલે બાયર્સોટ ચક્કરમાં ફરીને બીજી તરફ વળ્યો. નાર્થોવની નજીકમાં તે પહોંચ્યો કે વળી સામે બંધ જણાયો. એટલામાં એકાએક પૂર્વનો તોફાની પવન ફૂંકાવા લાગ્યો. ને સાગરના પાણીમાં ઓટ આવી ગઇ.

## હારલેમથીયે બૂરી દશા

લીડનની દશા હારલેમથીયે બૂરી હતી. ગાય, ઘોડા, કુતરાં, બિલાડાં, ઉંદર વગેરે ખવાઇને ખપી ગયાં હતાં. સ્ત્રીઓ ને બાળબચ્ચાં નાળાંના ગંદવાડમાંથી કાંઈ ખાવાનું મળે એ આશાએ ગંદકી ચૂંથી રહ્યાં હતાં. લગભગ આઠ હજાર માણસોને તો ભૂખમરાના હાઉએ ભરખી લીધા હતા. સંધિની લાલચ આપી આપીને લીડનને લપટાવવાની બાજી રમાઈ રહી હતી. કેટલાક લોકો લશ્કરી જહાજો બનાવવાની પ્રવૃત્તિમાં પડયા હતા. શહેરની સુધરાઈના વીર પ્રમુખ મિ. બર્ફ ઉપર ગાળોનો વરસાદ વરસવા લાગ્યો હતો.

## બર્ફની વાણી

એક દિવસ બર્ફ સાહેબ બજારમાં થઇને જતા હતા. તે વેળા લોકોએ તેમને ચારે બાજુથી ઘેરી લીધા. બર્ફે એક ઓટલા પર ચઢીને બાંગ મારી કહ્યું-"તમે શું કરવા માંગો છો ? શું તમે દુશ્મનની સામે ઘુંટણીયે પડવા માંગો છો ? યાદ રાખો કે શત્રુઓને હાથે તમારી આથી પણ બુરી દશા થશે. તમારે ભયંકર હાલતે મરવું પડશે. મેં તો સોગંદ ખાધા છે કે હું તો આ શહેરને શત્રુઓના

હાથમાં સોંપવાનો નથી. ભગવાન મને મારા સોગંદ પૂરા પાળવાનું બળ આપો. મોત ! મોત તો એકજ વાર આવવાનું છેને ? તો ભલેને મારે તમારે હાથે મરવું પડે. ગમે તે થાય–ચ્હાય તમારે હાથે મરવું પડે, ચ્હાય તો ભગવાનને હાથે મોત આવે. મને આ દેહની ચિંતા નથી. પરંતુ જે શહેર મારા હાથમાં સોંપાયલું છે તેને હું કદિ પણ કસાઇઓના હાથમાં સોંપવાનો નથી.

"હું જાણું છું કે જો વેળાસર બહારની મદદ આવી પહોંચે નહિ તો આપણે બધાને ભૂખથી મરી જવું પડશે. હા. પરંતુ શત્રુ-ઓના હાથે અપમાન પામીને કૂતરાંને મોતે મરવું એના કરતાં ભૂખે મરી જવું એ વધારે સારૂં છે. તમારી ધમકીઓથી હું જરા-પણ ડરતો નથી. મારૂં જીવન તમારે ચરણે છે. લ્યો, આ ખંજર લ્યો ને મારા દેહના ટુકડેટુકડા કરીને તમારી ક્ષુધા મટાડો...પણ જ્યાં સુધી હું જીવતો બેઠો છું ત્યાં સુધી તો આ શહેર શત્રુઓના હાથમાં સોંપ-વાની આશા જ ન રાખશો."

પહોંચા કરડી ખાશું !

બુર્ફનાં આવાં વીર વચનો સાંભળીને લોકોનાં અંતઃકરણ શૌર્યથી ઉભરાયાં. તેમનામાં નવીન જુસ્સો આવ્યો. તેઓ દિવાલો પર ચઢીને દુશ્મનોને કહેવા લાગ્યા–

"તમે અમને કૂતરાં બીલાડાં મારી ખાનારા ગણીને હસો છો ! ભલે હસો. પરંતુ એટલું ધ્યાન રાખજો કે જ્યાં સુધી આ શહેરમાં એક પણ કૂતરૂં કે બીલાડું જીવતું છે ત્યાં સુધી લીડન તમારે તાબે થવાનું નથી. લીડનવાસીઓ તમારી આગળ ઘૂંટણીયે પડવાના નથી. જ્યારે ખાવાને માટે એક તણખલું યે ન રહેશે ત્યારે અમે અમારા ડાબા હાથનાં પ્હોંચાં કરડીને ખાશું. ને જમણે હાથે તલવાર ઝાલી સ્વતંત્રતા માટે તમારી સામે ઝૂઝીશું. અરે, ખુદ ભગવાનનો પણ અમારી ઉપર કોપ ઉતરશે તોયે અમે તમને નમતું આપવાના નથી.

અમારે હાથેજ આખા શહેરને આગ લગાડીને સ્ત્રીઓ અને બાળબચ્ચાં સાથે અમે સર્વ બળીને ભસ્મ થઇ જઇશું, પરંતુ કદિ પણ તમારે તાબે થનાર નથી."

### પલાયનમ્

૨૯ મી સપ્ટેમ્બરે ફરીથી પવનની દિશા બદલાઈ. બાયસૅાટ પોતાનું નૌકાસૈન્ય લઇને શહેરની નજીક આવી પહોંચ્યો. એ વેળા શહેરની આસપાસ સ્પેનવાળાની અનેક ટુકડીઓ પડેલી હતી. પરંતુ જે ભગવાને દુખીઓની સહાય માટે સમુદ્રને નજીક મોકલી આપ્યો હતો, ને જેણે પશ્ચિમ તરફનો પવન ફુંકવા માંડયો હતો તેણેજ શત્રુઓના હૃદયમાં એકાએક એવી ભીતિ ઉત્પન્ન કરી દીધી કે બાયસૅાટને આવી પહોંચેલો જોતાંજ સ્પેનનું બધું લશ્કર રાતોરાત હેગ તરફ ભાગી ગયું !

બાયસોટે નગરમાં પ્રવેશ કર્યો. બબ્બે મહિનાથી ભૂખનું દુઃખ સહન કરતા નાગરિકોને રોટલી ખાવા મળી. કેટલાક તો રોટલી ખાધા છતાં તરતજ મરી ગયા. કેટલાક માંદા પડચા. કારણ કે કદિ ન દીઠેલી એવી વસ્તુઓ તેમને મળી હતી ! બબ્બે મહિનાનો ભૂખમરો હતો. આખરે સંભાળપૂર્વક વહેંચીને રોટલીઓ આપવા માંડી. બધાંયે મળીને એક સરઘસ કાઢયું. સરઘસને દેવળમાં લઈ ગયા. ત્યાં પ્રભુપ્રાર્થના કરતાં કરતાં કેટલાંકના તો હૃદય એવાં ભરાઈ આવ્યાં તેઓ ખુલ્લી છાતીએ રડી પડયાં. તેમનાં રૂદનને લીધે પ્રાર્થનાનું કામ પણ અશક્ય થઈ પડયું.

### દશ દિવસનો મેળો

જ્યારે આ બધી વાતની ખબર ઓરેન્જને પડી ત્યારે એની છાતી ગજગજ ફુલી. પંચાયતની સલાહ લઈને એણે એવી ગોઠવણ કરી કે લીડન પ્રત્યે સહાનુભૂતિ બતાવવાને ખાતર ત્યાં દર વરસે

આખા દેશનો એક મેળો દશ દિવસ સુધી ભરવો. ઉપરાંત એણે ફીલિપ મહારાજાના તરફથી લીડન શહેરની વીરતાનાં સ્મરણ ચિહ્ન તરીકે લીડન વિશ્વવિદ્યાલયની સ્થાપના કરી. અલબત્ત ફીલિપ મહારાજા હજુયે નેધરલાંડ દેશના નામના પણ રાજા ગણાયા કરતા હતા.

આમ હોલાંડ અને ઝીલાંડના લોકો જે વસ્તુને પ્રાપ્ત કરવા માટે પોતાનાં રૂધિરની નદિઓ વહેવડાવતા હતા, તેજ વસ્તુની પ્રાપ્તિ માટે બીજા પ્રાંતવાળાઓ કાગળના લખોટા ગબડાવતા હતા. ફીલિપની સાથે સમજૂતિ કરવા માટેના પત્ર વહેવારમાં રીમના રીમ કાગળો ખપી જતા હતા. એ લોકો કદાચ એમજ સમજતા હશે કે સ્વતંત્રતા મેળવવી એ માત્ર લખાપટ્ટીનોજ સોદો છે. ખુદ ઓરેન્જની પાસે પણ સેઇન્ટ એલ્ડગોન્ડ વગેરે માણસોને મોકલવામાં આવ્યા હતા અને તેમના દ્વારા એમ કહાવ્યું હતું કે રાજાજીની સત્તા અને જૂના ધર્મની મહત્તા એ બે ચીજ સિવાયની બીજી કોઈ પણ બાબતમાં સમજૂતિ થઇ શકશે.

## ઓરેન્જની સત્તા

પરંતુ ઓરેન્જે અને પંચાયતોએ એવી રીતની સમજૂતિ કરવાની સાફ ના પાડી. તેમણે કહ્યું કે ઓરેન્જના હાથમાં હોલાંડ અને ઝીલાંડનો બધો કારભાર આવી ગયો છે. શહેરોની પંચાયતોનો ઓરેન્જ ઉપર એટલો બધો વિશ્વાસ હતો, ને તેમણે એના હાથમાં એટલી બધી સત્તા મૂકી દીધી હતી કે જે જે અધિકારો એ પંચાયતોના હાથમાં મૂકવા માંગતો હતો તે અધિકાર પણ એને પોતાનેજ ભોગવવા પડ્યા.

પરંતુ પાછળથી પંચાયતોની વલણ બદલાઇ ગઇ. તેમને પોતાના હાથમાં સત્તા રાખવાનું મન થયું. તેથી તેઓ ઓરેન્જના માર્ગમાં અડચણો નાંખવા લાગી. એટલે ઓરેન્જે બધાયે અધિકારપદવીઓમાંથી રાજીનામાં આપવા માંડયાં પરંતુ ઓરેન્જ એવી રીતે

છૂટી જાય તે આખા દેશની દૃષ્ટિએ સ્વતંત્રતા વિષે હાથ ધોઇ નાંખવા જેવું હતું. તેથીજ આખરે પંચાયતોએ ઓરેન્જની માંગણીઓ સ્વીકારી લીધી. હોલાંડ અને ઝીલાંડ એ બે પ્રાન્તો જેમણે અત્યાર સુધી વરસ દહાડે પણ વધારેમાં વધારે બે લાખ ૭૧ હજાર આપ્યા ન હતા તેજ એ પ્રાન્તોએ ઓરેન્જને દર મહિને બે લાખ ને ૧૦ હજાર રૂપિયાની આવક કરી આપવા માંડી. શરૂ શરૂમાં તો વાણીયાની પેઠે ખૂબ ખેંચતાણ કરવી પડી, પરંતુ પછી તો દર મહિને ૪૫૦૦૦ રૂ. લશ્કરને માટે પણ મંજુર થઇ ગયા.

## તીજોરીનું તળીયું

સરકારની તરફથી સંધિની વાત આવી. સરકારી તીજોરીનું તળીયું આવી રહ્યું હતું. અને હવે લડાઇ આગળ ચાલે એ તો અસંભવિત દેખાતું હતું. જર્મનીના મહારાજાએ પણ ફરીવાર સંધિ કરવાના પ્રયત્ન શરૂ કરી દીધા હતા. તેને ભય હતો કે જો ફીલિપ નેધરલાંડના સુધારકો ઉપર અત્યાચાર કરવાનું બંધ કરશે નહિ, તો જર્મનીના અમીર ઉમરાવો જેમાંના મોટે ભાગે સુધારકો હતા તેઓ જરૂર ફીલિપને રાજગાદી ઉપર ઘડીભર પણ ટકવા દેશે નહિ. અને એ રીતે મહારાજાના કુટુંબના રાજ્યનો પણ અંત આવી જશે.

આથી સમજૂતિ કરવાની કોન્ફરન્સ બ્રેડા શહેરમાં ઘણા દિવસ સુધી ચાલી. ઓરેન્જ તો ખરેખર હૃદયથી સુલેહશાંતિ ચાહતો હતો. પરંતુ ફીલિપ જૂના ધર્મને જરા પણ આંચ ન આવે તે માટે તનતોડ પ્રયત્ન કરતો હતો. જો કે નેધરલાંડમાં તો દેવળના પૂજારીઓ સિવાયના સૌ કોઇ નવા ધર્મ—પ્રોટેસ્ટંટ ધર્મને માનતા થઈ ગયા હતા. એ બધા લોકોને દેશમાંથી કાંઇ હાંકી કઢાય તેમ ન હતું; ને ઓરેન્જ તેમજ પંચાયતો તેવું થવા પણ કેમ દે ? આથીજ કોન્ફરન્સમાં કશાયે સમજૂતિ-માંડવાળ—થઈ નહિ અને બંને પક્ષના લવાદો પોતપોતાને મુકામે પાછા ફર્યા.

## હરામજાદી ?

ઓરેન્જની સ્ત્રી પ્રિન્સેસ બુરબન કંઈક ગાંડા જેવી હતી. તે ઘણીજ ક્રોધી અને કર્કશા હતી. રીસાળ તો તે પહેલેથીજ હતી પરંતુ ઓરેન્જ સાથે પરણ્યા પછી એનામાં ઓરેન્જ જેટલી દૃઢતા કે ઠરેલપણું ન હોવાથી તે ઓર રીસાળ ને લઢકણી બની. જ્યારે ઓરેન્જ પોતાનો સરસામાન વેચીને દેશને બચાવવાને ખાતર લશ્કર ભેગું કરતો હતો ત્યારે પ્રિન્સેસ બુરબન માત્ર ઘરમાં કલહ મચાવતી એટલુંજ નહિ, પરંતુ જાહેરમાં પણ ઓરેન્જના નામ ઉપર ગાળોનો વરસાદ વરસાવતી હતી. એ હરામજાદીએ તો એટલે સુધી જાત જણાવી કે એલ્વાને એક કાગળ લખી જણાવ્યું કે "મારો ધણી તો ગાંડો થઇ ગયો છે ને બધા પૈસા ઉડાવી દે છે. મારી પાસે ખરચવાને એક કોડી પણ નથી. તમે મને થોડાં નાણાં મોકલી આપો."

ઓરેન્જ છાતી પર પત્થર રાખીને આ ઘરની પીડાને સહન કરી લેતો હતો. પેટ પાક્યું હોય ત્યાં કોઇને શો દોષ દેવો ? લોક હિતનાં કાર્ય કરનારને બહારની આપત્તિઓ કરતાં ઘરની આપત્તિઓજ વધુ સહન કરવાની આવી પડે છે ! અસ્તુ.

## ઓરેન્જનું બીજું લગ્ન

આખરે આ મૂર્ખી બાયડીએ એક બીજા માણસ સાથે સંબંધ કરી લીધો. ઓરેન્જે કાયર થઇને તેને ફારગતી આપી દીધી. અંતે એ શાહજાદી જર્મનીના કોઈક સરદારને ત્યાં જેલ પડી ને ત્યાંજ સ્વધામ પહોંચી ગઇ. ઓરેન્જે એની આટલી જીંદગીમાં કુટુંબ સુખ તો ભોગવ્યુંજ ન હતું તેથી એણે રાજકુમારી શાર્લોટની સાથે ફરી લગ્ન કર્યું; પરંતુ એ લગ્નથી જર્મનીના ઘણા સરદારો એના પર નારાજ થયા.

એક વાર સત્તા મળ્યા પછી મગજને ઠેકાણે રાખવું એ ઘણું મુશ્કેલીનું કામ છે. સનોયે આલ્કામરમાં કેટલાક લોકોને દેશહિતની વિરુધ્ધ કાવતરૂં કરતાં પકડ્યા હતા. તેણે એ લોકોના શરીર પરથી જીવતાંજીવત ચામડીઓ ઉતરાવી એટલુંજ નહિ પણ એ રીતે કરેલા જખમ ઉપર અંગારાના ડામ દઈ દઇને એટલો બધો ત્રાસ વર્તાવ્યો કે એ સનોયની સરખામણીમાં તો અલ્વાની અને એની ખૂની મંડળીની નિર્દયતા ક્યાં ને ક્યાં ભૂલાઇ જાય! જ્યારે આ બાબતની ખબર ઓરેન્જને પડી ત્યારે એણે એ ઘોર કૃત્યોને અટકાવી દીધાં. સનોયને એણે સજા પણ કરી હોત. પરંતુ બીજી રીતે તેણે દેશની ઘણી સેવાઓ બજાવી હતી, તેથી જવા દીધો.

## બાયસૉટનું ખૂન

મેડીનાકોલીને હજુ આશા હતી કે સ્પેનથી નૌકાસૈન્ય આવી પહોંચશે. ઝીલાંડના કિનારા પર તે કોઇ એવા સ્થળની શોધમાં હતો જ્યાં અધિકાર ઝમાવી દેવાય અને પછી વખત આવે હોલાંડ ઝીલાંડ બંને ઉપર સહેલાઇથી હલ્લો લઇ જવાય. થોલન ટાપુ હજુ સુધી સરકારને તાબે હતો. ત્યાંના કેટલાક દેશદ્રોહીઓની મદદથી એની એક ટુકડી સમુદ્રમાં થઇને ડ્રાઇબલાન્ડ જઇ પહોંચી. ત્યાં પહોંચતાંજ તેમાંના એક દેશદ્રોહીએ વીર સરદાર બાયસૉટનું ખૂન કરી નાંખ્યું. સરદારનું એકાએક ખૂન થઇ જવાથી દેશભક્ત સેના ગભરાઇ અને નાસભાગ કરવા લાગી. એ રીતે ફરી પાછી સ્પેનવાળાની સત્તા સમુદ્ર કિનારાના અમુક ભાગ પર ઝામી.

## આકર્ષક કન્યા!

હોલાન્ડ હજુ સુધી એકલુંજ પોતાની સ્વતંત્રતાને માટે ઝૂઝી રહ્યું હતું. પરંતુ હવે ઝાઝા દિવસ ટકવાનું એને માટે અશક્ય હતું. આથી ઓરેન્જે બીજા દેશોની પણ સહાય લેવાનો વિચાર કર્યો. તે

તો કહેતો હતો કે "નેધરલાંડ જેવી આકર્ષક કન્યાને માટે જોઇએ તેટલા મુરતીઆ મળી રહેશે."

પ્રાંત-પંચાયતોએ અને નગરજનોએ મળીને ઠરાવ્યું કે ફીલિપના જુલમની તો હવે અવધિ આવી રહી છે. એને નેધરલાંડના રાજા કહેવાવાનો કશો પણ અધિકાર નથી. તેથી બીજા કોઇ દેશના રાજાને આપણા રાજા તરીકે ચૂંટી કાઢવો જોઇએ. કોને રાજા બનાવવો તે વિષેનો છેલ્લો નિર્ણય કરવાનું કામ ઓરેન્જની ઇચ્છા પર છોડી દેવામાં આવ્યું. હોલાંડ કે ઝીલાન્ડને કોઇને એવો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આ પ્રાન્તો નેધરલાંડના ભાવિ પ્રજાતંત્રના બે સ્તંભરૂપ બની જશે.

## મેડીનાનું મરણ

ઓરેન્જે બીજા દેશો પાસેથી સહાય લેવાનું શરૂ કર્યું. જર્મન સામ્રાજ્ય તો જાણે ડંગલનો અખાડો બની રહ્યું હતું. ફ્રાન્સમાં તો આપસઆપસમાં—આંતરિક યુદ્ધ ચાલી રહ્યું હતું. ઇંગ્લાંડમાં મહારાણી ઇલીઝાબેથ ફીલિપથી ખૂબ ડરતી હતી એટલે ફીલિપની સામે પડવા તે બીલકુલ તૈયાર ન હતી.

ખૂબ ખટપટ કરવા છતાં ફ્રાન્સ અને ઇંગ્લાંડમાંથી ઓરેન્જને મદદ મળી નહિ. તેથી તે નિરાશ થઇને વિચારવા લાગ્યો કે "હોલાંડ અને ઝીલાંડના લોકોએ પોતાનાં ગાંસડા પોટલાં બાંધીને વહાણોમાં બેસી બીજે ચાલી જવું જોઇએ. શહેરોને આગ લગાડીને બાળીને ખાખ કરી મૂકવાં. સમુદ્રના બંધ તોડી ફોડીને આખા દેશને પાણીમાં ડૂબાવી દેવો. આ પૃથ્વી બહુ વિશાળ છે. કોઇ બીજાં સ્થાન પર જઇને વસી જવું...." વગેરે. પરંતુ એટલામાં મેડીનાકોલી એકાએક તાવથી મરણ પામ્યો. તેથી ઓરેન્જ સાહેબના આ વિચારો હાલ તુરત તો અભરાઇ પર મૂકાયા.



## રાષ્ટ્રીય ઐક્તા

મેડીનાકોલી મરણ પામવાથી ફીલિપને તો કશુંયે લાગ્યું નહિ. ઉલટું આવે કટોકટીને વખતે એ પૂછ્યા ગાછયા વગર મરી ગયો તેથી ફીલિપને તો એના ઉપર ક્રોધ ચઢયો. હવે કોને નેધરલાંડનો સુબો બનાવીને મોકલી આપવો તેનો નિશ્ચય ફીલિપ પોતાના હંમેશના સ્વભાવ પ્રમાણે કરી ન શકયો. તેથી એણે રાજસભા જ રાજશાસનનો બધો અધિકાર સુપરત કર્યો. આ રાજસભામાં તો સ્પેનના એક માણસ સિવાયના બાકી બધા નેધરલાંડવાસીઓજ હતા. દેશની હાલત એવી બગડી ગઇ હતી કે કોઈ સારા તેજસ્વી રાજકર્તાની ખૂબજ જરૂર હતી. ઓરેન્જે હોલાન્ડ ઝીલાન્ડની નગર પંચાયતો અને અમીર ઉમરાવો, વેપારીઓ, વગેરેને ભેગાં કરીને તેમની સંમતિ લઈ લીધી હતી કે હોલાન્ડ અને ઝીલાન્ડને એકઠાં કરીને તેનો એક સંગઠિત દેશ બનાવી દેવો. આ નવા રાષ્ટ્રનો રાજકારભાર પણ ઓરેન્જના હાથમાં સોંપાઇ ગયો હતો. પંચાયતો ઓરેન્જનાજ મસ્તક ઉપર રાજમુગટ ધરવા માંગતી હતી.

### પગારને અભાવે

આ તરફ સ્પેનના લશ્કરને ઘણો સમય થયાં પગાર મળતો ન હોવાથી સિપાઇઓએ ખુલ્લી રીતે બળવો ઉઠાવ્યો હતો. ૭ હજાર સંગઠિત સિપાઇઓએ પોતામાંથીજ નાયકો ચૂંટી કાઢીને આખા દેશમાં જાણે પિંઢારાની માફક ફરવાનું અને લૂંટફાટ કરવાનું શરૂ કરી દીધું હતું. લશ્કરના કેપ્ટનો પણ સિપાઇઓની સાથે આ

કામમાં સામેલ થઇ ગયા હતા. સ્પેનની તીજોરીમાં પગાર આપવાને પૈસાજ ન હતા. એનો મુખ્ય સેનાપતિ મેઇન્સફીલ્ડ સિપાઇઓને સમજાવવા આવ્યો અને કહેવા લાગ્યો–"અરે, તમારી કીર્તિ તો આખી દુનિયામાં ગવાય છે. આમ ગેરવર્તન ચલાવીને તમે શા માટે તમારી આબરૂને બટ્ટો લગાડો છો ?"

સિપાઇઓએ જવાબ આપ્યો—

"ભાઇશાબ, આબરૂને ખીસ્સામાં કે પેટમાં પધરાવી શકાતી નથી. કીર્તિ તો બહુ મળી ચૂકી છે. હવે વધારેની અમારે જરૂર નથી. પૈસા લાવો પૈસા. હવે તો અમારે પૈસાનીજ જરૂર છે."

બિચારા મેઇન્સફીલ્ડની પાસે પૈસાને નામે એક કોડી પણ ન હતી. સિપાઇઓએ એના શબ્દો પર તાળીયો પાડીને અને હુરિયો હુરિયો કરીને તેને ભગાડી દીધો. ફીલિપે ચીઢવાઇને આખી સેનાને બળવાખોર જાહેર કરી અને શહેરીજનોને હુકમ આપ્યો કે કોઇ પણ સિપાઈ સામો મળે તેને બીલકુલ સંકોચ વગર ઠાર કરી દેવો.

આ વેળા રાજસભા બીલકુલ કમજોર બની ગઇ હતી. દેશ ઉપર તેનો કાબુ અને અમલ હોવાને બદલે ઉલટી તે પોતેજ બ્રસેલ્સમાં કેદી જેવી બની રહી હતી.

## પ્રાન્તોના ભેદ

હોલાંડ અને ઝીલાંડ સ્વતંત્રતાને પંથે બહુ આગળ વધી ગયેલા હતા. એ પ્રાન્તોએ તો ફીલિપનું આધિપત્ય ફગાવી દઇને પ્રજાતંત્રની લગભગ સ્થાપના પણ કરી દીધી હતી. પરંતુ હોલાંડ–ઝીલાંડ અને દેશના બીજા ૧૫ પ્રાન્તોની વચ્ચે એકતા અને સંગઠન કરાવવાનું અત્યંત મુશ્કેલ કામ હજુ બાકી હતું. એ બીજા પન્દર પ્રાન્તો અને આ બે પ્રાન્તો વચ્ચે ઘણીએક અગત્યની બાબતોમાં મોટા મતભેદ હતા. હોલાંડ–ઝીલાંડમાં લગભગ બધા લોકો પ્રોટેસ્ટંટ હતા. બીજા પ્રાન્તોમાં હજુ ઘણા લોકો જૂના ધર્મને માનવાવાળા હતા.

પરંતુ ધાર્મિક મતભેદ હોવા છતાં બધાય પ્રાન્તોના લોકો પોતાના મૂળ અધિકારો અને સ્વતંત્રતાને કાયમ રાખવા ઇચ્છતા હતા. ઓરેન્જની તો ખાત્રીજ હતી કે જ્યાં સુધી ફીલિપના હાથમાં રાજની લગામ હશે ત્યાં સુધી લોકોના મૂળ હકો અને સ્વતંત્રતા કાયમ રહેવાનાં નથી. હોલાંડ અને ઝીલાંડવાળા પણ એમજ માનતા હતા. બીજા પંદર પ્રાન્તો એવું માનતા ન હતા. એ એક મોટામાં મોટો તફાવત હતો.

બીજું, એ જમાનો એવો હતો કે લોકો એક બીજાના ધાર્મિક વિચારોમાં મતભેદ સહન કરી લેવાનું સમજતાજ ન હતા. જૂના ધર્મવાળાઓ નવા પંથવાળા ઉપર જુલમ ગુજારતા હતા અને નવા પંથવાળાઓ પોતાના પ્રત્યે જૂના ધર્મીઓ એવું ન કરે એમ ઇચ્છતા હોવા છતાં જ્યારે પોતાના હાથમાં સત્તા આવતી ત્યારે લાગ જોઇને જૂના ધર્મવાળાઓ ઉપર તેવાજ અત્યાચાર કરવાને ચૂકતા નહિ. આથી પણ હોલાન્ડ અને ઝીલાંડના આગેવાનોની આગેવાની સ્વીકારવાને બીજા પ્રાન્તવાળાઓ તૈયાર ન હતા—ઉલટું ડરતા હતા.

## મહાપુરુષ ઓરેન્જ

પરંતુ ઓરેન્જ તો મહાપુરૂષ હતો. મહાપુરૂષો હંમેશ પોતાના જમાના કરતાં બહુજ વહેલા જન્મે છે અને અન્ય લોકોને ખરા માર્ગનું દર્શન કરાવે છે. ઓરેન્જ હંમેશાં ધાર્મિક સહિષ્ણુતાને માટે પ્રચાર કાર્ય કરતો હતો. તે રાતદિવસ કહ્યાજ કરતો કે આપણે એક બીજાના ધર્મભેદ માટે ઉદારતા રાખવી જોઇએ; એક બીજા ઉપર અત્યાચાર ન કરતાં આપણી માતૃભૂમિનો વિચાર કરીને સઘળા દેશીભાઇઓમાં એકતા કરવી જોઇએ. વગેરે.

## ઘેન્ટની પરિષદ

આખો નેધરલાંડ દેશ સ્પેનના લશ્કરને એકદિલીથી ધિક્કારતો

હતો. એ લશ્કરે તો બળવાખોર બનીને દેશમાં લૂંટફાટ ચલાવવા ને ખુનામરકી કરવા માંડી હતી. ઓરેન્જે ધાર્યું કે આ તો કુદરતે પાઠવેલો શુભ સંજોગ છે. આ સંજોગને લીધે, એટલે સ્પેનીશ લશ્કરનાં તોફાનને લીધે આખો નેધરલાંડ દેશ તેની સામે ખળભળી ઉઠશે... ઓરેન્જ એ રીતે દેશને સ્પેન સામે ખળભળાવી મૂકવાને અને સ્પેનની ઝૂંસરી ફગાવી દેવાને માટે લોકોને ઉશ્કેરવા લાગ્યો. એણે ઐક્યની ભાવના જાગ્રત કરે એવી લાખો પત્રિકાઓ છપાવીને ચોમેર ફેલાવવા માંડી. અને એક તરફથી આખા દેશના પ્રતિનિધિઓની એક પરિષદ ઝેન્ટનગરમાં બોલાવવાની ઘોષણા કરી. આ પરિષદ અકટોબર મહિનાની આખરમાં ઝેન્ટ શહેરમાં મળી.

આ દરમ્યાન એક ઉત્સાહી દેશભક્ત જુવાને એક દિવસ પાંચસો માણસની ટુકડી લઈને બ્રસેલ્સમાં સ્ટેઈટ–કાઉન્સીલની બેઠક ઉપર હુમલો કર્યો અને કાઉન્સીલના બધા સભ્યોને કેદ પકડી લીધા. પાછળથી તેણે બધાને છોડી મૂક્યા. તે દિવસે નસીબસંજોગે વિગ્લીયસ અને બેરલામોન્ટ એ બે જણા માંદગીને કારણે સભામાં આવ્યા નહતા.

## "સ્પેનનો કોપ"!

આ બનાવથી સ્ટેઈટ કાઉન્સીલની જે રહીસહી થોડીક પ્રતિષ્ઠા હતી તે ધોવાઈ ગઈ. એન્ટવર્પનો કિલ્લો ડે એલિવા નામના અધિકારીના કબજામાં હતો. પાસેજ સ્પેનનું બળવાખોર લશ્કર પડેલું હતું. ડે એલિવાની સૂચનાથી એ બંડખોર લશ્કરે એન્ટવર્પ શહેરને ખૂબ લૂંટયું. બીજાં સ્થળોના જેવાજ ઘોર અત્યાચારો અહીં પણ કરવામાં આવ્યા. એક ગૃહસ્થને ત્યાં લગ્નનો ઉત્સવ હતો. સિપાઈઓ તેના ઘરમાં ઘુસી ગયા અને વરઘોડાના સાજનમાજનમાં પધારેલા ગૃહસ્થોને મારી નાંખ્યા. અરે, સૌંદર્યની મૂર્તિ જેવી રૂપાળી કન્યાને તદ્દન નગ્ન બનાવી દઈ તેને લોખંડની સીક વડે મારી મારીને તેનો

પ્રાણ કાઢી નાંખ્યો! સેન્ટ બાર્થોલોમ્યુના ઘાતકી ઐતિહાસિક અત્યાચારોને પણ ભૂલાવી દે એવા ભયંકર રોમાંચકારી અત્યાચારો એન્ટવર્પમાં થયા. ઇતિહાસમાં આ હત્યાકાન્ડ પણ 'સ્પેનનો કોપ' એ નામથી સુપ્રસિદ્ધ છે.

## એન્ટવર્પ લુંટાયું

એન્ટવર્પ આખા યુરોપમાં સૌથી જબ્બર વેપારી સ્થાનક હતું. તેમાં પાંચ છ હજ્જાર સિપાઇઓએ ચાળીસ પચાસ લાખની લૂંટ ચલાવી. એ સિપાઇડાઓ ગાંડાની પેઠે દરૂથી મદમસ્ત બનીને નાચવા લાગ્યા. બેવકુફ સિપાઇઓએ લૂંટેલા માલમાંથી રોજ દશ દશ હજાર તો જુગાર–સટ્ટામાં ગુમાવી દીધા. પહોંચેલ બુટ્ટીઓએ સોના અને ચાંદીની લગડીઓ બનાવી લીધી. સરકાર પગાર ન આપે તો પછી આવો હાથ ચઢેલો લાગ તેઓ શા માટે જતો કરે? શહેરનો કોટવાલ શેમ્પની, જે ગ્રેનવિલનો ભાઇ હતો છતાં બધા સ્પેનીશ લોકોને હૃદયથી ધિક્કારતો હતો તે પણ નાસીને ઓરેન્જને શરણે આવ્યો.

## ફાવ્યા

આ તરફ ઝેન્ટનગરમાં કોંગ્રેસની બેઠક ચાલી રહી હતી. ત્યાં એન્ટવર્પ લૂંટાયાના સમાચાર આવી પહોંચ્યા. તરતજ બધા પ્રતિનિધિઓએ અરસપરસના ભેદભાવ ભૂલી જઇને આખા દેશની એકતા અને સંગઠન કરવાની ઓરેન્જની સલાહ માન્ય કરી લીધી, અને પોતપોતાની સહીઓ આપી. આ ભારે મહત્વનું કામ થઇ ગયું. ઓરેન્જે વરસો સુધી જે જેહમત ઉઠાવી હતી તેનો ઉદ્દેશ સફળ થયો. હોલાંડ–ઝીલાંડ બે પ્રાન્તોમાં તો પ્રોટેસ્ટંટ ધર્મ સારી રીતે ફેલાઇ ગયો હતો. હવે બીજા પ્રાન્તોના કેથોલિક લોકોએ નવો ધર્મ સ્વીકારનારા પ્રત્યે જે વિરોધ દાખવતા હતા તે વિરોધ બંધ કર્યો. અને જ્યાંસુધી સ્પેનીશ લોકોને આખા દેશમાંથી હાંકી કાઢવામાં ન આવે

ત્યાંસુધી બધી જાતની સત્તા ઓરેન્જના હાથમાં મૂકવામાં આવી અને તેને સેનાપતિ બનાવવામાં આવ્યો. સ્પેનીશ લોકો નીકળી જાય પછી દરેક પ્રકારની શરતો કરવાનું કામ દેશની સાર્વજનિક પંચાયતોને સોંપવામાં આવ્યું.

## લોકોની સહાનુભૂતિ

ઓરેન્જના હર્ષનો પાર ન રહ્યો. સ્પેનવાળાની સામે આખો દેશ ખળભળી ઉઠે અને તેને દેશ બહાર હાંકી કાઢવામાં આવે એજ એની આકાંક્ષા હતી. એણે પરિષદના આ નિર્ણયની આખા દેશમાં ગામેગામ ઘોષણા કરાવી. જેથી, જનસામાન્યને પણ પરિષદના આ નિશ્ચય સંબંધમાં પોતપોતાના વિચારો જાહેર કરવાની તક મળે. ઓરેન્જ હંમેશ દરેક અગત્યની બાબતમાં લોકોની સલાહ લેતો. લોકોએ ચૌટેચકલે દીવા અને ધજાપતાકાની ધામધૂમ કરીને પરિષદના નિર્ણય પ્રત્યે પોતાની સહાનુભૂતિ બતાવી.

## ડૉનજોનની પધરામણી

એન્ટ્વર્પના અત્યાચારની એક દિવસ પહેલાં અને પરિષદની ઘોષણાના ચાર દિવસ પહેલાં લકઝમબર્ગમાં એક પરદેશી સરદાર આવી પહોંચ્યો. તેની સાથે એક મુસલમાન મૂર જાતિનો ગુલામ હતો. એ સરદારનું નામ ડૉન ઓટાવિયો ગોન્ઝાગા હતું. તે મેલ્ફીના શાહજાદાનો ભાઈ હતો. એની સાથે ગુલામના લેબાસમાં આવનાર તે ગ્રેનેડાનો વિજેતા, લેપેન્ટોનો વીર ઑસ્ટ્રીયાનો ડૉનજોન હતો, જેને નેધરલાંડના વાઈસરાય તરીકે નીમીને મોકલવામાં આવ્યો હતો. તે ગુલામનો વેશ ધારણ કરીને ઉતાવળે ઉતાવળે જર્મની અને ફ્રાન્સમાંથી પસાર થઈ જઈ નેધરલાન્ડને આંગણે આવી પહોંચ્યો હતો. પરંતુ આટલી ઉતાવળ કરવા છતાં તે વેળાસર પહોંચી શક્યો નહિ.

## ડોનજોનની ઓળખ

ડોનજોન કોણ હતો ? ફીલિપના પિતા મહારાજા ચાર્લ્સની એક ધોબણ રખાતનો દીકરો. બચપણથી ડોનજોન, ફીલિપના પુત્ર કાર્લોસ અને ડચેસ પરમાનાં પુત્ર એલેકઝાંડરની સાથેજ રાજવંશી ઠાઠમાઠમાં ઉછર્યો હતો. ગ્રેનેડાના મુસલમાનોનો બાળબચ્ચાં સહિત નાશ કરીને ડોનજોને તુર્કીના સુલતાનના મોટા નૌકાસૈન્યને હરાવ્યું હતું. એટલુંજ નહિ પણ મુસલમાન સેનાપતિનું ડોકું તેમજ એનો ૨૮૬૧૨ અલ્લાહનાં નામો લખેલો લશ્કરી ઝુંડો પણ તેની પાસેથી છીનવી લઇને એણે ફીલિપની પાસે મોકલી આપ્યો હતો. એને હાથે લગભગ ૨૦-૨૫ હજાર મુસ્લિમોના જાન ગયા હતા. ડોનજોનના પણ દશેક હજાર માણસ ખપી ગયાં હતાં. એ વેળા ખુદ એલ્વાએ પણ ડોનજોનને કહ્યું હતું કે સીઝરના સમય પછી તારા જેવો વીર સેનાપતિ બીજો કોઇ મેં જોયો નથી.

લેપેન્ટોની ફતેહ મળ્યા પછી ડોનજોને ટ્યુનીસ શહેર પર હુમલો કર્યો અને ત્યાંના રાજાને એના બે પુત્રો સહિત કેદ પકડીને એણે ફીલિપની પાસે મોકલી દીધો. પછી પોતે ફીલિપ પાસે ટ્યુનીસનું રાજ્ય પોતાને માટે માંગવા લાગ્યો. પોપ મહારાજ તો આથી રાજી થઈ ગયા. પરંતુ ફીલિપને લાગ્યું કે આ ઉગતો ઉછળતો જુવાન મોટાં મોટાં સ્વપ્નાં જોઇ રહ્યો છે, તે આજે ટ્યુનીસનો તાજ માંગે છે ને કાલે ઉઠીને મારો પણ માંગશે. તો મારી પોતાની સત્તા જોખમમાં પડી જશે. એટલે કોઇ પણ રીતે એની મહત્વાકાંક્ષાને સફળ થવા દેવી નહિ.

## ઇંગ્લાંડ પર દાઢ

એ રીતે આ બાજુ નિરાશા મળતાં ડોનજોનની નજર ઇંગ્લાંડ તરફ વળી. ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથને ગાદી પરથી ઉઠાડી મૂકીને

સ્કોટલાંડની રાણી મેરી, જે કેદમાં હતી તેને કેદમુક્ત કરીને ઇંગ્લાંડની ગાદી પર બેસાડવાનાં અને એ રીતે પોતે ઇંગ્લાંડનો ભાગ્યવિધાતા બનવાનાં સ્વપ્નાં ડોનજોનને દેખાવા લાગ્યાં. ઇલિઝાબેથ પ્રોટેસ્ટંટ ધર્મ પાળતી હતી. તેથી પોપ મહારાજની ઇચ્છા એને જેમ બને તેમ હલકી પાડવાની હતી. તે ડોનજોનને દરેક રીતે ઈંગ્લાંડનું રાજતખ્ત હાથ કરવાને માટે પ્રોત્સાહિત કરવા લાગ્યા. ડોનજોને પોતે એમ તો માનીજ લીધું હતું કે ફીલિપે મને નેધરલાંડનો વાઇસરાય તો બનાવીજ દીધો છે. ને તે માન્યતાથી પણ એ કાંઇ કાંઇ સુખસ્વપ્નો જોઈ રહ્યો હતો, અને મનમાં ને મનમાં ફુલાતો હતો.

## બહુરૂપીને વેશે

નેધરલાંડમાં સ્પેનના દશ હજાર ચુનંદા સિપાઇઓ હતા. તેઓ સેંકડો લઢાઇઓ લડયા હતા. પરંતુ સોનાચાંદી લૂંટવાની તેમની ભૂખ મટી ન હતી. નેધરલાંડમાં વિપ્લવની હોળી ધુંધવાઈ રહી હતી. તેનો જરા પણ ખ્યાલ ન કરતાં ડોનજોન એમ વિચારવા લાગ્યો કે આ સિપાઇઓની સહાય લઇને હું અત્યારે ઇંગ્લાંડ પર ચઢાઈ કરીશ તો હું મારૂં સુખસ્વપ્ન સાચું કરી શકીશ. તેટલાજ ખાતર એ આવો બહુરૂપી વેશ ધારણ કરીને, પોતાના પાંચ છ માણસને સાથે લઈ નેધરલાંડ જવાને માટે ઉપડયો હતો અને ફ્રાન્સ અને જર્મન હકુમતના પ્રદેશમાં થઇને નેધરલાંડને સીમાડે આવી પહોંચ્યો હતો.

પેરીસમાં એણે રાતોરાત સ્પેનના એક જાસુસની સાથે મુલાકાત કરીને ઇંગ્લાંડ પર ચઢાઈ લઇ જવાની મસલત કરી હતી. ત્યાં વેશ બદલીને એક નાચપાર્ટીમાં પણ ગયો હતો, ત્યાં નેવારની અનુપમ સૌંદર્યમયી રાણી માર્ગારેટની ઉપર મોહિત પણ થઇ પડયો હતો. પાછળથી તેની સાથે એને નામુરમાં મુલાકાત થઇ હતી.

## ઓરેન્જ અને ડૉનજોન

સુંદર ઘાટદાર અને બટકા શરીરવાળો, બત્રીસ વરસની ઉમ્મરનો આ જુવાન જેના શીર પર ગુંચળીયાળા વાળ, ગરદન સુધી ઝૂલી રહ્યા હતા, જેના અંતરમાં અખંડ ઉત્સાહ અને મહત્વાકાંક્ષાઓ ઉછળી રહી હતી તેણે તા. ૩ જી નવેમ્બરને દિને નેધરલાંડમાં પ્રવેશ કર્યો. અત્યાર સુધી એની જીંદગીમાં એને જીત પર જીતજ મળ્યા કરી હતી. ૩૨ વરસની ઉમ્મર છતાં તે બીલકુલ છોકરા જેવો દેખાતો હતો. બીજી તરફ ઓરેન્જ હાર ઉપર હાર ખાતો છતાં પોતાના પરતંત્ર દેશને સ્વાધીનતાના શિખર ઉપર લઇ જવાને પ્રયત્ન કરતો હતો. એ ચિંતાઓમાં તે માત્ર ૪૩ વરસનો હોવા છતાં બુઢ્ઢો ખખ જેવો દેખાવા લાગ્યો હતો.

ડૉનજોને આવતાંની વારજ પંચાયતોના આગેવાનોની સાથે સાંધની વાતચિત શરૂ કરી. પ્રજાના પ્રતિનિધિઓએ ડૉનજોનની આગળ પોતાનું પેલુંજ કરારનામું રજૂ કર્યું—જે કરારનામા પ્રમાણે ચાર્લ્સ અને એલ્વાના બધાયે ઘાતકી કાયદાઓ રદ ગણાતા હતા. પરંતુ ફરી પાછી જુના ધર્મની મહત્તા અને ફીલિપ રાજાની સત્તાને કબૂલ રાખવામાં આવી. સ્પેનના લશ્કરને દેશમાંથી બહાર કાઢવાનો ઠરાવ બધાની સમ્મતિથી પસાર થયો હતો, તેથી કરારનામામાં તેની પણ એક શરત દાખલ કરવામાં આવી હતી.

પરંતુ ડૉનજોનના મનમાં સવાલ ઉઠયો; કે જે કરારનામામાં હોલાંડ અને ઝીલાંડના બે પ્રાન્તોને નવીન ધર્મી–પ્રોટેસ્ટંટ–પ્રાન્ત તરીકે સ્વીકારેલા હોય અને જેમાં બીજા પ્રાન્તોમાં પણ નવીન ધર્મવાળાઓને મારવા બાળવાની સત્તા ન હોય તે કરારનામાથી સનાતન ધર્મની મહત્તા જળવાયજ કેવી રીતે ? વળી જે કરારનામામાં વિલિયમ ઓરેન્જ જેવા રાજદ્રોહી માણસને પ્રાન્તોના ગવર્નર તરીકે સ્વીકારેલો હોય તે વડે ત્યાં ફીલિપનો અધિકાર ચાલૂ છે એમ

કહી શકાય જ કેવી રીતે ?

કરારનામું

આથી ઘણા દિવસ સુધી તકરારો, દલીલો, ઝઘડાટંટા અને ગાળાગાળી સુદ્ધાં કર્યાં પછી આખરે ડોનજોને એ કરારનામું માન્ય રાખ્યું. છતાં, સ્પેનની સેના હવે જમીન રસ્તે પાછી જાય કે સમુદ્ર માર્ગે તે નક્કી કરવામાં બહુ દિવસ સુધી રકઝક ચાલી. ડોનનો વિચાર તેને દરિયા માર્ગેજ મોકલવાનો હતો કારણ કે તે લશ્કરના અધિકારીઓ સાથે શરત કરી ચૂક્યો હતો, અને ઇંગ્લાંડ ઉપર છાપો મારવાની એની વેતરણ હતી. પરંતુ પંચાયતવાળા તો સ્પેનીશ લશ્કરને જમીન માર્ગેજ વિદાય કરવા માંગતા હતા અને તેમણે એ બાબતમાં એવી તો હઠ પકડી કે ડોનજોનને નછૂટકે તેમની આ વાતને નમતું આપવું પડયું.

ડોનજોનના દબાણથી પંચાયતોએ એ કબૂલ કર્યું કે ઓરેન્જનો પુત્ર કાઉન્ટ બ્યુરન જે સ્પેનમાં કેદ પડેલો હતો તેને છોડવવાની જે વાત ઘેન્ટના કરારમાં માન્ય રાખી હતી તેનો સ્વીકાર સરકાર નહિ કરે તો ચાલશે. એ પ્રમાણે કરાર થતાં પંચાયતોએ ડોનજોનને નેધરલાંડના વાઇસરાય તરીકે કબૂલ રાખ્યો.

## સરકારની પ્રપંચજાળ

આથી ઓરેન્જને બહુજ દુઃખ થયું. એણે જોયું કે સંધિ કરીને પ્રજા ફરી પાછી સરકારની જાળમાં ફસાઇ પડી છે. તે સારી રીતે સમજતો હતો કે સરકારને કારણે નેધરલાંડમાં હવે વધારે લોહી રેડવાં એ અસંભવિત છે, અને તેથીજ સરકાર આવું અર્થ વગરનું કરારનામું કરીને દેશની સાથે છળ કરવા માંગે છે. સમય આવે બધી કસર કાઢી નંખાશે. ડોનજોનના સંબંધમાં ઓરેન્જ કહેતો કે ફીલિપ, એલ્વા અને ડોનજોન એ ત્રણેમાં માત્ર આટલોજ ફરક

છે કે ડોનજોન સૌથી જુવાન હોવાથી સૌ કરતાં વધારે બેવકૂફ, છીછરા પેટનો અને લોહીમાં હાથ ખરડવાને સૌથી વધુ ઉત્સુક છે.

ઓરેન્જે હોલાંડ ઝીલાંડ અને પોતાના તરફથી ડોનજોનના કરારનામાને કબૂલ કરવાની સાફ ના પાડી. અને પંચાયતોને લખી જણાવ્યું કે માત્ર તમને અર્થહીન શબ્દોની જાળમાં લપટાવીને ફસાવી માર્યા છે. કશું પર કરવા કે કરાવવાનો સરકારનો ઇરાદો છેજ નહિ. તે છતાં પણ હું કરાર પણ સહી કરવાને તૈયાર છું. પરંતુ તે માત્ર આ શરતે—જો સ્પેનીશ લશ્કર અમુક નક્કી કરેલી મુદત સુધીમાં દેશ છોડી જાય નહિ તો તેને હથિયાર લઈ મારીને હાંકી કાઢવાને માટે તમારે સૌ પંચાયતોએ તૈયાર થઇ જવું. એટલું કબૂલ હોય તોજ હું સહી આપું.

## ડોનજોનની ચાલબાજી

ડોનજોન સમજતો હતો કે ઓરેન્જની સાથે મિલાવટ કર્યા વિના નેધરલાંડ દેશમાં શાંતિની સ્થાપના કરવાનું અને ફીલિપની આણ સુરક્ષિત ચાલૂ રાખવાનું કામ મુશ્કેલ છે. તેણે ફીલિપને લખી જણાવ્યું કે નેધરલાંડનું નાવ ઓરેન્જના હાથમાં છે. તેને પાર ઉતારવું કે ડૂબાવી દેવું એ તેની ઇચ્છાની વાત છે. વધારામાં તેણે લખ્યું કે ઓરેન્જને ફીલિપે એવી 'ઓફર' કરવી કે જો તું નેધરલાંડ છોડીને જર્મની પાછો ચાલ્યો જાય તો અમે તારા પુત્ર કાઉન્ટ બ્યુરનને જેલમુક્ત કરીને તેને તારી જૂની જાગીરો વગેરે બધી સત્તા સુપરત કરી દઇશું.

ફીલિપે ડોનજોનની આ સૂચના માની. ડોન જ્યારે લુવેનના વિશ્વવિદ્યાલયમાં પહોંચ્યો કે તરતજ તેણે એરશોટની સાથે મસલત કરીને ડાક્ટર લીયોનીનસ નામના એક અધ્યાપકને સંદેશો આપી ઓરેન્જ પાસે મોકલ્યો. તે સંદેશામાં એણે એમ કહેવાડયું હતું કે "તારા કુટુંબને આરામમાં રાખવાનું અને તારી પહેલાંની સુખ-

સાહ્યબી પુનઃ પ્રાપ્ત કરવાનું તારા હાથમાંજ છે. ડૉનજોન તારો મિત્ર છે અને તારે માટે સર્વ કંઇ કરવાને તૈયાર છે. દેશમાં શાંતિની સ્થાપના કરવાને માટે તે એટલો બધો ઉત્સુક છે કે પોતાના દેહની પણ એને પરવા નથી અને તેને ખાતર એ એકલો એકલો ચોમેર ઘૂમી રહ્યો છે."

## દેશભક્તનું હૃદય

લેપાન્ટોના જે વીર યોદ્ધાએ હજારો દુશ્મનોને સમુદ્રમાં ડુબાડી દીધા હતા, જેણે સ્કોટલાન્ડની રાણી અને ઈંગ્લાંડની ગાદી હાથ કરવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં તેજ ડૉનજોન કમનસીબે એક સાચો દેશભક્ત કેવો હોઈ શકે તેનો ખ્યાલ પણ કરી શકતો નહતો. તે ઓરેન્જને લાલચો આપી રહ્યો હતો. રાજાની કૃપા, કુટુંબનું સુખ, એશઆરામ પદવી–અધિકાર અને બીજી લાલચો તે આગળ કરતો હતો. પરંતુ એને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે આ સંસારમાં કેટલાંક માણસો આવી બધીયે લાલચોને લાત મારી, એના કરતાં પોતાના પિતૃદેશને વધારે વહાલો ગણી શકે છે. એક રાજદ્રોહી માણસને રાજા ક્ષમા આપે અને સાથે સાથે તેની માલમિલ્કત પાછી આપી એશ-આરામથી રાખે તો તે માણસ રાજાની આવી ઉદારતાને પાછી ઠેલી જ કેમ શકે ! એમ ડૉનજોનને શંકા પડતી હતી !

## ઓરેન્જનો જવાબ

ડાક્ટર લીયોનીનસે મીડલબર્ગ જઇને ઓરેન્જને મળી ડૉન-જોનનો સંદેશો કહી સંભળાવ્યો અને તેણે બતાવેલી લાલચો રજૂ કરી. ઓરેન્જે ઠંડે કલેજે જવાબ આપ્યો—" હું લોકોના લાભ-હાનિ આગળ મારાં વ્યક્તિગત લાભહાનિને તૃણવત્ સમજું છું. એટલે આપની માંગણીનો સ્વીકાર થાય એવી મને રજ પણ આશા નથી. છતાં હું તમારી વાત પંચાયતોની આગળ રજૂ કરીશ. અત્યાર

સુધીમાં હોર્ન, એગ્મોન્ટ વગેરે સાથે જે કાંઇ વર્તણુંક ચલાવવામાં આવી છે તે જોતાં અને આજસુધીની સરકારની ચાલબાજી અને ગુપ્તમંત્રણાઓ જોતાં અમને સરકારની વાતો ઉપર જરાયે વિશ્વાસ આવતો નથી. અમને ખબર પડી છે કે હોલાન્ડ અને ઝીલાન્ડને બાજુએ રાખી બીજા નાના નાના પ્રાન્તોને સરકાર હુમલો કરી કચડી નાંખવાની પેરવી કરી રહી છે. ભલે. અમે પણ અમારી શક્તિ પ્રમાણે અમારો બચાવ કરવાની તૈયારી કરી રહ્યાં છીએ."

## ચોમાસાના અળશીયા

જ્યાં સુધી સ્પેનનું લશ્કર દેશ છોડી ચાલ્યું ન જાય ત્યાંસુધી પંચાયતો નવા કરાર મુજબ ડોનજોનને વાઇસરોય તરીકે સ્વીકારવાને તૈયાર નહતી. ડોનજોન પોતાની કબૂલત જેમ બને તેમ જલદી પૂરી પાડવા ઇચ્છતો હતો. એણે સ્પેનનું બધુંયે લશ્કર મેન્સ્ફીલ્ડની આગેવાની હેઠળ રવાના કરી દીધું. એરશોટને એન્ટવર્પના કિલ્લાનો દુર્ગેશ્વર (કિલ્લેદાર) બનાવવામાં આવ્યો. ડોનજોન ચાર્લ્સની પેઠે લુવેન જઇને બધા સરદારો અને સામાન્ય લોકોની મિત્રતા અને ખેલ તમાસામાં ભાગ લઈ લઇને લોકપ્રિય બનવાનો પ્રયત્ન કરવા લાગ્યો. જેની સાથે એ મ્હોં મલકાવીને બે ચાર શબ્દોની વાતચિત કરતો તે માણસ પછી એનોજ બની રહેતો. વર્ષાઋતુમાં ઉભરાઇ નીકળતા અળશીયાની પેઠે એવાં માણસો એની આસપાસ ઉભરાઇ નીકળ્યાં. તેઓ હંમેશ એની ખુશામત કરતા રહેતાં. એ પણ તેમને ખિતાબો, ચાંદ અને નાની નાની બક્ષિસો આપીને સંતોષવાને પ્રયત્ન કરવા લાગ્યો.

એપ્રિલની આખર સુધીમાં સ્પેનનું બધું લશ્કર નેધરલાંડની બહાર નીકળી ગયું. પહેલી મેને દિવસે ડોનજોને વાઇસરાય તરીકે ભારે ઠાઠમાઠ અને રસાલા સાથે બ્રસેલ્સ શહેરમાં પ્રવેશ કર્યો. એ વેળા શહેરને અનેક શણગારથી સજાવ્યું હતું. અનેક નોતરાં મળ્યાં.

સુંદરીઓએ અટારીઓ અને ઝરૂખાઓ ઉપરથી જોનની ઉપર પુષ્પ-વૃષ્ટિ કરી. નેધરલાંડમાં આવો ઉત્સવ માણવાનો પ્રસંગ ઘણાં વરસોથી આવ્યો ન હતો.

## આશા ધૂળ મળી

પરંતુ આ બધા ઠાઠમાઠ અને સત્કારથી ડોનજોન કાંઇ ભૂલાવામાં ન પડી ગયો. તે જાણતો કે આ લોકો ઉપર જેટલો ઓરેન્જનો કાબુ છે તેટલો મારો કે સરકારનો નથીજ. તે નેધરલાંડવાસીઓને અંતરથી ધિક્કારતો હતો. નેધરલાંડ ઉપર રાજ્ય કરવાના ઇરાદાથી કાંઈ તે અહીં આવ્યો પણ ન હતો. એ તો સ્કોટલાંડની રાણી મેરીને ઇંગ્લાડની ગાદીએ બેસાડવાના અને એ રીતે ઇંગ્લાંડનું તખ્ત હાથ કરવાની ધારણાથી આવ્યો હતો. પરંતુ હઠીલા નેધરલાંડવાસીઓએ સ્પેનનાં લશ્કરને સમુદ્ર માર્ગે જવા નહિ દીધું તેથી એની બધી આશાઓ ધૂળમાં મળી ગઇ. હવે એને નેધરલાંડમાં એક દિવસ પણ ગાળવાનું અકારૂં લાગવા માંડ્યું. એ અને એનો મંત્રી એસ્કોવેડો રોજ ફીલિપના મંત્રી પેરેઝ ઉપર આવા કાગળો લખીલખીને પોતાનાં રોદણાં રડ્યાં કરતાં હતાં:

## બાયડી પણ ચાલે

"કોઈ પણ રીતે અમને આ ભઠ્ઠીમાંથી ઉગારી લો. અમને હવે અહીં રહેવાની બીલકુલ ઇચ્છા નથી. જે કામને ખાતર અમે અહીં આવ્યા હતા તે કામ તો કમનસીબે સફળ થયું નહિ. નેધરલાંડ ઉપર રાજ્ય કરવાને માટે તો કોઇ બાયડીને પણ મોકલી શકાય તેમ છે. કારણ અહીંની ઉદ્ધત પંચાયતો દરેક કામ પોતાની મરજી મુજબજ કરાવે છે. અહીં વાઇસરાયનું કામ તો બેઠાં બેઠાં કાગળો ઉપર સહીઓ કરવાનું જ છે."

એસ્કોવેડો એવી સલાહ આપતો હતો કે ડોનજોનને સ્પેનની

એકઝીક્યુટિવ કાઉન્સીલ (મંત્રી સભા) નો પ્રમુખ બનાવવામાં આવે તો સારૂં. પરંતુ પેરેઝ આનો એવોજ જવાબ આપતો કે—"હું તજવીજ કરી રહ્યો છું. ઉતાવળ કરવાની જરૂર નથી. કદાચ ફીલિપને આપણા પત્રવહેવારની ખબર પડી જશે અને એ જાણી જશે કે આપણે તો સ્વાર્થ સાધનાને ખાતરજ ખટપટ કરીએ છીએ—તો બધો તાલ બગડી જશે."

## પેરેઝની ચાલાકી

પરંતુ પેરેઝ બે તરફની ઢોલકી બજાવતો હતો. એસ્કોવેડોની સાથેનો બધોયે પત્ર વહેવાર તે ફીલિપને બતાવતોજ હતો, ને તેની સલાહથીજ જવાબો લખતો હતો. તે બન્ને પક્ષોની સાથે છળ કરીને પોતાનો સ્વાર્થ સાધવા માંગતો હતો. એસ્કોવેડો એને પોતાનો ખાસ વિશ્વાસુ મિત્ર ગણતો હતો. પરંતુ એ તો એસ્કોવેડોનીજ ઘોર ખોદવાની પેરવીમાં હતો !

નિરંકુશ પરદેશી રાજતંત્રની લીલા તો જૂઓઃ જે માણસોના હાથમાં લાખો મનુષ્યોનું નસીબ મૂકાયલું હતું તે માણસો તો એક બીજા પર અવિશ્વાસ રાખીને છળપ્રપંચ કરવામાં પોતાનું જીવન વીતાડતા હતા. ઓરેન્જે પોતાના સિદ્ધાન્ત પ્રમાણે હોલાંડ અને ઝીલાંડને તો એક સૂત્રે બાંધીને સંગઠિત કર્યાં હતાં. ઝેન્ટનગરની સંધિથી આખા દેશમાં અમુક સમય માટે એકસંપી થઇ ગઈ હતી.

## ઓરેન્જની માતા

ઓરેન્જના મિત્રો હંમેશ એની કુશળતા માટે ચિંતા કર્યાજ કરતા હતા. એની વૃદ્ધ માતા જેણે પોતાના ત્રણ પ્યારા પુત્રો લુઇ, એડોલ્ફસ અને હેનરીની સ્વતંત્રતાની વેદીમાં આહૂતિ આપી દીધી હતી, તે એને વખતો વખત પત્રો લખી જણાવતી હતી કેઃ

"બેટા, મને મારા કાળજાંની કોર સમા બેટાની ખબરો મળવા

માટે ખૂબ ચિંતા રહેછે. હું સાંભળું છું કે હવે શાંતિ થવાની છે. ધ્યાન રાખજે કે એ શાંતિ યુદ્ધ કરતાં વધુ ભયંકર ન હોય. બેટા, સ્વતંત્રતાને ખાતર સર્વ કાંઇ હોમી દેજે પરંતુ દુશ્મનને શરણે જવાનું કદી પણ કબૂલીશ નહિ."

આવી માતાનો પુત્ર દેશની સ્વાધીનતાને ખાતર પોતાનું જીવન સર્વસ્વ હોમી દે એમાં શી નવાઇ ?

## દેવું કરીને દેશસેવા—

ઓરેન્જને એક બીજો ભાઇ હતોઃ કાઉન્ટ જોન. તે ફ્રાન્સમાં રહેતો હતો. અને ત્યાંજ બેઠો બેઠો પોતાના દેશની મુક્તિ કાજે મદદ મેળવવા પ્રયત્ન કરતો હતો. તેણે એક વાર ઓરેન્જને પત્ર લખી જણાવ્યું કે—"ભાઇ, મેં અને લુઇ ભાઇએ લશ્કર ભેગું કરવાને માટે નાણું મેળવવા ખાતર અમારી પત્નીઓનાં શરીર પરના દાગીના ઉતારી ઉતારીને ગીરે મૂકયા છે. અમારે માથે એટલું બધું દેવું થઈ ગયું છે કે તેના ભાર તળે અમે કચરાઇ જઇએ છીએ. જો નેધરલાંડના નગરજનો પોતાની જવાબદારી સમજીને અમારી આ કરજદારીમાંથી અમને મુક્ત કરાવે તો ઘણું સારૂં થાય."

ઓરેન્જ પોતાની મા, ભાઇ, સ્ત્રી, તથા અન્ય લોકો બધાંયને એકસંપી કરવા ભલામણ કરતો હતો. એ જાણતો હતો કે સરકારની સાથે સુલેહ કરવી એટલે જાણી જોઇને બળતામાં ઝંપલાવવા જેવું છે. યુદ્ધ સિવાય એને બીજો કોઇ પણ માર્ગ દેખાતો ન હતો. ડોનજોનને પણ લડાઈ લડવા ઉપર કુદરતી પ્રેમ હતો. પરંતુ સરકારી તિજોરીનું દેવાળું નીકળ્યું હતું અને સિપાઇઓને આપવા પૈસાજ ન હતા. એથી સુલેહ કરવા સિવાય બીજો કોઇ ઉપાયજ એને દેખાતો ન હતો. એણે ફરીથી દૂતો મોકલીને ઓરેન્જની સાથે સંધિ કરવાનો પ્રયત્ન કર્યો. મિડલબર્ગમાં તેમની વચ્ચે કેટલાક દિવસો સુધી મસલત ચાલી. પરંતુ કશું પરિણામ આવ્યું નહિ. ડોનજોનના

પ્રતિનિધિઓ કહેતા હતા કે ફીલિપ મહારાજની આણ–સત્તા અને કેથોલિક ધર્મની મહત્તા એ બે બાબત સિવાયની બીજી કોઇ પણ બાબતમાં બાંધછોડ કરવાને તૈયાર છીએ. ઓરેન્જ કહેતો કે મારે તો દેશની અને ધર્મની પૂરેપૂરી સ્વતંત્રતા જોઇએ. હવે આનો મેળ કેમ ખાય ? કશું પરિણામ ન આવ્યું. બંને પક્ષનાં માણસો ફરી પોતપોતાને ઘેર ગયા. ડોનજોને ફીલિપને લખી જણાવ્યું કે ઓરે-ન્જના હૃદયમાં આપને માટે ખૂબજ ધિક્કાર છે. એટલે સુધી કે જો આપનું લોહી એને પીવા મળે તોયે આનંદથી પી જાય. વગેરે.

હવે દેશમાં બરાબર ત્રણ પક્ષ પડી ગયા હતા. એક તો અમીર ઉમરાવનો પક્ષ, જેઓ સ્પેનવાળાને ધિકકારતા તો હતા પરંતુ જાતે આમ વર્ગમાં ભળતા ન હતા. બીજો પક્ષ ડોનજોનનો –તેઓ જોનપંથીને નામે ઓળખાતા. ત્રીજો પક્ષ ઓરેન્જનો. અમીર ઉમરાવો દુધ દહીં બેમાં પગ રાખવા માંગતા હતા. બેરલા-મોન્ટ વગેરે બે ચાર એવા પણ કુટુંબ હતા જે દરેક પ્રકારે સ્પેનને મદદ કરવા તત્પર હતા. બીજાઓ બધા અમીર મંડળના સામાન્ય પ્રવાહની સાથે તણાતા હતા.

એરશોટ તો બીલકુલ ખુશામતી ટટ્ટુ હતો. તે ઓરેન્જથી તેમજ સરકારથી બેઉથી ડરતો હતો. સરકારી કાગળીયાં, ફીલિપ મહારાજના પત્રો અને બીજી બધીયે ગુપ્ત ખબરો તે ઓરેન્જને પહોંચાડ્યા કરતો હતો. બીજી બાજુ ડોનજોનની પાસે જઇને તે ઓરેન્જની ખૂબ નિંદા કરતો હતો. કોઇ પણ રીતે બેની વચ્ચેથી પોતાનું કામ કાઢી લેવા ઇચ્છતો હતો.

### ઉભી પૂંછડીએ

એક દિવસ મધરાતને વખતે એરશોટ ડોનજોનને મુકામે દોડી ગયો અને કહેવા લાગ્યો—"નાસો, નાસો. અહીંથી આજ પળે નાસો. નહિ તો બચવાનો આરો નથી." ડોનજોનને ખબર તો

હતીજ કે ઓરેન્જના માણસો એલ્વા અને મેડીના કોલીને પકડવાના પ્રયત્ન કરી રહ્યા હતા. હાલમાંજ ખુદ ડૉનજોનને પણ પકડી લેવાની ખટપટ ઓરેન્જ તરફથી થઇ હતી. રોજને રોજ મને પકડવાની એક એક નવી નવી તરકીબ થાય છે એની ખબર ડૉનજોનને પડતીજ હતી. આથીજ જ્યારે એરશોટ મધરાતને વખતે આવા સમાચાર લાવ્યો ત્યારે એ બિચારો ખૂબ ગભરાઈ ગયો અને તરતજ મીચલીન ભાગી ગયો. ત્યાં પણ એક દિવસ એરશોટ પહોંચી ગયો અને ડૉનજોનને કાંઇ કાંઇ વાતો સંભળાવવા માંડીઃ મારા હાથમાં હમણાંજ ઓરેન્જનો એક ગુપ્ત પત્ર આવી પડયો છે તે પરથી જણાય છે કે એણે બધી પંચાયતોને તમને કેદ પકડવાનો હુકમ આપી દીધો છે.

ડૉનજોને પૂછ્યું કે—"ભલા મને પકડીને પંચાયતો શું કરશે ?"

એરશોટે ભારે ગમ્મતભર્યું ગપ્પું ચલાવ્યું કે—"નેધરલાંડમાં એવી પ્રથા તો જૂના જમાનાથી ચાલતી આવી છે. તમને કેદ પકડીને તેઓ ગમે તેવા કાગળ દસ્તાવેજ ઉપર તમારી પાસે જબરદસ્તીથી સહી કરાવી લેશે. પહેલાં એક વાર આપના એક પૂર્વજને એવીજ રીતે પકડીને મનમાન્યા દસ્તાવેજ પર તેની સહી કરાવી લેવામાં આવી હતી. અને પછી તેમને તેમના સાથીઓની સાથે બારીની બહાર ફેંકી દેવામાં આવ્યા હતા."

ડૉને ઘાંટો પાડી કહ્યું—"ખબરદાર, આવી વાતો ફરી મારી આગળ કરી તો."

એણે એમ કહ્યું તો ખરૂં. પણ એ જૂઠી વાતો સાંભળીને પણ એ એવો તો ગભરાયો કે પોતાનો બધો માલસામાન વેચી નાંખીને તુરતજ મીચલીન છોડી દૂર નાસી ગયો. ઓરેન્જનો બધો આધાર મધ્યમ વર્ગના લોકો ઉપર હતો. કારણ કે તેમની પાસે નાણાં

થોડાં છતાં બુદ્ધિ અને વિદ્વતા પૂરતા પ્રમાણમાં હતાં.

## રમણી કે રાક્ષસી

બેલોયની રાણી માર્ગારેટ જેના મુખસૌંદર્ય ઉપર ડોનજોન પેરીસમાં મોહ પામી ગયો હતો તે ફ્રાન્સના ડયુક એલેન્કોનની બ્હેન થતી હતી. તે પરણેલી હતી છતાં પોતાના ધણી તરફ તિરસ્કાર રાખતી હતી અને ભાઇના પ્રત્યે સામાન્ય ભ્રાતૃપ્રેમ કરતાંય અધિક પ્રેમ રાખતી હતી.

એલેન્કોનભાઇને પોલાંડની ગાદી તો મળી ચૂકી હતી. હવે એની દાઢ નેધરલાંડ ઉપર સળકી હતી. પોતાના ભાઇને નેધરલાંડનું રાજ મેળવી આપવા માટે માર્ગારેટ નેધરલાંડ આવી હતી. તેણે બ્હાનું તો એવું કાઢેલું કે ‘ હું તો તીરથ કરવા નીકળી છું.’ પરંતુ રસ્તામાં તે નેધરલાંડના અધિકારીઓને મળીને તેમને ફોડવાનો પ્રયત્ન કરવા લાગી. એની પાસે ત્રણ બાણ હતાં. એક તો અનુપમ સૌંદર્ય, બીજું નાજુક લટકામટકાવાળી વાતચિત અને ત્રીજું એનું મર્મવેધી મધુરૂં સંગીત – એ તો જાણે સુવર્ણમાં સુગંધ જેવું હતું. પેરીસમાં એનું સૌંદર્ય જોઇને ડોનજોને ઉદ્ગાર કાઢયો હતો કે–

“અહાહા ! આ તો માનવી નહિ પણ દૈવી સુંદરતા છે.”

પરંતુ એ સૌન્દર્ય કાંઇ મનુષ્યોને આનંદ આપવાને માટે સર્જાયું નહતું. લોકોના આત્મા પર ઈંદ્રજાળ ફેલાવવાને માટે સર્જાયું હતું. માર્ગારેટ કંઇક કવિતાઓ પણ લખતી હતી. એની વાણીમાંજ કંઇક જાદુ હતો. એવી જાદુભરી પૂતળી કોઇ પણ સરકારી અમલદાર ઉપર પોતાની ઈંદ્રજાળ કેમ નહિ ફેલાવી શકે? અનેક અધિકારીઓને એણે એલેન્કોનના પક્ષમાં ખેંચી લીધા.

## રૂપસુંદરીની પધરામણી

ડોનજોન મીચલીન છોડીને ભાગી જવાનો વિચાર કરતો જ

હતો. નામૂર જઈને પેરીસની પોતાની સ્વપ્નસુંદરીનો મેળાપ કરવાનું એને ઠીક બહાનું મળ્યું હતું. ભાઈસાહેબ માયામાં લપટાયા. નામૂર બહુજ શોભીતું શહેર હતું. આજે સૈકાઓ વીત્યા છતાં પણ એ તેવુંજ રમણીય નગર છે. ત્યાં ડોનજોને ભારે ઠાઠમાઠ સાથે માર્ગારેટ સુંદરીની પધરામણી કરી. પ્રેક્ષકો સૌ એકે અવાજે વાહવાહ પોકારવા લાગ્યા. જે મહેલમાં માર્ગારેટને ઉતારો આપવામાં આવ્યો હતો તેને તુર્કસ્તાનના સુલ્તાનોએ ભેટ મોકલેલા ગાલીચાઓ અને પડદાઓથી શણગારવામાં આવ્યો હતો. લેપાન્ટોની લડાઈમાં વિજય મળવાથી ડોનજોનને જે જે અમૂલ્ય વસ્તુઓ ભેટ મળી હતી તે બધી એ મહેલના ઓરડાઓમાં ચોમેર ગોઠવવામાં આવી હતી. શહેર આખું જાણે દીવાળી હોય તેમ ઉજાળવામાં આવ્યું હતું. બીચારા ડોન-જોનને થોડોજ ખ્યાલ હતો કે માર્ગારેટ ખુદ એનીજ સાથે છળ કરવાને અને એના નોકરોને ફોડવાને માટે આવી હતી?

## અત્યાચારનો અખાડો

ડોન તો પ્રેમમાં આંધળો બનીને સૌંદર્યની વેદી પર પોતાનાં હૃદયપુષ્પ ચઢાવી રહ્યો હતો. પરંતુ જેવી માર્ગારેટની પીઠ ફરી કે એ જાણે સ્વપ્નમાંથી ચોંકી ઉઠ્યો. એણે સરદાર બેરલામોન્ટને શીખવીને મોકલ્યો કે નામૂરના કિલ્લેદારને કહેવું કે ડોનજોન સાહેબ અહીંથી શિકારે નીકળવાના છે ને તે તમારા કિલ્લામાં થોડો વખત આરામ લેશે, તેની આગતાસ્વાગતા કરવાને તૈયાર રહેજો.

નામુરના કિલ્લેદારે બેરલામોન્ટના શબ્દો પર વિશ્વાસ રાખી ડોનજોન સાહેબની સરભરા કરવાનું કબુલ કર્યું. પરંતુ એને આ રીતે ભ્રમમાં નાંખીને ડોનજોને પોતાના સાથીઓ સહિત કિલ્લામાં પ્રવેશ કરી કિલ્લો હાથ કર્યો. દેખીતી રીતે એને એવું કાંઈ કરવાની જરૂર નહિ હતી. કારણ કે એ પોતે સ્પેનથી નેધરલાંડના વાઈસરાય તરીકે તો આવેલોજ હતો. દરેકદરેક કિલ્લા ઉપર એનો અધિકાર તો

હતોજ. તો પછી આવી રીતે છળપ્રપંચ કરીને કિલ્લો સર કરવાની એને શી જરૂર?

પરંતુ ખરી વાત એ હતી કે નામૂરનો કિલ્લો જેને ઓરેન્જ 'અત્યાચારનો અખાડો' એ નામથી ઓળખતો હતો તે કિલ્લો આટલી સહેલાઇથી મારે તાબે થઇ જશે એવો ડોનજોનને ખ્યાલજ ન હતો. કેટલેક અંશે તો એની શંકા પણ વાજબીજ હતી. પરંતુ જે માર્ગારેટના લગ્નને દિવસે છળકપટથી બાર્થોલેમ્યુના અત્યાચાર કરવામાં આવ્યા હતા તેજ માર્ગારેટનું સ્વાગત કરવાને બહાને પ્રપંચથી નામુરનો કિલ્લો હાથ કરવામાં આવ્યો હતો.

## સાંકડી શેરીમાં ખૂન

એસ્કોવેડો થોડાક દિવસ માટે સ્પેન ગયો હતો. પેરેઝે ફીલિપને સમજાવી રાખ્યું હતું કે એસ્કોવેડો અને ડોનજોન એ જણા મળીને કાવતરું કરી સ્પેનનું રાજ્ય હાથ કરવા માંગે છે. આથી ફીલિપે એસ્કોવેડોને ઝેર ખવરાવી મારી નંખાવવાનો નિશ્ચય કરી દીધો હતો. ફીલિપને શાહજાદા ઇબોલીની સ્ત્રી સાથે આડો સંબંધ હતો. અને ઇબોલી મરણ પામતાં તે સ્ત્રીની સાથે પેરેજને પણ આડો વહેવાર ચાલૂ થયો હતો. એસ્કોવેડો સ્પેન પહોંચ્યો ત્યારે એને આ વાતની ખબર પડી. જે સ્ત્રીનો મહારાજા સાથે સંબંધ છે તેજ સ્ત્રી સાથે તેનો સેક્રેટરી પણ આડો વહેવાર રાખે છે એવું જોઇને તેને બહુ દીલગીરી થઈ. એણે પેરેજને ધમકી આપી કે હું બધી વાત ફીલિપ મહારાજાને કહી દઇશ. આથી પેરેજ પણ એસ્કોવેડોનું કાટલું કાઢવાનો લાગ શોધી રહ્યો હતો. તેણે એને ત્રણ વાર ઝેર આપવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમાં સફળતા મળી નહિ. આખરે પાંચ છ મવાલીઓને મોકલીને એણે એક દિવસ રાત્રે એસ્કોવેડોને એક 'સાંકડી શેરી'માં મારી નંખાવ્યો. એ મવાલીઓને એણે લશ્કરમાં નોકરીએ રખાવી દીધા અને જીંદગી સુધીનું વરસાસન બાંધી આપ્યું.

## બાપુ વિલિયમની જય!

હોલાંડ અને ઝીલાંડના લોકો સમુદ્રના તૂટેલા બંધ દુરસ્ત કરવામાં રોકાયા હતા. ઓરેન્જ ઠામઠામ ફરીને સર્વેને ઉત્સાહિત કરતો હતો. લોકોની વિનતિઓ પરથી એણે બંને પ્રાંતોના બધા શહેરોની મુલાકાત પણ લીધી. એ જ્યાં ગયો ત્યાં એને કોઇ વિજયવંત સેનાપતિ અથવા રાજા મહારાજાની પેઠે ખૂબ માનપાન મળ્યાં. કુલ-મંડળીની કમાનોમાં થઇને લોકોએ એની ઠાઠમાઠથી સવારીઓ કાઢી. જ્યાં જ્યાં એ જતો ત્યાં ત્યાં—"બાપુ વિલિયમ આવે છે! બાપુ વિલિયમની જે!" એવા પોકારો થતા હતા. જેવી રીતે બાપ પોતાનાં સંતાનોની સાથે હળેમળે છે તેવીજ રીતે ઓરેન્જ લોકોની સાથે હળતો. લોકો પણ એનું સ્વાગત ખરા હૃદયથી કરતા હતા.

## અંગરક્ષકો આપો

યુટ્રેક્ટ ઉપર જૂના હક પ્રમાણે ઓરેન્જનોજ અધિકાર હોવો જોઇએ. પરંતુ ત્યાંના લોકો અત્યાર સુધી એને માનતા ન હતા. હવે ત્યાંથી પણ એને આમંત્રણો આવ્યાં. એ ત્યાં તરતજ જઈ પહોંચ્યો. યુટ્રેક્ટના લોકોએ એનું અદ્વિતીય સ્વાગત કર્યું. ડોનજોને પંચાયતોની આગળ પોતે નામુરનો કિલ્લો છળપ્રપંચથી સર કર્યો તેનું કારણ એમ જણાવ્યું કે "વિલિયમ મને મારી નંખાવવાની તજવીજમાં છે. જ્યાં જોઉં છું ત્યાં એના દૂતો મારો ઘાટ ઘડવાની પેરવી કરતા માલમ પડે છે. તેથી મેં તો મારા પ્રાણની રક્ષાને માટે બીજો કોઇ ઉપાય ન માલમ પડવાથી નામુરનો કિલ્લો કબ્જે કર્યો છે. મારે બીજું કશું કારણ નથી. પંચાયતોએ મારી રક્ષાને માટે મને અંગરક્ષકો આપવા જોઇએ."

## નારદ વિદ્યા

ઓરેન્જે પંચાયતોની કને સંદેશો મોકલ્યો કે ડોનજોનની દરેક

હિલચાલ ઉપરથી માલુમ પડે છે કે એ છળ કરીને દરેકને સજા કરવાની પેરવી કરી રહ્યો છે. હજુ સુધી એના દશ હજાર જર્મન સિપાઇઓ આ દેશમાં આમતેમ વિખરાતા ફર્યા કરે છે. તેમને દેશ બહાર કાઢવાની બાબતમાં એ કાંઇ ને કાંઇ બહાનાં બતાવ્યા કરે છે. નામુરના કિલ્લા પર એણે છળથી સત્તા ઝમાવી છે. બીજાયે કિલ્લાઓ ઉપર એની નજર ચોંટેલીજ છે. પંચાયતોને ઉશ્કેરી ભંભેરીને તમને મારી સાથે લડાવી મારવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આપણી વચ્ચે ટંટો કરાવી એક બીજાને લડાવી ડોનજોન પોતાની બીનહરિફ સત્તા ઝમાવવા માંગે છે." વગેરે.

પંચાયતોએ ડોનજોનને માટે ત્રણસો અંગરક્ષકો તો મોકલી આપ્યા. પરંતુ એનો જાન લેવાની ઓરેન્જની ખટપટવાળી વાત કાંઇ પંચાયતોએ માની નહિ અને તેને નામુરનો કિલ્લો છોડી જવાનું કહ્યું. વળી પંચાયતોએ પોતાના પ્રતિનિધિઓ મોકલીને ડોનજોનને એમ પણ કહેવરાવ્યું કે ઝેન્ટનું કરારનામું બરાબર જળવાય તે માટે જર્મન સૈનિકોને તુરતજ દેશ બહાર કાઢી મૂકવા જોઇશે.

## વીર ડેઓરસ

ડોનજોને એંટવર્પના કિલ્લેદાર એરશોટને માર્ગારેટનું સ્વાગત કરવાના બહાના હેઠળ એન્ટવર્પથી ખસેડીને ટ્રેસલોંગના કિલ્લા પર મોકલી દીધો હતો. ડોનજોન એમ સમજતો હતો બસ હવે એન્ટવર્પનો કિલ્લો પણ મારા હાથમાં આવી ગયો. પરંતુ એન્ટવર્પ શહેરના એક વીર પુરૂષ ડેઓરસે ઓરેન્જના મિત્ર માર્ટિની અને બીજા શહેરના ગવર્નર લીડકોર્કની સલાહ લઇને વેપારીઓ વગેરેની ધનસહાય વડે ઓચિંતો એન્ટવર્પ કિલ્લા પર હુમલો કર્યો અને કિલ્લો કબજે કર્યો. એ રીતે કિલ્લા પર તો શહેરીજનોની સત્તા ઝામી. પરંતુ અમલદારો, વેપારીઓ અને શહેરીઓ મળીને વિચાર કરવા લાગ્યા કે સરકારનું જર્મન લશ્કર તો હજુ શહેરમાંજે પડાવ નાંખી રહ્યું છે.

જો તે કદાચ વિફરશે તો મારફાડ ને લૂંટ કરવા મંડી પડશે. આથી વેપારીઓએ કહ્યું કે અમે ત્રણ લાખ રૂપિયા સુધી એમની પાછળ ખરચવા—એમનાં ખીસ્સાં ભરવા – તૈયાર છીએ. રૂપિયા લઈ એમણે શહેર તુરતજ છોડી જવું જોઇએ.

એ જર્મન સૈનિકોએ બજારની વચ્ચે એક ચોગાનમાં પોતાનો સરંજામ ખડકીને યુદ્ધની તૈયારી કરી મૂકી હતી. કિલ્લા પરથી સુલેહનો સફેદ વાવટો ફરકાવવામાં આવ્યો. બેઉ પક્ષના લવાદો આવીને સોદાની રકઝક કરવા લાગ્યા. વેપારીઓ પુલ પર ઉભા રહીને સિક્કાઓથી ભરેલી કોથળીઓ સિપાઇઓને દેખાડયા કરતા હતા. સિપાઇઓના મ્હોંમાં પાણી છૂટવા લાગ્યાં. તે કહેવા લાગ્યા કે જો અમારા કેપ્ટન તમારી સાથે સુલેહ કરવાને તૈયાર નહિ થશે તો અમે તેને મારી નાંખીશું.

## પરદેશી કાસળ

એટલામાં શેલ્ડ નદી પર ઓરેન્જની લશ્કરી બોટો આવી પહોંચી અને તેણે ગોળીઓ ચલાવવા માંડી. જર્મન સિપાઇઓ એવા તો ગભરાયા કે વેપારીઓ પાસેથી નાણાં કોથળી લેવાની વાત તો બાજુએ રહી પણ પોતાનો સરસામન અને સરંજામ છોડીને જીવ લઈ નાઠા. કિલ્લા પર દેશભકતોનું રાજ્ય થયું. બાર બાર વરસની અથાક મહેનતને અંતે આજે પહેલીજ વાર એન્ટવર્પ શહેરમાંથી વિદેશી લશ્કરનું કાસળ ગયું. દશ હજાર પુરૂષો સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં મળીને રાતદહાડો મજૂરી કરીને એન્ટવર્પ શહેર ઉપર જુલ્મની ધૂંસરી સરખા એ કિલ્લાની દિવાલો તોડી ફોડીને જોતજોતામાં મેદાન કરી મૂકી. એમનું જોઇને ઝેન્ટનગર વાળાઓએ ઝેન્ટના કિલ્લાનું પણ એજ રીતે તોડી ફોડીને નામ નિશાન કાઢી નાંખ્યું.

ડોનજોનને આ ખબરો પડતાં તેનું મન બહુજ ખાટું થઇ ગયું. પહેલાં એણે પંચાયતોને લખ્યું કે—"દેશનું બધું લશ્કર અને

બધા કિલ્લા મારા હાથમાં આવી જવા જોઇએ. ઓરેન્જ ઝેન્ટનગરના કરારનામા પ્રમાણે વર્તતા નથી. તેની પાસે તે કરારનામાનો અમલ કરાવવો જોઇએ. જો એ માને નહિ તો એની સાથે લડાઈ કરવામાં પંચોએ મને મદદ કરવી જોઇએ. હું પંચાયતોની સાથે સમજૂતી કરવાને માટે જે કંઇ કહો તે કરવાને તૈયાર છું. જો મારા ચાલ્યા જવાથી પંચાયતોને સંતોષ થતો હોય તો હું આ દેશ છોડીને ચાલ્યો જવાને પણ તૈયાર છું." વગેરે.

## પંચાયતોનો પડકાર

પરંતુ ડોનજોન ઉપર પંચાયતોને જરા પણ વિશ્વાસ રહ્યો ન હતો. લેપાન્ટોના એ વિજયી સરદારની તીક્ષ્ણ તલવાર ઓરેન્જની બુદ્ધિની સામે કશુંજ કામ આવતી ન હતી. ડોનજોને નામુર અને એન્ટવર્પના કિલ્લા હાથ કરવાની જે ચેષ્ટા કરી તેથી પંચાયતોને એટલી ખાત્રી થઇ ગઇ કે એનું હૃદય મેલું છે. એમને હજુ એ ખબર ન હતી કે ડોનજોન તો ઈંગ્લાંડ પર ચઢાઇ લઇ જવાની પેરવી કરી રહ્યો છે. ને તેથીજ એણે જે જર્મન લશ્કર દેશમાં રાખી મૂક્યું હતું અને એ લશ્કરના અમલદારો સાથે ગુપ્ત રીતે જે મસલત ચલાવી રહ્યો હતો તેને લીધે પંચાયતો એના પર વહેમાતી હતી. જર્મન લશ્કરને ડોનજોન અને એસ્કોવેડોની મારફતે ફીલિપ મહારાજાની સાથે છૂપો પત્ર વહેવાર ચાલતો હતો તે કાગળીયાં કોઇક રીતે ઓરેન્જના હાથમાં જઇ પડયાં હતાં. તેણે તે પંચાયતોની આગળ રજૂ કર્યાં એટલે ડોનજોનનું પોગળ પંચો આગળ ખુલ્લું પડી ગયું અને તેમનો રહ્યોસહ્યો થોડો વિશ્વાસ પણ ઉડી ગયો. તેમણે ડોનજોનના ધૃષ્ટતાભર્યાં કાગળો વિશે બહુજ કડક જવાબ લખ્યો.

"જર્મન લશ્કર અને તેના પરદેશી અમલદારો સૌને તરતજ દેશ બહાર કાઢી મૂકો. તમારા જે કાગળો અમારા હાથમાં આવી પડયા છે તે પરથી અમારી ખાત્રી થઇ છે, કે તમે અમારે માટે

ફ્રેવીક નેક દાનત રાખો છો. કિલ્લો તમારા હાથમાં નજ સોંપવો એવો અમે નિશ્ચય કર્યો છે તે વાજબીજ છે. મહારાજા ફીલિપ ઉપર અને સનાતન ધર્મ ઉપર અમારી પૂરી શ્રદ્ધા છે. તમે અહીંથી જાઓ તો મહારાજને અમારી એટલી વિનતિ છે કે તમારી જગોએ બીજો કોઇ માણુસ મોકલે તે એવો મોકલે કે જેની નસોમાં ખરેખરૂં બાદશાહી ખાનદાનીનું લોહી વહેતું હોય."

ધોબણનો બેટો

આ છેલ્લા શબ્દો લખીને પંચાયતોએ ડોનજોન ધોબણનો દીકરો હતો તે બાબત પર ટીકા કરી હતી. તે વાંચીને એ ક્રોધથી બળી ઉઠયો. પરંતુ કરે શું ? હાથ પગ અફાળવા સિવાય એનાથી બીજું કશું થાય તેમ ન હતું. પોતાનીજ ગોઠવેલી જાળમાં તે પોતેજ ફસાઇ પડયો હતો. જેમ જેમ તે હાથ પગ અફળતો હતો તેમ તેમ તે વધારે ને વધારે જાળમાં ગુંચવાતો જતો હતો. ઓરેન્જ તેને કચરી નાંખવાની પેરવીમાંજ હતો.



## ઓરેન્જનો ઉદય

પંચાયતોની બેઠક બ્રસેલ્સમાં મળી હતી. તે ડોનજોન સાથે સંધિ કરવા બાબતમાં પત્ર વહેવાર ચલાવી રહી હતી. લોકોએ પંચાયતો ઉપર એવું દબાણ કર્યું કે પંચાયતોને ઓરેન્જને બ્રસેલ્સ આવી આ કામમાં સલાહ આપવાનું આમંત્રણ મોકલવું પડયું. ઓરેન્જે અગીયાર વરસ થયાં બ્રસેલ્સમાં પગ મૂકયો ન હતો. બ્રસેલ્સ જઇને પોતાના મિત્રોને મળવાની એને બહુજ ઇચ્છા હતી. પરંતુ એણે તો હોલાંડ ઝીલાન્ડની પંચાયતો સમક્ષ બ્રસેલ્સની પંચાયતોનો આવેલો આમંત્રણ પત્ર રજૂ કર્યો અને પોતે બ્રસેલ્સ જવું કે નહિ તેની રજા માંગી. ઓરેન્જની સ્ત્રીએ અને પંચાયતોએ બહુજ રકઝક પછી ડરતાં ડરતાં ઓરેન્જને બ્રસેલ્સ જવાની રજા આપી. કારણ કે એ બ્રસેલ્સ નગરમાંજ ઓરેન્જના સૌથી પ્યારા અને સમર્થ મિત્રોનાં ડોકાં ઉડાવી દેવામાં આવ્યાં હતાં. હોલાન્ડ અને ઝીલાન્ડની પંચાયતોને ઓરેન્જની ઉપર બહુજ મમતા હતી. તેમણે ફરમાન કાઢયું કે ઓરેન્જ બ્રસેલ્સ જાય તે દરમ્યાન એની રક્ષાને માટે દરેક દેવળોમાં રોજ પ્રાર્થના કરવી.

### બ્રસેલ્સમાં સ્વાગત

બ્રસેલ્સ નેધરલાંડ દેશની રાજધાની હતી. સ્પેનનો વાઇસરાય બ્રસેલ્સમાં રહેતો છતાં ત્યાં પણ આ બંડખોર, દેશનિકાલ કરેલા રાજદ્રોહી ગણાતા શાહજાદા ઓરેન્જનું ભારે ધામધૂમથી સ્વાગત થયું. આખું શહેર તો એની સવારીની આગળ કંઈક માઇલ દૂર

ઉભા ઉભાં 'બાપૂ વિલિયમની જે' પોકારતું હતું. ઓરેન્જના જીવનમાં આ સૌથી ગૌરવભર્યો દિવસ હતો. સરકારે એને રાજદ્રોહી ઠરાવીને દેશનિકાલની સજા ફરમાવી હતી. છતાં સરકારનો પ્રતિનિધિ બાપડો નામુરના કિલ્લામાં ભરાઈ બેઠો હતો અને તેનીજ રાજધાનીમાં સૌ પ્રજા આ રાજદ્રોહી વિલિયમનુંજ ઉત્સાહભેર સ્વાગત કરી રહી હતી. તારીખ ૨૩ મી સપ્ટેમ્બરે બ્રસેલ્સ શહેરમાં એની ધામધૂમ સાથેની પધરામણી એ પ્રજાને માટે ભારે વિજયનો પ્રસંગ હતો ઓરેન્જ પ્રજાના હકોને માટે લડત ચલાવી રહ્યો હતો. તે એવું ઇચ્છતો હતો કે દેશના રાજકારભારની લગામ પહેલાંની માફક સાર્વજનિક પંચોના હાથમાંજ રહેવી જોઇએ; પંચોએ નીમેલી એક્ઝીક્યુટિવ 'સ્ટેટ્સ કાઉન્સિલ' બધો કારભાર ચલાવે; અને પંચાયતો ઉપર રાજાનો અધિકાર માત્ર નામનોજ રહે. ફીલિપે પોતાનાં વર્તનથી નેધરલાંડના રાજા કહેવાવાનો અધિકાર ગુમાવ્યો હતો. ઓરેન્જ પોતે રાજમુગટ ધારણ કરવાને તૈયાર નહતો. એની નજરમાં તો એક માત્ર ફ્રાન્સનો ડયુક એલેન્કોનજ નેધરલાંડનો રાજા થવાને લાયક દેખાતો હતો.

## લડાઈ માટે પડકાર

બ્રસેલ્સમાં દાખલ થઇને ઓરેન્જે પહેલું કામ તો એ કર્યું કે એણે પંચાયતોને સાફ સાફ જણાવી દીધું કે સરકારની સાથે સુલેહ થવી અશક્ય છે માટે ડોનજોનની સાથે લખાપટી કરવાનું બંધ કરો. પંચાયતોના જે પ્રતિનિધિઓને નામુર મોકલવામાં આવ્યા હતા તે બધાયને પાછા બોલાવી લેવામાં આવ્યા.

જ્યારે ડોનજોનને આ વાતની ખબર પડી ત્યારે તે બોલ્યો કે આ તો સીધેસીધી લડાઇના પડકાર જેવું છે. ને સાચી વાત પણ એજ હતી. પંચોએ સરકારને માત્ર ત્રણજ દિવસની મહેતલ આપી. ડોનજોને જે સિપાઇઓ થોડાજ દિવસ પર નેધરલાંડની હદ છોડીને બહાર ચાલ્યા ગયા હતા તેમને પાછા ફરવાના હુકમ મોકલી દીધા.

તે સિપાઇઓની ટુકડીઓ પર ટુકડીઓ આવીને ડોનજોનના ઝુંડા હેઠળ ભેગી થવા લાગી. યુદ્ધનો પડકાર આપ્યા પછી પંચાયતોએ જો સરકારને વધારે લાંબી મહેતલ આપી હોત તો ભારે મૂર્ખાઇ થાત. પ્રજા ઓરેન્જના શબ્દ ઉપર પ્રાણ કુરબાન કરવાને તૈયાર હતી. પ્રજાનાં દબાણથી નેધરલાંડના સરદારોએ ઓરેન્જને બ્રસેલ્સમાં બોલાવ્યો હતો ખરો, પરંતુ તેઓ અંદરખાનેથી ઓરેન્જ પ્રત્યે ઇર્ષ્યાથી બળી જતા હતા. એરશોટ વગેરે માત્ર પ્રજાના ડરથીજ ઓરેન્જની સામે શિર ઝુકાવતા હતા. પરંતુ તેમના હૃદયમાં તીણી છરી રાખતા હતા.

## બેવકુફ મેથ્યુસ

આ સરદારોએ ઓરેન્જના કાબૂમાંથી છૂટા થવાને માટે એક ચાલબાજી માંડી. તેમને ભય હતો કે ઓરેન્જ જાતે તો નેધરલાંડનો રાજા નહિ થઇ પડે ? તેથી તેમણે જર્મનીના શહેનશાહ રૂડોલ્ફના ભાઇ મેથ્યુસને નેધરલાંડ આવી રાજા બનવા માટેનું ગુપ્ત આમંત્રણ મોકલ્યું. આ મેથ્યુસને એવી પણ લાલચ આપવામાં આવી કે તું નેધરલાંડ આવી તારી સત્તા ઝમાવવા માંડશે કે તરતજ ફીલિપ મહારાજા તારી સાથે પોતાની કુંવરીને પરણાવશે અને નેધરલાંડનો મુલક પહેરામણી તરીકે તને ખુશીથી આપી દેશે.

એ મેથ્યુસ પણ બેવકુફ હતો. આ સરદારોની આવી હવાઇ વાતો સાંભળીને નેધરલાંડ ઉપર પોતાની સત્તા ઝમાવવાના ઇરાદાથી એક દિવસ પોતાના ભાઇ શહેનશાહ રૂડોલ્ફને કળા કારવ્યા વગર રાતોરાત નેધરલાંડ દોડી આવ્યો. એણે ન તો પોતાને બોલાવવાવાળા સરદારોની શક્તિનું માપ કાઢવાની દરકાર કરી કે ન તો એણે વિચાર કર્યો કે નેધરલાંડમાં સત્તા ઝમાવવી એટલે ઓરેન્જ, ડોનજોન અને ફીલિપ એ ત્રણેનો મુકાબલો કરવો પડશે. ઓરેન્જ આખા યુરોપમાં સર્વોત્તમ મુત્સદ્દી પુરૂષ હતો. ડોનજોન પ્રખ્યાત

લડવૈયો હતો અને ફીલિપ બહુજ સમર્થ અને ક્રોધી સમ્રાટ હતો. એ ત્રણે ભેગાં મળે એટલે શું?

## ઓરેન્જનું ડહાપણ

ઓરેન્જે બહુજ દીર્ઘદ્રષ્ટિથી કામ લેવા માંડયું; એણે જોયું કે મેથ્યુસને કોઇ પણ રીતે આમંત્રણ તો અપાયલુંજ છે. હવે એ અહીં આવી પહોંચ્યો છે ત્યારે આપણે એનું સ્વાગત નહિ કરતાં અપમાન કરીશું તો તેથી જર્મનીનો શહેનશાહ તેમજ જર્મનીના બધા સરદારો પણ નેધરલાંડના દુશ્મન બની જશે. આથી મેથ્યુસ આવી પહોંચ્યો ત્યારે ઓરેન્જ પોતે લશ્કર સાથે તેને સામો તેડવા ગયો.

હવે લોકો તો ઓરેન્જ સિવાય બીજા કોઇના પણ હાથમાં સત્તાધિકાર આપવા ચાહતા ન હતા. સરદારોની બાજી ધૂળધાણી કરવાને ખાતર લોકોએ ઓરેન્જને બ્રુએન્ટના રૂવાર્ડ તરીકે ચૂંટણી કરીને નીમ્યો. બ્રુએન્ટની રાજધાની બ્રસેલ્સમાંજ હતી. પરંતુ બ્રસેલ્સમાં સરકારી વાઇસરાય પોતે રહેતો હોવાથી બ્રુએન્ટ પ્રાન્તને માટે જુદો ગવર્નર સરકાર તરફથી નીમવામાં આવતો ન હતો. એ પ્રાન્ત ખુદ વાયસરાયની સીધી દેખરેખ તળે ગણાતો. રૂવાર્ડના હાથમાં પ્રાન્તનો બધોજ કારભાર રહેતો. રૂવાર્ડની પદવી સરમુખત્યાર કરતાંયે ચઢીયાતી રહેતી. ઓરેન્જે પહેલાં તો આ પદવી સ્વીકારવાની ના પાડી. પરંતુ લોકોએ ખૂબ દબાણ કરવાથી એણે રૂવાર્ડ પદ સ્વીકાર્યું. તા. ૨૨ મી અકટોબરને દહાડે ઓરેન્જને બ્રુએન્ટના રૂવાર્ડ તરીકે જાહેર કરવામાં આવ્યો અને તે દિવસે ખૂબ ધામધૂમ અને આનંદોત્સવ કરવામાં આવ્યો.

## વિશ્વાસનો વરસાદ

ફ્લેન્ડર્સ પ્રાન્તની પંચાયતોએ પણ અનેક વાર ઓરેન્જને

પોતાના નાયક તરીકે ચૂંટયો હતો, પરંતુ એણે હંમેશાં એ પદ સ્વીકારવાની અનિચ્છા બતાવી હતી. હોલાંડ અને ઝીલાંડ એ પ્રાન્તો તો એના પર પ્રાણ ઓવારી નાંખતા હતા. હવે બ્રુએન્ટ અને ફ્લેન્ડર્સ પ્રાન્તોએ પણ પોતાની લગામ ઓરેન્જના હાથમાં સોંપી દીધી અને દેશની રાજધાની બ્રસેલ્સ પણ એના ઉપર પ્રેમનો વરસાદ વરસાવી રહી હતી એટલે જો એની ઇચ્છા હોત તો એ નેધરલાંડનો રાજા બનીને સરદારોના મનની ભીતિ સાચી પાડી શકયો હોત.

આ વેળા સરકારની તરફથી એરશોટને ઝેન્ટના ગવર્નર તરીકે નીમવામાં આવ્યો. ડોન જોનના પક્ષની હાર થયા પછી એરશોટ ઓરેન્જની તરફેણમાં આવી ગયો હતો. પરંતુ લોકો બધા જાણતાજ હતા કે એરશોટ તો ખુશામતખોર છે. મેથ્યુસને નેધરલાંડમાં બોલાવનાર મંડળનો એ આગેવાન છે એમ જાણીને લોકોને એના તરફ ખૂબ તિરસ્કાર હતો. એને ઝેન્ટનો ગવર્નર બનાવવામાં આવ્યો તેથી લોકો ખૂબ ઉકળી ગયા. અને ઝેન્ટ શહેરમાં એની પધરામણી થતાંજ શહેરમાં બળવો જાગ્યો. રાયહોવ નામનો એક જુવાન સરદાર ઓરેન્જનો ભક્ત હતો. તેણે પોતાના બહાદુર સાથીઓને લઇને એક બીજા સરદાર ઇમ્બીઝની મદદથી એરશોટને પકડી કેદ કરી લીધો. આ બંને જુવાન સરદારોને તો પ્રજાતંત્રી રાજ્ય જોઇતું હતું. તેમનો એવો વિચાર હતો કે નેધરલાંડના પ્રાન્તોનું એકીકરણ કરીને સ્વીટ્ઝર્લાંડના જેવુંજ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું. બુદ્ધિમાન હોવાનો દાવો કરનારા લોકો આ યુવાનોને ગાંડા અને બડાઇખોર ગણતા હતા. પરંતુ આમવર્ગના લોકો ઉપર એ બેઉનો સારો પ્રભાવ પડતો હતો.

## ઓરેન્જની ઉદારતા

હવે 'ખૂની કચેરી'વાળો હેસેલ આજકાલ ઝેન્ટમાંજ રહેતો હતો. એ હેસેલ ઉંઘમાં પણ ચમકી ઉઠીને 'ફાંસી ફાંસી' એવા બરાડા

પાડતો હતો. એની આની વાણી ફળી. આ બળવામાં લોકોએ એને પકડીને કેદ કરી લીધો અને પાછળથી તેને ફાંસીએ લટકાવીને મારી પણ નાંખ્યો. ઓરેન્જે ઝેન્ટના લોકોને સંદેશો મોકલ્યો કે જેને જેને કેદ પકડ્યા હોય તેને છોડી મૂકો. લોકોએ એરશોટને એકલાને છોડી મૂક્યો પરંતુ બીજા કોઇને છોડ્યા નહિ.

## નવો કરાર

આ બનાવથી ફ્લેન્ડર્સમાં બળવાના શ્રીગણેશ મંડાયા અને તેનો પ્રભાવ આખા દેશ ઉપર બહુજ સારો પડયો. ફ્લેન્ડર્સની ચારેચાર પંચાયતોના આગ્રહભર્યા આમંત્રણને લીધે થોડા દિવસ પછી ઓરેન્જ ઝેન્ટ નગરમાં આવ્યો. લોકોએ ઘણીજ ધામધૂમથી નાટકચેટક—પાનસુપારી વગેરે કાર્યક્રમો ગોઠવીને એનું સ્વાગત કર્યું. ઓરેન્જે બધા પ્રાન્તોની વચ્ચે એક નવો કરાર કરાવ્યો. આખા દેશના કેથોલિક ધર્મવાળા તેમજ નવા, પ્રોટેસ્ટંટ ધર્મવાળા સૌએ એક બીજાના ધર્મની રક્ષા કરવાના અને એકસંપી કરી દુશ્મનની સામે લડવાના સોગન ખાધા. આ બહુજ મહત્વનું કામ થઈ ગયું. અગાઉના કરારનામામાં સુધારક પન્થવાળાઓને માત્ર પોતાની માન્યતા પ્રમાણે વર્તવાની છૂટ આપવામાં આવી હતી. પરંતુ આ કરારનામાથી તો બંને પંથવાળાને સરખી કોટિમાં મૂકવામાં આવ્યા. આખો દેશ દુશ્મનની સાથે લડવાને એકેમતે તૈયાર થઇ ગયો.

પરંતુ કમનસીબે આ એકસંપી માત્ર એક મહિનો પણ ટકી નહિ. ગેમ્બલુર્સની લડાઇ પછી નેધરલાંડમાં કદિ એકસંપી થઇ નહિ. સાત પ્રાન્તોએ મળીને એક મજબૂત પ્રજાતંત્રની સ્થાપના તો કરી પરંતુ બાકીના પ્રાન્તો કંઇક સદીઓ સુધી ગુલામના ગુલામજ રહ્યા. માત્ર હમણાં, આપણા જમાનામાંજ તેઓ સ્વતંત્ર બન્યા છે.

## માથું ઉંચક્યું !

૭ મી ડીસેમ્બર ૧૫૭૭ ને દિવસે નેધરલાન્ડની સાર્વજનિક

પંચાયતોએ ખુલ્લેખુલ્લી રીતે કાયદેસરનું જાહેરનામું બહાર પાડયું કે ડોનજોનને નેધરલાંડના વાઇસરાય તરીકે અમે કબૂલ રાખતા નથી. એ જાહેરનામામાં એમ જણાવ્યું હતું કે ડોનજોન વારેવારે લડાઇઓ ઉભી કરનારો અને દેશનો દુશ્મન છે. જે માણુસ એની મદદમાં રહેશે તેને દેશદ્રોહી જાહેર કરવામાં આવશે એને તેની માલમિલકત જપ્ત કરવામાં આવશે.

થોડાક દિવસ માટે દેશમાં યુદ્ધ બંધ પડયું હતું. તે ફરી જગાવવામાં આવ્યું. ઓરેન્જ પોતાની રાજનીતિમાં સફળ થયો. એણે બ્રેડૉની કોન્ફરન્સની સમાપ્તિ વખતે કહ્યું હતું કે—"આ વહેમ ભરેલી સુલેહ શાંતિ કરતાં યુદ્ધ વધારે લાભદાયક છે." અને તેજ દિવસથી દેશને યુદ્ધના રસ્તા પર લાવવાને માટે એ સતત પ્રયત્ન કરતોજ હતો.

## લોકનિયુક્ત પહેલો વાઇસરાય

હવે ઇંગ્લાંડની મહારાણી ઇલિઝાબેથને ભય લાગ્યો કે જો ફ્રાન્સવાળા એલેન્કોનનો નેધરલાંડ પર અધિકાર ઝામશે તો ફ્રાન્સ બહુજ બળવાન થઇ જશે. આથી તેણે ૭ મી જાનેવારીને દિવસે ઓરેન્જને પત્ર લખીને સહાય આપવાનું કબૂલ કર્યું., એણે આ પ્રમાણે ઓરેન્જને મદદ કરવાની તત્પરતા બતાવી તે વાત જાણીને ડોનજોન અને ફીલિપ ખૂબ ચીડવાયા. ઓરેન્જની સલાહ પ્રમાણે પંચાયતોએ એક ખરડો તૈયાર કર્યો. તે ખરડામાં ૩૦ શરતો લખી હતી. એ શરતો મુજબ રાજકારભાર ચલાવવાની વ્યવસ્થા કરવાનું અને કાયદા ઘડવાનું કામ સાર્વજનિક પંચોને સોંપવામાં આવ્યું. વાઈસરાયના હાથમાં સહી કરવા સિવાય બીજી કોઈ સત્તા રહે નહિ. પંચોની સંમતિ લીધા વગર તેનાથી કાંઈ કામ થઇ શકે નહિ. પંચાયતો મેથ્યુસને વાઇસરાય બનાવવાને તૈયાર હતી પરંતુ તે આ શરતે કે એણે આ ૩૦ શરતો ઉપર સહી કરવી અને પંચાયતો પ્રત્યે અને ફીલિપના પ્રત્યે એણે વફાદાર રહેવું જોઇએ. ફીલિપના પ્રત્યે વફાદા-

રીનો કેવળ ઢોંગજ હતો. મેથ્યુસ બીચારો મોટી મોટી આશાથી આવ્યો હતો. પરંતુ એને કશો અધિકાર કે સત્તા આપવામાં આવ્યા નહિ. ઓરેન્જને મેથ્યુસનો વડીલ અને પ્રુએન્ટનો રૂવાર્ડ બનાવવામાં આવ્યો. ઓરેન્જને જે ઈચ્છા હોય તે તે થઇ શકતો હતો. મેથ્યુસ તો માત્ર એના તૈયાર કરેલા હુકમો ઉપર સહી કરનાર કલાર્ક જેવો હતો. મેથ્યુસ ભાઇએ ત્રીસેત્રીસ શરતો માન્ય કરી અને ૧૮ મી જાનેવારીને દહાડે એને ભારે ધામધુમથી વાઇસરાય બનાવવામાં આવ્યો.

## સોનેરી શિખામણ !

ડોનજોને જર્મનીના શહેનશાહને એક ગુસ્સાભેર કાગળ લખીને જણાવ્યું કે આપ તો મહારાજા ફીલિપના કુટુંબી છો. એમના લાભ હાનિનો વિચાર કરીને આપે કામ કરવું જોઇએ. આપે એ વિચાર કરવો જોઇએ કે આજે ફીલિપ મહારાજની પ્રજા એની સામે માથું ઉંચકે છે તો કાલે એનું જોઇને આપની પ્રજા આપની સામે પણ માથું ઉંચકશે. સ્વતંત્રતા તો ચેપી રોગ છે. રાજાઓએ તો જ્યાં જ્યાં કોઈ પણ પ્રજા પોતાના રાજાની સામે થતી હોય ત્યાં બધું બળ એકઠું કરીને તે પ્રજાને દાબી દેવી જોઇએ મને આશા છે કે આપ આ બધી બાબતનો વિચાર કરીને મેથ્યુસ ભાઇને જર્મની પાછો બોલાવી લેશો.' વગેરે.

## ડોનજોનનું જાહેરનામું

પચીશમી જાનેવારીને દિવસે ડોનજોને ફ્રેન્ચ, જર્મન અને ફ્લેમીશ એ ત્રણ ભાષાઓમાં એક જાહેરનામું બહાર પાડયું કે—હું કાંઇ પ્રાન્તોને ગુલામ બનાવવાને માટે આવ્યો નથી. હું તો એની રક્ષા કરવાને માટે આવ્યો છું. મહારાજાધિરાજ ફીલિપની આણ અને આપણા કચડાઈ ગયેલા પુરાતન ધર્મની ફરી સ્થાપના અને દૃઢ રક્ષા કરવાનો મારો ઉદ્દેશ છે. જે નાગરિકો અને સૈનિકો આ કાર્યમાં

સહાય કરવાને માટે મારા ઝુંડા નીચે આવશે તેને બધા પાછલા ગુન્હાઓની માફી આપવામાં આવશે અને દેશદ્રોહીઓ સામે તેની રક્ષા કરવામાં આવશે.

નેધરલાંડ છોડી ગયેલી સેનાનો મોટો ભાગ પાછો આવીને ડૉનજોનના વાવટા હેઠળ ભેગો થયો હતો. મેઇન્સફીલ્ડ, મેન્ડોઝા, મોન્ડ્રેગન વગેરે જૂના સરદારો પોતપોતાની ટુકડીઓ લઈ લઇને પાછા આવી ગયા હતા. ડૉનજોનનો બાળપણનો ગોઠીઓ એલેકઝાંડર પરમા, જે લેપાન્ટોના યુદ્ધમાં એનો સાથી હતો તે પણ ઇટાલી અને સ્પેનથી કંઇક વિખરાયલાં લશ્કર ભેગાં કરીને આવી પહોંચ્યો હતો. રાત દિવસના અપમાનો અને ચિન્તાને લીધે કરમાઇ ગયેલું ડૉનજોનનું મ્હોં જોઇને એલેકઝાંડરને ખૂબ નવાઈ લાગી. ડૉનજોન ગમે તેવો (ઘોબણનો) તોયે એને મન ચાર્લ્સ રાજાનો બેટો હતો. ડૉનજોન પાસે હવે બધું મળીને લગભગ વીસ હજારનું લશ્કર ભેગું થયું હતું. એના બધા સિપાઇઓ અને સરદારો અનુભવી હતા. ડૉનજોન પોતે સેનાપતિ તરીકે આખા યુરોપમાં પ્રખ્યાત હતો.

## લોકપક્ષની તૈયારી

બીજી તરફ દેશભક્તોનાં લશ્કરની સંખ્યા પણ એટલીજ થઈ ગઇ હતી. પરંતુ તેની વ્યવસ્થા બહુજ ખરાબ હતી. ઓરેન્જના હાથમાં સત્તા આવ્યાથી બીજા બધા સરદારો એના પ્રત્યે દ્વેષથી બળતા હતા. ઓરેન્જ જેમ બને તેમ તેમને ખુશ અને મળતાવડા રાખવાનો પ્રયત્ન કરતો હતો. એ સરદારોને ખુશ રાખવાના હેતુથીજ એણે કેટલાકને એવા હોદ્દા આપ્યા હતા કે તેને માટે તેઓ બીલકુલ નાલાયક હતા. લેલેન નામના એક સરદારને ઓરેન્જે પાયદળ લશ્કરનો આગેવાન બનાવ્યો હતો પરંતુ લેલેન પોતે માર્ગારેટના સૌંદર્ય જાદુમાં ફસેલો હોવાથી એલેન્ડોનનો માણસ બની ગયો હતો. તેજ રીતે રોબર્ટ મીલાન ઘોડેસ્વાર લશ્કરનો કેપ્ટન હતો પરંતુ થોડાજ દિવસ ઉપર

તે ડોનજોનનો એલચી બનીને રાણી એલિઝાબેથની પાસે સંદેશો લઈ ગયો હતો. જ્યારે યુદ્ધને માટે લશ્કરો તૈયાર કરવામાં આવતાં હતાં. ત્યારે આ બંને સરદારો તોપખાનાના ઉપરી સરદાર ડેવામોટને સાથે લઇને ફ્રાઇકના લગ્ન પ્રસંગમાં મહાલવાને માટે બહાનું કાઢી ચાલ્યા ગયા !

## સચોટ વિજય

નામુરથી ૧૦ માઇલ દૂર આવેલા ગેમ્બલુર્સના મેદાનમાં દેશ-ભક્ત સેનાને સ્પેનના લશ્કર સાથે યુદ્ધ થયું. એલેકઝાંડર પરમાએ માત્ર છસો જુવાન લડવૈયાની સહાયથી દેશભક્ત લશ્કર ઉપર એવો તો અચાનક હલ્લો કર્યો કે તેમના આઠ દશ હજાર માણસો જોત-જોતામાં ભોંયભેગાં થઇ ગયાં. તેમની સેના ગભરાઇને નાસવા લાગી. એલેકઝાંડરનો એકે માણસ મરાયો ન હતો. એલેકઝાંડર સ્પેનને માટે અનેક લડાઇઓ લડયો હતો. યુધ્ધકળામાં તે ઘણોજ પ્રવીણ હતો. અને આવો એકતરફી સચોટ વિજય મેળવવો એ એનીજ કુશળતાનું પરિણામ હતું.

## એમસ્ટર્ડામ બદલાયું

આ બનાવ પછી ડોનજોને બીજાં અનેક નાનાં નાનાં શહેરો પર આક્રમણ કર્યાં અને તે સ્થળો પર પોતાનો અધિકાર ઝમાવ્યો. ગેમ્બલુર્સની હારની વાત લોકોને ખબર પડી એટલે તેઓ સરદારોની ઉપર ખૂબ ગુસ્સે થયા. કારણ કે તેમનીજ બેદરકારીને લીધે પ્રજા સૈન્યની હાર થઇ હતી. તે છતાં પણ ગેમ્બલુર્સની જીત અને તેના પરિણામ રૂપ બીજાં શહેરોમાં જે ફતેહો મળી તેનાથી પણ સરકાર કરતાં તો પ્રજાપક્ષનેજ વધારે ફાયદો થયો. એમસ્ટર્ડામ હજુ લોકોના હાથમાં આવ્યું ન હતું. જ્યારથી હોલાન્ડ અને ઝીલાંડ ઉપર ઓરે-ન્જનો અધિકાર ઝાસ્યો હતો ત્યારથીજ તે એમસ્ટર્ડામનો કબજો

લેવાને પ્રયત્ન કરી રહ્યો હતો. ગેમ્બલુર્સની હારની ખબર પડતાંજ એમસ્ટર્ડામ શહેર ઓરેન્જના પક્ષમાં ભળી ગયું. જે નાનાં શહેરો સરકારના કબજામાં આવી ગયાં હતાં તે બધાંય મળીને પણ એક એમસ્ટર્ડામની બરાબર થઈ શકે તેમ ન હતું.

## ઇંગ્લાંડની સહાયથી

આ દરમ્યાન નોયરકાર્મસનો ભાઇ ડેસેલસ સ્પેનથી ફીલિપ મહારાજ તરફથી વિષ્ટિ કરવા માટે ઓરેન્જની પાસે આવ્યો. પરંતુ તે જે સંદેશો લાવ્યો હતો તેમાં પણ એજ જૂની પુરાણી વાતો એટલે રાજાની સર્વોપરિ સત્તા અને જૂના ધર્મની મહત્તા એ બે મુદ્દા ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. સુલેહ કરવાની જરાયે વૃત્તિ દેખાતી ન હતી. ઓરેન્જે ઇંગ્લાંડથી કંઇક ધનસહાય મેળવીને નવું લશ્કર ઉભું કર્યું હતું. પરંતુ આ વેળા પણ એણે લશ્કરની પદવીઓ પર પેલાજ જૂના સરદારો, એરશોટ, શેમ્પની બોસ્સુ, લેલેન વગેરેની નીમણૂંક કરી. આ મોટી ભૂલ હતી.

## બીજું જાહેરનામું

ડોનજોન ઘણા દિવસથી ફીલિપને પૈસા તથા માણસની મદદ મોકલવાને માટે લખ્યા કરતો હતો. આખરે એણે નિરાશ થઇને ફીલિપને લખી જણાવ્યું કે હવે તો આખા નેધરલાંડ દેશ ઉપર ઓરેન્જની સત્તા ઝામી જવાની અને એનું રાજ્ય કાયમ થઇ જવાનું એમાં કાંઇ સંદેહ નથી; ત્યારે ફીલિપે ૧૯ લાખ ડાલર મોકલી આપી ને જણાવ્યું કે આમાંથી ત્રીસ હજાર પાયદળ, સોળ હજાર ઘોડેસ્વાર અને ત્રીસ તોપ, એટલી તૈયારી થઇ શકશે તે કરો. પછી હિન્દુસ્તાનથી વહાણ આવી પહોંચશે એટલે બીજું વધારે નાણું હું મોકલી આપીશ. વગેરે. ડોનજોને નેધરલાંડમાં જાહેરનામું કાઢ્યું કે કાઇ પણ પંચાયતોની બેઠક ભરવી નહિ તેમજ કોઇ પંચાયતે નીમેલા

અમલદારની કશી વાત સાંભળવી નહિ. પરંતુ એવા જાહેરનામાંની હવે નેધરલાંડમાં કશી કિંમત રહી ન હતી. પંચાયતોએ તો ખુલ્લે ખુલ્લો બળવો જાહેર કર્યો હતો.

## વિલિયમ ઓરેંજ

જર્મનીમાં સેન્ટ એલ્ડગોન્ડને ખબર પડી કે સ્વીડનના ડ્યુક ચાર્લ્સની પાસે એમસ્ટર્ડામ ઉપર હુમલો કરવા માટે વહાણોની મદદ માંગવામાં આવી છે, એ ખબર મળતાંજ તેણે એમસ્ટર્ડામમાં પોતાના મિત્રોને તે જણાવી. ઘેન્ટ નગરના કરારનામા પછી એમસ્ટર્ડામમાં નવો ધર્મ પાળનારાની સંખ્યા બહુજ વધી ગઇ હતી, પરંતુ અમલદારો સૌ હજુ જૂના કેથોલિક ધર્મના હતા. એમસ્ટર્ડામમાં વિલિયમ ઓરેંજ નામનો એક જુવાન રહેતો હતો. તે કેથોલિક ધર્મના એક ઉંચી પદવીવાળા અમલદારનો દીકરો થતો હતો. તે ઓરેન્જનો તેમજ સુધારક ધર્મવાળા બધાયનો ચુસ્ત પ્રશંસક હતો. તેણે ઘણા સમયથી એવો નિશ્ચય કરી રાખ્યો હતો કે જૂના ધર્મના અધિકારીઓ, કેથોલિક પાદરીઓ, દેવળના પુજારીઓ વગેરેને શહેરની બહાર હાંકી કાઢવા. એમસ્ટર્ડામ ઉપર હલ્લો થયો છે એવી વાતની એને ખબર પડતાંજ એણે પોતાનો નિશ્ચય પાકો કરી લીધો. ઓરેંજ સારી રીતે જાણતો હતો કે આખું શહેર બળવો કરવાને માટે જોઇએ તેવું તૈયાર છે. એણે ગવર્નર સોનોયની સાથે મળીને નક્કી કરી રાખ્યું હતું કે કેટલાક છુટાછવાયા જુવાનોએ મકાનોમાં સંતાઇ રહેવું અને જ્યારે જરૂર પડે ત્યારે તુરતજ બળવો કરનારાઓની મદદ માટે ઉતરી પડવું. તારીખ ૨૪ મીને દિવસે એણે સોનોયની પાસેથી પોતાને માટે એક બખ્તર પણ મંગાવી રાખ્યું હતું.

## છાપો માર્યો

તા. ૨૮ મી ને દિવસે ઓરેંજ પોતાની સાથે ચાર સાથીઓને

લઇને મેજીસ્ટ્રેટની સભામાં પહોંચી ગયો અને લોકપક્ષની માંગણી-ઓના સંબંધમાં વાતચિત કરવા માંડી. બે કલાક થયા. દરમ્યાન એનો એક સાથી જરા બહાર છજામાં ગયો. એણે પોતાના માથા ઉપરથી ટોપ ઉતારીને તરતજ પાછો માથે પહેરી લીધો. શહેરમાં ગુપ્ત રહેલા બળવાવાદીઓને માટે આ એક સંકેત ગોઠવેલો હતો. થોડીજ વારમાં એક વહાણવટી હાથમાં ઝુંડો લઇને રસ્તાઓ ઉપર દોડતો દેખાયો. તે પોકાર કરતો હતો કે 'જેઓ ઓરેન્જને ચાહતા હોય તે મારી સાથે ચાલો.'

ચોતરફથી સૈનિકો અને શહેરીજનો હથિયાર લઇ લઇને બહાર નીકળવા માંડ્યા. ઓર્ડેંજે બધા અમલદારો, પારધીઓ અને પૂજારી-ઓ સર્વેને તરતજ કેદ કરી લીધા. અને તેમને એક વહાણમાં બેસાડીને શહેરની બહાર લઇ જઇને તેમને છોડી મૂક્યા. એ બિચારાઓએ તો એવીજ આશા રાખેલી કે અમને પાણીમાં ઝબોળી ઝબોળીને કુતરાંને મોતે મારવામાં આવશે. પરંતુ જરાયે રક્તપાત કર્યા વગર એમસ્ટર્ડામમાં બળવો પરિપૂર્ણ થયો. ઓર્ડેંજના પક્ષે પોતાની કાઉન્સિલ ચૂંટી કાઢી. એ પોતે પણ તે કાઉન્સિલના એક સભ્ય તરીકે ચૂંટાયો.

આવીજ ઘટના હારલેમમાં પણ બની. પરંતુ ત્યાં તો થોડો રક્તપાત પણ થયો હતો.



# ડૉનજોનનો કરૂણ અંત

## ફ્રાન્સ સામે ઈંગ્લાંડ

બેઉ પક્ષના લશ્કરો એકઠાં થઈને એક બીજાના પ્રત્યે ધસતાં હતાં. ડૉનજોનનું લશ્કર આશરે ત્રીસ હજારનું હતું. તેમાં મોટે ભાગે સ્પેન અને ઇટાલીના લડવૈયા હતા. દેશભક્ત લશ્કરની સંખ્યા લગભગ વીશ હજારની હતી. મહારાણી ઇલિઝાબેથે ફ્રાન્સના ડ્યુક એલેન્કોનની સત્તા નેધરલાંડમાં રખે ઝામી જાય એ ભયથી સ્પેનવાળાની ઇતરાજીને નહિ ગણકારતાં ઓરેન્જને સહાય કરવાનું સ્વીકાર્યું હતું. તેણે ઇંગ્લાંડથી સરદાર જહોન કેસમીયરની સાથે કેટલુંક લશ્કર અને નાણાંની મદદ મોકલી હતી. પરંતુ એ જહોન કેસમીયર તો ઘુટફેનમાં પડી રહીને ઉલટો પંચાયતોની પાસે પૈસા માંગ્યા કરતો હતો.

ડ્યુક એલેન્કોન હંમેશાં પોતાની સઘવડ પ્રમાણે ધર્મ અને વિચારો બદલ્યાં કરતો હતો. તેની આંખ નેધરલાંડ ઉપર ચોંટેલી હતી. ઓરેન્જે જાતે પણ એલેન્કોનને લાલચ આપી મૂકી હતી. જેની વાત સાંભળીનેજ ઇલિઝાબેથ ફીલિપની સામે નેધરલાંડને મદદ કરવા તૈયાર થઈ હતી. જો નેધરલાંડ ઉપર ફ્રાન્સની સત્તા ઝામે તો ઇંગ્લાંડને માટે એ ભારે થઈ પડે તેમ હતું. તેથીજ એણે જહોન કેસમીયરની સરદારી હેઠળ લશ્કર મોકલી આપ્યું હતું.

## એલેન્કોનનો ધસારો

પરંતુ રાણી ઇલિઝાબેથ પોતાના આશકોની સાથે લાડ ભઈ

કર્યા કરતી હતી. એ તેની કુટેવ હતી. એલેન્કોન ઇલિઝાબેથ ઉપર પ્રેમ રાખતો હતો એટલે ઇલિઝાબેથ પણ ઉપર ઉપરથી તેની સાથે સારો સંબંધ રાખવા ઇચ્છતી હતી, જેથી પોતાના વ્યક્તિગત રંગમાં ભંગમાં ન પડે. એલેન્કોનની બહેન માર્ગારેટ નેધરલાંડ ગઇ અને ત્યાં હેનાલ્ટ પ્રાન્તના અમલદારો પર ભુરકી નાંખીને એ પ્રાન્તમાં એલેન્કોનનો પગપસારો થઇ જાય એવી તૈયારી કરી દીધી. જે સરદારોએ ઓરેન્જના પ્રત્યે દ્વેષથી એની સત્તા રોકવા માટે મેથ્યુસને બોલાવ્યો હતો તે સરદારોની આશા નિષ્ફળ ગઇ હતી કારણ કે ઓરેન્જે ચાલાકી વાપરીને મેથ્યુસની ઉપર ઉલટો પોતાનો અધિકાર ઝમાવી દીધો હતો. આથી એ સરદારોએ આ વેળા એલેન્કોનને નોંતરું મોકલ્યું. જેમ્બલુસની હાર થયા પછી એલેન્કોને પંચાયતોને સ્પેનની વિરુદ્ધ સહાય આપવાનો સંદેશો મોકલ્યો હતો. ચોતરફ મેદાન સાફ થયું છે એવું જોઇને એલેન્કોન આગળ ધસ્યો. એણે મૉન્સના મેદાનમાં આવી ડેરા તંબુ નાંખ્યા. પંચાયતો અને એલેન્કોનની વચ્ચે કરારની શરતો થવા લાગી.

**[જાતાનું નજરાણું]**

પંચાયતોએ મેથ્યુસને વાઇસરાય તરીકે સ્વીકાર્યો હતો. તે છતાં પોતાની હાજરીમાં પંચાયતો જાતે સુલેહની વાટાઘાટ કરવા લાગી તેથી મેથ્યુસને બહુ માઠું લાગ્યું. તેને તો આંસુ આવી ગયાં. બીજી તરફ એલેન્કોન નેધરલાંડમાં ઘુસ્યો તેથી ઇલિઝાબેથ ગભરાઇ ઉઠી. એણે પંચાયતોને ધમકી આપી કે હું મારી મદદ પાછી ખેંચી લઇશ અને જાતે નેધરલાંડ પર હુમલો કરીશ. તા. ૧૩મી ઓગસ્ટે પંચાયતોએ એલેન્કોનની પાસે પણ ત્રીસ શરતો રજૂ કરી અને મેથ્યુસની પાસે જેમ સહી કરાવી હતી તેમ એની પાસે પણ સહી કરાવી લીધી. એ પણ કબજામાં આવ્યો. બધો અધિકાર અને સત્તા પંચાયતોના અને ઓરેન્જના હાથ આવી રહે. તેમણે એલેન્કોનને એક સરસ લાંબો

ચોડો ખિતાબ આપ્યો. કે "સ્પેન અને તેના સાથીઓના અત્યાચારોથી નેધરલાંડને બચાવનાર વીર પુરુષ." આથી એલેન્કોન રાજી થઇ ગયો. એ વેળા ઇંગ્લાંડના બચાવને માટે પણ એવી શરત કરવામાં આવી કે ડ્યુક એલેકોન્કોનને ઇંગ્લાંડની વિરૂદ્ધ કાંઇ પણ કાર્ય નહિ કરવું. :એલેન્કોનને વાઇસરાયનું ખાલી પદ આપવામાં આવ્યું, પરંતુ સત્તાને નામે મીંડું! અલબત્ત એને એવી આશા આપવામાં આવી કે જો પંચાયતો ફીલિપને બદલે બીજા રાજાની ચૂંટણી કરવાનું નક્કી કરશે તો તેને માટે પહેલા ઉમેદવાર તરીકે એલેન્કોનને પસંદગી આપવામાં આવશે, વગેરે.

## ડોનજોન સાથે શરતો

ઓગસ્ટ મહિનાની આખર સુધીમાં ડોનજોનની સાથે સુલેહ કરવાની મુદ્દત હતી. એની સાથે નીચે પ્રમાણેની શરતો કરવાની હતીઃ

(૧) ડોનજોને બધાયે કિલ્લા પંચાયતોને હવાલે કરી દેવા અને પોતે પોતાનું લશ્કર લઇને દેશ છોડીને ચાલ્યા જવું.

(૨) જે શરતે મેથ્યુસને વાઇસરાય બનાવવામાં આવ્યો હતો તેજ શરતે મેથ્યુસ એ પદવી ઉપર કાયમ રહે.

(૩) ધર્મ વિશેના બધા અધિકાર પંચાયતોના હાથમાં રહે.

(૪) બધા કેદીઓને છોડી મૂકવામાં આવે.

(૫) દેશનિકાલ થયેલાઓને પાછા દેશમાં આવવાની રજા મળે.

(૬) જે જે માણસોની મિલકતો જપ્ત કરવામાં આવી હોય તે તે માણસોને તે બધી પાછી સોંપવામાં આવે.

(૭) મેથ્યુસના મરણ પછી નવા વાઇસરોયની નિમણુંક પંચાયતોની ઇચ્છા પ્રમાણે થવી જોઇએ.

આ બધી શરતો માટે ડોનજોને પહેલાંની માફક આ વેળા કાંઇ ક્રોધ ન કર્યો, પરંતુ એનો સ્વીકાર કરવાની ના પાડી. એની તબીયત બીલકુલ બગડતી ચાલી હતી. એસ્કોવેડોનું ખૂન થયા પછી

પોતાના પ્રત્યે ફીલિપ મહારાજની પણ ખફા દૃષ્ટિ થઇ છે એમ લાગવાથી તે હંમેશ દુઃખી થતો હતો. એનો બધો જુસ્સો ઉતરી ગયો હતો. એનામાં હવે પહેલાંની માફક ક્રોધ કરવાની પણ શકિત રહી ન હતી.

## ધાર્મિક સહનશીલતા

જુન મહિનામાં સુધારક પંથવાળાના પાદરીઓની એક સભા થઈ હતી. તેમાં ઓરેન્જે ધાર્મિક સ્વતંત્રતાની બાબતમાં પોતાના વિચારો લોકોને સમજાવ્યા હતા. બહુ મુશ્કેલીથી એણે તેમના મગજમાં ઠસાવ્યું હતું કે બન્ને ધર્મવાળાને પોતપોતાની માન્યતા પ્રમાણે વર્તવાની છૂટ હોવીજ જોઇએ. ઓરેન્જ પોતે ધાર્મિક સ્વતંત્રતાને માનવાવાળો હતો પરંતુ એના સાથીઓ એના સિધ્ધાંતને સમજી શકતા ન હતા. તેઓ તો માત્ર નવીન પ્રોટેસ્ટંટ પંથવાળાનીજ સ્વતંત્રતાને ચાહતા હતા. જ્યાં જ્યાં એમની સત્તા ઝામતી ત્યાં ત્યાં જૂના કેથોલિક ધર્મવાળાની ધર્મ સ્વતંત્રતા છીનવી લેવાને તેઓ ઇચ્છતા હતા. સેન્ટ એલ્ડગોંડ સુદ્ધાં કેથોલિકોને છૂટ આપવાની વિરૂદ્ધમાં હતા. ઓરેન્જના બધા ભાઇઓ સ્વતંત્રતાના યુદ્ધમાં ખપી ગયા હતા. એક માત્ર જહોન નેસાવ બચ્યો હતો. તેણે પણ ભારે મુશ્કેલીઓ વેઠી હતી. અને આખરે ગીલ્ડરલાન્ડ પ્રાન્તના ગવર્નર થવાનું સ્વીકાર્યું હતું. આ પ્રાન્તનું એણે બહુજ વીરતાથી છેવટ સુધી રક્ષણ કર્યું. પરંતુ એ પણ કેથોલિકોને છૂટ આપવાની વિરૂદ્ધમાં હતો.

## શેમ્પની પર દરોડો

એક તરફ પ્રોટેસ્ટંટ લોકો ઓરેન્જ ઉપર એની ઉદારતાને માટે નારાજ થયા હતા. બીજા શેમ્પની વગેરે કેથોલિક સરદારો પણ એના ઉપર ગુસ્સે હતા. શેમ્પનીએ કેથોલિક ધર્મવાળા તરફથી એક અરજી

બ્રસેલ્સના અમલદારો આગળ રજૂ કરી હતી. જ્યારે લોકોને એ વાતની ખબર પડી ત્યારે તેઓ શેમ્પની ઉપર બહુજ ગુસ્સે ભરાયા. એણે અત્યંત વીરતાથી એન્ટવર્પ શહેરનું રક્ષણ કરીને દેશની જે સેવા કરી હતી તે બધી લોકો ક્યાંની ક્યાં ભૂલી ગયા; અને તેને બદલે તેમને માત્ર એટલુંજ યાદ રહ્યું કે શેમ્પની તો પેલા દેશદ્રોહી ગ્રેનવિલનો ભાઈજ છે જે ગ્રેનવિલે દેશના ગળા ઉપર છરી ચલાવવામાં પાછું વાળીને જોયું પણ ન હતું. લોકોએ શેમ્પનીને અને તેના બધા સાથીઓને પણ કેદ પકડીને જેલખાનામાં બેસાડી દીધા. ઓરેન્જને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એને બહુજ દીલગીરી થઈ. કારણ કે આવા બનાવોથી દેશભક્ત મંડળ પ્રત્યેની લોકોની શ્રદ્ધા કમી થતી જાય છે એમ એ સમજતો હતો. લોકોનું કામ સુધરવાને બદલે બગડતું હતું.

## કાળે અર્જુન લૂંટીઓ–

ડોનજોનનો મુકામ નામુરની પાસે બુઝ નામની જગા પર આવેલો હતો. લેપાન્ટોના એ વીર પુરૂષે નેધરલાંડમાં આવતાંને વાર ઓરેન્જને એના રાજદ્રોહ માટે ક્ષમા અને અભયદાન આપવાની બડી બડી વાતો કરી હતી, તેનીજ આજે એવી તો દશા થઈ પડી હતી કે તે જોઈને શત્રુઓને પણ દયા આવતી હતી. ફીલિપ એના ઉપર સોનાની લગડીઓ મોકલવાને બદલે શબ્દોના ભંડાર પાઠવતો હતો. શબ્દોમાંથી કાંઈ સોનું નીકળે નહિ. તે છતાં ડોનજોન જેમ તેમ લશ્કરના પગારો ચૂકવી નેધરલાંડનો બળવો દાબી દેવાને માટે પ્રયત્ન કરતો હતો. એક બાજુ ફીલિપ એના ઉપર અવિશ્વાસ કરતો હતો. બીજી બાજુ નેધરલાન્ડના લોકો ડોનજોનના નામ ઉપર થુંકતાં હતા. એસ્કોવેડોના મોતે એના હૃદય ઉપર બહુજ ખરાબ અસર કરી હતી. એ યુદ્ધ વગરની પણ બેઠી બેઠી જીંદગીથી કંટાળી ગયો હતો. પોતાના મિત્રોને એ લખતો કે "ભાઈ સાહેબ, તમે બહુ મઝામાં છો,

"મારી આસપાસ તો અહીં એટલી મુશ્કેલી, હાયવરાળ અને એટલાં સંકટ આવી પડયાં છે કે જો હવે જરા પણ આરામ નહિ મળશે તો નક્કી મારે કબરનો છેલ્લો આરામજ લેવાનો થશે." વગેરે.

## છેલ્લી ઘડીએ!

ફીલિપને પણ એ બાપડો વારેવારે લખતો કે મને અહીંથી પાછો બોલાવી લ્યો. પરંતુ ફીલિપ એને પાછો બોલાવતો યે નહિ તેમજ કશી મદદ પણ મોકલતો નહિ. ડૉનજોનના મગજ ઉપર ચિંતાનો ભાર તો હતોજ. તેની હાયવરાળ હવે એના શરીરમાં પણ ફેલાવા લાગી. દશ દિવસ સુધી એ ખાટલામાં પડયો પડયો લવારો કરતો રહ્યો. અગિયારમે દિવસે એનામાં જરા ચેતન આવ્યું અને તરતજ પ્રાણ નીકળી ગયા. જે ઘરમાં એનો દેહ પડયો તે કોઈ ગરીબ માણસની ઝુંપડી હતી. એ ઘરમાં ઓરડો તો એકજ હતો અને તે પણ ઘણાં વરસથી કબૂતરખાના રૂપે વપરાતો હતો. તેને ઝાડીઝુડીને સાફ કરી આમ તેમ પડદા તોરણ લટકાવીને માંદા ડૉનજોનને રહેવા જેવો બનાવ્યો હતો. છપ્પર પલંગ અને રાજગાદીનાં સ્વપ્નો જોવાવાળાનો અંત પણ આવી રીતે ઝુંપડા જેવા ઘરમાં આવ્યો. મરણ થતાંજ એના શબનો રંગ કાળો પડી ગયો. છાતી તો પહેલેથીજ કરમાઇ ગઈ હતી. કોઇક કોઇક વાતો કરતા હતા કે એને ઝેર આપવામાં આવ્યું હતું. શું એ ખરૂં હશે? જે ફીલિપે અનેક માણસોના જાન લીધા તેણે ડૉનજોનને પણ ઝેર અપાવ્યું હોય એ અસંભવિત નથી. પરંતુ વધુ સંભવિત તો એ લાગે છે કે તે વેળા ડૉનજોનના લશ્કરમાં જે વિષમ જવરનો રોગચાળો ચાલૂ હતો તેજ એને પણ લાગૂ પડયો હોય અને તેને લીધેજ એનું મોત નીપજ્યું હોય.

## "સિંહની ખાક"

ડૉનજોનની દફનગીરીની વાત બહુજ જાણવા જેવી ને

ચોંકાવનારી છે. ત્રણ દિવસ સુધી એના શબને સાચવી રાખીને પછી તેને નામુરના દેવળમાં દફનાવવામાં આવ્યું. એલેકઝાંડર પરમાએ ડોનજોનના મૃત્યુની જગા પર એક પાળિયો ઉભો કર્યો તે આજે પણ મોજુદ છે. એ પાળિયા ઉપર લખ્યું છે કે 'અહીં એક સિંહ ખાકમાં મળી ગયો.' ડોનજોને મરતી વખતે એવી ઈચ્છા પ્રગટ કરી હતી કે મારા શબને મારા પિતાની કબર પાસે દાટવું.

**અઘોર કંજુસાઈ**

ફીલિપે એની આ ઇચ્છા પરિપૂર્ણ કરવાને માટે શબને સ્પેન મંગાવ્યું. પરંતુ તે કેવી રીતે? ફ્રાન્સની સરકારે માત્ર થોડા સિપાઈઓની સાથે એની લાશ પોતાનાં મુલકમાં થઈને લઇ જવાની પરવાનગી આપી હતી. તે વેળા કોઇપણ લાશને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જતાં વચમાં અનેક જગાએ તેના ઉપર મોટી મોટી જગાતો આપવી પડતી હતી. પરંતુ ફીલિપ કાંઇ તે જગાતો ભરે એવો ન હતો. એ તો ભારે કંજુસ હતો. તેથી એણે ઉપાય શોધી કાઢયો કે લાશના ત્રણ ટુકડા કરીને જુદા જુદા કોથળામાં ભરીને છાનામાના લઇ આવવા! કોઇને પણ એમ માલમ પડે નહિ કે લાશને લઇ જવામાં આવે છે!

**બે વરસનો નાટક**

યુરોપના પ્રખ્યાત લડવૈયા અને લેપાન્ટોના વીર ડોનજોનના મૃત શરીરના આવી રીતે ત્રણ ટુકડા કરવામાં આવ્યા અને એ ભયંકર નિંદાપાત્ર રીતે તે ટુકડાઓને કોથળાઓમાં ભરીને સિપાઇઓ ખાંધ પર મારી ફ્રાન્સની હદમાંથી છાનામાના ચોરી છૂપીથી સપાટાબંધ પસાર કરી લઇ ગયા પણ ખરા. બે વરસ ઉપર એજ જીવતો ડોનજોન મુર ગુલામના વેશમાં ફ્રાન્સનો મુલક ચોરી છૂપીથી પસાર કરીને ભારે આશા અને ઉત્સાહથી નેધરલાંડને આંગણે

આવ્યો હતો. તેજ ડોનજોનના મુડદાંને ત્રણ કટકા કરીને ચોરી છૂપીથી ફ્રાન્સના પ્રદેશમાં થઇને પાછું લઇ જવામાં આવ્યું !

અને પછી ? સ્પેનમાં એ ત્રણે કકડાને પાછા એક બીજા સાથે જોડીને તારથી સીવી લેવામાં આવ્યા ! આખું મુંડદું પાછું ઊભું કરવામાં આવ્યું ! અને પત્થરના કાળજાવાળા ફીલિપ મહારાજે તેને નેત્રો ભરીને નીરખ્યું ! એનું હૃદયે ભરાઈ આવ્યું. અંતે તેણે ડોનજોનની અંતિમ ઇચ્છા મુજબ ચાર્લ્સ રાજાની કબરની પાસેજ એ શબને દફનાવ્યું.



## એલેક્ઝાંડર પરમા

હવે નેધરલાંડ માટે પાંચમા વાઇસરાય પધાર્યા—એલેક્ઝાંડર ફાર્નિસ પરમા. પહેલા ચાર વાઇસરાયો આ પ્રમાણે હતાઃ—ડચેસ પરમા, એલ્વા, રેકવીસીન્સ, અને ડોનજોન. એ બધા વાઇસરાયોમાં એલેક્ઝાંડર સૌથી વધારે લાયકાતવાળો હતો. એની ઉમ્મર ૩૩ વરસની હતી. એનો જન્મ ડોનજોન અને ડોન કાર્લોસના જન્મની સાથે સાથેજ થયો હતો. બચપણથી તે એ બે જણાની સાથે સાથેજ ઉછર્યો હતો. શિક્ષણ પણ સાથેજ મળ્યું હતું. એનો બાપ ઑક્ટેવો ફારનીસ નામનો હતો જે ચાર્લ્સ રાજાનો બહુજ વિશ્વાસુ સેનાપતિ હતો અને ત્રીજા પૉલ નામક પોપ મહારાજનો પૌત્ર થતો હતો. એની માતા ડચેસ માર્ગારેટ હતી. તે અગાઉ નેધરલાંડની વાઇસરાય તરીકે નીમાઈ ગઈ હતી.

### દ્વંદ્વ-યુદ્ધનો શોખ

એલેક્ઝાંડરે તો પારણામાંથીજ વિજયી પિતાના હથિઆરોના ખણખણાટ સાંભળ્યા હતા. અગીઆર વરસની ઉમ્મરે એણે ચાર્લ્સ પાસે સેન્ટ ક્વીન્ટેનના યુદ્ધમાં જવાની રજા માંગી હતી. અને ચાર્લ્સે રજા આપવાની ના પાડવાથી એ ખૂબ ડુસકે ડુસકે રડ્યો હતો. વીસ વરસની ઉમ્મરે એનાં લગ્ન પોર્ટુગાલની કુંવરી મેરિયા લુઇની સાથે થયાં હતાં. વખત જતાં એને સંતતિ પણ થઇ હતી. પોતાની રાજધાનીમાં કાંઇ કામ ન હોવાથી એલેક્ઝાંડર રોજ રાતના એકલો

બહાર નીકળી લશ્કરના સિપાઇઓને મુકામે જતો. અને તેમની સાથે દંદ્વયુદ્ધ કરતો. જે લડવૈયા આખા પરમા શહેરમાં સૌથી બળવાન ગણાતા તેમનેજ એલેકઝાંડર દંદ્વયુદ્ધની ચેલેન્જ આપતો.

## તુર્કીનો ઝુંડો

પરંતુ એક દિવસ એની આ રાત્રિચર્યાનું પોકળ ફુટી ગયું. ત્યારથીજ એ રાત્રે ઘેરજ રહેવા લાગ્યો. જ્યારે પોપ મહારાજે મુસલમાનોની સામે ધર્મયુદ્ધનો પડકાર આપ્યો ત્યારે પોતાની માતા અને સ્ત્રીની કાકલુદીઓને ન ગણકારતાં એ તો મુસલમાનોની સાથે લડવા માટે ડોનજોન કાકાને મળવા લુએન્ટ ચાલ્યો ગયો. ત્યાં લેપાન્ટોના યુદ્ધમાં એણે ભારે જોમ બતાવ્યું. એકલોજ તલવાર લઇને એ તુર્કોના વહાણ ઉપર ચઢી ગયો. મુસ્તફા બેને મારી નાંખીને વહાણનો કબજો લઈ લીધો, અને તુર્કીનો ઝુંડો ઉતારી પાડયો.

## ગેમ્બલુર્સનો કચ્ચરઘાણ

આ બનાવ પછી ઘણા વરસ સુધી એને પોતાનું જોર અજમાવવાનો કોઇ પ્રસંગ મળ્યો નહિ. જ્યારે ડોનજોનની મદદે નેધરલાંડમાં લશ્કર મોકલવાની જરૂર પડી ત્યારે એ ઇટાલીથી લશ્કર લઇને તરતજ આવી પહોંચ્યો. નેધરલાંડમાં ગેમ્બલુર્સના યુદ્ધમાં એણે માત્ર છસો જુવાનીઆની મદદથી એવો તો કેર વર્તાવ્યો કે માત્ર દોઢ કલાકમાં આઠ દશ હજાર માણસોનો એણે કચ્ચરઘાણ કાઢી નાંખ્યો. લેપાન્ટોના યુદ્ધથી ડોનજોનની કીર્તિ ચોમેર ફેલાઇ હતી. પરંતુ એલકઝાંડર કાંઇ ડોનજોન કરતાં કોઈ રીતે ઉતરે તેવો સેનાપતિ નથી એવી ખાત્રી ગેમ્બલુર્સના યુદ્ધ પછી થવા લાગી.

## કટ્ટો કેથલિક

રાજકાર્યની બાબતમાં તો એલેકઝાંડર ડોનજોન કરતાં ખરેજ ચઢીઆતો હતો. ડોનજોનની માફક એ કદિ કોપ કરીને આળાપાળા

કરવા ઉતરી પડતો નહિ. એને સામ, દામ, ભેદ, દંડ સર્વ રાજનીતિ આવડતી હતી. આડી અવળી ચાલબાજીથી શત્રુઓને થકવવા અને ફસાવવામાં તે બહુજ કુશળ હતો. એ કાંઇ ડોનજોનની માફક કોઇ કેદી રાણીને ગાદીએ બેસાડી તેને પરણવાના હવાઇ કિલ્લા બાંધે તેવો ન હતો. ફીલિપે મને શું કામે નેધરલાંડ મોકલ્યો છે તે એ સારી રીતે જાણતો હતો. તે એમ પણ જાણતો હતો કે ફીલિપનો ઉદ્દેશ બર લાવવા માટે સૌથી લાયક માણસ અત્યારે હુંજ છું. એ કાંઇ નેધરલાંડના લોકો સાથે ખુલ્લા મેદાનમાં લડવા માટે આવ્યો ન હતો. જે નીતિ અખત્યાર કરીને નેધરલાંડના લોકોએ ડોનજોનને થકવી થકવીને એના પ્રાણ લીધા હતા તેજ નીતિ અખત્યાર કરીને એજ લોકોને થકવવા માટે એલેકઝાંડર સ્પેનથી આવ્યો હતો. આગળ ચાલતાં એણે બતાવી આપ્યું કે હું લડાઈ લડવામાં જેટલો કુશળ છું તેટલોજ કુશળ છળપ્રપંચ અને મુત્સદ્દીગીરી કરવામાં પણ છું. જો એની સરખામણીમાં ઓરેન્જ ટક્કર ઝીલી શકે તેવો સબળ બુદ્ધિશાળી ન હોત તો એણે ખરેખર આખા નેધરલાંડ દેશને પાછો ગુલામીમાં જકડી લીધો હોત. ધર્મે એલેકઝાંડર કટ્ટો કેથોલિક હતો. નવા ધર્મવાળાઓને તે કોળી–ચમાર જેવા ગણતો અને ધિક્કારતો. એનું જીવન બહુજ નિયમિત હતું. એ કહેતો કે માત્ર જીવન ટકાવી રાખવાને ખાતરજ હું જમું છું, એને જમતાં જમતાં પણ ઘણું ખરું બે ચાર વાર ઉઠવું પડતું હતું.

## નેધરલાન્ડમાં ફાટ ફુટ

એલેકઝાંડર આવી પહોંચતાંજ નેધરલાંડના જે સરદારો ઓરેન્જથી નાખુશ થયેલા હતા તેઓ એની પાસે આવી ખુશામત કરવા લાગ્યા. મેથ્યુસ અને એલેન્કોનને ફસાવવાની બાજીમાં તેઓ નિષ્ફળ ગયા હોવાથી પોતાના દેશને વેચવાને તેઓ તૈયાર થઈ ગયા હતા. બહારના શત્રુને દેખીને જે એક સંપી થોડા વખત ઉપર જાગી

હતી, તે એ શત્રુને પડેલો જોઇને તૂટવા લાગી હતી. આપસઆપ-ના ઝઘડા, કેથોલિક અને પ્રાટેસ્ટંટોની મારામાર અને પક્ષાપક્ષી ફરીથી શરૂ થઇ હતી. બેલૂન પ્રાન્તના લોકો ચુસ્ત કેથોલિક હતા. ઝેન્ટમાં પ્રોટેસ્ટંટની સંખ્યા વધારે હતી. જે રાયહોવે ભારે વીરતાથી એરશોટને કેદ પકડયો હતો તેજ રાયહોવ હવે લોકો ઉપર ખૂબ અત્યાચાર કરતો હતો. રૂશેલને તો એણે દાઢી ખેંચી ખેંચીને મારી નાંખ્યો હતો.

ઇમ્બીજ પણ બહુજ હલકટ અને પક્ષખોર માણુસ હતો. હવે દેશમાં શાંતિની સ્થાપના થઈ જશે એવી આશાથી ઘણા સુધા-રકો, પ્રોટેસ્ટંટો પોતપોતાને વતન ચાલ્યા ગયા હતાં. પરંતુ બેલુનના લોકો ઉપરના અત્યાચારની વાતો જાણીને તેમને બહુજ નિરાશા થઇ. ઝેન્ટમાં ધાર્મિક સ્વતંત્રતાને વિસ્તૃત કરવાનો પ્રયત્ન કરતાં કેથોલિકો ઉપર દમનનો દોર શરૂ થયો હતો. એલેન્કોને મૌન્સનગર પોતાને કબજે કરવાના પ્રયત્ન કર્યા હતા, પરંતુ તે બધા નિષ્ફળ ગયા હતા.

નવરો બેઠો નખ્ખોદ વાળે

બીજી તરફ જ્હોન કેસમીયર ઝેન્ટમાં પડયો પડયો રાજદ્રોહ ફેલાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. કેટલાક લોકોએ કેસમીયરને ફ્લે-ન્ડર્સનો સુબેદાર બનાવવાની પણ વાત ફેલાવી હતી. એ તો આ સમાચાર સાંભળીને બહુજ ખુશ થઇ ગયો. પરંતુ એલેન્કોનને આ વાત ખબર પડતાં તે બહુજ ગુસ્સે થઇ ગયો, અને પોતાનું આખું લશ્કર વિખેરી નાંખીને ફ્રાન્સ પાછો ચાલ્યો જવાને તૈયાર થઇ ગયો.

કેસમીયરનું લશ્કર ગામડાઓમાં લૂંટફાટ કર્યાં કરતું જ હતું. હવે એલેન્કોને છૂટા કરેલા સિપાઇઓ પણ તેમની સાથે લૂંટફાટમાં સામેલ થયા. કહેવત છે કે નવરો બેઠો નખ્ખોદ વાળે. તે મુજબ આ સિપાઇઓ ભારે ઉપદ્રવ કર્યાં કરતા હતા. પંચાયતોના લશ્કરમાં

માણસો ઘટી ગયાં હતાં. ચોતરફ લુંટારૂઓની સંખ્યા વધી ગઇ હતી. સ્પેનીશ, જર્મન, ઇટાલીયન, બર્ગન્ડીઅન, બેલૂની, સ્કોટિશ વગેરે લશ્કરના રખડતા સિપાઇઓ હરાયાં ઢોરની પેઠે ઘુમતા, આમ લોકોને રાત દહાડો પજવી રહ્યા હતા. તેમની સાગે પડી પ્રજાનું રક્ષણ કરવાવાળું કોઇ ન હતું. સૌ કોઇની નજર ઓરેન્જના પ્રત્યે લાગી રહી હતી.

## ઓરેન્જની શરતો

આખરે ઓરેન્જે ઝેન્ટના નગરજનો આગળ ત્રણ શરતો રજૂ કરી.

(૧) કેથેલિક પાદરીઓની જાગીરો છીનવી લેવી નહિ.

(૨) તેમને પોતાની માન્યતા પ્રમાણે ધર્મપાલન કરવાની છૂટ.

(૩) અકટોબરની ૨૮મીએ પકડેલા બધા કેદીઓને છોડી મૂકવા.

જો આ શરતો કબૂલ હોય તો હું તથા મેથ્યુસ તમારા શહેરનું દરેક રીતે રક્ષણ કરવાને હંમેશ તૈયાર રહીશું એમ પણ એણે કહી નાંખ્યું. ઝેન્ટના નગરજનોએ એની પહેલી બે શરતો તો જેમ તેમ માન્ય રાખી. પરંતુ ત્રીજી શરત કબૂલ કરવાને તેઓ તૈયાર ન હતા.

## ઝેન્ટમાં તોફાન

કોઇક રીતે ૭જી નવેમ્બરને દહાડે એન્ટવર્પમાં બેઉ ધર્મવાળાઓએ સુલેહની શરતો પર સહીઓ કરી. જ્યારે આ સુલેહની વાતચિત ચાલી રહી હતી ત્યારેજ કમનસીબે ઝેન્ટમાં ભારે ઉત્પાત થઇ ગયો. પ્રોટેસ્ટંટ લોકોએ કેથોલિકોને ખૂબ લૂંટયા. તેમની મૂર્તિઓ તોડી ફોડીને મેદાન કરી નાંખી. આ ખબર ઓરેન્જને પડી ત્યારે એના દિલમાં બહુજ દુઃખ થયું. તે વિચારવા લાગ્યો કે જે લોકો મારી વાત સાંભળે છે છતાં સમજતા નથી તેમને સાથ

આપવાથી શો ફાયદો ? કેટલાક તો વળી ઓરેન્જને આ બધાં હુલ્લડના કારણુ રૂપ માનતા હતા.

આથી ઓરેન્જને વિચાર આવ્યો કે હું એક ખુલાસો બહાર પાડું તો ઠીક. એણે એલેન્કોનનો પક્ષ લીધો, તેથી ખુદ હોલાંડમાં પણ કંઇક લોકો એના ઉપર સંદેહ રાખવા લાગ્યા હતા; પરંતુ આખરે ઓરેન્જે વિચાર કરીને એમજ નક્કી કર્યું કે હલકટ આક્ષેપો તરફ દુર્લક્ષ કરીને આપણે તો આપણા ધ્યેયની સાધના માટે દૃઢ રહેવું. તે પોતે ઘેન્ટ ગયો અને બધા પક્ષોના આગેવાનોની સાથે મુલાકાત કરી બધાની સાથે મીઠી મીઠી વાતો કરી. ઇમ્બી-ઝની સાથે ખાણું લીધું અને બધાને સમજાવી એકસંપી કરાવી ફરી વાર શહેરમાં શાંતિનું રાજ્ય સ્થાપન કર્યું.

## ધૂળમાં રોળાશો

કેસમીયરના લશ્કરે નેધરલાંડમાં જે તોફાનો કર્યાં હતાં તેથી ઇલિઝાબેથ ગુસ્સે થઇ ગઈ હતી. કેસમીયરને ખબર પડી કે પંચાયતોવાળા મને પાછો ઇગ્લાંડ બોલાવી લેવામાં આવે તેવી તજવીજ કરી રહ્યા છે. આથી તે ત્રીસ હજાર જર્મન સિપાઇઓને પગાર આપ્યા વગર છૂટા મૂકીને પોતે છાનોમાનો જર્મની ચાલ્યો ગયો. આ સિપાઇઓ દેશમાં ચોમેર લૂંટફાટ અને મારફાડ કરવા લાગ્યા. કંઇક સદીઓથી નેધરલાંડ લૂંટાયા કરતું હતું. એટલે આ સિપાઇઓને લૂંટમાં પૂરતું દ્રવ્ય મળી શક્યું નહિ. તેથી તેમણે જબરી ધૃષ્ટતા કરી, અને એલેકઝાંડરને લખી જણાવ્યું કે અમારા પગારનો બંદોબસ્ત કરી દો. એલેકઝાંડરને તેમની બેહુંદી વર્તણુક ઉપર હસવું આવ્યું. એણે સિપાઇઓને જવાબ આપ્યો કે 'દેશ છોડીને તરતજ ચાલ્યા જાઓ. નહિ તો બધાનાં માથાં ધૂળમાં રોળાશે.' બિચારા સિપાઇઓના હાથમાં કશું આવ્યું નહિ. તેમણે એક ગાયન જોડ્યું ને તેમાં પોતાનાં રોદણાં રડવા લાગ્યા. એજ ગીત ગાતા ધાંટાશોર

કરતા તેઓ જર્મની તરફ કૂચ કરી ગયા.

## પનોતી

એલેન્કોન મૌન્સ શહેર છોડયા પછી કંઇક દિવસ સરહદ ઉપર થોભ્યો. ત્યાંથી પંચાયતો ઉપર એણે એક પત્ર લખ્યો કે મારે મારા ભાઇ સાથે ફ્રાન્સમાં ઘણું અગત્યનું કામ છે. એવો કાગળ લખીને તે ચાલતો થયો. તે વરસ પૂરૂં થતાંમાં તો કાઉન્ટ ઓરેન્જ સ્વધામ પહોંચી ગયો. તેથી ઓરેન્જને બહુજ દુઃખ થયું. દેશભક્ત મંડળને પણ એ મૃત્યુથી ઘણી ખોટ ગઇ; એ ખોટ પૂરાવી અસંભવ થઇ પડી હતી.

## ત્રણ પક્ષો

નેધરલાંડમાં બળવો દબાવી દેવાના બધા ઉપાયો સરકારે અજમાવી જોયા હતા. છતાં એલેકઝાંડર ફારનિસે એક નવો ઉપાય શોધી કાઢયો, અને ભારે યુક્તિથી તે એને અમલમાં મૂકવા માંડયો. મોટી મોટી લાલચો આપીને ફારનિસ દેશભક્ત મંડળના આગેવાનો, અમલદારો અને સિપાઇઓને ફોડી પોતાના કરવા લાગ્યો. સૌથી પહેલો તો લા મોટે નામનો અધિકારી પૈસાને ખાતર ફારનિસના હાથમાં વેચાયો. સ્વદેશી સરકારે એરેસ નગર ઉપર એક ખાસ કર નાંખ્યો હતો. લોકોનો તેની સામે સ્વાભાવિક રીતેજ વિરોધ હતો. એ વિરોધનો લાભ કેથોલિક પાદરીઓએ અને સરકારી ખુશામતીઆઓએ ઉઠાવ્યો. તેમણે લોકોને ઓરેન્જની સામે અને સ્વદેશી સરકારની સામે ભમાવી મૂકયા. સેન્ટ એલ્ડગોન્ડે લોકોમાં જઇને તેમને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો પરંતુ તેથી કશું વળ્યું નહિ. બેલ્જન પ્રાન્તમાં ત્રણ પક્ષ પડી ગયા. મૌન્સમાં એલેન્કોનનો પક્ષ હતો. એવલાઈન્સમાં લામોટેનો પક્ષ ઉભો થયો હતો અને દેશભક્તોનો પક્ષ તો હતોજ. એરેસનો ગવર્નર વાયકાઉન્ટ ઝેન્ટ કરીને હતો

તે ઓરેન્જની તરફેણમાં હતો. સરકારી પક્ષની એમ ખાત્રી હતી કે જ્યાં સુધી ઓરેન્જ જીવતો છે ત્યાં સુધી બળવો દબાઇ શકવાનો નથી. એમના મત પ્રમાણે તો બધા ધાંધલનો નાશ કરવાનો એકજ ઉપાય હતો કે ઓરેન્જનું કાસળ કાઢી નાંખવું.

## લાંચનો ઉપાય

સરકારે લામોટેની મારફતે બધા દેશભક્ત આગેવાનોને લાંચ આપીને ફોડવાનું કામ શરૂ કર્યું. એ દલાલ વડે તો સરકારે હૈઝ, હોવર, કેપ્રેસ, વીર એગ્મોન્ટ વગેરેને ઢીલા કરી મૂકયા. માર્ગારેટના જાદૂથી અંજાયલો લેલેન પણ એલેન્કોનના પક્ષનો થઇ ગયો. એનો ભાઇ મોન્ટની અને વાઇકાઉન્ટ ઝેન્ટ પણ પલળી ગયા. હવે દેશભક્ત મંડળવાળા તેમનો વિશ્વાસ કરી શકે તેમ ન હતું.

## ગોસેન વકીલ

એરેસમાં ઓરેન્જની તરફેણનો એક વકીલ ગોસેન નામનો હતો. તે અમીર હતો અને બહુજ પ્રભાવશાળી તથા પ્રખ્યાત હતો. ફ્રાન્સિસનું આગમન થયા પછી થોડાજ દિવસમાં એરેસના સત્તાવાળાઓ ફ્રાન્સિસની સાથે પત્ર વહેવાર કરીને છાનામાના બેલૂન પ્રાન્ત સરકારને હવાલે કરી દેવાની ખટપટ કરવા લાગ્યા હતા. ગોસન વકીલે કેપ્ટન એમ્બ્રોઝની મદદથી આ બધા અમલદારોને એકાએક કેદ પકડી જવા અમલદારોની ચૂંટણી કરી લીધી. પરંતુ ફ્રાન્સિસના ચાલાક એજન્ટ પાદરી જોન સેરાસિને તરતજ એમ્બ્રોઝને લાંચ આપી ફોડયો અને પોતાની તરફેણનો કરી લીધો. ફ્રાન્સિસના પક્ષવાળાઓએ કેદ પકડાયલા અમલદારોને તરતજ છોડાવ્યા અને ફરી પાછો શહેર ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. એટલુંજ નહિ પરંતુ દેશભક્ત વીર ગોસનને શૂળીએ ચઢાવ્યો. લેલેન, મોન્ટની, હૈઝે, કેપ્રેસ, અને વાઇકાઉન્ટ ઝેન્ટને મોટી મોટી પદવીઓ અને નાણાં

આપીને ફોડી નાંખ્યા. પાદરી સેરાસિનને એની સેવાના બદલામાં ફીલિપ મહારાજે નેધરલાંડના સૌથી મોટા દેવળ સેન્ટવાસ્ટનો આચાર્ય બનાવી દીધો. સને ૧૫૭૯ના જાન્યુઆરીની છઠ્ઠી તારીખે બેલૂન, એટ્રાયઝ, હેનાલ્ટ, લિલ, ડુયે અને ચીઝ વગેરે શહેરોએ ભેગાં મળીને એક નવો પક્ષ સ્થાપ્યો અને તેજ વરસે છઠ્ઠી એપ્રિલે માઉન્ટ સેન્ટ એલોય આગળ એક ગુપ્ત કરાર થયો, તેના ઉપર બધાએ સહીઓ કરી.

## ફરી સંગઠન

આ પ્રાન્તો આવી રીતે નીકળી જવાથી રાષ્ટ્રીય પંચાયતોને લાગ્યું કે દેશની એકતા તૂટી જાય છે. તેમને ચિન્તા થઈ. ઓરેન્જે પણ જોયું કે ઘેન્ટની શરતો મુજબ વર્તવાને હજુ દેશ તૈયાર નથી. તેથી એણે ધાર્યું કે બીજી વાર એક નવી સન્ધિ કરીને જેટલા બને એટલા પ્રાન્તોનું એકીકરણ કરીને નવો પક્ષ બનાવવો. એનો ભાઈ જહોન નસાઉ જે હજુ પણ સદ્‌ભાગ્યે ગીલ્ડરલાન્ડના ગવર્નર તરીકે ચાલૂ રહ્યો હતો તેણે મહેનત કરીને ગીલ્ડરલાંડ, ઝુટફન, હોલાંડ, ઝીલાન્ડ, યુટ્રેક્ટ અને ફ્રીઝલાંડ એટલા પ્રાન્તોને એ નવા કરારમાં જોડાઈને પક્ષમાં ભળવા તૈયાર કરી દીધા. છવ્વીસ શરતોનું એક કરારનામું તૈયાર કરીને આ પ્રાન્તોના પ્રતિનિધિઓએ તેના ઉપર સહીઓ કીધી; અને સાથે સોગંદ લીધા કે પોતપોતાના આંતરિક કારભારમાં દરેક પ્રાન્ત સ્વતંત્ર રહીશું પરંતુ બહારના માણસ કે દેશ સાથે બધા એકત્ર થઈનેજ વહેવાર કરીશું. પરદેશી દુશ્મનની સામે દરેક પ્રાન્તે બીજા પ્રાન્તની રક્ષાને ખાતર તન, મન અને ધનનો ભોગ આપવો. ભવિષ્યમાં આ જ યોજના આખા નેધરલાન્ડ દેશના પ્રજાસત્તાક રાજતંત્રના મૂળ તત્ત્વ રૂપ થઈ પડી. એ સહી કરનારા પ્રાન્તોને પોતાને પણ તે વેળા ખ્યાલ ન હતો કે પોતે પ્રજાસત્તાક રાજતંત્રનો પાયો નાંખવાની ક્રિયા કરતા હતા. અત્યાર સુધી તેઓ ફીલિપનેજ પોતાનો રાજા માનતા હતા. માત્ર પોતાના પુરાણા

રિવાજ અને હક મુજબ રાજકારભાર તેઓ પોતાના હાથમાં રાખવા માંગતા હતા. ઓરેન્જની યોજના પ્રમાણે આ સાતે પ્રાન્તો મળીને બહારની દુનિયાની દૃષ્ટિએ એક સંગઠિત રાષ્ટ્ર બની ગયું. વળી યુટ્રેકટમાં બધા પ્રાન્તોની પ્રતિનિધિસભા મળે અને ત્યાં સૌના સામાન્ય હિતની બાબતો ઉપર વિચાર ચલાવવામાં આવે તેમજ સૌ પ્રાન્તો ઉપર એકાદ ખાસ કર નાંખવાની ગોઠવણ કરવામાં આવે એમ નક્કી થયું.

## પ્રજાતંત્રનો પાયો

પરંતુ એ બધા પ્રાંતોએ પોતાનો સ્થાનિક કારભાર અને જૂના અધિકારો પોતાનાજ હાથમાં રાખ્યા હતાં. એક પ્રાન્તને બીજા પ્રાન્ત સાથે ચકમક ઝરે નહિ-અને દરેક પોતપોતાના વિચાર માન્યતા પ્રમાણેનો ધર્મ પાળી શકે તે માટે પૂરતી સ્વતંત્રતા આપવામાં આવી હતી. નેધરલાન્ડના પ્રજાતંત્રના પાયો આવો હતો. જો સરદારોએ ઓરેન્જ પ્રત્યે દ્વેષ રાખ્યો ન હોત, જો ધાર્મિક ઝઘડાઓએ આવું તીવ્ર સ્વરૂપ ધારણ કર્યું ન હોત, જો બેલૂન પ્રાન્તના કેથોલિકો આટલા બધા ધર્માંધ બની ગયા ન હોત, અને જો ઘેન્ટ નગરના સ્વતંત્રતાવાદીઓએ આટલી ગાંડાઈ ન દાખવી હોત તો—તો ખરેખર ઓરેન્જે આ સાત પ્રાન્તોની જગાએ આખા દેશને એકત્ર કરીને સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવ્યો હોત !

## મેસ્ટ્રીસ્ટનો ઘેરો

ફારનિસે બેલૂન પ્રાન્તના પ્રતિનિધિઓને દ્રવ્યની લાલચો આપીને તેમજ નાચજલસાની પાર્ટીઓ આપીને બેવકૂફ બનાવી મૂકેલા હતા. તેઓ ફારનિસ ઉપર રીઝી થઇ ગયા હતા. મ્યુઝ નદીના કિનારાપર આવેલું મેસ્ટ્રીસ્ટ શહેર જર્મનીની હદમાં દાખલ થવાના દરવાજા રૂપ હતું. તે શહેર ઉપર ફારનિસે ચઢાઈ કરી. ચાર મહિના

સુધી એનું વીશ હજાર માણુસનું લશ્કર શહેરને ચોતરફથી ઘેરીને પડયું રહ્યું. શહેરની વસ્તી પણ વીશ હજારની હતી. ફ્રાન્સિસનું લશ્કર શહેરની આસપાસ પડયું હતું. તેનાથી જાણે એક બીજું શહેર વસી ગયું હોય તેમ લાગતું હતું. બન્ને તરફથી રોજ હુમલાઓ થયા કરતા હતા. શહેરનો કોટ તોડી પાડવાને દારૂ ભરી ભરીને સુરંગો ફોડવામાં આવતી હતી. પરંતુ શહેરવાળા મક્કમપણે છેવટ સુધી લડયા. તેઓમાંના એટલા બધા મરાઈ ગયા કે જ્યારે ફ્રાન્સિસે દિવાલ તોડી શહેરમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં માત્ર ચારસો માણુસો જીવતા રહ્યા હતા!

## અશાંતિનું મૂળ

ઓરેન્જે પંચાયતોને વિનંતિ કરી કે આપણે આ શરવીર નગરને તુરતજ યોગ્ય મદદ કરવી જોઈએ. પંચાયતોએ નાણાંની અછતને લીધે જોઈએ તેટલી મદદ તો આપી નહિ. તેથીજ જ્યારે મેસ્ટ્રીસ્ટ પડયું ત્યારે સૌ કોઈ ઓરેન્જને દોષ દેવા લાગ્યા કે ‘તમારે લીધેજ દેશમાં શાંતિ થતી નથી, અને અમારે બધાંને આટલું સંકટ ભોગવવું પડે છે.

## “ વિશ્વાસ છે, વિશ્વાસ છે.”

એક દિવસ પંચાયતોની બેઠક ચાલી રહી હતી. ત્યાં પ્રમુખના હાથમાં કોણ જાણે કયાંથી એક પત્ર આવી પહોંચ્યો. સભાની માંગણીથી પ્રમુખે તે પત્ર વાંચવા માંડયો પરંતુ થોડોક વાંચીને તરતજ તે અટકી ગયા કારણ કે એ પત્રમાં ઓરેન્જના ઉપર એવા તો નીચ આક્ષેપો કરેલા હતા કે આગળ વાંચી શકાયજ નહિ. સભાએ પણ પોકારો કર્યા કે ‘બંધ કરો, બંધ કરો’

પરંતુ ઓરેન્જે પોતેજ પ્રમુખના હાથમાંથી તે પત્ર લઈ લીધો અને મોટેથી સભાને આખો વાંચી સંભળાવ્યો. પત્ર પૂરો થતાં એ

બોલ્યો—"હા સાચી વાત છે. હુંજ આ બધી અશાંતિનું કારણ છું. જો મારા ચાલ્યા જવાથી દેશમાં શાંતિ થવાની આશા હોય તો હું આજેજ ચાલ્યો જવાને તૈયાર છું" પરંતુ આ સાંભળીને ચોતરફથી પ્રતિનિધિઓએ પોકાર કર્યા કે નહિ નહિ. તમારા ઉપર તો અમારો પૂરો વિશ્વાસ છે.

## ઘેન્ટમાં શાંતિ

આ દરમ્યાન ઘેન્ટનગર જે ધાંધલના અખાડા જેવું થઇ પડયું હતું ત્યાં ફરી એક ઉપદ્રવ જાગ્યો. ઇમ્બીઝ લોકોને કહ્યા કરતો હતો કે ઓરેન્જ તો ફ્રાન્સનો દલાલ છે. એ અંદરખાને તો પાકો કેથોલિક છે. ઇમ્બીઝનો એક સાથી પીટર ડેથીલસ નામે પાદરી હતો. તે બહુજ અસરકારક ભાષણો કરી શકતો હતો. તે પણ ઓરેન્જની બહુજ નિન્દા ફેલાવતો હતો. આ બે જણાએ લોકોને ઓરેન્જથી ભડકાવીને ધાંધલ મચાવી મૂકયું. ઓરેન્જ પોતે ઘેન્ટ ગયો અને ભારે મુશ્કેલીથી શાંતિનું સ્થાપન કર્યું. એણે ઇમ્બીઝ અને પીટરને ઘેન્ટ શહેરની બહાર કાઢયા.

## વીર બાપનો કાયર બેટો

જે વીર પુરૂષનું નામ આખા યુરોપમાં પ્રખ્યાત હતું અને જેના ખૂનથી ખુદ ફીલિપ મહારાજાના હાથ ખરડાયલા હતા તે એગ્મોન્ટના પુત્રે લા મોટેની પેઠેજ સરકારી લાલચોને વશ થઇ દેશદ્રોહી બનવાનો વિચાર કર્યો. એણે ધાર્યું કે જો હું બ્રસેલ્સ શહેરને કબજે કરી સરકારને હવાલે કરૂં તો અવશ્ય મને કાંઇ ને કાંઇ મોટી પદવી મળશે. આ મનસુબાથી એણે એક દિવસ અચાનક બ્રસેલ્સ શહેર પર હુમલો કર્યો. પરંતુ દેશભક્ત લશ્કરે તરતજ એને એક ગલીમાં ઘેરી લીધો. આખો દિવસ અને રાત એને પોતાના લશ્કર સાથે તે ગલીમાં ઘેરાઇ રહેવું પડયું તે વેળા આસપાસનાં

ધરો પ્રરથી લોકો પોકાર કર્યા કરતા હતા કેઃ—

"વીર એગ્મોન્ટના દીકરા! તને યાદ છે કે આવતીજ કાલે તારા બાપનું સમચરી છે? શું તું તારા બાપનું ડોકું શોધવાને માટે અહીં આવ્યો હતો? બચ્ચા, જ્યાં તું ઉભો છે ત્યાંનો એકાદ પથરો તો ઉપાડી જો—તારા બાપના દેહનું રક્ત ચીસો પાડી પાડીને તારા નામનો ઉચ્ચાર કરી રહ્યું છે." વગેરે

## સમચરીને દહાડેજ

જે જગા ઉપર અગીઆર વરસ ઉપર પરાક્રમી એગ્મોન્ટનું શિર પડયું હતું અને જેને પડેલું જોઇને આખી દેશભક્ત સેના રૂદન કરી રહી હતી, તેજ જગા ઉપર, પોતાના બાપના સમચરીને દહાડેજ એગ્મોન્ટ—બેટો આવીને પોતાની માતૃભૂમિને વેચી દેવાને તત્પર થયો હતો, એટલુંજ નહિ પરંતુ પોતાના બાપનું ખૂન કરનારના હાથ પર ચૂમીઓ લેવાને ઉત્સુક થઇ ગયો હતો. ધિક્કાર છે એવા કુપુત્રને!

બીજે દિવસે શહેરી જનોએ આ ઘેરાયલા બેવકુફ જુવાનીઆને અને તેના સાથીઓને દયા લાવીને શહેર બહાર નીકળી જવા દીધા. ફ્લેન્ડર્સના લોકો વારે વારે ઓરેન્જને કાલાવાલા કરતા હતા કે અમારા પ્રાન્તનો વહીવટ આપ હાથમાં લઇ લો. ઓરેન્જ હંમેશા ના પાડતો હતો. આ વેળા ઘેન્ટનું ધાંધલ શાંત પાડયા પછી ઓરેન્જે ફ્લેન્ડર્સનો રાજકારભાર પોતાના હાથમાં લીધો અને પછી એન્ટવર્પ પાછો આવ્યો.

## ઘાંચીનો બેલ

કોલોનમાં સાત મહિનાથી ફીલિપ અને પંચાયતોના લવાદો આપસઆપસમાં સુલેહ કરવાની ખટપટ કરી રહ્યા હતા. જર્મનીના શહેનશાહે પણ આ બે પક્ષોને સંધિ કરવામાં મદદ કરવા માટે

પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા. બંને પક્ષ શાંતિને માટે આતુર હતા. પરંતુ ઝગડાનાં જે મૂળ હતા તેને જતા કરવાને બેમાંથી એક પણ પક્ષ તૈયાર ન હતો. ફીલિપ પોતાની રાજસત્તા અને કેથોલિક ધર્મની મહત્તા કાયમ રાખવા ઇચ્છતો હતો, અને નેધરલાંડના લોકો-દેશભક્ત મંડળવાળા-પોતાના જુના હકો અને ધાર્મિક સ્વતંત્રતા માંગતા હતા. સાત મહિના સુધી આ લવાદોએ ખાણીપીણીમાં ખૂબ પૈસા ઉડાવ્યા અને દશ હજાર પાનાં ભરીને તુમારો ચલાવ્યા. પરંતુ ઘાંચીનો બેલ કયાં ? તો કે હતો ત્યાં નો ત્યાં—તેવો ઘાટ થયો. કાંઈ સમાધાન થયું નહિ અને લવાદો સૌ સૌને ઘેર ગયા.

## દશ લાખ ઉપર લાત

આ તરફ ઓરેન્જને મોટી મોટી લાલચો આપવામાં આવતી હતી. એને એમ કહેવામાં આવ્યું કે " જો તું દેશ છોડીને ચાલ્યો જાય તો તારી જપ્ત કરેલી જાગીર તથા મિલકત પાછી આપીશું. એટલુંજ નહિ પણ તારે માથે જે કરજ થયું છે તે માંડી વાળી ઉપરથી દશ લાખ રૂપિયાનું નજરાણું આપીશું અને બીજું પણ જે કાંઈ તું માંગશે તે આપીશું; પણ તારે દેશ છોડી જવો જોઇએ. "

ઓરેન્જે જવાબ દીધો કે " હું તો પંચાયતોનો સેવક છું. હું કાંઈ મારે પોતાને ખાતર લડી રહ્યો નથી. લોકો મને ફરમાવશે તે પ્રમાણે હું તો કરીશ. જો ફીલિપ સાથે સંધિ કરવામાં પંચાયતોને હું આડખીલી રૂપ દેખાતો હોઉં, અને હું દેશ છોડી જાઉં એમ તેઓ ઇચ્છતા હોય તો હું આજેજ તેમ કરવાને તૈયાર છું. પંચાયતો મારી જગા ઉપર બીજા કોઇને નીમવા ઇચ્છતી હોય તો તેના હાથ નીચે કામ કરવાને હું તૈયાર છું. પરંતુ દ્રવ્ય, જાગીર કે સ્ત્રી પુત્રાદિની લાલચથી હું કદિ પણ મારા કાર્યને છોડીને ચાલ્યો જવાનો નથી. "

### ડેબ્યૂયર્સનું મોત

ઓરેન્જ જેવાને તો સરકાર કેવી રીતે ફોડી શકે? પણ એના સિવાય, મેચલિનનો ગવર્નર ડેબ્યૂયર્સ જેણે ભારે વીરતાથી એન્ટવર્પના કિલ્લાનું રક્ષણ કર્યું હતું ને તેથી દેશભક્ત મંડળમાં લોકપ્રિય થયો હતો તેને, તેમજ ફ્રીઝલાંડના ગવર્નર કાઉન્ટ રેનેનબર્ગને પણ ફારનિસે મોટી મોટી લાંચો અને પદવીઓની લાલચો આપીને પોતાની તરફેણમાં કરી લીધા હતા. ડેબ્યૂયર્સે એક દિવસ અચાનકજ મેચલિન એલેકઝાંડર ફારનિસના હવાલામાં સોંપી દીધું. પરંતુ માત્ર ૭ મહિનામાંજ દેશભક્ત મંડળે મેચલિન ઉપર ફરી પોતાનો અધિકાર ઝમાવ્યો. ડેબ્યૂયર્સ થોડા દિવસ પછી એક સ્થળે લડતાં લડતાં મરાયો.

### રેનનબર્ગ પણ ફુટ્યો

કાઉન્ટ રેનેનબર્ગ હ્યુગ્સટ્રેટનનો ભાઈ થતો હતો. ડેબ્યૂયર્સની માફક એના ઉપર પણ ઓરેન્જ વિશ્વાસ રાખતો હતો. સરકારે એને દ્રવ્ય અને એક રૂપસુંદરીના મિલનની લાલચ આપી. એણે પણ એક દિવસ ગ્રોનિન્જન પ્રાંતની રાજધાની સરકારને સુપરત કરી દીધી.

ઓરેંજને આ સાથીઓના આવા દગા ફટકાથી બહુ દુઃખ થયું. એણે કંઈક દિવસ પહેલાં અફવાઓ સાંભળી હતી. કે આ બે જણા ધોકો દેશે. પરંતુ જ્યારે એના પોતાના ઉપરજ કેટલાક લોકો શંકા દૃષ્ટિ રાખનારા પડ્યા હતા તો પછી માત્ર ઉડતી અફવાને વજુદ આપીને એ પોતાના સાથીઓ ઉપર અવિશ્વાસ કેવી રીતે કરી શકે ?

### ફીલિપને બદલે ?

ઓરેંજ જાણતો હતો કે કોલોનની પરિષદમાં કાંઇ પણ સમજૂતિ થવાની નથી. એ એમ પણ સમજતો હતો કે દેશમાં ફાટફુટ કરાવવાને સરકારને પૂરતો વખત મળે એટલા ખાતરજ લાંબી લાંબી સુલેહ પરિષદો ભરવામાં આવે છે. તેથીજ એ તો પંચાયતોની સાથે

એવી ખટપટ કરી રહ્યો હતો કે જો કોલોનની પરિષદમાંથી કાંઈ સારૂં પરિણામ ન આવે તો પછી ફીલિપની જગાએ કયા માણસને રાજા બનાવવો છે તેનો વિચાર કરી લેવો. વિલિયમ ઓરેંજ કાંઇ અમેરિકાના સંયુક્ત રાજ્યો (યુનાઇટેડ સ્ટેઇટસ)ની માફકનું પ્રજાતંત્રી રાજ્ય નેધરલાંડમાં સ્થાપવાનો અને તેમની પેઠે દેશના પ્રમુખની ચૂંટણી કરવાનો વિચાર કરતો ન હતો. એ વખતે તો નેધરલાંડની જે પરિસ્થિતિ હતી તે જોતાં એ દેશમાં રાજા વગરનું રાજ્ય સ્થાપન કરવાનો વિચાર પણ થઈ શકે નહિ. તેમજ બીજી કોઈ જાતની રાજપદ્ધતિને માટે એ લડત લડી રહ્યો હોય એવું પણ ન હતું. તે વખતમાં પ્રજાનો મોટો ભાગ તો એમજ માનતો કે રાજા તો ઇશ્વરનો અંશ છે; અને તે પ્રજાનું પાલન કરવાને અને તેમના અધિકારોનું રક્ષણ કરવાને માટે જન્મ લે છે. એવા યુગમાં બીજી કોઈ રાજપદ્ધતિની હિમાયત કયાંથી થાય ?

## નવો અધિકાર

પરાપૂર્વથી નેધરલાંડના લોકોના ઘણા અધિકાર ચાલુ હતા. ફીલિપ તેને કચરી નાંખવા ઇચ્છતો હતો. ઓરેંજનું કહેવું એમ હતું કે જે રાજા પ્રજાના અસલના હકોનું રક્ષણ કરવાને બદલે તેને કચરી નાંખવા માંગતો હોય, પ્રજાનું પાલન કરવાને બદલે તેમનાં ખૂન કરતો ને કરાવતો હોય તેને રાજા કહેવાનો શું અધિકાર છે ? એકજ માત્ર નવો અધિકાર માંગવામાં આવતો હતોઃ ધાર્મિક સ્વતંત્રતાનો. અને તે સંબંધમાં એમ પણ કહેવામાં આવતું હતું કે "ધર્મ એ તો મનુષ્ય અને ઇશ્વરની વચ્ચેનો સંબંધ છે અને રાજાને એ બાબતમાં કશી નિસ્બત નથી."

## બેધારી તલવાર

ફીલિપે નેધરલાંડની પ્રજાના હકોને બહુજ બેદરકારીથી કચરી

નાંખ્યા હતા; તેથીજ પંચાયતો અને ઓરેન્જ એની જગા ઉપર બીજો રાજા ચૂંટીને નીમવાનો વિચાર કરી રહ્યાં હતાં. મેથ્યુસ બીલકુલ નકામો સાબિત થયો હતો; તેથી એને લીધે જર્મનીના શહેનશાહ પાસેથી અને બીજા જર્મન સરદારો પાસેથી જે કાંઇ મદદ મળવાની આશા હતી તે ફોગટ ગઇ. ઇંગ્લાંડમાં નેધરલાંડના પ્રત્યે પૂરતી સહાનુભૂતિ હતી. પરંતુ રાણી ઇલિઝાબેથ પોતાની આદત પ્રમાણે લાડ કર્યા કરતી હતી. તે એક બાજુ એલેન્કોન ઉપર પ્રેમપત્રો લખ્યા કરતી હતી અને બીજી બાજુ નેધરલાંડ ઉપર એલેન્કોનની સત્તા ઝામી ન જાય તે માટે પણ ખટપટ કરી હતી. થોડાજ દિવસ ઉપર એણે એક બહુજ સ્નેહાળ પત્ર એલેન્કોનને લખ્યો હતો. લોકોમાં વાતો ચાલવા લાગી કે ટુંક વખતમાં એલેન્કોન અને ઇલિઝાબેથનાં લગ્ન થઇ જશે. આથી ઓરેન્જે વિચાર કર્યો કે ફીલિપની જગાએ એલેન્કોનનેજ રાજા તરીકે ચૂંટી કાઢવો ઠીક પડશે. ફ્રાંસ અને નેધરલાંડ એક બીજાની જોડાજોડ–નજીક હોવાથી હરવખત ફ્રાંસ તરફથી તુરત મદદ મળતી હતી. નેધરલાંડ ઉપર ફ્રાંસની સત્તા ઝામે તો સ્પેન અને જર્મની બેઉ દેશવાળા નેધરલાંડથી ડરતા રહેં. ઇલિઝાબેથ એલેન્કોનને ચ્હાતી હતી તેથી એ તો આ વિચાર જાણીને રાજીજ થવી જોઇએ.

## ઓરેન્જની ત્યાગવૃત્તિ

આ સિવાય બીજો પણ એક નેધરલાન્ડના રાજમુગટનો અધિકારી હતો. તે કોણ? ઓરેન્જ પોતેજ. પરંતુ એણે તો નિશ્ચય કર્યો હતો કે એ માન મારે પોતે લેવુંજ નથી. (જો ઓરેન્જે પોતેજ રાજાપદનો સ્વીકાર કર્યો હોત તો દેશને ઘણોજ લાભ થયો હોત. હોલાંડ અને ઝીલાંડ એ બે પ્રાન્તો તો ઓરેન્જ સિવાય બીજા કોઇને પણ પોતાનો રાજા બનાવવા ઇચ્છતાજ ન હતા. એ પ્રાન્તો તો એલેન્કોનનું નામ સાંભળીનેજ ગુસ્સે થતા હતા. ઓરેન્જે બંને

પ્રાંતોને ખૂબ સમજાવ્યા કે હું મરતાં સુધી તમારી સેવા કરવાને તૈયાર છું, પરંતુ રાજા તો એલેન્કોનનેજ બનાવવો એ ઉચિત છે.

## ઓરેંજના ઝાંસા

લોકો માંહોમાંહે એક બીજાની ખૂબ અદેખાઈ કરતા હતા. ફાટફુટ ભારે હતી. દેશના હિત માટેનાં કાર્યોમાં પણ પૈસા આપવામાં કંજુસાઇ થતી હતી. એક દિવસ ઓરેંજે પંચાયતોને ફીટકાર આપી કહ્યું–

"જ્યારે તમે મને અધિકાર આપ્યો છે ત્યારે તો હું કહું તેટલું લશ્કર તમારે રાખવું જોઇશે અને તેને માટે જોઇતા પૈસા પણ આપવા પડશે. જો તેમ નહિ કરો તો હું અધિકાર લેવાને રાજી નથી. જેવી રીતે મારા દુશ્મનો મારામાં દોષ જોવાને માટે ઉત્સુક રહે છે, તેવીજ રીતે તમે પણ મારા દોષ જોવા ને આગળ કરવા ઉત્સુક થાઓ છો. મેં મારાં ઘરબાર ગુમાવીને દેશની સેવા કરવાનોજ પ્રયત્ન કર્યો છે. તેનો તમે કોઈ વિચાર પણ કરતા નથી. એશઆરામ, ધન, સુખસંપત્તિ અને કુટુંબ સુખ કોને વહાલું નથી લાગતું ? હું પણ આરામની ઝંખના કરી રહ્યો છું. હું ધારૂં તો આરામ લઇ શકું છું. મારો વહાલો બેટો સ્પેનમાં કેદખાને પડયો છે. તેને હું ચાહું તો પલકવારમાં છોડવી શકું...પરંતુ તમારી સૌની સેવાને ખાતર મેં મારા સુખનો ત્યાગ કર્યો છે. તમે તમારા પોતાના રક્ષણની બાબતમાં મને જોઇતી મદદ કરવામાં પણ આળસ બતાવો છો, એ બહુજ શરમની વાત છે."

## ઘેટાં અને સિંહ !

લડાઈ ધીમે ધીમે ચાલી રહી હતી. ઓરેંજનો એક બહાદુર સાથી લા–નોઇ લડાઈમાં કેદ પકડાયો. એની ગીરફતારીથી દેશભક્ત સેનાને બહુજ ધોકો પહોંચ્યો. લા–નોઇ માત્ર લડવામાંજ હુશીઆર

હતો એમ નહિ, પરંતુ લખાણુ-કળામાં પણ એ બહુજ કળાબાજ હતો. ઓરેંજે લા-નોઇને છોડાવવાનો પ્રયત્ન કર્યો. સરકારી પક્ષના કેદીઓમાંથી એગ્મોન્ટના દીકરાને અથવા સેલેસને અથવા શેમ્પની કોઇ એકને લા-નોઇના બદલામાં છોડી મૂકવાની તત્પરતા બતાવી. પરંતુ ફારનિસે કહ્યું કે "એ ઘેટાંઓના બદલામાં કાંઈ સિંહને છોડી મૂકી શકાય નહિ."

## અંધાર કોટડીમાં પૂરાયો

લા-નોઇને કાંઇ મારી નાંખવામાં ન આવ્યો. કારણ કે દેશભક્ત લશ્કરે પણ સરકાર પક્ષનાં કેટલાંક માણસોને, અમલદારોને પકડી જીવતા કેદ કરી રાખ્યા હતા. લા-નોઇને એક અંધાર કોટડીમાં પૂરવામાં આવ્યો હતો. આ કોટડીને માત્ર છતમાંજ એક બાકોરૂં હતું તેમાંથી હવા અને અજવાળું આવતાં. વરસાદ પડતો ત્યારે એજ બાકોરામાંથી પાણી અને બરફ પણ કોટડીમાં આવતાં. એ કોટડીમાં ઉંદરડા, દેડકાં, માંકડ, મચ્છર અને વિંછુઓનો તો પારજ ન હતો. પાંચ વરસ સુધી વીર લા-નોઇ આ કોટડીમાં પડયો પડયો સડતો રહ્યો. એ કોટડીમાં પડયાં પડયાં એણે કેટલાંક સારાં સારાં પુસ્તકો પણ લખ્યાં. પરંતુ એ પોતાના આવા જીવનથી ખૂબ કંટાળી ગયો હતો. ઘણા દિવસ પછી ફીલિપે એને કહાવ્યું કે જો તું તારી આંખો ફોડાવે તો તને જેલમુક્ત કરીશું. લા-નોઇ તો જેલમુક્ત થવા માટે આંખો ફોડાવવાને પણ પ્રથમ તૈયાર થઇ ગયો હતો, પરંતુ પાછળથી પોતાની સ્રીના સમજાવ્યાથી તેણે ના પાડી દીધી.

## ઓરેન્જના સાથીઓ

રેનેનબર્ગે સરકારને ગ્રોનિન્જન શહેર સુપરત કરી દીધું. તેજ વખતે ઓરેન્જે તેની ચારે મેર ઘેરો ઘાલ્યો. એની પાસે સારા ચારિત્રવાન અને વિશ્વાસુ સરદારો ન હતા. એને બાર્થોલ્ડ એન્ટીસ,

અને કાઉન્ટ હોહેન્લો જેવા માણસો ઉપર આધાર રાખવો પડતો હતો. આ સરદારો મૂળે ખાનદાન કુટુંબના તો હતા પરંતુ દારૂ, નાચ-પાર્ટી, મારફાડ અને લુંટફાટમાં તેઓ પૂરા હતા. સાથે સાથે તેઓ પરાક્રમી, સાહસિક અને દેશને ખાતર જીવ તોડીને લડે એવા પણ હતા.

## સગા ભાઈની હાલત

ઓરેન્જનો ભાઈ જ્હોન-નેસાઉ ઝીલ્ડરલાન્ડનો ગવર્નર હતો; છતાં તે ખૂબ ગરીબ થઇ ગયો હતો જે મકાનમાં એ રહેતો હતો તેની છતનો કેટલોક ભાગ તૂટી ગયો હતો. પરંતુ તે દુરસ્ત કરાવવા માટે એની પાસે પૈસા ન હતા. એને માથે શરાફોનું દેવું થયું હતું અને તેમણે હવે વધુ નાણાં આપવાની સાફ ના પાડી દીધી. એટલુંજ નહિ, પણ જે નાણાં ધીરેલાં હતાં તેની વસુલાત માટે પણ તગાદા કરવા માંડયા હતા. ઝીલ્ડરલાંડની પંચાયતો રોજ માંહોમાંહે લડતી હતી. એક બીજાની સાથે તકરાર અને 'તારી-મારી' કરવામાંજ તે રોકાતી. આથી કંટાળીને જ્હોન નસાઉએ ઝીલ્ડરલાન્ડનું ગવર્નરપદ છોડી દીધું અને પોતાને વતન જર્મની ચાલ્યો ગયો. એની સ્ત્રી મરણ પામી હતી, અને બાળબચ્ચાંની સંભાળ લેવાવાળું એની પાસે કોઇ ન હતું; છતાં એ પોતાના યુવાન પુત્ર વિલિયમ લુઇને દેશની સેવા કરવા માટે મૂકતો ગયો હતો. વિલિયમ પોતાના કુટુંબની રીત પ્રમાણે ભરજુવાનીમાં તલવાર લઇને દેશની સેવા કરવાને ઉતરી પડયો હતો.

## કસોટી

ઓરેન્જને પોતાના ભાઇનું આ કૃત્ય ઠીક ન લાગ્યું. ખરી જરૂરની વેળા જ્હોન નસાઉ દેશ છોડીને ચાલ્યો ગયો તેથી એને દુઃખ થયું. એ કહેતો કે "જ્યાં સુધી થોડા સરખો પણ અમલ કરવા

જેવું હોય ત્યાં સુધી આપણે પ્રયાસ કરવામાં પાછા હઠવું ન જોઈએ. જ્યારે જ્યારે આપણા પર મુશીબતો આવે છે ત્યારે ત્યારે ઈશ્વર આપણી કસોટી કરે છે. જો આપણી હિંમત ન ગુમાવીએ તો ઇશ્વર આપણને જરૂર સહાય કરશે. એના હાથ અત્યંત લાંબા છે. નિરાશ થવાનું કારણ નથી."

## મેથ્યુસના રોદણાં

૨૨મી જુલાઇ ૧૫૭૦માં મેથ્યુસે એંટવર્પમાં આમ પ્રજાની એક સામાન્ય સભા બોલાવી તેમાં પોતાનાં રોદણાં રડીને એણે કહ્યું: "આપ લોકો એલેન્કોનની સાથે પત્ર વહેવાર કરી રહ્યા છો, અને ઓસ્ટ્રીયાના રાજકુટુંબની સાથેનો સંબંધ બીલકુલ તોડી નાંખવાનો વિચાર કરો છો. પરંતુ દેશને વિદેશી રાજાના હાથમાં મૂકવો એ બીલકુલ વાજબી નથી. આપ મારા અંગત ખર્ચને માટે પણ બંદોબસ્ત કરતા નથી. મારે માથે ઘણુંજ દેવું થઇ ગયું છે."

પંચાયતો તરફથી મેથ્યુસને એની અંગત જરૂરીયાત બાબતમાં નમ્રતાભર્યો જવાબ મળ્યો. ફીલિપના સંબંધમાં તેમણે કહ્યું કે એ તો અમારી સાથે કોઇ પણ શરતે સંધિ કરવાને તૈયાર નથી એટલે એની સાથેનો બધો સંબંધ અમારે તોડવોજ પડશે. અને જર્મનીના શહેનશાહે અમને કશી મદદ કરી નથી. એટલે ઓસ્ટ્રીયાના રાજવંશ તરફથી હવે અમને કશી આશા રહી નથી."

## એલેન્કોન સાથે કરાર

થોડા દિવસ પછી પંચાયતોના પ્રતિનિધિઓ એલેન્કોનને મળ્યા. ૨૯મી સપ્ટેમ્બરને દિવસે તેમણે એલેન્કોનની સાથે સુલેહના કરાર કર્યા. હોલાંડ અને ઝીલાંડ પ્રાન્તોએ તો આ કરાર ઉપર સહી ન જ કરી. કારણ કે તેની પ્રજા તો ઓરેન્જ સિવાય બીજા કોઇને માન્ય રાખતીજ ન હતી. તેઓ તો ઓરેન્જનેજ રાજા

સોંપવા ઇચ્છતા હતા. પરંતુ ઓરેન્જ ના પાડતો હતો.

## સોનેરી સલાહ !

ફીલિપે પોર્ટુગાલ દેશ જીતીને તેને સ્પેનની સાથે જોડી દીધો હતો. નેધરલાંડના બળવાખોરોની સામે ટક્કર ઝીલવાને માટે એને પોર્ટુગાલ રૂપી નવો ખજાનો મળી ગયો. ગ્રેનવિલ હંમેશાં ફીલિપને લખી જણાવતો હતો કે "નેધરલાંડનો બળવો દાબી દેવાનો એકજ ઉપાય છે અને તે ઓરેન્જનું કાસળ કાઢી નાંખવાનો. સરકાર તરફથી એવો ઢંઢેરો બહાર પડે કે જે કોઇ ઓરેન્જનો ઘાત કરશે તેને સરકાર તરફથી ન્યાલ કરી દેવામાં આવશે તો આખા યુરોપના મારાઓની નજર ઓરેન્જની ઉપર ચોંટશે. કદાચ કોઇ ઓરેન્જને મારી ન નાંખે તોયે જીવ જવાના ડરથી આજની પેઠે સ્વચ્છંદથી ગમે ત્યાં ફરતો એ બંધ થઇ જશે, અને તેથી દેશભક્તોના કામમાં વિઘ્ન આવશેજ."

## ૨૫૦૦૦)નું ઇનામ

ગ્રેનવિલની આ સલાહ માનીને ફીલિપ રાજાએ તા. ૧૫મી માર્ચ ૧૫૮૦ને દિને એક જાહેરનામું બહાર પાડયું કે " ઓરેન્જેજ આખા નેધરલાંડ દેશમાં બધો ઉત્પાત જગાડયો છે. એનેજ લીધે એ દેશમાં લોહીની નદીઓ વહી રહી છે. એણે એલવા, ડોનજોન વગેરેની સામે થઇને ખુલ્લો રાજદ્રોહ કરેલો છે. આથીજ રાજા તેમજ પ્રજા બંનેના શત્રુ રૂપ ઓરેન્જનું ડોકું જે કોઇ લાવીને હાજર કરશે તેને રૂા. ૨૫૦૦૦)નું ઇનામ મળશે. જો તે માણસ અપરાધી હશે તો તેના પાછલા બધા ગુન્હા માફ કરવામાં આવશે. તે સરદાર નહિ હોય તો તેને સરદારની પદવી આપવામાં આવશે."

## ઓરેન્જનો ઉત્તર

ઓરેંજે આ જાહેરનામાનો જવાબ છપાવ્યો. ફીલિપે એના

ઉપર જે આક્ષેપો કર્યા હતા તેનો ખુલાસો આપીને એણે ફીલિપનાં કૃત્યો અપરાધો ખુલ્લા પાડયા; અને "જણાવ્યું કે પૂર્વકાળથીજ નેધરલાંડમાં કોઇપણ રાજા, અમીર કે સરદારની ચુંટણી થતી તે એવી શરતે થતી કે તેણે પ્રજાના જૂના હકોનું પૂરેપૂરૂં પાલન કરવું જોઇએ. કોઇ સરદાર કે રાજા એ રીતે પ્રજાહકનું પાલન નહિ કરે, તેને તે પદ ઉપરથી ભ્રષ્ટ કરવામાં આવતો ફીલિપે સ્પેનની ગાદી ઉપર બેઠાં બેઠાં નેધરલાંડની પ્રજાના હકને કચડી નાં- ખ્યા છે. ઉપરાંત એણે એટલા બધા જુલમો કર્યા છે, એટલી બધી હત્યા અને અત્યાચારો કર્યા છે કે એને હવે રાજા તરીકે રહેવાનો કશો અધિકારજ નથી. એનું ચારિત્ર્ય એટલું હલકું છે કે એનામાં બીજાના ચારિત્ર્ય ઉપર ટીકા કરવાની કશી લાયકાત રહી નથી. એણે મારૂં ડાકું મેળવવા હાલ ઇનામ કાઢયું છે. મને એ વાતથી આશ્ચર્ય થતું નથી. ઘણા સમયથી મારો જાન લેવાના પ્રયત્ન થયાજ કરે છે. પરંતુ તેની મને ચિંતા નથી. જો ઇશ્વરની એવીજ મરજી હશે અને મારે નસીબે દેશની સેવા કરતાં મરવાનું હશે તો તેનેજ હું સદ્ભાગ્ય માનુંશ. મારા દેશનિકાલથી દેશનું હિત સિદ્ધ થાય તેમ હોય તો હું જીંદગી સુધી દેશનિકાલ થઇ રહેવાને તૈયાર છું. દેશને ખાતર પરદેશમાં વસવું પડે અને તે રીતે પરદેશમાં ને પરદેશમાંજ મારૂં મોત થાય તોયે તે મોત મને વહાલું હિમ જેવું લાગશે..."

## પંચાયતોનો નિશ્ચય

ઓરેંજનો ખુલાસો ડેલ્ફટમાં સંયુકત પ્રાંતોની સભા તા૦ ૧૩મી ડીસેમ્બરે મળી હતી તેમાં રજૂ થયો. સભાએ પોતાને ઓરેંજ ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે એવો ઠરાવ કર્યો અને ફીલિપના હલકટ ઢંઢેરાને ખૂબ વખોડી કાઢયો.

# સ્વતંત્રતાનો ઢંઢેરો

### રૈનેનબર્ગનું મૃત્યુ

એ વરસ દરમ્યાન બધો વખત દેશભક્તોના અને સરકારી લશ્કર વચ્ચે અહીં તહીં ઝપાઝપી ચાલ્યા કરી. કોઇ પણ ઠેકાણે દારૂણ યુદ્ધ થયું નહિ. સ્ટીનવિક નામની જગાએ દેશદ્રોહી રૈનેનબર્ગે ઘેરો ઘાલ્યો હતો. પરંતુ દેશભક્ત સેનાની મક્કમતાને લીધે એને તરતજ ત્યાંથી પાછાં પગલાં ભરવાં પડ્યાં. એણે ફરી ગ્રોનિન્જન શહેરને ઘેરો ઘાલ્યો. પરંતુ ત્યાં પહોંચતાંજ એ માંદો પડ્યો અને થોડા દિવસ ખાટલામાં તરફડીયાં મારી મારીને એ તો સ્વધામ પહોંચી ગયો. મરતી વખતે એની નજર સામે તેજ ગ્રોનિન્જન શહેર હતું જેને એણે લાલચને વશ થઇને સરકારના હવાલામાં સોંપી દીધું હતું.

### કાર્યવાહક સભા

સંયુક્ત પ્રાન્તોના આંતર વહીવટમાં ભારે ફેરફાર થઇ ગયો હતો. ૧૩મી જાનેવારીને દિવસે સંયુક્ત પ્રાન્તોની સભાએ દરેક પ્રાન્તના થોડા થોડા પ્રતિનિધિ ચૂંટીને કુલ ૩૦ સભ્યોની એક કાર્યવાહક સભા નીમી દીધી હતી. તે સભાને બધા સંયુક્ત પ્રાન્તોનો રાજકારભાર ચલાવવાનો હતો. આ કાર્યવાહક સભાની સંમતિ વગર બહારના કોઇ પણ દેશ સાથે કોઇ પણ જાતનું કરારનામું થઈ શકે નહિ એમ ઠર્યું. પરંતુ પંચાયતોના અધિકારની બાબતમાં

તેમજ એલેન્કોન સાથે જે કરારનામું કરવાનું હતું તે સંબંધમાં વચ્ચે પડવાનો કશો અધિકાર આ કાર્યવાહક સભાને ન હતો. કાર્યવાહક સભામાં જેઓ નેધરલાંડના વતની હોય તેઓજ સભ્ય તરીકે ચૂંટાઈ શકે. ફીલિપને રાજપદ ઉપરથી ખસેડી નાંખવાની ચર્ચા ઘણા દિવસ સુધી ચાલી. એ વિષયજ એવો હતો કે એકવાર રજૂ થયો કે પછી તેને બાજુએ મૂકી શકાયજ નહિ.

## સ્વતંત્રતાનો ઢંઢેરો

પરંતુ નેધરલાન્ડને માટે પોતાની ઇજ્જત જાળવી શકાય એવો બીજો કોઇ માર્ગજ ન હતો. આથીજ તા. ૨૬મી જુલાઇ ૧૫૮૧ને દિને હેગ શહેરમાં બધાયે પ્રાન્તોના પ્રતિનિધિઓએ મળીને એક ઢંઢેરો કાઢ્યો કેઃ

"નેધરલાંડ પૂરેપૂરો સ્વતંત્ર દેશ છે."

"ફીલિપનો નેધરલાંડ ઉપર કશો અધિકાર નથી."

આ પ્રમાણે સ્વતંત્રતાનો ઢંઢેરો તો પીટાયો પરંતુ કમનસીબે દેશમાં એકતા કાંઇ થઇ નહિ. ઓરેન્જે ઘણુંયે સમજાવ્યું છતાં બેલૂન પ્રાન્ત તો બીજા પ્રાન્તોથી જુદોજ પડી ગયો. હોલાન્ડ અને ઝીલાંડ તો ઓરેન્જ સિવાય બીજા કોઇને પણ પોતાનો રાજ્યાધિકાર સોંપવા રાજી ન હતા. બાકીના પ્રાન્તોએ ફીલિપને બદલે એલેન્કોનને રાજમુગટ પહેરાવવાનો મનસુબો કરી દીધો હતો. તા૦ ૨૧મી માર્ચ સને ૧૫૮૦ને દિવસે તો હોલાન્ડ ઝીલાંડ બે પ્રાંતોની પંચાયતોએ એક ઠરાવ પણ કરી નાંખ્યો હતો કે "અમે ફીલિપને રાજા માનતા નથી. અને એની સાથે કશી સુલેહની શરતો પણ ઠરાવી ચલાતા નથી. સરકારી કાગળોમાંથી ફીલિપનું નામ કાઢી નાંખવું. એના નામનું સીલ ભાંગી નાંખવામાં આવે. તેને બદલે ઓરેન્જના નામનાં સીલ થવાં જોઇએ."

લડાઇ સુધીનો વહીવટ

યુટ્રેકટ પ્રાન્તે પણ આવો ઠરાવ પસાર કર્યો હતો. પરંતુ ઓરેન્જે તે ઠરાવને મંજુર કર્યો નહતો તેથી બધી કાર્યવાહી ગુપ્ત રાખવામાં આવી હતી. તા૦ ૫મી જુલાઈ ૧૫૮૧ને દહાડે આ પ્રાન્તોના બધા સરદારે અમીર ઉમરાવો તેમજ પંચાયતોએ મળીને ઓરેન્જને વિનંતિ કરી કે કંઇ નહિ તોયે જ્યાં સુધી લડાઈ ચાલૂ રહે ત્યાં સુધી તો તમે આ પ્રાન્તોનો રાજવહીવટ સંભાળો. આ પ્રમાણે મુદત નાંખવામાં આવી તેથીજ ઓરેન્જે વહીવટ સંભાળી લેવાનું કબૂલ કર્યું.

ઇ. સ. ૧૫૫૫માં ઓરેન્જને ફીલિપ તરફથી પ્રાન્તોના સુબા તરીકે નીમવામાં આવ્યો હતો. આજે એ લોકોનો ચૂંટાયલો સરમુખત્યાર હતો. પ્રજાએ એને અમુક મુદત સુધીના અધિકાર આપ્યા હતા. પરંતુ થોડા દિવસ પછી પ્રાન્તોની એક ગુપ્ત સભા મળી અને તેમાં ઠરાવ્યું કે ઓરેન્જના અધિકાર માટે જે મુદત ઠરાવવામાં આવી છે તે રદ ગણવી. આ ઠરાવની ખબર ઓરેન્જને પણ આપવામાં આવી નહિ.

વફાદારીના સોગંદ

તા૦ ૨૪મી જુલાઇએ ઓરેન્જના પ્રત્યે વફાદારીના સોગંદ લેવાની ક્રિયા કરવામાં આવી. પંચાયતો તરફથી જાહેર થયું કે "ફીલિપ હોલાન્ડ અને ઝીલાન્ડનો સુબેદાર હતો, પરંતુ એણે એ પ્રાન્તોની રક્ષા કરવાને બદલે તેમને ગુલામીમાં જકડવાને પ્રયત્ન કર્યો છે; તેથી આજથી અમે ફીલિપ સાથેનો બધો સંબંધ તોડી નાંખીએ છીએ અને લોકો તરફથી રાજવહીવટના બધા અધિકાર ઓરેન્જને સોંપીએ છીએ. અને એના તરફ વફાદાર રહેવા સોગંદ લઇએ છીએ."

પદભ્રષ્ટ કીધો

આ પછી ૨૬મી જુલાઇને દિવસે સંયુક્ત પ્રાંતોના પ્રતિનિ-

પિઓની સભા હેગનગરમાં મળી અને ત્યાં તેણે ઠરાવ કર્યો કે અમે પણ ફીલિપ રાજાને પદભ્રષ્ટ કરીએ છીએ અને તેને સ્થાને ઓરેં-ન્જને નીમીએ છીએ. તેમણે ફીલિપનાં બધાં ઘાતકી કૃત્યોને ઉઘાડાં પાડયાં અને છેવટમાં ખુલ્લું જણાવ્યું કે—

"જગતનો નિયમ છે કે રાજાએ પ્રજાનું પાલન પોતાનાં બ-ચ્ચાંની પેઠે કરવું જોઇએ. રાજા પોતાનું કર્તવ્ય ભૂલી જાય અને પાલન કરવાને બદલે પ્રજાને લૂંટવા લાગે તો તે રાજપદને લાયક રહેતો નથી. તે તો આતતાયી, અત્યાચારી અને લૂંટારા સરખો ગણાય છે. એવા રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો પ્રજાને હક છે. તેજ પ્રમાણે અમે ફીલિપને પદભ્રષ્ટ કરીએ છીએ. જે શરતે ફીલિપ રાજા થયો હતો તે શરતો એણે પાળી નથી તેથી હવે એ રાજા કહેવાશે નહિ."

## અણમાંગી સત્તા

ફીલિપને ગાદી પરથી પદભ્રષ્ટ કરનારાઓનો કાંઇ એને બદલે પ્રજાતંત્રી રાજ્ય સ્થાપવાનોજ વિચાર ન હતો. પંચાયતો ફીલિપની જગા પર બીજા કોઇ રાજવીનેજ ગાદી પર બેસાડવા માટે શોધ કરી રહી હતી. પરંતુ સંજોગો એવા ઉભા થયા હતા કે પંચાયતોની ઇચ્છા કે વિચાર ન હોવા છતાં તેના હાથમાં સત્તા અને મહત્તા આવી પડતી હતી. પંચાયતોને ખબર પણ ન હતી—તે દશામાં નેધરલાંડ દેશે પ્રજાતંત્રને પંથે પગલાં માંડ્યાં હતાં.

## દૂધમાં માખી

ઉપરોક્ત જાહેરનામું બહાર પડ્યા પછી મેથ્યુસ ગુપચુપ જર્મની ચાલ્યો ગયો. નેધરલાંડમાં હવે એની કશી જરૂર રહી ન હતી. મેથ્યુસ નાદાન છોકરા જેવો હતો. મુત્સદ્દીઓએ એની દ્વારા પોતાનું કામ કાઢી લેવાને માટે એને નેધરલાંડ બોલાવ્યો હતો.

ઓરેન્જે એને પોતાની હથેલીમાં નચાવીને પોતાની ઇચ્છા મુજબનું કામ કરાવી લીધું. પછી જેમ દુધમાં પડેલી માખીને ઉચકીને બહાર ફેંકી દેવામાં આવે છે તેમ મેંયુસને એનું કામ ખલાસ થતાં નેધરલાંડના રાજક્ષેત્રમાંથી ઉંચકીને બહાર ફેંકી દેવામાં આવ્યો.

**નિરૂપયોગી રાજા**

ઠીક. પંચાયતોએ મેથ્યુસને વાર્ષિક ૫૦૦૦૦નું સાલિયાણું દેવાનું ઠરાવ્યું. પણ પછી તે કંઈ બરાબર આપ્યું નહિ. નેધરલાંડની દશા એ વેળા ભારે વિચિત્ર હતી. ફીલિપને ગાદી પરથી ઉઠાડી મૂકેલો હતો. હવે એની સત્તા બે ભાગલા કરીને બે જુદા જુદા માણસોને સોંપાઈ. ઓરેન્જની ઇચ્છા ન હોવા છતાં હોલાંડ તથા ઝીલાંડનું તંત્ર એને લેવુંજ પડેલું. બીજા પ્રાંતોની હકુમત એલેન્કોનને આપવાનું ઠરેલું. પણ પંચાયતોએ હજુ પદ્ધતિસર એ વાત કબુલ નહોતી કરી. ઓરેન્જે ઘણુંએ ખટપટ કરી કે હોલાંડ તથા ઝીલાંડ સુદ્ધાં જોડીલા પ્રાંતો પેઠે એલેન્કોનને આધિન રહે. પણ એ પ્રાંતો કંઇ પોતાના નિશ્ચયમાંથી ચસ્યા નહિ. એટલે લાચાર થઇ ઓરેંજને તુરતજ એની લગામ હાથમાં લેવી પડી. બીજા પ્રાંતોમાંય એલેન્કોનની સત્તા સ્વીકારવાને નારાજ એવા માણસો સારી પેઠે હતા; પરંતુ ઓરેંજની ખૂબ સમજાવટથી તે પ્રાંતોએ તો એલેન્કોનની હકુમત કબુલી. ઓરેંજે એલેન્કોન જેવા નિરૂપયોગી માણસને નેધરલાંડના રાજા બનાવવાનું શું કામ ધાર્યું એ ભારે અજાયબી લાગે છે. માણસપારખુ ઝવેરી જેવા ઓરેંજે એલન્કોનની બરાબર પરખ પિછાન કરી લીધેલી શું ? ઓરેંજ જાણતો હતો ખરો કે એલેન્કોન લુચ્ચો, નીચ સ્વભાવનો ને નકામો છે ? ઘણું કરી તો એની કશી પિછાન પડવાનો પ્રસંગ જ ઓરેંજને ન આવેલો. એને પોતાને તો ફીલિપનું સ્થાન લેવુંજ નહોતું. ભૂલેચૂકેય એણે નેધરલાંડનો તાજ પોતાને માથે ધારણ કર્યો હોત તો છિદ્રો-

શોધનારી દુનિયા એને માથે કંઇ કંઇ આળ મૂકતે—એને દેશની સ્વતંત્રતાની ધગશ નહોતી, પોતે રાજા બને એ ધગશ હતી એમજ કહેત. વળી, બહારની કશી મદદ શિવાય કેવળ આપબળથી ફીલિપ જેવા સિતમગરનો સામનો કરવો એ પણ દેશ માટે અશક્ય હતું. આથી ઘણું કરી, ઇંગ્લાંડ અને ફ્રાન્સની સહાનુભૂતિ મેળવવા સારુજ ઓરેંજે એલેન્કોનને સતાધીશ બનાવવો યોગ્ય ધાર્યો હોય એમ લાગે છે.

## સિતમગરીને લીધે

એલેન્કોન કેથોલિક હતો. નેધરલાંડમાં કેટલાય એનો વિરોધ એટલાજ કારણસર કરતા હતા. ઓરેંજ તરફથી એવી દલીલ રજુ થઈ કે હવે તો સૌ ધાર્મિક બાબતમાં સ્વતંત્રજ જાહેર થયા છે એટલે સનાતની કે સુધારકનો સવાલ જ નથી ઉભો થતો. રાજા સનાતની હોય કે સુધારક હોય—એ સાથે પ્રજાને નિસ્બત નથી. તે આપણા પર જુલમ ન કરે અને આપણું રક્ષણ કરવા સદૈવ તૈયાર રહે તો પછી એની હકુમત કબુલવામાં આપણને કશો વાંધો ન જ હોય. ફીલિપ કંઇ સનાતની હતો માટે એને ગાદી પરથી નથી ઉતારી પાડ્યો. એને તો એની સિતમગરીને લીધે દૂર કર્યો છે.

## લગ્નની તૈયારી

કેટલાકને ડર હતો કે એલન્કોન આ પ્રદેશને ફ્રાન્સની હકુમતમાં ભેળવી દેશે. એથી એને ફક્ત નામનીજ સત્તા આપવાનો વિચાર પણ ઠરેલો; ને ખરી સત્તા બધી પંચાયતોનાજ હાથમાં રહે એમ નક્કી કરવામાં આવ્યું. આ ગાળામાં એલન્કોન વિલાયતમાં પોતાની પ્રિયતમા રાણી ઇલિઝાબેથ પાસે હતો. બંનેએ મુદ્રિકા પણ હેરફેર કરી લીધી હતી. એટલે બધે ખબર ફેલાઇ ચૂકી હતી કે હવે બંને

પરણી જવાનાં. નેધરલાંડમાં તો લોકો દારૂખાનું ય ફોડવા લાગ્યા. વિલાયતમાં ય ઠેર ઠેર ખુશાલી પ્રવર્તવા લાગી—ઉત્સવ થવા લાગ્યા. ફક્ત લગન થાય એટલીજ વાર હતી.

રાજ્યાભિષેક

એલન્કોનને વિલાયતથી તેડાવી મંગાવ્યો. ભારે ઠાઠમાઠ અને ધામધૂમથી એનો એંટવર્પમાં રાજ્યાભિષેક કર્યો. ફીલિપનો રાજ્યાભિષેક એજ રીતે થયેલો. પણ એલન્કોન સમક્ષ પ્રજાએ સત્તાવીસ શરતો મૂકી. બધાયે શરતો કબુલી એલન્કોને તે પર મતું માર્યું. આ શરતો પ્રમાણે પંચાયતોની સંમતિ શિવાય કોઇ પણ મહત્વના વિષય પર નિર્ણય કરવાનો એને અધિકાર નહોતો.



# ઓરેન્જનું ખૂન ?

## બદમાશ નોકર

૧૮મી માર્ચ ૧૫૮૨ એટલે એલન્કોનની વરસગાંઠ. એ દિવસ નેધરલાંડે ખૂબ ખુશાલીથી ઉજવ્યો. રાજમહેલમાં એક જબરજસ્ત મિજબાની દઈ. એ મિજબાનીમાં ઓરેંજ વગેરે સરદારોને બોલાવેલા. એ વેળા—મિજબાની વખતે હોહનલોના ડયુક, લોવેલ, પોતાના દીકરા મૉરીસ અને બીજા બે ભત્રીજાઓ સાથે ઓરેંજ ખાણાના ટેબલ પર હતો. ખાતાં ખાતાં ગપાટા ચાલી રહ્યા હતા. કેટલીકવારે ઓરેંજ ઉઠીને ઉભો થયો ને ચાલવા માંડતો હતો એટલામાં એક બદમાશ નોકરે તેની પાસે આવી હાથમાં એક અરજી આપી. ઓરેંજ તે વાંચવા લાગ્યો, એ ગાળામાં પેલાએ ફટ દઈને પિસ્તોલ કાઢી અને ઓરેન્જના માથા સામે તાકી બાર કર્યો. ગોળી જમણા કાનની નીચેથી પેઠી અને તાળવું ફોડી જડબામાંથી નીકળી. ઓરેંજને ચક્કર આવ્યાં ને એ બેભાન થઇ ગયો. શું થાય છે એ એને કશું સમજાયું નહિ.

## ઓરેન્જની ક્ષમાવૃત્તિ

પાછળથી એણે કહેલું કે મને તો જાણે એવું લાગ્યું કે મહેલજ જાણે કડડભુસ થઇ જાય છે. પણ જ્યારે પોતે હોંશમાં આવ્યો કે પહેલીજ એણે એવી બૂમ મારી કે: મારશો માં, મારશો માં, ગોળી છોડનારને હું ક્ષમા આપું છું. પણ એવા બો-

ધની વાટ જોવા કોણુ બેસી રહ્યું હતું ? એ પહેલાં તો પેલા નોકરના ટુકડે ટુકડા થઈ ચૂક્યા હતા !

## એ મહાપુરૂષ !

ઓરેંજને પલંગ પર સુવાડ્યો. ઘામાંથી રૂધિર એટલું વહી રહ્યું હતું કે એ બચશે એવી કોઇને આશા નહોતી. ગામમાં તો અફવા ઉઠી કે એલન્કોને ઓરેંજને મરાવી નાંખ્યો. પણ પ્રજાને કોઇના પર વિશ્વાસ નહોતો, એટલે એક પ્રતિનિધિને જાતે જોઇ તપાસ કરવા મોકલ્યો. ઓરેંજને પણ લાગ્યું કે હું હવે બચવાનો નથી. તે ભારે દુ:ખી હૃદયે કહેવા લાગ્યો: હાય, મારા મરવાનું તો દુ:ખ નથી પણ તે પછી બાપડા એલન્કોનનું શું થશે !

દાક્તરોએ એને ચુપચૂપ પડી રહેવાની દાબીને વિનંતિ કરી; કેમકે નહિ તો ઘામાંથી લોહી વહેતું બંધ ન થાય. ઓરેંજ ચૂપ થઇ ગયો. પણ એનું હૈયું કેમ કરીને ચૂપ થઇ જાય ? ત્યાં તો દેશને સ્વતંત્ર બનાવવાની ચિંતા ઘેરી-અંધારીઓ ઉભી કરી રહી હતી. એણે એક કાગળ લખી પ્રજાવર્ગ પર મોકલાવ્યો: મારા મૃત્યુ બાદ એલેન્કોનની આજ્ઞાનુસાર જરૂર ચાલજો.

## ખૂનનું રહસ્ય

ઓરેંજનો દીકરો મોરીસ ફક્ત સોળ વરસનો હતો, પણ ભારે શાંત, અને ચાલાક હતો. થશે પણ તેવોજ. પિતા જેવા પિતાને ગોળી લાગવા છતાં એ ગભરાઇ નહોતો ગયો. ખૂનની લાશ પાસે તે શાંત ઉભો હતો. એના હૃદયમાં વિચાર એ ચાલતા હતા કે જેમણે ખૂનીને મારી નાંખી એને મોઢે તાળું માર્યું છે એઓજ આ કાવતરાના ભાગીદારો કેમ ન હોય ? ખૂની જીવતો પકડાઇ જાય તો તે આખો ભેદ ખોલી દે: તેથી તો એને પરલોક પહોંચાડી દીધો ન હોય ? મોરીસે ખૂનીની અંદાબર જડતી લીધી. એનાં વસ્ત્રોમાંથી

થોડાક કાગળ મળી આવ્યા. એ કાગળ લઈને એક વિશ્વાસુ નોકર સાથે તે બીજાજ ઓરડામાં ચાલ્યો ગયો અને ત્યાં પેલા કાગળો જોવા લાગ્યો. કાગળો સ્પેનીશ ભાષામાં હતા. હોહનલોએ હુકમ કર્યો હતો કે બહારથી કોઈ પણ નવા માણસને અંદર ન આવવા દેવો, તેમ કોઈને અંદરથી બહાર પણ ન જવા દેવો. સેંટ એલ્ડગોંડ પણ આવી ગયેલો. તેણે કાગળો વાંચીને ખોળી કાઢયું તો ખૂની એંટવર્પના એક વેપારીને ત્યાં નોકર હતો. વેપારી અને એનો મુનીમ બે એ કાવતરાના ભાગીદાર. વેપારી આવી લાગેલો હતો, કાચો પડવાની તૈયારીમાં હતો, એટલે ઓરેંજનું ખૂન કરી ઇનામ મેળવી તે દ્વારા પોતાનું દેવાળું અટકાવી દેવાની એની ઈચ્છા હતી. આથી એણે ફીલિપ સાથે પત્રવહેવાર કરી બરબર સોદો પણ નકકી કરી લીધેલો. ફીલિપે ખાસ્સો પોતાને હાથે કાગળ લખી તે પર સિક્કામહોર લગાવી વેપારી પર મોકલેલો.

## ખૂનીની બેવકૂફીઓ

વેપારીએ પેલા નોકરને, ઓરેંજનું ખૂન કરવા બદલે રૂા. ૨૮૭૭ આપ્યા હતા. વેપારીના નામની ૨૮૭૭ રૂા. ની હુંડીઓ પેલા કાગળોમાંથી મળી આવી. તે પોતે તો આગલે દહાડેજ દેશ છોડી ભાગી ગયો હતો. પણ એનો મુનીમ પકડાયો. છતાં ઓરેંજના હુકમથી એનો મુકદ્દમો તદ્દન નિષ્પક્ષ ન્યાયાધીશ પાસે ચાલ્યો. સજા કરતા પહેલાં એની કશી કનડગત કરવામાં ન આવી. પેલા બેવકૂફ ખુનીને તો એવી ખાતરી અપાયલી કે વિલિયમ ઓરેંજ તો જગત ભરમાં સૌથી પાપી માણસ છે. એને મારવાથી ભારેમાં ભારે પુણ્ય મળશે અને સ્વર્ગનાં દ્વાર તારે માટે મોકળાં થશે. પણ એ ભાઇ સાહેબને, ઓરેંજને માર્યા બાદ, સ્વર્ગે જવા બહુ અધીરાઈ નહોતી. રૂા. ૨૮૭૭ લેવાની અને મોજથી જીંદગી ગાળવાની હોંશ હતી. એના પુરાવા મળ્યા. એણે આ ગોઝારૂં કૃત્ય કરતા પૂર્વે કાગળો

લખી લખીને કુમારિકા મૅરી, ઇશુ ભગવાન અને, ફિરિશ્તા ગેબ્રાઇલ વગેરેને અરજ ગુજારી હતી કે મારું કામ સફળતાથી પાર પાડવામાં મદદ કરજો. વળી આ ઓઝારું કૃત્ય કરવામાં મદદ કરવા સારૂ આ દેવોને સારી પેઠે લાંચ આપવાનું ય તેણે વચન આપેલું. કોઈકને ઘેટાનું નૈવેદ, કોઈકને વસ્ત્રાલંકાર, તો કોઈકને કંઇ—એમ લાલચો બતાવેલી હતી. વળી એ શુભ કાર્ય સારી પેઠે પાર પડી જાય પછી આઠ દહાડા ફક્ત રોટલી ને પાણી પર રહી ઉપવાસ કરવાનો પણ એ ખૂની મહાશયે નિશ્ચય કરેલો હતો. એના કપડામાંથી બે મૂએલા દેડકા પણ મળી આવ્યા. એ દેડકા, ભાઈસાહેબ કોઇક જાદુગર પાસે મંત્રાવી લાવેલા. એના વડે મારો પોતાનો જાન બચી જશે એવી એની સમજ હતી. ગરીબ બિચારો! દેડકાની દોસ્તી કરવા પોતે પણ તેમની સાથેજ સિધાવી ગયો. કોઇ મહા કળાબાજ બદમાશોએ એ બેવકૂફને ઉંધું ચ-તું સમજાવી ઓરેંજનું ખૂન કરવા માટે તૈયાર કર્યો હતો. પણ કશું વળ્યું નહિ.

## વૈદની તરકીબ

ઘા સુધરવા લાગ્યો. ઓરેંજ અઢાર દિવસ જોખમભરી હાલતમાં પલંગ પર પડી રહ્યો. આખા દેશમાં લોકો ઠેરઠેર દહેરામાં ભેગા થતા ને ચોધાર આંસુઓ સારી ઇશ્વરને પ્રાર્થના કરતા કે પ્રભુ, કોઈ પણ રીતે ઓરેંજને સારો કરજો. અચાનક એક દહાડો ઘામાંથી ખૂન ફરી ઝરવા લાગ્યું. લોકોની આશા દરમાઇ ગઈ, ખુદ ઓરેંજ પણ નિરાશ થયો. એણે પોતાના પુત્રોને પાસે બોલાવી છેલવહેલી સલાહ આપી દીધી—અંતિમ વેણ કહી દીધાં. ઘા પર પટ્ટી મારવા જેવી પણ જગા નહોતી. જો ઘા બંધ કરવા કચકચાવીને પટ્ટી બાંધે તો દરદીનો શ્વાસ રુંધાઇ પ્રાણ નીકળી જાય એવી વિટંબણા હતી. પણ નસીબજોગે એલન્કોનના વૈદે એક બારે સુંદર તરકીબ શોધી કાઢી. એણે કહ્યું: વારાફરતી જુદા જુદા માણસો ઘાના

મોઢા પર પોતાનો હાથ દાબી રાખે, અને એ રીતે લોહી આપોઆપ નીકળતું બંધ થાય ત્યાં સુધી ઘા દબાવે તો દરદી જરૂર બચી જશે. થયું. એ તરકીબ અજમાવી. ૧૮ દિવસની ભયંકર બિમારી પછી ઓરેંજ સાજો થયો. પણ—

પણ—

પણ એની સુખદુખની ભાગીયણ, એની પ્રિયતમા શાહજાદી ળુરબોં, જે સાત સાત વરસથી એની સાથે સર્વદા રહી હતી, જેણે અઢાર અઢાર દિવસો સુધી પલંગની પાસે અખંડ બેઠા રહેવાની તપશ્ચર્યા કરી હતી તેના હૃદયને ઓરેંજના ઘામાંથી ફરી લોહી ઝરતું જોતાં ભારે આઘાત લાગ્યો. ને એમાં એને સસડીને તાવ ચડ્યો. પાંચમી મેએ, પતિ સાજા થયા પછી ત્રીજે દિવસે શાહજાદી ળુરબોં પરલોકને પંથે સંચરી—પતંગીયું દીપકમાં જાણે વિલીન થઇ ગયું. લોકોને બ્હીક લાગી કે વખતે આ નવી આફત શાહજાદા ઓરેંજને કદાચ ફરી માંદો પાડી દેશે કે શું ? શાહજાદી ભારે સાધ્વી હતી. ઓરેંજને એણે ઘણીક મદદ કરેલી. સારો દેશ એના મૃત્યુથી દુઃખમાં ડૂબી ગયો. ૯મી મેને દિવસે બાઇની દફનક્રિયા થઈ. એને ૭ છોકરીઓ થયેલી–તે બધી જીવતી હતી.

દોઢ ઉતાવળીઓ

બીજી બાજુ પેલા કાવતરાખોર વેપારીએ એલેક્ઝાંડર ફારનિસ પાસે જઇ પોતાની તમામ હકીકત કહી એણે તો તેને ખાતરી આપી કે તમે નિરાંત રાખો. ઓરેંજનો ખેલ ખલાસ થઇ ગયો. ફારનિસ તો એ ખબર માટે જાણે ટાંપીનેજ બેઠેલો હતો. એણે તરતજ એન્ટવર્પ, બ્રસેલ્સ વગેરે શહેરોની પંચાયતોને કાગળ લખ્યા કે : હવે તો જુલ્મી, દેશદ્રોહી ઓરેંજ સ્વધામ પહોંચ્યો છે. હવે આપ સર્વેએ રાજાજીને ચરણ શરણ થવુ જોઇએ. રાજાજી પણ તમને

પ્રેમાલિંગન દેવા તૈયાર છે. તે માટે તમને આમંત્રે છે.

પણ બીચારો ફારનિસ! એનું કામ દોઢઉતાવળીયું હતું. હજુ તો જુલ્મી, દેશદ્રોહી (!) ઓરેંજ બાર વરસનો બેઠો હતો.

## સાચો સેવક

હોલેન્ડ અને ઝીલેંડની પચાયતોની બેઠક હાલ ચાલતી હતી. ત્યાં સૌ કોઈ રોજ ઓરેંજની ખબરો જાણવા અધીરા બનતા. ઓરેંજ સાજો થયો કે તરતજ આ પ્રાંતોએ દબાણ ચલાવ્યું કે અમારી ઉપર તમારેજ હકુમત ચલાવવી પડશે. ઘણા દિવસથી એમણે ઓરેંજનો પીછો પકડયો હતો. છેવટે ઓરેન્જને એ કબુલાત આપવી પડી. એલન્કોને પણ વચન આપ્યું કે "એ પ્રાંતો પર સત્તા ચલાવવાનો પ્રયાસ હું કદિ નહિ કરૂં." ઓરેંજે હોલેંડ ઝીલેંડની જીદ સામે શિર ઝુકાવી ત્યાંના રાજા બનાવાનું કબુલ્યું તો ખરૂં, પણ એલન્કોનના હાથમાં જેમ એણે કશી ખાસ સત્તા રહેવા નહોતી દીધી, તેમ પોતાના હાથમાં પણ નજ રાખી. રાજતંત્રના બધાજ હક પંચાયતોના હાથમાં રાખ્યા. હોલેંડ ઝીલેંડનું તંત્ર હાથમાં લેવાથી ઓરેંજની શક્તિ વધવાને બદલે ઘટી. તાજ પહેરવા સુધી એ જીવ્યો હોત તો તો એ મુલકોમાં બરાબર વિલાયતના જેવું લોકનિયંત્રિત રાજાતંત્ર સ્થાપી થયું હોત. પણ ઈશ્વરેચ્છા વડે એ ન બનતાં ત્યાં અમેરિકા જેવું સંપૂર્ણ પ્રજાતંત્રજ સ્થપાયું. વિલિયમ ઓરેંજ કાયદેસરનો રાજ્યાભિષેક થતાં પૂર્વેજ સ્વર્ગલોક સંચર્યો હતો.

## લુડેનાર્ડનો ઘેરો

૧૫૮૨ની સાલ દરમ્યાન યુદ્ધ તો ધીમે ધીમે ચાલતુંજ રહ્યું. ફારનિસ પાસે કાંઇ પૂરતું લશ્કર નહોતું. જોડીયા પ્રાંતોને એલન્કોન સાથે સમજૂતિ થઇ ગયા પછી તેણે સ્પેનથી નવું લશ્કર મંગાવેલું. તે આવી પહોંચતાં એણે શેલ્ડને કિનારે વસેલા લુડેનાર્ડ નામના નગ-

રને ઘેરો ઘાલ્યો. ભાઇ જાતે ઉભા રહી પોતાની છાવણીની ચોમેર ખાઇઓ ખોદાવે. બધી દેખરેખ પોતેજ રાખે. બને એટલી તાકીદે ખાઇઓનું કામ પતાવી નગર પર હલ્લો લઇ જવાનો એનો વિચાર હતો. વખત બચાવવા ખાતર એ પોતાનું ભોજન પણ ખાઈ પરજ મંગાવી લઇ ખાતો.

ધણુણુણુ !

એક દિવસ લશ્કરી પડઘમ પર ચાદર પાથરીને ખાવાનું ટેબલ બનાવેલું. ત્યાં બેસી ફારનિસ, અરેંબર્ગ, મોન્ટની, લામોટ વગેરે યથેચ્છ આહાર કરી રહ્યા હતા. એક સરદાર બીજાજ દિવસથી હુમલાનું કામ શરૂ કરી દેવા સારૂ ફારનિસ પાસે ઇજા કરી રહ્યો હતો. એટલામાં શહેર તરફથી ધણુણુણુ કરતો એક ગોળો આવી તેનાજ માથા સાથે અથડાયો. માથાના ફુરચેફુરચા ઉડી ગયા. તેમાંનો એક ટુકડો એકની આંખ સાથે એવો ટકરાયો કે તે આંખજ નીકળીને બહાર પડી ! જોતજોતામાં બીજો ગોળો ધમધમાટ આવી પેલા બનાવટી ટેબલ પર અફળાયો. ખાના ખરાબ હો ગયા. ફારનિસની સાથે બેઠેલા સરદારો ઉઠીને ભાગ્યા, પણ તે તો જેવો ને તેવો બેસી રહ્યો. એણે તરત નોકરોને ફરમાવ્યું: બીજું ટેબલ બિછાવો, બીજું ખાણું પીરસો. એ બોલ્યોઃ ફારનિસને ખાતો ખાતો નસાડ્યો, એવી બડાશ હું કદિ પણ દુશ્મનોને નહિ મારવા દઉં.

ઝુકેનાર્ડ પડયું

ફારનિસની હઠથી લાચાર બની બીજા સરદારોને પણ બેસવું પડયું. નસીબજોગે ગોળાપુરાણ એટલેથીજ અટકયું,—શહેર તરફથી બીજા બાર થયા નહિ. જે શહેરને ફારનિસ આટલી દ્રઢતાથી ઘેરે તેની પાસે છેવટે હારી જવા સિવાય બીજો રસ્તો પણ ક્યા હોય?

પણ શહેરીઓનું નસીબ મોટું હતું. ફારનિસની દાદીમા એ

નગરમાં જન્મેલાં; એટલે દાદીમાની પવિત્ર યાદમાં ફારનિસે શહેરમાં કતલ ન ચલાવી, તેમ લુંટફાટ પણ ન થવા દીધી. ફક્ત ૨૦૦૦ રૂપિયા વસુલ કરીને શહેરીઓને છોડી દીધા. એલેન્કોને વુડેનાર્ડ નગરને બચાવવા ભારે જહેમત ઉઠાવેલી ખરી, પણ એની નાકની દાંડી સામે ફારનિસે વુડેનાર્ડ શહેર કબજે કર્યું.

## આખો ઘોડો હજમ!

પછી ફારનિસ ચઢયો નિનોવના કિલ્લા પર. પણ ત્યાં એને ચોમેરથી મોદીયાણું મળતું બંધ થયું ને એની ફોજ ભૂખે મરવા માંડી. એ દુકાળ તો એવો સખત કે સિપાઇઓ પોતાના ઘોડા મારી તેને ખાઇ જવા લાગ્યા. એક દહાડો ફારનિસનો એક અમલદાર પોતાની ઘોડી બહાર બાંધી ફારનિસના તંબુમાં ગયો. કંઇ કામ હશે. બહાર નીકળ્યા પછી જોયું તો થાંભલા સાથે લગામ ઝૂલતી'તી, પણ ઘોડી ગેબ થઇ ગઈ હતી. એણે બહુ શોરબકોર મચાવ્યો. પણ તે વડે શું વળે? ઘોડીબાઇ તો ક્યારના રંધાઇને લોકોના પેટમાં પહોંચી ગયાં હતાં!

## દેવાળાની તૈયારી

પણ લશ્કરમાં આવો ભૂખમરો ચાલતો હોવા છતાં ફારનિસે આખરે નિનોવ પર વિજય તો મેળવ્યોજ. એ પછી એણે સ્ટીનવીક પર ચઢાઇ કરી અને ત્યાં પણ વિજય મેળવ્યો. આ ચઢાઇઓમાં એનું એક વરસ વીતી ગયું. હવે એની પાસેનું લશ્કર સાઠ હજાર પર આવી ગયું હતું. દર મહિને એના લશ્કરનો ખરચ સાડા છ લાખ રૂપિયા હતો. બીજી બાજુ એલન્કોન અને જોડીયા પ્રાંતોનાં લશ્કર પણ પૂરતાં મોટાં હતાં. એ બે મોટા લશ્કરોના ખર્ચનું ભરણું ભરતાં નેધરલાંડ દેશ દેવાળું ફુંકવાની અણી પર આવી ગયો હતો.



## એલન્કોનનો વિલય

### ખૂનના પ્રયત્નો

જુલાઇ મહિને બ્રુજીઝ નગરમાં એલન્કોનના સ્વાગતનો કાર્યક્રમ હતો. તે વેળા ઓરેંજ પણ ત્યાં હાજર હતો. ત્યાં પણ એ બંનેના ખોરાકમાં ઝેર ભેળવતા બે માણુસો પકડાયા હતા. પકડાયા બાદ એમણે કબુલી દીધું કે ફ્રાંસિસના કહેવાથી અમે લોકોએ આ બેને મારી નાંખવાની તજવીજ કરી હતી. કમનસીબે એગમોંટનો નાનો છોકરો, જેની સોંપણુ એની મા ઓરેંજને કરી ગઇ હતી તે પણ આ કાવતરામાં સામેલ થયેલો માલમ પડયો. પાટવી કુંવરે બ્રસેલ્સમાં „દગો દઇ બાપના નામને બદનામ કર્યું હતું—આ છોટા કુંવર તેનાથીય સવાયા નીકળ્યા. બાઇશ્રીને પકડી જેલમાં નાંખ્યા. પણ ઓરેંજ સાચો વીર હતો. એણે મહામહેનતે બધી ધમાલ દબાવી દીધી અને એગમોંટનું નામ બચાવવા ખાતર એને છોડાવી ગુપચૂપ ફ્રાન્સ મોકલી આપ્યો.

### ઝેરની ફુંક

બીજી બાજુ એલન્કોનને જુદું જ ભૂત વળગ્યું. ફ્રાન્સથી ઘણાક સરદારોએ આવી એના કાનમાં ઝેર રેડવાની શરૂઆત કરી દીધી હતી: "પંચાયતોએ તમારા હાથ બધી બાજુથી બાંધી લીધા છે. તમને પાપડ ભાંગવા જેટલીય સત્તા આપી નથી. આમ પૂતળું બનીને બેસવામાં તમે તમારા નામીચા પ્રતિષ્ઠિત રાજવંશને લાંછો

બેઆબરૂ કરો છો. નેધરલાંડને ફ્રાન્સના રાજમાં ભેળવી દેવાનો આવો લાગ બીજો નથી મળવાનો. તમે નેધરલાંડને ફ્રાન્સમાં ભેળવી નહિ દ્યો, તો ફ્રાન્સના રાજાજી પણ તમારે પડખે ઉભા નહિ રહે."

## જીવ લઈને ભાગ્યો

એલન્કોન ઢીલો તો હતોજ, તેમાં વળી આથી વધારે ભડકયો. એક દિવસ રાત્રે એણે પોતાના અમલદારોને બોલાવી મસલત કરી. નક્કી ઠર્યું કે સિપાઈઓને એવી રીતે ચઢાવવા કે ઠેરઠેર તેઓ શહેરીઓની સાથે આથડી પડે, ઝગડા મચાવે ને પછી એ બળવાને દબાવવાને બહાને લશ્કર દ્વારા શહેરો પર સત્તા ઝમાવી દેવી. ઘણાક નગરોમાં આ બાજી રમાઈ. એંટવર્પમાં ખુદ એલન્કોને પોતે સત્તા ઝમાવવા પ્રયાસ કર્યો. ઓરેંજને એના પર અટળ વિશ્વાસ હતો. એની વિરૂદ્ધ અફવાઓ ઘણીય સાંભળેલી પણ તે પર એણે વિશ્વાસ રાખેલો નહોતો. જે વેળા એંટવર્પના શહેરીઓ પર એલન્કોનના માણસોએ એકાએક છાપો માર્યો, ત્યારે શહેરીઓ બિચારા બેફિકર રહી પોતપોતાના ઘરમાં ખાણીપીણીમાં હતા. છતાં તેઓ એવા ઘરાતનથી લડ્યા, કે એલન્કોનના હજારો માણસોનાં મડદાં શેરીઓમાં રઝળવા લાગ્યા. જે તલવારના ઝપેટામાંથી બચ્યા તેમને શહેરીઓએ જંજીરમાં જકડી લીધા. એલન્કોન જીવ લઇને ભાગ્યો.

## ઓરેંજની મુશ્કેલીઓ

ઓરેંજને આ ખબર મળતાંજ તે તુરત એંટવર્પ જઇ પહોંચ્યો. ત્યાંના હાલહવાલ જોઇને એ બહુજ દિલગીર થયો. કેટલાય વરસોને પ્રયાસે ઓરેંજે શહેરો તથા પ્રાંતોને એક કર્યાં હતા. ભારે મુશ્કેલીઓ વેઠી રાજતંત્રને ઠીકઠાક કરી સ્વતંત્રતા અને શાંતિની સ્થાપના કરી હતી. એને લાગ્યું કે મામલો વિફરવા માંડયો છે. આવી દગાબાજીને લીધે પંચાયતોને એલન્કોન પર વિશ્વાસ રહ્યો નહિ.

આ ગડબડની ખબર ફ્રાન્સ પહોંચી એટલે ત્યાંના રાજા અને તેની માએ ઓરેંજને કાગળ લખીને જણાવ્યું કે એલન્કોને આમ કર્યું તે કોઇકે ભડકાવ્યાથી અથવા તો બીજી કોઈ રીતે ગુસ્સો ચઢયાથીજ કર્યું હશે. આપ બને તેવી રીતે એની સાથે નિરાકરણ કરી લેશો.

## બે મોંઢાનો !

મહારાણી એલીઝાબેથે પણ વિલાયતથી એવોજ કાગળ ઓરેંજને લખ્યો. એલન્કોને પણ એક કાગળ ઓરેંજને અને બીજો પંચાયતોને લખ્યો. તેમાં જણાવ્યું કે મેં જે કર્યું તે પ્રજાના અવિશ્વાસ અને મારા તરફના ગેરવર્તનથી ખિજાઇને કર્યું હતું. નહિ તો નેધરલાંડ અને પંચાયતો પર હજુ પણ મને ભારે પ્રેમ છે. પાછળથી વળી એક બીજા કાગળમાં લખ્યું કે મારા સિપાઇઓ અને શહેરીઓ વચ્ચે બખેડા થયેલા. મેં બહુ બહુ સમજાવ્યું છતાં સિપાઇઓએ કંઈ માન્યું નહિ. અને પ્રજા પર હલ્લો કર્યો.

## રોકડો જવાબ

ઓરેંજે જવાબમાં લખ્યું : " મેં સદા તમારા પર વિશ્વાસ રાખ્યો અને સાચા મિત્ર તરીકે હંમેશ મદદ કરી, પણ આ છેલ્લા કામથી તમે મારી શ્રદ્ધા ગુમાવી દીધી છે. તમારી તરફેણ કરતો'તો તેથી લોકો પહેલેથીજ મારા તરફ નારાજ હતા. અને હવે તો તમને મદદ કરવી એ મારે માટે છેકજ મુશ્કેલ બન્યું છે. પહેલા કાગળમાં તમે લખો છો કે પ્રજાના અવિશ્વાસ અને ગેરવર્તનથી ખિજાઇ તમે બળવો કર્યો. એમ કહી તમે પોતાને માથે જવાબદારી ઓઢો છો. વળી બીજા કાગળમાં આપ એ ટોપલો સિપાઇઓને માથે ઓઢાડી છેકજ ફારેગ બની જાવ છો ! આ બધું તમને શોભા નથી આપતું. પ્રજાએ તમારી સાથે કોઈ જાતનું ગેરવર્તન ચલાવ્યું નથી. તમે

તમારી ભૂલ નાકબૂલ કરી મામલો ઉલટો બહેકાવો છો."

રસ્તો ક્યાં?

ઓરેંજનું દિલ એલન્કોન બાબતમાં તદ્દન ખાટું થઈ ગયું હતું. પણ એ ફરી ફરીને શું કરે? હોલેન્ડ અને ઝીલેંડ બાદ કરતાં બીજા પ્રાંતોમાં પોતાના જોર પર માથું ઉંચકવાની હિમ્મત નહોતી. એટલે રસ્તા બેજ હતા. ક્યાં તો નેધરલાંડ ફીલિપની ગુલામી કબુલે કે પછી બીજા કોઈ પરદેશી રાજાની મદદ વડે સ્વતંત્રતા મેળવવાની જે કંઈ થોડી ઘણી આશા હોય તો પાર પાડવા ખટપટ કરે. ઓરેંજ સમજી ગયો કે એલન્કોન વિશ્વાસપાત્ર માણસ નથી. પણ તેમ, નેધરલાંડને મદદ કરે એવો બીજો કોઈ ચઢિયાતો રાજા પણ નજરે નહોતો પડતો.

બેજ મિત્રો

એલેન્કોને વિશ્વાસઘાત કરી પ્રજાનું લોહી રેડયું હતું, પ્રજાના હક્કોને કચડી નાંખવાનો પ્રયાસ કર્યો હતો. લોકોના લોહીથી ખરડાયલા એના હાથ સાથે પોતાના હાથ ભેળવવા–મેળવવા ઓરેંજની ઇચ્છા નહોતી. પણ એલન્કોન સાથે સમજૂતિ ન કરે તો વળી ફ્રાન્સ ને ઇંગ્લાંડ સાથે દુશ્મનાવટ જાગે. દુનિયાના પડ પર આ બેજ દેશ એવા હતા જે, નેધરલાંડ પર કંઈક માયાભાવ રાખતા હતા અને વખત બેવખતે થોડી ઘણી મદદ પણ પહોંચાડતા. જ્યારે પંચાયતો સમક્ષ કોઈ અવનવો કોયડો નીકળતો અને એનો ઉકેલ જડતો નહિ, ત્યારે તેઓ ઓરેંજનું શરણું શોધતી. આ ભારે મુશ્કેલ કોયડા માટે પણ ઓરંજનો મત પૂછાયો.

ત્રીજો રસ્તા

ઓરેંજે કહ્યું: હું અભિપ્રાય આપવા તો તૈયાર છું, પણ મને તે આપતાં ભારે ડર લાગે છે. જ્યારે જ્યારે કોઈ કામ નિષ્ફળ

જાય છે ત્યારે તેનો બધો ટોપલો મારે માથે ઢળે છે, જાણે કે સફળ થવું નિષ્ફળ થવું એ ઇશ્વરના નહિ પણ માણુસના હાથમાં હોય! રસ્તા ત્રણ છેઃ

(૧) આપબળ પર આધાર રાખી સ્વતંત્રતા માટે યુદ્ધ કરો. ક્માં તો વિજય મેળવવો યા તો લડતાં લડતાં જાન જતો કરવો.

(૨) નહિ તો ફીલિપના જુલમો ચુપચૂપ સહન કરો.

(૩) એમાંથી એકે ન બને તો ત્રીજો રસ્તો એકજ છે ને તે એ, કે કોઇક પરદેશી રાજાની મદદથી ફીલિપના પંજામાંથી મુક્તિ મેળવો. હું તો કાયમ પહેલાજ ઉપાયની તરફેણુમાં છું. પોતાના જોર પર ખડા થવું, લઢવું ને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી. નહિ તો લડતાં લડતાં મરી જવું; એજ રસ્તો મારી દૃષ્ટિએ તો સર્વશ્રેષ્ઠ લાગે છે. પરંતુ તમારા લોકોમાં એટલી હિંમત નથી, એટલી આત્મશ્રદ્ધા નથી; તેથી બાકી બે રસ્તા રહે છે. ફીલિપના જુલમો, મુંગે મોંઢે સહન કરી લેવાની સલાહ મારાથી તો નજ અપાય. એટલે મને તો એક વાત સૂઝે છેઃ બને તેમ એલન્કોન સાથે નિરાકરણુ કરીને એની મદદથી સ્વતંત્રતા જાળવી રાખવાનો પ્રયાસ કરવો.

## હોલેંડની આજીજી

પંચાયતોએ ઓરેંજની સલાહ માની લીધી. એલન્કોન સાથે સમજુતિ કરી લીધી. નવી શરતો પર સહી થઈ ગયા બાદ એલન્કોનને ગાદીપર બેસાડવાની ખટપટ ચાલુ થઈ. હોલાંડ અને ઝીલાંડ એલન્કોન સાથે સમજુતિ કરવાથી તદ્દન વિરૂદ્ધ હતા. એમણે ભારે નમ્રતાથી છતાં મક્કમ રીતે ઓરેંજને લખ્યું હતું કે કદિ કદિ મોટા માણુસો પણુ થાપ ખાઇ જાય છે. અમારી ગણુતરી મુજબ આપને એલન્કોને ફસાવ્યા છે. આપ એનો મોહ છોડી પ્રભુ પર વિશ્વાસ રાખી દેશની શક્તિને આધારે સ્વતંત્રતા મેળવવા પ્રયાસ કરો. બધા પ્રાંતો

આપને પોતાના રાજા બનાવવાને તૈયાર છે. આપ તે કબુલો તો ખરા !

## નિર્લોભ

તમામ પ્રાંતોની તરફથી એની પાસે આવીજ અરજીઓ આવી. જોડીયા પ્રાંતોના પ્રતિનિધિઓએ તો જઇને એના હાથમાં બધી સત્તા પણ આપી દીધી; પણ ઓરેંજે કહ્યું: મારે પોતાને રાજ જોઇતું હતું, રાજા બનવું હતું અને તેથીજ હું બધી ખટપટ કરતો હતો એવું બોલવાનો લાગ મારે ફીલિપને નથી આપવો; તેમ મારી પાસે પણ એટલું જોર નથી કે હું કેવળ મારા બળ વડે દેશને બચાવી શકું. આ સત્તા બીજી કોઈ યોગ્ય વ્યક્તિને અપાવી ઘટે. દેશને જે કંઇ મદદ મારાથી આપી શકાશે તે રાજા બન્યા સિવાયજ આપવા હું તૈયાર છું. ઓરેંજના માનવા મુજબ એલન્કોન સાથે સમજૂતિ કરવા સિવાય બીજો કોઇ રસ્તોજ ન હતો; એથી તે પંચાયતો, તથા એલન્કોન વચ્ચે સમજૂતિ કરાવવાનો પ્રયાસ કરી રહ્યો હતો.

## દગાખોર સાળો

બીજી બાજુ ફારનિસ ગુપચુપ બેસી નહોતો રહ્યો. એલન્કોને એકાએક વિશ્વાસઘાત કરવાને લીધે દેશમાં જે અંધેર ઝામ્યું, તેનો લાભ લઇ એણે ઘણાક નાના નાના શહેરોનો કબજો લીધો હતો. ઓરેંજના સાળા વાંડનબર્ગે પણ લુચ્ચાઈ કરી હતી. એણે ઝૂટફન શહેર સરકારને હવાલે કરી દીધું. ગુપચુપ ફારનિસ સાથે પત્રવહેવાર કરીને એણે નક્કી કર્યું હતું કે, જો સરકાર મારા બધા ગુન્હા માફ કરી, મને કોઇ સારી પદવી પર નીમે તો હું ગીલ્ડર્સ અને ઝૂટફન એ બે પ્રાંતોના બધા મુખ્ય મુખ્ય શહેરો સરકારને કબજે આપું. ફારનિસે એ કબુલ કર્યું. વાંડનબર્ગે ઝૂટફન શહેર સરકારને કબજે આપી પોતાની દગાબાજીના શ્રીગણેશ બેસાડયા:

## યેપ્રિસ પડ્યું

ઓરેંજના દુશ્મનો તો ઓરેંજને છેતરી નહોતા શકતા, પરંતુ ઘણું ખરૂં એના વિશ્વાસપાત્ર દોસ્તદારોજ ખરી અણીને વખતે એને ફસાવતા. એયરશૅાટનો છોકરો શાહજાદો ચીમે દેશભક્ત સમુદાયનો વિશ્વાસપાત્ર બનીને ફ્લેન્ડર્સનો ગવર્નર બની બેઠો હતો. તે પણ પોતાનો મુલક ફારનિસને સોંપી દેવાની તજવીજ કરતો હતો. ઓરેંજના માણસોની સમજાવટ અને પ્રજા પર થયેલી અસરને લીધે ઝેન્ટ શહેરમાં રહીશો જાગ્રત બની ગયા. ફ્લેન્ડર્સ પ્રાંત થોડા દિવસ તો પડતો બચ્યો. ફક્ત એકજ નગર બ્રુજીઝ જેના ઉપર ચીમેની પૂર્ણ સત્તા હતી તે ફારનિસના હાથમાં ચાલ્યું ગયું. યેપ્રિસ પર સરકારી ફોજ લાંબા વખતથી ઘેરો ઘાલીને પડી હતી. છેવટે એ શહેરને પણ હાર કબુલી સરકારનું શરણું લેવું પડ્યું.

## મુડદાંઓને ફાંસી

ત્યાંના જૂનો મત માનનારા નવા મહંતના અંતરમાં સુધારકો પ્રત્યે ખૂબજ દ્વેષાગ્નિ ભડભડતો હતો. યેપ્રિસ પર ફારનિસની સત્તા બેસતાંજ એણે હુકમ કાઢયો કે સુધારક લોકોએ ગામ છોડી ચાલ્યા જવું. જે સુધારકો મરી ગયેલા અને શહેરમાં રીતસર દફનક્રિયા પામેલા, તેમની લાશોને ખોદી કાઢીને ફાંસી પર લટકાવવામાં આવી. મુડદાંઓને ફાંસી પર ચઢાવી ચઢાવીને તેમના આત્માઓની શુદ્ધિ કરી. આમ સનાતન ખ્રિસ્તી ધર્મને અપવિત્ર કરવાવાળી કોઇ પણ વસ્તુ યેપ્રિસ શહેરમાં ન રહી !

## એલન્કોનનું મૃત્યુ

એલન્કોન અને પંચાયતો વચ્ચે સમજૂતિની વાતચીત ચાલી રહી હતી. એ વિષયમાં મદદ કરવા માટે ફ્રાન્સના પ્રતિનિધિઓ પણ તા૦ ૧૯-૪-૧૫૮૪ ને દિવસે ડેલ્ફટ શહેરમાં આવી પહોંચ્યા હતા.

પરંતુ ૧૦ મી જૂને એકાએક એલન્કોન જ મૃત્યુ પામ્યો; તેથી એ બધી તજવીજ ફોગટ ગઈ. એલન્કોનનો જીવ ભારે કષ્ટથી ગયો. એના શરીરમાંથી પરસેવાની સાથે સાથે લોહી ઝરતું હતું. એવો પણ શક છે કે એનેય ઝેર અપાયલું.



# ઓરેંજનું ખૂન

## ખૂનના પ્રયાસો

સરકારપક્ષ તરફથી ઓરેંજને મારી નાંખવા માટે જે ઈનામ નીકળ્યું હતું તેની અસર દેખાવા લાગી હતી એ વાંચકોએ જોયુંજ છે. કેટલીક વાર એનું ખૂન કરવાનો પ્રયાસ થઈ ચૂક્યો હતો. બ્રુજીઝમાં સાલસેડ અને બીજાએ ઝેર આપવાની ખટપટ કરી હતી. સને ૧૫૮૩ના માર્ચ મહિનામાં એંટવર્પ ખાતે પેટ્રો નામના એક માણસને ઓરેંજનું ખૂન કરવાના પ્રયત્ન માટે ફાંસી દેવાઇ હતી. મરતાં પૂર્વે એણે કબુલ પણ કર્યું હતું કે હું સ્પેનથી ફક્ત ઓરેંજને મારી નાંખવા ખાતરજ આવ્યો હતો અને ગ્રેવલાઇન્સના ગવર્નર લામોટ સાથે મેં એ વિષે મસલત પણ કરી હતી. સન ૧૫૮૪ના એપ્રિલમાં ફ્લશિંગના હેન્સે હેન્જુન નામના વેપારીને એવાજ ગુન્હા માટે ફાંસી મળેલી. એણે ઓરેંજના ઘરની નીચે દારૂની સુરંગ ગોઠવી એને મારી નાંખવા પ્રયત્ન કરેલો. વળી બીજી વાર દહેરામાં ઓરેંજને બેસવાની નક્કી જગાની નીચે પણ દારૂ ગોઠવ્યો હતો. આમ બેવડા પ્રયાસ માટે એને સજા થઇ, ત્યારે એણે પણ કહ્યું કે આ કાવતરામાં સ્પેનનો પારીસ નગરમાંનો એલચી પણ ભળેલો છે.

## લેગોયનો પ્રેમ

લગભગ એજ અરસામાં લેગોય નામના એક ફ્રેંચ કેદીને પણ ફારનિસ તરફથી કહેણ ગયેલું કે તું જો ઓરેંજને ઝેર દઇને મારી

નાંખવાનું વચન આપે તો તને છોડી દઇએ.

એ ચાલાક કેદીએ જણાવ્યું: એ કામ તો હું ઘણીજ સહેલાઇથી કરી શકું છું; કેમકે ઓરેંજને મારૂં રાંધેલું ભોજન ખુબજ ભાવે છે.

એને છોડયો. છૂટતાંજ એણે ઓરેંજ પાસે જઇ બધી વાત ખુલ્લેખુલ્લી કહી દીધી. લેગોથને ઓરેંજ પર બહુજ પ્રેમ હતો.

આમ બે વર્ષમાં લગભગ પાંચ સાત વાર ઓરેંજનો જાન લેવાના પ્રયાસ થયા હતા.

### ડેફ્ટમાં

સન ૧૫૮૪ના ઉનાળામાં ઓરેંજ પોતાના ડેફ્ટ શહેરના મહેલમાં રહેતો હતો. શરદ ઋતુમાં એની નવી સ્ત્રી જગવિખ્યાત કોલોનની કુંવરી લૂઇસાને પેટે દીકરો જન્મ્યો હતો. એજ છોકરો આગળ જતાં ફ્રેડરિક હેન્રીને નામે યુરોપભરમાં પ્રખ્યાત બન્યો.

ડેફ્ટ અતિશય રૂપાળું, શાંત, નાનકડું શહેર હતું. શહેરમાં થઇને ઘણીક નહેરો વહેતી હતી. ધોરી રસ્તાની બંને બાજુએ લિંબુ અને બીજાં સુંદર વૃક્ષ હતા. ચોમેર શાંતિ અને આનંદનું સામ્રાજ્ય હતું. ડેફ્ટ સ્ટ્રીટ નામના મુખ્ય ધોરી રસ્તા પર ઓરેન્જનું સુંદર મોટું, વિશાળ, ભવન હતું. એના ઘરની સામેજ સડકની બીજી બાજુએ દહેરૂં હતું.

### ફ્રાન્સીસ ગ્વીન !

આઠમી જુલાઇ ૧૫૮૪ને દિવસે ફ્રાન્સથી એક કાસદ એલેન્કોનના મરણના સમાચાર લઇને આવ્યો. ઓરેંજ હમણાંજ પલંગ પર પડેલો. એણે પત્ર વાંચી કાસદને પોતાની પાસે બોલાવ્યો અને એલન્કોનની માંદગી તથા છેલ્લી હાલતની હકીકત પૂછી. કાસદનું નામ પૂછતાં તેણે કહ્યું: મારૂં નામ ફ્રાન્સીસ ગ્વીન.

### મ્હોં પરથી માંખે ન ઉડે

આજ માણસે એક વાર ઓરેંજને શરણે આવી યાચના કરી હતી કે "મારા બાપ પાકા સુધારક છે ને તેથી વિસનકોનમાં તેમનું ખૂન થયું છે. હું પણ નવા પંથનો પૂરેપૂરો ભક્ત છું."

બાઈબલ અને પ્રાર્થનાની ચોપડીને હંમેશ બગલમાં રાખીને ફરનાર, સદાસર્વદા ધાર્મિક વિવેચનો ને ઉપદેશો ભારે ચીવટાઈથી સાંભળનાર ૨૭ વરસનો એ નવજુવાન બહુજ ભોળો ભલો ને તદ્દન પ્રભુનું માણસ લાગતો હતો. કદે ઠીંગણો અને કાળાશ પડતા રંગનો હતો. મ્હોં પરથી માંખ પણ નહોતી ઉડતી, જો કે વાતચીત પરથી એ સુશિક્ષિત અને ખાનદાન લાગતો.

### દરવાજામાં ખંજર!

પણ આ ઉપરથી ભોળો ભલો માણસ અંદરથી હાડેહાડ ઝેર-ભર્યો અને ભારે દુષ્ટ હતો. સાત સાત વરસથી એ માણસ એક ઘોર પાપ કરવાની તજવીજમાં કાયમ ફર્યા કરતો હતો. એનું અસલી નામ બેલ્થાઝાર જીરાર્ડ હતું, અને એ પાકો, ચુસ્ત સનાતની હતો. એનાં માબાપ બંને જીવતા હતાં ને બરગંડીમાં રહેતાં. બેલ્થાઝાર નાનો છોકરો હતો ત્યારથીજ ધર્મનો નાશ કરવાવાળા ઓરેંજની હત્યા કરવાની એણે મન સાથે મક્કમ ગાંઠ વાળી હતી. વીસ વરસની ઉમ્મરે એણે એક દિવસ પોતાનું ખંજર જોરથી પોતાના દરવાજામાં ખોસી દઈને કહેલું: અહા, આવીજ રીતે આ ખંજર એક વાર ઓરેંજની છાતીમાં ખોસી દઈ શકું તો કેવી મઝા! બેડો પાર.

### હૃદયની આગ

ઓરેંજનું ખૂન કરનારા માટે ઇનામની જાહેરાત બહાર પડી ત્યારે એ ડોલ શહેર છોડી લક્ષેમબર્ગ ચાલ્યો આવ્યો હતો. ત્યાં એને ખબર મળી કે જોરગી નામના માણસે ઓરેંજને મારી નાંખ્યો. એ

સાંભળી એની ખુશાલીનો પારજ ન રહ્યો. પોતાનો જાન જોખમમાં નાંખ્યા સિવાયજ એની મનકામના પાર પડી ગઇ !

## આશીર્વચનો

ખૂબ સંતુષ્ઠ બનીને એણે એક વેપારીને ત્યાં નોકરી લઇ લીધી. પછી જ્યારે એને ખબર પડી કે ઝેરગીનો ઝપાટો તો ફોગટ ગયો ત્યારે એના હૃદયમાં ફરી આગ સળગી. એણે તો મેન્સફીલ્ડ-ની મહોર પણ ચોરાવી લીધી હતી. એ મહોર ઓરેંજ પક્ષવાળાને આપીને તે પ્રજાપક્ષનો વિશ્વાસ મેળવવા ઇચ્છતો હતો. પરંતુ ઘણાક કારણોને લીધે એને પુષ્કળ દિવસ લક્ષેમબર્ગમાંજ રહેવું પડ્યું. આખરે ત્યાંથી નીકળી એ હીબ્ઝ પહોંચ્યો અને લાલબોલો નામના એક પાદરીને પોતાના હૈયાની વાત કહી સંભળાવી. પાદરીએ તો જીરાર્ડને આશીર્વાદ આપી કહ્યું કેઃ આ અતિ શુભ પુણ્યમય કાર્ય કરતાં માર્યો ગયો તો તું ખચીત શહીદ ગણાશે.' ત્યાંથી ચાલ્યો ચાલ્યો એ ટ્રૂર્ને આવ્યો. ત્યાં પણ એક બુઢ્ઢા પાદરીએ એને આશીર્વ-ચનો કહી એવું પુણ્યમય કૃત્ય કરવા સારી પેઠે ઉશ્કેર્યો.

## કવિતામય કાગળ !

છેવટે જીરાર્ડે પોતે ભારે મહેનત લઇ ફ્રાન્સિસ પર એક લાંબો કાગળ લખ્યો. એ કાગળમાં એણે પોતાની તમામ હુશિયારી, તમામ કવિત્વશક્તિ ઠાલવી દીધી. એણે લખ્યું કેઃ

" સેવકે હંમેશ પોતાના રાજાના સદ્ગુણો પ્રત્યે તેમજ તેની ત-માંમ ઇચ્છાઓ પાર પાડવા તરફ હંમેશ ધ્યાન આપવું ઘટે. અજા-યબી તો એ છે કે મહારાજા ફીલિપે ઓરેંજ સારૂ જાહેર કરેલી સજા હજુ કોઇએ પાર નથી પાડી. હું કેટલાય વખતથી ઓરેંજને ખતમ કરવાની તજવીજમાં છું. પણ કમનસીબે એની પાસે પહોંચ-વાનો લાગજ નથી મળતો.

"બીજી પણ એક મુશ્કેલી છે. કોઈ માણસ ઓરેંજની આસ-પાસના ભ્રષ્ટ, અપવિત્ર, અધાર્મિક વાતાવરણમાં રહે છે તો એની પોતાની ધર્મનિષ્ઠા પણ સેતાન હરી લે છે. ખેર, એ છતાં મેં શિકારને ફસાવવા જાળ તો બિછાવીજ છે. મેં કંઈ સરકારી ઈનામની લાલચથી આ કામ નથી ઉપાડયું. એ સંબંધે તો હું બિલ્કુલ બેફિકર છું. કેમકે મને મહારાજાધિરાજ ફીલિપની ઉદારતા પર પૂરી શ્રદ્ધા છે."

## મારાઓની શોધમાં

ફારનિસ લાંબા વખતથી કોઈ ચાલાક મારાની શોધમાં હતો. એને પણ આગલા વાઇસરાયો તથા ફીલિપની પેઠે લાગી ગયું હતું કે જ્યાં સુધી ઓરેંજ જીવે છે ત્યાં સુધી સ્પેનની સત્તા આ દેશ પર ફરી નહિજ જામે. ઘણા ઘણા દેશોમાંથી એની પાસે મારા આવી ગયા હતાઃ વિલાયત, સ્કોટલેંડ, ઇટાલી, સ્પેન, લોરેન, વગેરેથી. એ લોકોને એણે નાણું પણ આપેલું, પરંતુ કોઇએ કામ પૂરું ન કર્યું. ઘણા તો નાણાંથેલી લઇ ઘેર જઇને પોઢી ગયા. જીરાર્ડની મોટી મોટી બડાશો કાગળમાં વાંચવા છતાં એની સિકલ જોઇને ફાર-નિસને વિશ્વાસ ન બેઠો કે આ નજીવું કમજોર પ્રાણી આવું જોખમી કામ કરી શકશે. એટલે એણે તો જીરાડને રસ્તે પાડી દીધો.

## જીરાર્ડની યુક્તિ

પણ પછી લોકોના કહેવા પરથી એણે વળી માણસ દોડાવ્યું ને જીરાડને બોલાવી મંગાવ્યો.

ફારનિસે પૂછ્યુંઃ તેં કેવી રીતે તારો મનસુબો પાર પાડવાનો વિચાર કર્યો છે ?

જીરાર્ડ બોલ્યોઃ ઓરેંજ પાસે જઇને કહીશ કે હું પાકો સુધારક છું. સરકારે મારા સુધારક પિતાને મરાવી નંખાવ્યા છે. હવે મને તમારા

શરણમાં લઇ આપ બચાવો. આપના સિવાય મારૂં બીજું કોઇ મદદગાર નથી. હું મેન્સફીલ્ડની મહોર એને આપીશ, એટલે મારા પર એનો વિશ્વાસ ચોંટશે. એમ ને એમ એની પાસે અવારનવાર જવાનો રવૈયો હું પાડી દઇશ. પછી જ્યારે લાગ આવશે ત્યારે કામ પાર પાડીશ.

પછી બોલ્યોઃ અલબત્ત, થોડા દિવસ પાપીઓની સોબતમાં મારે એમના જેવીજ રીતભાતથી રહેવું પડશે. તે માટે મને માફ કરશો. મેં મેન્સફીલ્ડની મહોર બનાવટી ઉભી કરી છે તે પણ આ જ ધર્મસેવાના કામ માટે. એને ગુન્હો નજ સમજશો. ધર્મથી પ્યારી બીજી એક પણ ચીજ આ દુનિયામાં મારે નથી.

ખબરદાર !

પંડિત લેખરામજીના કે સ્વામી દયાનંદજીના ખૂનીઓએ પણ કદાચિત પોતાનું હૈયું ખોલી બતાવ્યું હોત તો તેઓ આજ શબ્દો વાપરત. પણ જીરાડને ફક્ત ધર્માન્ધ સમજવાનું વાજબી નથી. એણે એમ પણ કહેલું કે હું બહુ ગરીબ આદમી છું ને ફીલિપ મહારાજની કદરદાની પર મને ભરોંસો છે. વળી ફારનિસ પૂરતો બદલો અપાવશે એવી એને આશા હતીજ. તે ઉપરાંત એણે મુસાફરી ખર્ચને નામે રૂપિયા ૫૦) ફારનિસ પાસે માંગેલાય ખરા. તેમાં તો તેણે નન્નો વાસ્યો કે અત્યારે કંઇ નહિ. એણે ઘણા હરામીઓને નાણાં આપેલાં ને તે બધાં ચવાઈ ગયાં હતાં. એટલે એણે ગાંઠ વાળી હતી કે આ વેળા તો છેતરાવું નથીજ. વળી એને જીરાડની સિકલ પરથી એને માટે બહુ આશા પણ નહોતી બંધાતી. છતાં એણે જીરાડને એવો તો ભરોસો આપ્યોજ, કે કામ પૂરૂં થયા પછી તને સારી પેઠે નવાજવામાં આવશે. ને તું જો મરી ગયો તો તારા બાળબચ્ચાંને પણ યથાયોગ્ય બદલો મળશે. પણ ખબરદાર! પકડાઈ ગયો, તો મારૂં નામ નથી લેવાનું.

## અમરત્વની આશા

જીરાડને ૫૦) રૂા. ન મળવાથી નિરાશા ન થઇ. એ ફારનિસ પાસેથી નીકળ્યો ત્યારે એમ કહીને નીકળ્યો કે હું આપની પાસે એક નહિ ને બીજી રીતે પણ ખર્ચ તો લઇશજ, અને છ અઠવાડિયામાં તો તમને મારા કામની સફળતાના સમાચાર મળશેજ મળશે.

એ વેળા એક બુઢ્ઢો પાદરી ફારનિસને મળવા આવેલો. તેણે જીરાડને જતી વેળાનો આશીર્વાદ આપ્યો: જા બેટા, મારૂં આશીર્વચન છે. જો તું પાર પડયો તો મહારાજ ફીલિપ પોતાનું વચન પાળશે અને તારૂં નામ અમર થઇ જશે.

## કાસદ બન્યો

જીરાડે ઓરેંજના મિત્ર વીલર્સ પાસે જઇને મેન્સફીલ્ડની મહોર બતાવી. ઓરેંજે જીરાડને મહોર સાથે એલન્કોનની પાસે ફ્રાન્સ મોકલી આપ્યો. ફ્રાન્સ પહોંચ્યા પછી જીરાડ તો ભારે અકળાવા લાગ્યો. એને તો ઊંઘ પણ ન આવે. પોતાનું કામ પાર પાડવા એ જેમ બને તેમ જલદી ઓરેંજ પાસે જવા ઇચ્છતો હતો. એલન્કોનનું અવસાન થતાં એણે અમલદારોને આજીજી કરી કે એ ખબર ઓરેંજને પહોંચાડવા કાસદ તરીકે મને મોકલો. એની ઇચ્છા ફળી.

## કેવો લાગ !...છૂ !

કાગળ વાંચી જ્યારે ઓરેંજે એને અંદર બોલાવ્યો ત્યારે જીરાડની છાતી ધડક ધડક થવા લાગી. અંદર જઇને જોયું તો જે શિકારને ઝડપવા પોતે વરસોથી તલસતો હતો તે શિકાર પલંગ પર અસહાય અવસ્થામાં નિરાંતે પડયો છે. એની પાસે એકે હથિયાર પણ નથી !

ધર્મ અને માનવ જાતિનો શત્રુ (!) આજે જીરાડની તદ્દન નિકટમાં હતો. એવો લાગ ફરી ક્યારે મળવાનો હતો ? જીરાડે

વિચાર્યું કે ઓરેંજને મારી એક ક્ષણમાં હું અમીર અને અમર બની શકું છું. ખુદ ભગવાન ઇશ્વર પણ મારા માથા પર હાથ મૂકશે— તાજ મૂકશે. જે માણસનો પ્રાણ લેવા આજે સાત વરસથી એ ભૂખ્યા વાઘ પેઠે અહિં તહિં ભટકતો હતો તેને પોતાની સામે આમ પડેલો જોઇ જીરાર્ડ પોતાના આવેશ પર કાબુ ન રાખી શકયો. ઓરેંજના સવાલોના એનાથી બરાબર જવાબ ન દેવાયા. ઓરેંજ ફ્રાન્સથી આવેલા કાગળો વાંચવામાં અને એ પરથી ઉપજતા વિચારોમાં મશગૂલ હતો, એણે જીરાર્ડના હૃદયના ભાવ ન જોયા. પણ તેણે અચાનકજ અંદર બોલાવ્યો હતો એટલે જીરાર્ડની પાસે ય કશું હથિયાર નહોતું. તેથી બિચારો મનની મનમાં રાખી જેમ તેમ ઓરેંજના સવાલોના જવાબ વાળી બહાર નીકળી આવ્યો.

## ઓરેંજની ઉદારતા

રવિવારનો દિવસ હતો. દહેરામાં ઘનનન ઘનનન ઘંટ બજી રહ્યા હતા. જીરાર્ડ ઓરેંજના મકાનમાંથી નીકળી આસપાસ ફરી ફરી મકાનને ચારે બાજુથી જોવા લાગ્યો. એક સંત્રીએ પૂછ્યું:

"અહિં કેમ ભટકે છે ?"

જીરાર્ડ ભારે નરમાશથી બોલ્યો: શું કરૂં ? સામે દહેરામાં પ્રાર્થના કરવા જવું છે. પરંતુ સફરમાં કપડાં બધાં ફાટી ગયાં છે. કંઇ નહિ તો જોડા ને મોજાં તો જોઇએ જ ને.

પેલા સિપાઇએ એની ભોળી ભલી સૂરત જોઈ એક ઓફિસરને એની મુશ્કેલીની વાત કરી. તેણે ઓરેંજને કરી. ઓરેંજે તરત જીરાર્ડને પૈસા મળે એવો પોતાના મંત્રીને હુકમ કર્યો. જે કામ માટે કંજુસ ફ્રાન્સિસ પાસેથી જીરાર્ડને પૈસા ન મળ્યા તેજ કામ પૂરૂં કરવાં ખુદ ઓરેંજની ઉદારતા જીરાર્ડને ફળી.

રૂપિયા હાથમાં આવતાંજ જીરાર્ડે બે પિસ્તોલ એક સિપાઇ પાસેથી ખરીદી. ત્રીજે દિવસે સાંજે જ્યારે એ અભાગી સિપાઇને ખબર

પછી કે પોતાની પિસ્તોલ કેવા કામ માટે ખરીદ થઇ હતી ત્યારે એણે પોતે પોતાનો છરો છાતીમાં ભોંકી દઇને આપઘાત કર્યો.

## પરવાનો આપોને—

૧૦મી જુલાઇને મંગળવારે ઓરેંજ પોતાની પત્ની અને ઘરનાં માણસો સાથે જમવા માટે રસોડા તરફ જતો હતો. તે વેળા જીરાર્ડે તેની પાસે જઇ પાસપોર્ટ માંગ્યો. એને જોઇ ઓરેંજની સ્ત્રી એકદમ ચમકી ઉઠી. તે ધીમેથી ઓરેંજને કહેવા લાગીઃ આ માણસ કોણ છે ? આવો બદમાશ અને ઘૃણાસ્પદ ચહેરો મેં કદિ નથી જોયો.

ઓરેંજે કહ્યુંઃ કોઇ નહિ, રે, એ તો એક સામાન્ય માણસ છે. પાસપોર્ટ માંગવા આવ્યો છે.

ઓરેંજે પોતાના મંત્રીને હુકમ કર્યો કે એને પરવાનો તૈયાર કરીને આપી દેજો. એમ કહી એ તો ખાવા માટે ચાલ્યો ગયો.

## એ મહાનુભાવ!

જમવાના ઓરડામાં ઓરેંજે પોતાના સ્વભાવ મુજબ ખૂબ આનંદથી હસતાં, ગપાટા લગાવતાં ભોજન કર્યું. લગભગ બે વાગે એ ભોજન સમાપ્ત કરી બહાર નીકળ્યો; અને ઉપલે માળે જવા સીડી ચઢતો હતો, એટલામાં દાદરના ખુણામાંથી એક માણસે કુદકો મારી પિસ્તોલના ધડાધડ ત્રણ બાર એની છાતી પર કર્યા. એક ગોળી છાતીને વીંધી આરપાર નીકળી ગઇ.

ઓરેંજના છેલ્લા શબ્દો એને જગતનો વિરલ મહાપુરૂષ સિદ્ધ કરે છેઃ પ્રભુ મારા પર દયા ! મારા ગરીબડા દેશ પર દયા !

લોકોએ દોડી જઇ ઓરેંજને પડતો હાથ પર ઝીલી લીધો. થોડીજ ક્ષણમાં પોતાની સ્ત્રી અને બહેનના હાથ પર માથું ઝુલાવી દઇ વિલિયમ ઓરેંજનો આત્મા આ નશ્વર વિશ્વને સદાને માટે તજી ચાલ્યો ગયો.

સો મોત સહન કરૂં!

જીરાર્ડ પિસ્તોલને ફેંકી ભાગી ગયો હતો. ખાઇ તરીને નાસી જવાને એ પ્રયાસ કરતો હતો એટલામાંજ સિપાઈઓએ એને પકડી લીધો. એણેજ પોતાનું ખરૂં નામઠામ બતાવી દીધું ને ગુન્હો પણ કબુલી લીધો. જેલમાં એને ઘણુંજ દુઃખ દેવાયું. જે બેવકુફ પશુએ પોતાના દેશના પિતા સમાન વિલિયમ ઓરેંજનો પ્રાણ લીધો તેના ઉપર લોકોને ખૂબજ ગુસ્સો આવે એ બહુ કુદરતી હતું.

પોતાના ખૂનીઓનું પણ સદા રક્ષણ કરવાની ઉત્કંઠાવાળો ઓરેન્જ હવે આ જગતમાંથી ચાલતો થયો હતો! હવે જીરાર્ડને કોણ બચાવે? પરંતુ એ સુકકા શરીરના ખૂનીનું કાળજું વજ્જરનું બની ગયું હતું. જેનું વર્ણન પણ કરી ન શકાય એવી ઘોર રીબામણ સહન કરવા છતાં એણે 'આહ!' એટલો પણ શબ્દોચ્ચાર ન કર્યો. તે તો એટલુંજ કહેતો કે 'આ શુભકાર્ય કરવાના બદલામાં મારે સો મોત સહન કરવાં પડે તો તે પણ હું ખુશીથી સહન કરૂં!'

જાદુગર!

સકંજામાં કચડીને જ્યારે એને બહાર કાઢવામાં આવતો હતો ત્યારે એ જાણે કશું થયુંજ ન હોય તેમ નીકળીને ખુશીથી વાતો કરવા મંડી પડતો હતો. એની રીબામણ સહન કરવાની શક્તિ જોઇને તો લોકોને પણ આશ્ચર્ય લાગતું હતું. કોઈ તો એમ પણ માનવા લાગ્યા હતા કે જીરાર્ડ જાદુગર છે. કોઇક કહેતું કે 'શયતાન જાતે એના શરીરમાં પેઠો છે.' જ્યારે ઘણી ઘણી અસહ્ય પીડાઓ કરવામાં આવી ત્યારે જીરાર્ડે ડીલ્ફ અને ટ્રેવેસમાં પોતાને પાદરીઓ સાથે થયેલી મુલાકાતની વાત કબૂલ કરી. પરંતુ છેવટ સુધી એણે એલેકઝાંડર ફારનિસનું નામ ઉચ્ચાર્યું નહિ.

એ રતા !

આખરે એને માટે બહુજ ભયંકર ઘાતકી સજા નક્કી કરવામાં આવી. પ્રથમ તો એને જમણે હાથે ધગધગતા લોઢાના સળીયાથી ડામ દેવામાં આવ્યા. શરીર પર છ જગાએ હાડકાં પરથી માંસ ખેંચી કાઢવામાં આવ્યું. એની છાતી ચીરીને કાળજું બહાર કાઢ્યું. અને તે એના મ્હોં ઉપર મારવામાં આવ્યું. પછી એનું ડોકું કાપીને શરીરથી અલગ કરી નાંખ્યું, અને ધડના ટુકડે ટુકડા કરી નાંખ્યા. જો શકય હોત તો ઓરેન્જ કબ્રમાંથી ઉઠીને પણ પોતાના સાથીઓને આવી ભયંકર ક્રૂરતા કરતા અટકાવીને જીરાર્ડનું રક્ષણ કરત. મોટામાં મોટા અપરાધને માટે પણ કોઇ માણસને આવી શિક્ષા કરી શકાય નહિ. અત્યાચાર અને નિર્દયતાનો નાશ કરવાને ખાતર મહાનુભાવ વિલિયમનો જન્મ થયો હતો અને તેનેજ ખાતર એનું જીવન વ્યતીત થયું હતું. એના સાથીઓએ આવી ઘોર નિર્દયતા બતાવીને ઓરેન્જના સ્મરણને કલંકિત કર્યું. જીરાર્ડ તો અધમૂઓ થઇ ગયો ત્યાં સુધી પણ બીલકુલ શાંતજ રહ્યો હતો.

દીકરાનો વારસો

જીરાર્ડ મરણ પામ્યા પછી ફ્રાન્સિસે એના માબાપને ૨૫૦૦૦ રૂપિયાનો બદલો આપ્યો અને ઓરેંજની જપ્ત કરેલી જાગીરમાંથી થોડોક ભાગ પણ અપાવ્યો. એ રીતે દીકરાના પાપમાંથી માબાપે કમાણી કરી !

વિલિયમનો જાન લેવાને માટે પિસ્તોલ ખરીદવાના રૂપિયા વિલિયમની પાસેથીજ આવ્યા હતા; ખુન થયા પછી ખૂનીના મરણ બાદ એનાં માબાપને જે બદલો આપવામાં આવ્યો તે પણ વિલિયમનીજ મિલકતમાંથી અપાયો ! દેશભક્તિના રાહ ન્યારા છે. એના પુરસ્કાર પણ વિચિત્ર હોય છે. ઘરબારનો ત્યાગ કરી મેદાનમાં

ઝંપલાવવું, જીંદગી સુધી કષ્ટો સહન કરવાં અને છેવટે માતૃભૂમિની વેદીમાં પોતાના આત્માની આહૂતિ આપવી- આ જેને કબૂલ મંજૂર હોય તેણેજ દેશ સેવા કરવાને આગળ આવવું. બીજાએ હિંમત કરવીજ નહિ.

## બાપનો બેટો

સત્તાવીશ વરસ પછી ફીલિપની દેખરેખ હેઠળ શિક્ષણ પામેલા વિલિયમ ઓરેંજના પુત્રને સ્પેનથી વિદાય કરતાં ફીલિપે કહ્યું કે- "જીરાર્ડના માબાપને જાગીર આવકનો એમનો હિસ્સો આપતો રહેજે. જાગીર પર હક તો તારોજ રહેશે!" વિલિયમના આ નાના પુત્રને ફીલિપે એવો તો બગાડી મૂકયો હતો કે એનું મ્હોં જોતાં કોઇ એમ ન કહે કે શાંત અને સૌમ્ય વિલિયમનો એ પુત્ર હશે! છતાં એની નસોમાં વિલિયમનું લોહી તો વહેતુંજ હતું ને ? એણે જીરાર્ડના બાપને અપાયલી જાગીરને હાથ પણ લગાડવાની ના પાડી દીધી. ઘણા સમય પછી આ જાગીર ફ્રાન્સની સરહદમાં ભળી ગઇ, ત્યારે ફ્રેન્ચ ગવર્નરે જીરાર્ડના માબાપને અપાયલી સનદો ફાડીને પગ તળે કચરી નાંખી અને જાગીર જપ્ત કરી લીધી.

## ફ્રારનિસ ...લ્યો

વિલિયમ મરણ પામ્યો ત્યારે એની ઉમ્મર ૫૧ વરસ ને ૧૬ દિવસની હતી. એણે પોતાની પાછળ બાર સંતાનો મૂકયાં હતાં. ૩જી ઓગસ્ટને દહાડે ડેલ્ફ્ટ શહેરમાં એની દફનક્રિયા કરવામાં આવી ત્યારે આખો દેશ ચોધાર આંસુએ રડવા લાગ્યો. ધન્ય છે એની માતાને–જેના પુત્રના મરણથી આખો દેશ રૂદન કરી રહે છે.

ઓરેંજના પ્રયાસથી નેધરલાન્ડમાં પ્રજાતંત્રી શાસનની સ્થાપના થઇ હતી અને તેનો પાકો પાયો પણ રચાયો હતો. પરંતુ આખા દેશનું જે એકીકરણ થવું જોઇતું હતું તે એના મૃત્યુથી અટકી

ગયું. ઓરેંજ મૃત્યુ પામવાથી લોકોને લાલચો આપી આપીને ફોડવાનો ફારનિસને સારો લાગ મળ્યો. તેને પરિણામે દક્ષિણના પ્રાન્તો ઉત્તરના પ્રાન્તોથી સદાને માટે અલગ થઈ ગયા. જ્યાં સુધી વિલિયમ હયાત હતો ત્યાં સુધી તો, ગમે તેટલી પક્ષાપક્ષી અને આંતર કલહ હોવા છતાં પણ બેલ્જીયન પ્રાન્તો સિવાયના પ્રાન્તોમાં એને પિતાતુલ્ય માનવામાં આવતો હતો. તે વેળા દેશ એક હતો–અથવા તો દેશમાં એકતા થવાની સંભાવના હતી. આખા દેશના રાષ્ટ્રપ્રેમી મનુષ્યોને માટે વિલિયમની દઢ સ્વદેશભાવના એક આધારરૂપ હતી. એનું મગજ ગમે તેવા મુશ્કેલીના સમયમાં દેશને સાચો માર્ગ બતાવી શકતું હતું.

પરંતુ ગ્રેનવિલે ફીલિપને આપેલી સલાહજ આખરે અમલમાં મૂકાઇ. જે કામ સ્પેન અને ઈટાલીના ચતુર મુત્સદ્દીઓથી કે યુરોપની પ્રખ્યાત સેનાઓથી ન બની શક્યું તે કામ એક ક્ષુદ્ર માનવીની પિસ્તોલે કરી દીધું—ઓરેન્જના મરણ પછી નેધરલાંડના પ્રાન્તોનું સંગઠન અસંભવિત જેવું થઇ ગયું.

## પંચતંત્ર

એન્ટવર્પ હંમેશ સ્વાતંત્ર્યપ્રિય અને સ્વતંત્રતાને માટે લડવાવાળું શહેર હતું. પરંતુ ઓરેન્જની પાછળ ફારનિસની ચાલબાજીઓને લીધે એણે પણ ગર્દન ઝુકાવી દીધી. નેધરલાંડના બે ભાગલા પડી ગયા. હોલાંડ અને ઝીલાન્ડની ગાદી પર વિલિયમ ઓરેન્જ કાયદેસર રીતે બેસી શક્યો ન હતો. એટલે એના મરણ પછી એ પ્રાંતોની પંચોએ બધી સત્તા પોતાના હાથમાં લઇ લીધી. વિલિયમના વંશજોની છત્રછાયામાં એ 'પંચ–તંત્ર' લગભગ બસો વરસથી ખીલતું આવ્યું છે.

વિલિયમના જીવન દરમ્યાન પ્રજાતંત્રની સ્થાપના થઇઃ એના મૃત્યુથી પ્રજાતંત્રી રાષ્ટ્રની સરહદ નક્કી થઇ ગઇ. જો વિલિયમ

બીજાં વીશેક વરસ જીવ્યો હોત તો સાત પ્રાંતોને બદલે નેધરલાંડના સત્તરે સત્તર પ્રાંતોનું એક મજબુત પ્રજાતંત્રી રાષ્ટ્ર બની ગયું હોત. નેધરલાંડમાંથી સ્પેનની સત્તાને જડમૂળથી ઉખેડી નાંખવામાં આવી હોત. એના મૃત્યુ પછી બસો વરસ સુધી ઝઘડો ચાલ્યા કર્યા પછી અંતે સ્પેનીશ સરકારે નેધરલાંડની સ્વતંત્રતા કબૂલ રાખી.

પરંતુ આ બસો વરસમાં એ પ્રાંતોની શક્તિ બહુજ વિશાળ બની ગઇ હતી. હોલાંડનું નૌકાસૈન્ય આખી દુનિયામાં સારામાં સારૂં ગણાવા લાગ્યું હતું. ઓરેંજની આંખો મીંચાઇ તે પહેલાંજ દેશમાં નાગરિક સ્વતંત્રતા અને દેશની રાજદ્વારી સ્વાધીનતા સ્થપાઇ ચુકી હતી અને પરદેશીઓના અત્યાચારોનો અંત આવી ગયો હતો. પ્રજાતંત્રની સ્થાપના તો જે દિવસે ૧૫૮૧ની સાલમાં પંચાયતોએ ફીલિપની આણ માનવાનો ખુલ્લો ઇન્કાર કર્યો તેજ દિવસથી થઈ ગઇ હતી.

## દેશનો ભિખારી

નેધરલાંડના પ્રજાતંત્રનો ઇતિહાસ એટલે વિલિયમ ઓરેંજના જીવનનો ઇતિહાસ. ઓરેન્જનું જીવન ચરિત્ર જાણે એક મહાકાવ્ય છે–ત્યાગ, તપશ્ચર્યા, સજ્જનતા, પ્રેમ અને સ્વાતંત્ર્યની ધગશનું એ મહાકાવ્ય છે. આદિથી અંત સુધી ઓરેંજના જીવનનું એકજ ધ્યેય હતું–સ્વતંત્રતા, આમ વર્ગની સ્વતંત્રતા. એણે જીંદગી સુધી મોટાં મોટાં સંકટો હસતે મુખડે ઝીલ્યાં. અને માથા ઉપર આફતોનો વરસાદ વરસ્યો છતાં એ પોતાના માર્ગમાં એક ઇંચ પણ પાછો ન હઠ્યો!

એના મિત્રો એનું ધૈર્ય જોઇને કહેતા કે "અમારો વિલિયમ તો સાગરના ઝંઝાવાતમાં પણ જરા ડગે નહિ એવો સુકાની છે" શત્રુઓના મ્હોંમાંથી પણ એને માટે વાહવાહના પોકારો નીકળ્યા કરતા કારણ કે એણે યુરોપ આખાની મોટી મોટી શક્તિઓ–સમર્થ દેશોની સામે એકલે હાથે ઝુંબેશ ચલાવી હતી. ખાનદાન કુટુંબમાં

જન્મેલો હોવા છતાં એણે કદિ પોતાના માન મરતબાની, પદવીની, ધન-સંપત્તિની કે કશાયની ચિંતા રાખી ન હતી. કોઇ કોઇ વાર તો એના જીવનમાં એવા પણ દિવસો આવેલા કે એની પાસે જીંદગીની સામાન્યમાં સામાન્ય જરૂરીઆતની ચીજો પણ ન હતી. દેશને ખાતર ગળામાં ઝોળી ભેરવીને એ ભીખારી બન્યો હતો.

## ચૌદ લાખનું દે:

એના મરણ પછી દશ વરસ બાદ એના ભાઇ જ્હોન નસાઉ અને બીજાઓ સાથે જ્યારે હિસાબો થયા ત્યારે માલમ પડ્યું કે ઓરેન્જને માથે ૧૪ લાખ રૂપીયાનું દેવું હતું. પોતાના ખાતેદારોની પાસેથી પણ એણે એટલા બધા રૂપિયા કરજે લીધા હતા કે એને પોતાના પુત્રની જાગીર પણ ખસડાઇ જશે એવો ભય લાગવા માંડ્યો હતો. એણે પોતાનું દ્રવ્ય તો દેશને ખાતર પાણીની માફક વહેતું મૂક્યું હતું. જ્યારે દેશે પોતાના માથા ઉપર રાજમુગટ ધરવાને તત્પરતા બતાવી ત્યારે એણે તેજ મુગટ બીજાના શિર ઉપર ચઢાવી દીધો. હોલાન્ડ અને ઝીલાન્ડ એ પ્રાંતોએ જ્યારે ખૂબ જીદ લીધી અને એને લાગ્યું કે હવે ના પાડી શકાય તેમ નથી ત્યારેજ એણે એટલાં બે પ્રાન્તોનો વહીવટ હાથમાં લીધો. છતાંયે એણે બધી સત્તા તો પંચાયતોનાજ હાથમાં મૂકી અને પોતે તો માત્ર પંચાયતોનો સેવક બનીનેજ રહ્યો.

ઓરેન્જ પોતાના દેશને ખાતર જીવ્યો અને દેશને ખાતરજ મર્યો. એનો છેલ્લા શબ્દ બસ આજ હતા: "ભગવાન મારી માતૃભૂમિની રંક રૈયત પર દયા કરો."

## આકૃતિ

ઓરેંજમાં સિપાઇના સઘળા ગુણો હતા. સંકટ વખતે ગભરાવું નહિ, કર્તવ્યનું પાલન કરવું, પરાજય થતાં નિરાશ ન થવું એ

એની ખાસીયતો હતી. પરાજય ઉપર પરાજય મળ્યો છતાં અંતે એણે વિજય પ્રાપ્ત કર્યો. તે જમાનામાં સૌથી બળવાન ગણાતા સ્પેનના સામ્રાજ્યની દાઢ વચ્ચે એણે નેધરલાંડમાં દેશનું પ્રજાતંત્રી શાસન સ્થાપ્યું! એ જોતાં ઓરેન્જની સફળતા, એનો વિજય બહુજ ઉંચા પ્રકારનો ગણાય. એણે પોતાના દેશને માટે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું, અને તેને રાષ્ટ્રનું પદ પ્રાપ્ત કરાવ્યું. સ્વાતંત્રતાનું યુદ્ધ તો બહુ બહુ લંબાણુ ચાલ્યું. એ યુદ્ધમાં લડતાં વિલિયમે પોતાના પ્રાણની આહૂતિ આપી.

ઓરેન્જને હંમેશાં અવ્યવસ્થિત સૈન્ય અને ભાડુતી ટટ્ટુ જેવાં માણસો વડે લડવું પડ્યું હતું. એ ભાડુતી માણસો યુદ્ધની શરૂઆત થતાંમાંજ એની સાથે ઝગડો કરવાને ઉતરી પડતા હતા. એની પાસે એના ભાઇ લુઇના સિવાય બીજો એકકે સારો સેનાપતિ ન હતો. લુઇ મરણ પામ્યો એટલે એનો એકનો એક આધાર સ્તંભ પણ તૂટી ગયો. દુશ્મનોની પાસે સારા યુરોપના ચુનંદા લડવૈયાઓ હતા, પ્રખ્યાતમાં પ્રખ્યાત સેનાપતિઓ હતા. તે છતાં ઓરેન્જે એલ્વા, રેકવી સીન્સ, ડોનજોન અને ફારનિસ જેવાના પ્રયત્નો ધૂળમાં મેળવી દીધા.

પાચું ઝેન્ટ

ઓરેન્જના મૃત્યુ વખતે માત્ર બેજ પ્રાન્તો ફીલિપના તાબામાં રહી ગયા હતાઃ—રેનોલ્ટ અને આર્ટોઇઝ. એ સિવાય પંદરે પંદર પ્રાન્તોમાં ક્રાન્તિનો ઝુંડો ફરકી ચૂક્યો હતો. રાજદ્વારી મુત્સદ્દીગીરીમાં ઓરેન્જ પહેલે નંબરે હતો. લોકોનો સ્વભાવ સમજવામાં એ એટલો તો ચતુર હતો કે માત્ર સિકલ જોતાંજ માણસ કેટલા પાણીમાં છે તે એ પારખી જતો. પ્રજાજનોના આવેશ અને હૃદયના ભાવોને એ સિતારના તારની માફક પોતાને વશ રાખતો હતો. જે ઝેન્ટ શહેરને ચાર્લ્સ રાજા ગમે તેવી દમન નીતિથી પણ વશ કરી શક્યો ન હતો તેજ ઝેન્ટ શહેરને છેવટ સુધી ઓરેન્જે પોતાની હથેળીમાં

નાચે એવું બનાવી રાખ્યું. નેધરલાંડમાં પહેલી સ્વતંત્રતા ઝેન્ટ શહેરે શરૂ કરી. ઓરેન્જના જીવન દરમ્યાન તેણે તે ટકાવી. પરંતુ એના મૃત્યુ પછી એનો ઝુંડો નીચો નમ્યો.

## પાકો લેખક

એની ભાષણ કરવાની કળા પણ બહુજ સુંદર હતી. લખાણ-કળામાં તો એ ગ્રેનવિલનો પણ ગુરૂ થઇ શકે તેવો હતો. એ છ ભાષાઓ જાણતો હતો—ફ્રેન્ચ, જર્મન, ફ્લેમિશ, સ્પેનિશ, ઈટાલીયન અને લેટિન. લખવાની બાબતમાં પણ એ ફીલિપ કરતાં બહુજ ખંતીલો હતો. ઓરેન્જના જેટલા કાગળો અત્યારે મોજુદ છે, તેટલા લખવાને માટે પણ એક આખી જીંદગી ખપી જાય. ઓરેન્જના ચરિત્રમાં એક પણ અવગુણ શોધ્યો જડતો નથી. એના ગુણોની પ્રશંસા તો એના શત્રુઓ પણ ગાતા.

## જગતનો મહાન પુરુષ

ઓરેન્જના શત્રુઓએ એવું બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે એણે જે હિલચાલ કરેલી તે બધી કીર્તિને ખાતર કરી હતી. કદાચ તેમ પણ હોય. માણસનું દિલ તો ભગવાન સિવાય બીજું કોણ પારખી શકે છે? પરંતુ જેટલી બાહ્ય ઘટનાઓ લક્ષમાં આવે છે તે ઉપરથી તો એમજ માની શકાય કે ઓરેંજ બીજા મહાપુરુષો—મેઝિની, વૉશિંગ્ટન, લેનિન અને મહાત્મા ગાંધી જેવા પુરુષોના જેટલોજ નિઃસ્વાર્થ હતો એની હિંમત પણ અદ્ભુત હતી. કેટલીયે વાર એના જીવ લેવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા. એટલા હુમલા થઇ ચુક્યા હોવાથી ગમે તેવા નીડર પુરૂષને પણ દરેક માણસ ઉપર શંકા આવે, દરેક હાથમાં ખંજર દેખાય, દરેક પ્યાલામાં વિષ હોવાનો ભય લાગે એ સ્વાભાવિક છે. પરંતુ ઓરેન્જે પોતાના રક્ષણને માટે પણ કદિ ચિંતા કરીજ નહતી કે તેનો બંદોબસ્ત

પણ કર્યો ન હતો. એ તો હંમેશ એમજ કહેતો કે "મેં તો મારૂં જીવન ઇશ્વરને ચરણે ધર્યું છે. તેની જેમ ઇચ્છા હશે તેમ થશે."

"બાપુ વિલિયમ"

જ્યારે જીરાડનો ભયાનક ચહેરો જોઇને એની સ્ત્રી ગભરાઈ ઉઠી હતી ત્યારે પણ એના અંતરમાં જરાયે શંકા ઉપસ્થિત થઈ ન હતી. એણે પત્નીની ભયશંકાને હસી કાઢી હતી દેશનાં દુઃખોનો ભાર પોતાની પીઠ પર ઉંચકી લઇને તે વહેતાં વહેતાંજ ઓરેન્જે પોતાની જીવન-યાત્રા સમાપ્ત કરી. પ્રાણ જતાં જતાં પણ એના હોઠ ઉપર એકજ શબ્દ હતો—"**મારો દેશ–મારો દેશ.**"

'બાપુ વિલિયમ'ના અવસાનની વાત જાણીને આખો નેધરલ્યાંડ દેશ બાળકની પેઠે મોકળી છાતીએ રૂદન કરવા લાગ્યો. શેરીઓમાં રમતાં બાળકો પણ એ સમાચાર જાણીને મોટેરાંનાં રૂદનમાં પોતાનો કરુણ સૂર પૂરવા લાગ્યાં.



જીવન, જાગૃતિ, બલ ઔર બલિદાન કી સ્રોતસ્વિની.

# 'ત્યાગભૂમિ'

## દો અમૂલ્ય સમ્મતિયાઁ

'ત્યાગભૂમિ' ભારત કી હિન્દી–પત્રિકાઓ મેં એક વિશેષ પ્રશંસનીય પત્રિકા હૈ. હિન્દી મેં 'ત્યાગભૂમિ' જૈસી સુન્દર, સુસમ્પાદિત, સાત્વિકરસ-પ્રધાન પત્રિકા દેખકર મુઝે પ્રસન્નતા હોતી હૈ. ઈસકે લેખ ઔર ટિપ્પણિયાઁ વિચાર પૂર્ણ ઔર હૃદય મેં નવજીવનકા સંચાર કરને વાલી હોતી હૈ. સ્ત્રિઓ ઔર યુવકો કો ઉપદેશ ઔર ઉત્સાહ દેને કી ઈસમેં પ્રચુર સામગ્રી રહેતી હૈ. અભી પત્રિકા આઠ-દસ હજાર વાર્ષિક ઘટી સહકર સસ્તી દી જા રહી હૈ પર યદિ ઈસકે દસ-બારહ હજાર ગ્રાહક હો જાય, તો યહ અપના પુરા વ્યય સંભાલ લે ગી. મૈ આશા કરતા હૂં કિ દેશ-ભક્ત હિન્દી-પ્રેમી ઇસકે પ્રચાર મેં સહાયક હોંગે. મૈ ચાહતા હૂં કિ યહ ચિરંજીવી હો. મદનમોહન માલવીય

પ્રિયભાઈ,

"આપકા ખત મિલા. આપને જો 'ત્યાગભૂમિ' કે લેખ ભેજે હૈ વહ ભી કુછ દેખે હૈ. બાજ લેખ તો બહુત અચ્છે હૈ. અગર આપ યહ સમઝતે હૈં કિ 'ત્યાગભૂમિ,' કી તરફ મેરા ધ્યાન નહીં હૈ, તો યહ બાત ગલત હૈ. મેરી રાય મેં હિન્દીકી સબસે અચ્છી પત્રિકા 'ત્યાગભૂમિ' હૈ."

જવાહરલાલ નેહરૂ

લખોઃ મેનેજરઃ ત્યાગભૂમિઃ અજમેર

# ક્રાન્તિનું સાહિત્ય

**બોમ્બયુગનું બંગાળાઃ** જ્યારે બ્રિટિશ સત્તા હેઠળ હિંદને ગુલામીમાં કચડાતું ને ભૂખે મરતું જોયું ત્યારે બંગાળાના જુવાનો પહેલવહેલા જાગ્યા. તેમણે ફ્રાન્સનો ઇતિહાસ વાંચેલો, રૂશિયાનો ઇતિહાસ વાંચેલો. બોમ્બને ધડાકે ઇંગ્રેજનો દોર તોડવા તેમણે 'મંડળો સ્થાપ્યાં. જાતજાતની તરકીબો રચી. ટ્રેનો ઉથલાવવાનાં, બંગાળના ગવર્નરનો પ્રાણ લેવાના ને તેગાર્તને જમલોક પહોંચાડવાના પ્લાનો કર્યા. એ બધું કેમ થયું, કેવી રીતે થયું, કેમ નિષ્ફળ થયું ? એનો અતિશય રસભર્યો ઇતિહાસ બોમ્બયુગના બ્રહ્માની પદવી પામેલા અરવિંદ ઘોષના ભાઇ બારીન્દ્ર ઘોષે રજુ કર્યો છે. સાથે બીજા ઘણાક બોમ્બવીરોની જીવનકથા પણ ઉમેરેલી છે. અવનવું મુખચિત્ર કિં. ફક્ત રૂપિયો ૧) (કાળાપાણીની કથાની ચોપડી આના અનુસંધાનમાં છે છતાં બંને છૂટી છૂટી પણ મળશે)

**કાળાપાણીની કથાઃ** દુનિયા પર જો કોઇ જીવતું દોજખ હોય તો તે આંદામાનજ. એ વાતની ખાતરી કરી જોવી હોય તો 'આ ચોપડી વાંચી જૂઓ. એમાં બારીન્દ્ર ઘોષ, ઉપેન્દ્ર બેનરજી, ઉલ્લાસકર વગેરે બોમ્બવાદીઓની આત્મકથાઓનો સમાવેશ થઇ જાય છે. બદમાશ બારીસાહેબ પોતાને પરમેશ્વર માની કેદીઓને જાતજાતની કેટલી હેરાનગતી આપતો, કેદીઓ હડતાલે જતાં, ભૂખમરો વેઠતા, ખડી હાથકડીએ લટકતા, લોહીના કોગળા કરતા, એ બધું બ્રિટીશ અમલ વિષે આપણી આંખ ઉઘાડી દે

તેવું છે. સુંદર, સરળ ભાષા અને રસિક શૈલી. કિ. રૂપિયો દોઢ.

**પંજાબનું પ્રચંડ કાવતરૂં:** ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં બંગાળાના અને પંજાબના જુવાનોએ મળી બ્રિટીશ સલ્તનતને ઉથલાવી પાડવા મોટી તરકીબ રચી હતી. ઠેરઠેર લશ્કરને ફોડી નાખ્યું. રાષ્ટ્રીય લશ્કર માટે પાટલૂનો સિંવાઇ. વાવટો થયો. ૭ ૭ ફુટ ઉંચા શીખો તૈયાર થયા. ત્યાં તો—એક પેટભરા જાસુસેં બધો ભેદ ફોડી નાંખ્યો. બધા પકડાયા........ફરી પ્રયત્ન કર્યો........ પણ ફેઇલ. એ અદ્‌ભુત કહાણી આજે પણ કાકોરીની જેલમાં સડતા ક્રાન્તિવીર શચીન્દ્રનાથ સાન્યાલના પોતાના શબ્દોમાં વાંચો કિં. રૂા. ૧ાા.

**બંગાળાનો બળવો:** મહાન જગત જંગ વેળા હિન્દને મુક્ત કરવા માટે યુરોપમાં વસતા હિન્દી ક્રાન્તિવીરોએ જર્મન સમ્રાટ કયસર સાથે મળીને કરેલા અદ્‌ભુત પ્રયાસની કહાણી. જર્મનીએ આપેલી ૫૦ લાખની લોન, અફઘાનીસ્તાન ગયેલું 'ડેપ્યુટેશન, અનવરપાશાનું વચન, × × × × તો આજે હિન્દના નકશાનો રંગ જુદો હોત—વગેરે વગેરે હકીકતોનું ધ્યાન ચોપડીમાં વાંચી લેવું. અહિં નહિ અપાય. કિં. રૂા. ૧ાા સ્વામી વિવેકાનંદના ભાઇ ડૉ. ભૂપેન્દ્રનાથ દત્તે આ ચોપડી લખેલી છે.

**હાય આસામ !:** આસામના ચ્હાના બગીચાઓની દિવાલો પાછળ ગોરા સાહેબો અને તેમના સાગ્રીત કાળા મુકાદમો કેવા કેવા જુલમો કરે છે, તેનું જીવતુંજાગતું સાચું ચિત્ર ગિરીશ નામનો નાસી આવેલો મજૂર આ ચોપડીમાં રજુ કરે છે. ચિત્ર પણ છે. એ કહાણી વાંચી તમારું લોહી ઉકળી જશે. પુષ્કળ આંકડાવાળી સચોટ હકીકતો પણ આપી છે. કિં. રૂા. ૧)

